અંદરના ઉપરણા પરના ચિત્રમાં ભગવાન બુદ્ધની માતા માયારાણીને આવેલા સ્વપ્નનું અર્થઘટન રાજા શુદ્ધોધનને કહી સંભળાવતા ત્રણ પંડિતોને આલેખતા શિલ્પની પ્રતિકૃતિ જોવા મળે છે. ચિત્રના નીચેના ભાગમાં પંડિતોના અર્થઘટનને નોંધી લેતો લહિયો નજરે પડે છે. ભારતમાં લેખનકલા અંગેનું આ કદાચ પ્રાચીનતમ ચિત્રાંકન છે.

નાગાર્જુનકોંડા (ઈશુની બીજી સદી)નું શિલ્પ
નેશનલ મ્યુઝિયમ, નવી દિલ્હીના **સૌજન્યથી**

સાહિત્ય અકાદેમી દ્વારા પુરસ્કૃત અસમિયા નવલકથા

# ઇયારુઇંગમ

(પ્રજાનું રાજ)

લેખક

વીરેન્દ્રકુમાર ભટ્ટાચાર્ય

અનુવાદક

ભોળાભાઈ પટેલ



સાહિત્ય અકાદેમી

Iyaruingam (इयारुइंगम):
Gujarati translation by Bholabhai Patel of
Birendra Kumar Bhattacharyya's award-winning novel
Iyaruingam in Assamese,
Sahitya Akademi, New Delhi (1996). Rs. One hundred twenty


First Edition : 1996

**Published by :**
Sahitya Akademi

**Head Office :**
Rabindra Bhavan, 35, Ferozeshah Road, New Delhi 110 001

**Sales Department :**
Basement in 'Swati', Mandir Marg, New Delhi 110 001

**Regional Offices :**
172, M. M. G. S. Marg, Dadar (East), Bombay 400 014
Jeevan Tara, 23A/44X, Diamond Harbour Road, Calcutta 700 053
Guna, 304-305, Anna Salai, Teynampet, Madras 600 018
ADA Rangamandira, 109, J. C. Road, Bangalore 560 002

ISBN 81-7201-877-0

કિંમત : રૂ. 120

**Printed by :**
Image Systems,
1/M National Chambers, Ashram Road, Ahmedabad 380 009

# પ્રાસ્તાવિક

'ઇયારુઈંગમ' લખ્યે આજે લગભગ ત્રણ વર્ષ થયાં હશે. ઘણા સમય પછી હવે તે પ્રકટ થઈ રહી છે. તેનાં કારણોની ચર્ચા અનાઆવશ્યક છે. અધૂરી સ્થિતિમાં પ્રેસમાં તે પડી રહી હતી ત્યારે લૉયર્સ બુક સ્ટૉલના સુહૃદય શ્રી વિચિત્રનારાયણ દત બરુવાએ આગળ આવીને પુસ્તક પ્રકાશિત કરવાની બધી જવાબદારી ઉપાડી લીધી. પુસ્તક પ્રકટ થતાં મન હવે હળવું ફૂલ બને છે.

નવલકથાનાં પાત્રો પૂરેપૂરાં કાલ્પનિક છે. તેમનાં ભાવ, ભાષા, સંવાદ, નામ અને ઘટનાભૂમિ બધાંય મારા મનની સૃષ્ટિ છે. ટાંખુલ નગા પ્રદેશમાં નિવાસ વખતે તેમના વિચિત્ર જીવનની ભીતર પ્રવેશવાનો પ્રયત્ન કર્યો હતો. અંતદૃષ્ટિથી જેટલું જોઈ શકાય તેટલું તે લોકોના અંતર્જગતમાં જોવાનો પ્રયાસ કર્યો હતો. પણ તે કામ મારે માટે ભારે વજનદાર શિલા જેવું હતું, જે હલાવવા છતાં ન હલે. પણ મારું મન જાણે કશાકથી મુગ્ધ થઈ ગયું હતું. એ મોહ આદિમતાનો મોહ નહોતો, તોપણ કેમ જાણે તે આદિમતાની ભીતર મેં માનવજીવનનાં કેટલાંક એવાં ઉપાદાન જોયાં જેની આપણને શોધ હોય છે. ભિન્ન પરિવેશમાં જીવનનાં ભિન્ન રૂપો પ્રકટ થતાં હોય છે. એ સમયે આપણે જીવનના વિશાળ અને ઐતિહાસિક રૂપનો અનુભવ કરીએ છીએ. નગા લોકો પણ મનુષ્યો છે, પણ એક ખાસ પ્રકારના મનુષ્ય છે. તે લોકોના હૃદયના લોહકવચના અંતરાલમાં સનાતન માનવતાનું રૂપ-કુસુમ ખીલેલું છે. તેની સુગંધ મનને આહ્લાદિત કરે છે, સૌંદર્ય ચિત્તને હરી લે છે. સત્ય વિનસ રૂપે આપણી સામે પ્રકટ થાય છે. આ પુસ્તકમાં એ બધાંનો કંઈક આભાસ આપવાનો પ્રયાસ કર્યો છે, કેટલો સફળ થયો છું, તે હું કહી શકતો નથી.

પુસ્તકનું શીર્ષક નક્કી કરતાં અનેક રીતનો દ્વિધાભાવ રહ્યો. છોડી દીધેલાં નામ હવે મનને પરેશાન નથી કરતાં, પણ એક એક નામને મનની ફૂલછાબમાંથી ફેંકી દેવાનું કેટલું અઘરું છે, તેને નામ શોધનારા અને નામ આપનારા જ જાણે છે. નવજાત શિશુનું નામ આપવાનું જેમ કઠણ છે, તેમ નવા પુસ્તકનું પણ.

'ઇયારુઈંગમ' ટાંખુલ નગા બોલીનો શબ્દ છે. કોઈ કોઈ નગા ગૃહસ્થનાં ઘર આગળ એક ખાસ છાયાદાર વૃક્ષ જોવા મળે છે, તે ગૃહસ્થની ખાસ અવસ્થાની ઘોષણા રૂપ હોય છે. મારી નવલકથાને પ્રવેશદ્વારે મેં આ શબ્દ રોપ્યો છે; જે નવલકથાના વિશિષ્ટ પરિવેશનો પરિચય આપશે.

આ પુસ્તક લખતી વખતે અને લખ્યા પછી પણ કેટલાક મિત્રોએ લજામણીના છોડ જેવા મારા મનને સતત ઉત્સાહ આપી સતેજ રાખ્યું છે. એ લોકો માટે મારી અસીમ કૃતજ્ઞતા છે. જરૂરિયાત વખતે જરૂરી વસ્તુ આપવાની ક્ષમતા જેના-તેનામાં હોતી નથી. એ માટે પર્યાપ્ત ત્યાગની આવશ્યકતા હોય છે. જે આ રીતે આપી શકે

છે, તેમનું દાન સામાન્ય હોવા છતાં સ્મરણીય રહે છે. મિત્રો સ્નેહીઓ પાસેથી આ વસ્તુ મને સદા મળતી રહી છે. આશા રાખું છું કે હવે પછી પણ મળતી રહેશે.

વચ્ચે વચ્ચે એક પ્રશ્ન કલમને ધ્રુજાવી દે છે. હું શા માટે લખું છું ? ખરેખર મારી પાસે લખવા જેવું કંઈ છે ? હું કોને માટે લખું છું ? જોકે હું સ્વીકારું છું કે લખવા માટે ખરેખર હું કંઈક ને કંઈક પ્રયોજનનો હંમેશાં અનુભવ કરતો આવ્યો છું. પણ અંતરના સત્યને સુંદર રૂપ આપી બહિર્જગત સામે પ્રસ્તુત કરવાની ક્ષમતા હજી પણ જાણે મારી પાસે નથી, એવું લાગતાં અક્ષમતાના ભાવથી મન સંકોચ પામે છે અને હું અસહાયતા અનુભવું છું. પણ એ સાથે સાથે જ જે લોકો માટે લખું છું એ લોકોનો સ્નેહ, તેમની કૃપા મેળવવા મારું મન આતુર બને છે. જ્યારે એ લોકોનો પ્રતિભાવ જાણવા પામીશ ત્યારે મને સમજવા મળશે કે સત્યને સુંદર રૂપ આપવાની મારી કેટલી શક્તિ છે, અત્યારે તો લાગે છે કે એ શક્તિ મારામાં જરા પણ નથી.

ગુવાહાટી — વીરેન્દ્રકુમાર ભટ્ટાચાર્ય
૭-૧૦-૧૯૯૦

# આ ગુજરાતી અનુવાદ

'ઇયારુઈંગમ' ભારતના પૂર્વાંચલની પહાડીઓમાં વસતી નગા જનજાતિના જીવન પર આધારિત અસમિયા નવલકથા છે. આપણને તે એક દૂરની અલ્પપરિચિત ઘટનાભૂમિ અને ભાવભૂમિમાં લઈ જાય છે. આ પ્રકારની કથામાં અનેક બધા વિશિષ્ટ શબ્દો અને જાતિગત સંદર્ભો આવે તે સ્વાભાવિક છે, પણ અનુવાદકને માટે તે મુંઝવણરૂપ બની રહે. આ સ્થિતિમાં ઇયારુઈંગમનો આ અનુવાદ અધૂરો છોડી દેવાની સ્થિતિ હતી ત્યાં શાંતિનિકેતનના મારા યુવા મિત્ર અસમિયાના અધ્યાપક ડૉ. સુનીલકુમાર દત્ત(રીડર, ગુવાહાટી યુનિવર્સિટી)ની ભારે મદદ મળી અને હવે જ્યારે અનુવાદનું કામ સુચારુ રૂપથી પૂરું થાય છે, ત્યારે ડૉ. સુનીલકુમારનો ઋણ-સ્વીકાર કરતાં આનંદ થાય છે. અન્ય જે મિત્રો પણ આ અનુવાદ કાર્યમાં સહાયરૂપ બન્યા છે, તેમનો પણ આભાર માનું છું.

અમદાવાદ ૧-૧૧-૯૫ — ભોળાભાઈ પટેલ

# 1

ભીની માટીની ગંધ પવન સાથે વહી આવી તેને નાકે લાગી. ઢોલડીમાં તેનું શરીર ઢીલું થઈને પડ્યું હતું. ઈશેવરા બૂટની દોરી બાંધતો હતો. એકાએક તેને ઈશેવરા પર નફરત થઈ આવી. એનો પ્રેમ ઊંડો હોત તો એને આ રીતે શત્રુઓના હાથમાં સોંપીને ન જાત. જયથારના મેદાનમાંથી એને લઈ આવ્યે આજે એક વરસ થવા આવ્યું. આ એક વરસમાં પોતે એને જેટલી વાર પૂછ્યું છે એટલી વાર એણે જવાબ આપ્યો છે કે એ એને કદી છોડીને નહીં જાય. પણ આજે જ્યારે જાપાની લશ્કર જવા માટે તૈયાર થયું છે, ત્યારે એ પોતાનો જ વિચાર કરી રહ્યો છે. એને માટે વિચારવાનો વખત હવે તેની પાસે નથી.

ખાખી પહેરણ પર રાઈફલ મૂકી ઈશેવરા તેની નજીક આવી ઊભો રહ્યો. તેના કપડાંમાંથી આવતી દુર્ગંધ એને નાકે લાગી, એની સાથે એના મનમાં નફરતનો ભાવ વધારે પ્રબળ થઈ આવ્યો. ખુલ્લા બારણામાંથી આવતા અજવાળાને લીધે અંદર બધું બરાબર દેખાતું હતું. શારેંગ્લાએ જોયું કે ઈશેવરાના બે લોભી હોઠ ધીરે ધીરે એના મોઢા પર ઝૂકી રહ્યા છે.

'ઊહું' . . . . . કહી એ સટાક કરતી બેઠી થઈ ગઈ, દેહ પરથી રંગીન ચાદર ખસી જવાથી તેના ખુલ્લા બ્લાઉઝમાંથી લોભાવી રહેલા ગોરાં સ્તન ત્યાં દેખાઈ ગયાં. ઈશેવરા મોઢું નમાવી ત્યાં ચૂમી ભરવા ગયો એટલામાં એકાએક તેના નાક પર આંસુનાં બે ટીપાં પડ્યાં. 'શું થયું, શારેંગ્લા ?' નવાઈ પામી ઈશેવરાએ પૂછ્યું. 'તું પણ બધા સૈનિકો જેવો જ છે, ખરાબ.' આંસુ લૂછતાં લૂછતાં શારેંગ્લાએ કહ્યું.

ડાબા હાથની આંગળીઓથી તેના વીખરાયેલા વાળને પંપાળતાં પંપાળતાં પ્રેમભર્યા શબ્દોમાં એ બોલ્યો, 'પણ હું તો પાછો આવવાનો છું.'

'જૂઠી વાત'. ઈશેવરાના વચનમાં એને વિશ્વાસ ન બેઠો. એણે હળવેથી માથા પરથી તેનો હાથ હટાવી દીધો. આ કપટી પરદેશી સૈનિકનું બાળક એના પેટમાં છે, એ વાત જાણવા છતાં પણ એને છોડી એ જવા તૈયાર થયો છે. પણ તેના દેહને અપવિત્ર કરતી વખતે તો તેણે સ્પષ્ટ વચન આપ્યું હતું કે જન્મોજન્મ તું મારી છે. એ વાત યાદ કરાવવા છતાં એના મનમાં જરા પણ પસ્તાવો થતો નથી. સ્ત્રી કરતાં રાજા હિરોહિતોનો હુકમ મોટો છે. જો એ જ સાચો હોય તો શા માટે તેની સાથે આવું છળકપટ ? સ્ત્રીઓનાં દેહમન કંઈ સૈનિકોને રમવાની વસ્તુ નથી !

ઈશેવરા નિરાશ થઈ લાકડાના પૂતળાની જેમ થોડી વાર ચૂપ ઊભો રહ્યો. પછી બોલ્યો, 'હું અહીં રહીશ તો તેઓ મને કૂતરાને મોતે મારી નાખશે.'

'કોણ ?'

'ગોરા અંગ્રેજ સાહેબો. એટલે રહી પડવાથી લાભ નથી.'

આ વખતે શારેંગ્લાને તેની વાત પર વિશ્વાસ બેઠો. 'તો તો ચાલ આપણે ભાગી જઈએ.'

માથું ધુણાવી ઈશેવરાએ જવાબ આપ્યો, 'એમાં પણ લાભ નથી. તારા નગા લોકો જ મને પકડાવી દેશે.'

શારેંગ્લા એ માનવા તૈયાર નહોતી. એણે કહ્યું, 'નહિ પકડાવી દે.'

ઈશેવરાએ જવાબ આપ્યો, 'તને લડાઈની વાત જરાય ખબર નથી. આજ જો હું જાઉં તો કદાચ થોડા દહાડા તો જીવવાની આશા છે, પણ નહિ જાઉં તો આજે જ માર્યો જઈશ. શારેંગ્લાને થયું કે યુદ્ધ વિશે પોતે ઘણું જાણે છે, એવું તેને હતું પણ તે ખરેખર ઘણું ઓછું જાણે છે. તો યે ભોળપણથી કહ્યું, 'તું આ રાઈફલ બાઈફલ બધું ફેંકી દે તો . . . ?'

એકાએક દૂરથી સેનાનાયકની બૂમ સંભળાઈ - 'ઈશેવરા !' 'તેનો બોલાવો આવી ગયો છે.' ઈશેવરાનું મોં ફિક્કું પડી ગયું. 'જો નહિ જાઉં તો આ જ મને મારી નાખશે.'

શારેંગ્લાનું શરીર થર થર કરતું ધ્રૂજવા લાગ્યું. મહાપરાણે આગળ આવી શરીરનું તમામ જોર એકઠું કરી, ઈશેવરાને પકડીને બોલી, 'હું તને ક્યાંય જવા નહિ દઉં ?'

ઈશેવરાનું મોઢું ધોળું પૂણી જેવું થઈ ગયું. લાચારીથી શારેંગ્લાના મોં સામુ જોઈ બોલ્યો, 'હું પાછો આવીશ.' હવે વધારે મોડું થશે તો પેલો અહીં આવી પહોંચશે.'

શારેંગ્લાના બન્ને હાથ શિથિલ બની ગયા અને ધીરે ધીરે એના દેહ પરથી સરી પડ્યા. આખી દુનિયા અર્થહીન શૂન્યતાથી ભરાઈ ગઈ. જાતને સંયમિત કરી ઈશેવરાએ ધીરે ધીરે તેને પોતા ભણી ખેંચી દૃઢ આલિંગન આપ્યું. થોડી વાર માટે શારેંગ્લાની છાતીનો અશાન્ત હાહાકાર તેના બળતા હૃદયમાં જાણે ખાખ થઈ ગયો. ક્યાંક એક ચાતકનો અવાજ સંભળાયો. ઘરને ખૂણે સુવ્વરનાં ભૂખ્યાં બચ્ચાં ભૂખથી ચિચિયારી પાડવા લાગ્યાં.

ઈશેવરાને લાગ્યું કે તે એકદમ એકલો છે. શારેંગ્લા ઠંડા બરફના ખંડની જેમ એના શરીરને વળગીને રહી હતી. કાળ અને બ્રહ્માંડ જાણે જડ બની ગયાં હતાં.

એકાએક બહાર એકાકી પાઇનની ડાળીઓમાં પવનનો સૂસવાટ સંભળાયો. પવનના એ અવાજ સાથે એક કરુણ સૂર ઈશેવરાને કાને વહી આવ્યો. શારેંગ્લાને પોતાથી અળગી કરી એણે વિસ્મયથી બહારની બાજુ જોયું. એ જ વખતે ભુહ્ ભુહ્ કરતો વફાદાર કૂતરો આબેઈ અંદર આવી પહોંચ્યો. કૂતરો એના આગળના પગના નખથી ઈશેવરાના બૂટ પર નહોર ભરતો મોઢા સામે જોઈ જાણે વિનંતીના સ્વરે કશું કહેવા માંગતો હતો. ઈશેવરા એકદમ સાવધ થઈ ગયો. મનને સંયત કરી આબેઈ પર

નજર રાખી શારેંગ્લા તરફ જોયા વિના જ બોલ્યો; 'હું હવે નહિ રોકાઈ શકું. એ લોકો આવી પહોંચ્યા છે.'

ઈશેવરાના સાન્નિધ્યમાં પોતાને ભૂલી ગયેલી શારેંગ્લા એનો ઇશારો સમજી શકી નહિ. એણે પ્રશ્ન કર્યો, 'કોણ ?'

'ગોરા સિપાઈઓ.'

ભયથી કું... કું... કરતાં આબેઈના મોઢા તરફ જોતાં બીકથી શારેંગ્લાનું મોં કાળું થઈ ગયું. આબેઈ માઠા સમાચાર લાવ્યો છે — તેઓ જરૂર આવી પહોંચ્યા છે. કશુંય બોલ્યા વિના એ પવનમાં ઝૂલતા પાઈનનાં પાંદડા તરફ ઉદાસ નજરે તાકી રહી.

એક વાર પણ શારેંગ્લા તરફ જોયા વિના ઈશેવરાએ કહ્યું, 'આબેઈ તારી સાથે જ રહેશે, અને ....' બીજી જ ક્ષણે કોળાની જેમ વધતા જતા શારેંગ્લાના પેટ પર નજર પડતાં તે ચૂપ થઈ ગયો. પિતાની જવાબદારી તરછોડવાના અભિશાપથી તેનો વિવેક•ઊંડી વેદનાથી ધ્રૂજી ઊઠ્યો. પણ યુદ્ધ કોઈ નિયમ માનતું નથી. જાતને કાબૂમાં રાખી તે બોલ્યો, 'હું પાછો આવીશ. પૃથ્વી પર લડાઈ કંઈ બધો વખત ચાલતી નથી. આબેઈને તારી પાસે મૂકી જાઉં છું.'

માલિકના નિર્ણયથી દુઃખી આબેઈ પૂંછડી હલાવતો હલાવતો તેના બન્ને પગ વચ્ચે મોઢું રાખી જાણે વિનંતી કરતો હતો. શારેંગ્લાને મનમાં થયું કે પેટમાં રહેલા સંતાનને બાદ કરતાં ઈશેવરાની કોઈ પણ વસ્તુ એની પાસે રહેવા માંગતી નથી. ભાગ્યે તેમની વચ્ચે વિચ્છેદ નિર્માો છે. 'આબેઈને તારી સાથે જ લઈ જા.' — એમ નિર્વિકાર ભાવે બોલી ધીમેથી મોઢું ફેરવી લઈ આંખમાંથી વહી આવેલાં આંસુ કપડાંથી લૂછી નાખ્યાં. પછી એક અપૂર્વ આત્મવિશ્વાસથી તેની પાસે ઊભા રહી શક્ય એટલા સહજ ભાવે બોલી, 'જા, હવે મોડું કરીશ નહિ. મારે કપાળે જે લખ્યું છે, તે થશે.'

ઈશેવરાએ જોયું કે એક ક્ષણનો પણ વિલંબ આફત સમાન છે. એક વાર કરુણ નજરે એના તરફ જોઈ ચુપચાપ બારણેથી નીકળી અદૃશ્ય થઈ ગયો. બારણા તરફ જોયા વિના જાત પર કાબૂ મેળવી શારેંગ્લાએ બુઝાઈ જતા ચૂલામાં દેવતા પેટાવ્યો. એ પછી ડુક્કર માટે ખાણ તૈયાર કરવા એઠાં ભાત અને શાકભાજીથી ભરેલો ડબ્બો ચૂલા પર ચડાવી દીધો.

થોડી વાર પછી ડુક્કરનું ખાણ સીઝવા લાગ્યું. ખાણની ગંધથી કેટલાંક ડુક્કર બારણા આગળ આવીને ચિત્કારવા લાગ્યાં. શારેંગ્લાના મનમાં પણ વિષાદની રાગિણી બજતી હતી. પણ ક્રૂર નિયતિ સમક્ષ આત્મસમર્પણ કરતાં જાણે એક અદ્ભુત શક્તિ એનામાં એકાએક આવી. એકલપણાની તીવ્ર અનુભૂતિ વચ્ચે પણ માનસિક દૃઢતાથી શારેંગ્લાએ નિયતિ સાથે ગોઠવી લેવાનું નક્કી કર્યું. પરદેશીના હાથે બંદીની બની તે નારી જીવનની સૌથી મોટી સંપત્તિ ખોઈ બેઠી છે. હવેથી તે પતિત છે ભલે લાચારીથી પણ છેવટે તો એણે ઈશેવરાને પોતાના પતિ તરીકે મનોમન સ્વીકાર્યો હતો. હવે બીજા પતિનો એ વિચાર કરી શકે એમ નથી. પણ એ આજે એને છોડીને ગયો.

એનો એ અપરાધ માફ કરાય એવો નથી. એ ઈશેવરાને કાઢી ક્ષમા કરી શકશે પણ નહિ.

ડુક્કર ચપ્ ચપ્ કરતાં ખાતાં હતાં, એટલામાં દક્ષિણ દિશાએથી આખા આકાશને ભરી દેતાં બામ્બર વિમાનો ઊડી આવતાં દેખાયાં. ભયથી બૂમ પાડી દાણ નીરવાની કડછી ફેંકી દઈ એ શેલ્ટર ભણી દોડી. શેલ્ટરમાં પ્રવેશ કરી હાંફતાં હાંફતાં ડોક જરા ઊંચી કરી જોયું તો કાને ધાક પડે એવા ધડાકાથી આખું ગામ જાણે બળીને ખાખ થઈ રહ્યું છે. તેનું માથું ભમવા લાગ્યું. એ પછી આંખ સામે આખી પૃથ્વી ચક્કર ચક્કર ફરવા લાગી. બૉમ્બના ધડાકાઓ વચ્ચે એ બેભાન થઈ ગઈ.

જ્યારે તેણે આંખ ઉઘાડી ત્યાર એને નાકે જંગલી ગુલાબની સુવાસ આવતી હતી. બે હાથ દૂર કેટલાંક ગુલાબનાં ફૂલ સુગંધ સુગંધ વેરી રહ્યાં હતાં. આખા પરિવેશમાં ગુલાબના છોડની પેલી બાજુએ એક ટેકરી હતી. એ ટેકરીને અડીને જ જાણે હાથ પહોંચે એટલે જ દૂર સવારનું સ્વચ્છ, શાંત આકાશ હતું. થોડી વાર પહેલાં બૉમ્બના ધડાકા સંભળાતા હતા. અત્યારે નીરવ છે. તેમ છતાં શારેંગ્લાના માથામાં એક ઝણઝણાટી થતી હતી. આખે મોંઢે જાણે ઠંડક હતી. જાણે અનેક દિવસોથી ઝંખેલી શાંતિ આ ક્ષણે તેના મનમાં વ્યાપ્ત હતી.

ડાબી બાજુનાં રસ્તા પાસેની ઝાડીમાં કશોક સળવળાટ સંભળાયો. આશ્ચર્યથી તે બેઠી થઈ. જોયું તો એક ડુક્કર નિશ્ચિંતતાથી માટી ખોદી ખાડો કરતું હતું. આંખ ફેરવી માથા તરફ જોતાં તે એકદમ ચીસ પાડી ઊઠી. કોઈનો મોટો ઓવરકોટ પડ્યો હતો. ત્યારે એને ખ્યાલ આવ્યો કે તે પોતે થઈને અહીં આવી નથી. એરરેડ સેન્ટરમાં પ્રવેશ કર્યા પછી તેને કશું ભાન નહોતું, આ ઠંડા નરમ ઘાસ ઉપર કોણે એને લાવીને સુવાડી છે !

આ વખતે તે ઊઠીને ઊભી થઈ. ધીરે ધીરે કેટલાંક ડગલાં ભરી ગુલાબના છોડ પાસે ઊભા રહી ફૂલ પર હાથ ફેરવી લાડ કરવા લાગી. એક ભમરાને એક કરમાયેલા ફૂલની ચારે બાજુએ હતાશ થઈને વારંવાર ઊડતો જોઈ તેનું મન કશાક અજ્ઞાત કારણથી આર્દ્ર થઈ ઊઠ્યું. ઉગમણી બાજુએ વાદળાં ચીરીને સૂર્ય બહાર નીકળ્યો હતો. જંગલમાં રસ્તો શોધતા કોઈ શિકારીની જેમ સૂર્યના ધોળા મોં પર એવી શોધતી નજર હતી. એ જાણે ઈશેવરાના દેશમાંથી શારેંગ્લાના દેશમાં આવી પહોંચ્યો હતો. ઈશેવરાની યાદ આવતાં જ એનું અંતર કંપી ઊઠ્યું. આજે ઈશેવરાના વ્યવહારથી તે દુ:ખી થઈ હતી. અંતરના ઊંડાણમાં એના પ્રત્યે એક ઘૃણાનો ભાવ પ્રકટ થઈ ગયો.

એકાએક તેને જાણવાની ઇચ્છા થઈ કે અંગ્રેજ સિપાઈઓ ખરેખર આવ્યા છે કે નહિ. વળી ગામને કેટલું નુકસાન થયું છે, અને કોણ એને આ ટેકરી પાસે લઈ આવ્યું છે. એકદમ લાચારીથી તે વ્યાકુળ બની ગઈ. બીતી બીતી ધીમે ધીમે ડગલાં ભરતી તે ટેકરી પર ચડી ગઈ.

ટેકરી પરથી પહેલું જ એની નજરે પડતું ગિરજાઘર ગિરજાનું શિખર જ્વાળાઓમાં લપેટાયેલું હતું. આજે પૂરા એક વર્ષ પછી એણે ચર્ચ જોયું. આટલા દિવસ સુધી ઈશેવરાની મનાને લીધે એ નક્કી કરેલી જગ્યાએથી ક્યાંય બહાર ગઈ નહોતી. સળગતા ગિરજાઘરને જોઈને તેનું મન ભાંગી પડ્યું. એકાએક ઘૂંટણીએ પડી એ પ્રાર્થના કરવા લાગી, 'ભગવાન, મને થોડી શાંતિ આપ.' પણ બીજી જ ક્ષણે એને થયું કે આ પ્રાર્થના કેટલી અર્થહીન છે. ભગવાન કરતાંય મોટી અને ભયંકર એક શક્તિ આ પૃથ્વી પર છે. જે શક્તિના બળે એક મનુષ્ય બીજા મનુષ્યને ડુક્કરની જેમ હણી નાખે છે, અને એને હણીને તૃપ્તિ અનુભવે છે. એક દિવસે માણસે જ આ ચર્ચ બનાવ્યું હતું અને એજ માણસે એને ભસ્મીભૂત કરી નાખ્યું. ઈશ્વર જો ખરેખર હોત તો શું આવી મૃત્યુલીલા અને વિનાશનું તાંડવ એ સહી શક્યો હોત !

તે ઊભી થઈ. ગામનાં ઘર હજી પણ ધધક ધધક બળતાં હતાં. દરેક ટેકરી પરથી ધુમાડાના ગોટેગોટા ઊંચે ચઢતા હતા. લાલ લાલ અંગારા ધીમે ધીમે બળતા હતા. તે જે ટેકરી પર ઊભી હતી ત્યાં એક પંખી ગરમ પવનમાં તરફડિયું ખાઈને પડ્યું. બચી ગયેલા કૂતરા અને ડુક્કર દૂર ભાગી ગયાં હતાં. તેનાં ડુક્કરોનું શું થયું, શી ખબર !

આકાશ એ વખતે શાંત હતું. વાદળ નહોતાં. દક્ષિણ તરફ નજર કરી શારેંગ્લાએ જોયું કે શિરઈ ગામ હજી બળી રહ્યું છે. તેના ગામ ટાંખુલમાં તો કંઈ બચ્યું લાગતું નથી. કેટલાક લોકો નિરાધાર થઈ ગયાં હશે એની કશી ખબર નથી. કેટલાક લોકો વાતો કરતા સાંભળતાં એણે નીચે જોયું. નાજેક, ગાઠિંખુઈ અને રિશાંગ એના તરફ જોઈ કશીક વાત કરતા હતા. એક વરસથી એણે આ ગામના માણસોનું મોં જોયું નહોતું. એમણે જંગલમાં ઘર બનાવ્યાં છે એવું એણે સાંભળ્યું હતું. પણ કોઈને મળવાનો પ્રસંગ સાંપડ્યો નહોતો. એ લોકો શું એનો પહેલાની જેમ સ્વીકાર કરશે ? લડાઈ પહેલાં ગામનાં બધાં લોકો એને 'ગામનું ગુલાબ' કહેતા. આજે તે 'મરી' ગઈ છે. જાપાની સિપાઈએ તેના દેહને અપવિત્ર કર્યો છે. આ કલંકને લીધે હવે તે ગામની પ્રભાવશાળી સુંદર 'કન્યા' નથી. એ પાપી છે, કલંકિની છે, પતિત છે. આ જાતનું અર્થહીન શૂન્ય જીવન જીવવા કરતાં પોતે પણ બામ્બમારામાં કેમ મરી ના ગઈ, ભગવાન !

તે ત્યાં જ ઊભી રહી. નાજેક ગાઠિખુઈ અને રિશાંગ સાથે વાત પૂરી કરી જે રસ્તે આવ્યા હતા, તે રસ્તે ચાલ્યા ગયા. ઝાડી પાસે મૂકેલો ઓવરકોટ પહેરી, રાઈફલ ખભે મૂકી રિશાંગ ધીમે પગલે તેની પાસે આવ્યો. રિશાંગના વાળ લાલ અને આંખો બતકનાં ઈંડાં જેવી પીળાશ પડતી દેખાતી હતી. એના બંને લમણાં પર થોડી થોથર ચડી હોવાથી એની યુવાની કૃશ દેખાતી હતી. રાઈફલ ઉપાડી ઉપાડીને એનો જમણો હાથ બરછટ બની ગયો હતો. પાસે આવીને શારેંગ્લાને માથાથી પગ પર્યંત જોઈ એણે પૂછ્યું, 'સાંભળ્યું છે કે તું એક જાપાની સાથે રહી હતી !' દ્વિરુક્તિ કર્યા વિના શારેંગ્લાએ માથું હલાવી કહ્યું, 'હા !, ન્યાયાધીશ સામે ગુનેગાર જેમ ઢીલો બની

જાય એમ રિશાંગના તીક્ષ્ણ અને સીધા પ્રશ્નથી તે મનોમન નાનમ અનુભવી રહી.

'નાજેક અને ગાઠિંખુઈ પાસેથી મેં બધું સાંભળ્યું છે !' 'ખરેખર !' નવાઈથી એણે પૂછ્યું, 'એમને કેવી રીતે ખબર પડી !'

'મારા ગામના બધા માણસોને તારી કલંકકથાની બધી ખબર પડી છે !'

શારેંગ્લા ચૂપ રહી. પોતે અપરાધી છે એ બાબતમાં એને સંદેહ નહોતો. આ બાબતમાં ચર્ચા કરવાનો પણ કશો અર્થ નહોતો. તે બહુ પહેલેથી સમજી ગઈ છે કે સમાજ હવે તેનો સ્વીકાર નહિ કરે. પણ તેઓ તેને પતિતા તરીકે કોઈના આશ્રયે રહેવા દેશે કે નહિ, એ જ મૂળ પ્રશ્ન હતો. પણ રિશાંગના મોઢા સામે જોતાં એ પ્રશ્ન કરવાની હિંમત થઈ નહિ.

રિશાંગના કપાળે કરચલીઓ પડી અને પછી એને હૈયેથી મોટો નિસાસો નીકળ્યો. અવાક્ બની શારેંગ્લાએ પોતાના તરફ જોયું. એનો આંખમાં કે મોંઢા પર કઠોરતાનો કોઈ ભાવ નહોતો, હતો એક અબૂઝ વિષાદ. એ શારેંગ્લા તરફ ઉદાસ નજરથી જોતો હતો. શારેંગ્લાની બંને આંખો ઊંડી ઊતરી ગઈ છે, બંને ગાલ ફિક્કા પડી ગયા છે, છાતીના બન્ને સ્તન નમી પડ્યાં છે, અને પેટ તંગ થઈ ગયું છે. કોઈ અજાણ્યા શત્રુ સૈનિકના સંતાનનો ભાર તે વહન કરી રહી છે, એ બાબતમાં એને હવે સંદેહ રહ્યો નહિ. પણ શારેંગ્લા પ્રત્યે બચપણથી એને એટલો બધો સ્નેહ અને શ્રધ્ધા હતાં કે આજે તેને કોઈ અજ્ઞાત પરપુરુષની કામિની અને ગર્ભવતી તરીકે જોવાનું એને માટે અઘરું થઈ પડ્યું. ઇર્ષ્યા નહિ, પણ એક પ્રકારની ઘૃણાએ એ બંનેના આશૈશવ પ્રેમ વચ્ચે એક દીવાલ ચણી દીધી. મનથી રિશાંગ એને ક્ષમા કરી શક્યો નહિ. આ અવસ્થામાં પડ્યા કરતાં એણે આત્મહત્યા કરી હોત તો કદાચ તેનું નૈતિક અભિમાન અક્ષુણ્ણ રહેત.

શારેંગ્લાએ તેના અવાંછિત ભાગ્યને સહજભાવે, સ્વીકારી લીધું હતું. પોતાની ઇચ્છાવિરુદ્ધ એક વખતે એક અજાણ્યા સૈનિકને ભલે લાચારીથી પોતાના પતિ તરીકે સ્વીકારવો પડ્યો હોય પણ, હવે એ ગમેતેટલો અપાત્ર કેમ ન હોય, હંમેશને માટે એને પતિ તરીકે સ્વીકાર્યા વિના કોઈ ઉપાય નથી. હવે તો તેને વેશ્યાનું જીવન ન જીવવું પડે એ જ એનું મોટું ભાગ્ય. પણ ગ્રામીણ સમાજ એને એટલી પણ તક આપશે ? તેના ઉદાસ અને પશ્ચાતાપ ભરેલા ચહેરા સામે જોઈને રિશાંગને એકાએક મનમાં થયું કે પાપી પ્રત્યે ઘૃણા કરવાથી લાભ નથી — ઈશુ આખું જીવન આજ વાત શીખવી ગયા છે. 'પાપી પ્રત્યે સહાનુભૂતિ દાખવો, પાપ પ્રત્યે નહિ'. થોડી વાર પહેલાં ગાઠિંખુઈએ પણ આ જ વાત કરી હતી. પરધર્મી હોવા છતાં તેઓમાં આટલી વિવેકબુદ્ધિ છે. તેમણે શારેંગ્લાને *ગાભરુચાંગમાં રાખવાની વ્યવસ્થા કરવા કહ્યું હતું. અવશ્ય નાજેક એને પાપી તરીકે ગામ બહાર કાઢી મૂકવાના પક્ષના હતા. પણ તેનું પરિણામ શું આવે ? શારેંગ્લા શું વેશ્યા બનશે ? ગોરા સિપાહીઓને આવવામાં કલાકથી વધારે મોડું થવાનું નથી. તેઓ કેવા તો સ્ત્રીભૂખ્યા છે, તે તો આ એક

*ગાભરુંચાંગ = ગામની કુંવારી કન્યાઓને સમૂહમાં રહેવાનો આવાસ, ગાભરું = કન્યા.

વરસમાં એણે જોઈ લીધું છે. યુદ્ધના નૃશંસ હત્યાકાંડ વચ્ચે સૈનિકોની માનવતા મરી પરવારે છે. દારુ અને સ્ત્રીમાં એઓ પોતાનાં દુઃખ અને વિષાદ ભૂલવા માગે છે. એ પશુઓની લાલસાની આગમાં તેની આશૈશવ પ્રેમપાત્ર બળી મરે એ શું પોતાથી સહી શકાશે ? એ એને ગાભરુચાંગમાં મૂકી આવશે.

રિશાંગ અને શારેંગ્લા થોડી વાર પોતપોતાના મનમાં ડૂબી ગયાં. પણ પછી આ નીરવતા શારેંગ્લા માટે અસહ્ય થઈ પડી. એક આશ્રય માટે તેનું અંતર વ્યાકુળ બની ગયું હતું. પૂછું પૂછું કરતાં પણ તેના મનનો ભાવ પ્રગટ કરી શકી નહિ, માત્ર એટલું જ બોલી શકી, 'રિશાંગ —' જાણે એ સંબોધન જ એના મનમાં બધા પ્રશ્નોનું એક માત્ર મૂર્તરૂપ ન હોય !

તેના અવાજના આવેગની વિહ્વળતામાં જ આશ્રય માટેની વ્યાકુળતા પ્રકટી ઊઠી. રિશાંગ તેને તરત જ સમજી ગયો અને બોલ્યો, 'ચાલ એ લોકો તને આશરો આપશે.'

'આપશે ?' એ બોલી. જાણે થોડો આશરો મળે એ પણ આજે તેને માટે પૃથ્વી પરનું મોટું વિસ્મય હતું.

'આપશે. ગાઠિંખુઈએ તને ગાભરુચાંગમાં લઈ જવા કહ્યું છે. ગાઠિંખુઈ ગામનો મુખી છે. તેના શબ્દોનું વજન છે. હવે તે આશ્વસ્ત બની. 'હવે હું સારી બનીશ, ખરેખર સારી બનીશ' — જાણે કોઈ એક ભગીરથે તેની અવરુદ્ધ આકાંક્ષાની ગંગાને મુક્ત કરી હતી.

રિશાંગ શાંત રહ્યો. શારેંગ્લાની વ્યાકુળ ઇચ્છામાં કોઈ અસ્વાભાવિકતા ન હતી. પરંતુ એક જાતની બાંહેધરી હતી. સમાજની વચ્ચે એકલા થઈને રહેવું એ કંઈ નાની વાત નહોતી.

રિશાંગે કહ્યું, 'ચાલ'.

શારેંગ્લાએ રિશાંગની પાછળ પાછળ ડગ ભર્યાં.

તેઓ મુખ્ય રસ્તો છોડીને લપસણી લાલ માટીવાળી કેડીએ થઈને જતાં હતાં. સાંકડે રસ્તે તેઓ બંને એકબીજાને ઘસાઈને ચાલતાં હતાં. બંને બાજુ ખરેલાં નવાં પાંદડાં પર પગ પડતાં મીઠો શબ્દ આવતો હતો. હિલોળા ખાતાં જંગલી ઓર્કિડ (કપો) ફૂલની પાંખડીઓને હળવો ધક્કો લાગતાં શારેંગ્લાના ગોરા હાથ પર એક ટીપું શ્વેત ઝાકળ ઝરી પડ્યું. હાથ ભીનો થઈ ગયો. જરા ઊભા રહીને તેણે એ ઓર્કિડ તોડી લીધું.

કોમળ લાલ અને ધોળા રંગની મિશ્ર પાંખડીઓ પર હાથ ફેરવતાં એકાએક ચૂમી ભરી લીધી. ચુંબનના અવાજથી નવાઈ પામી રિશાંગ તેના તરફ જોતો ઊભો રહી ગયો. 'એ પાંખડીઓ જાણે કુંવારી કન્યા છે,' રિશાંગે હસીને કહ્યું. શારેંગ્લાએ પણ નવાઈ પામી રિશાંગ તરફ મોં ફેરવી જવાબ આપ્યો, 'આપણે નાનાં હતાં ત્યારે ઓર્કિડ તોડતાં અને પતંગિયાં પકડતાં તે યાદ આવે છે ?'

'મને તો યાદ છે, તું જ ભૂલી ગઈ છે !' રિશાંગે પાસે આવી તેના હાથમાં પકડેલા ફૂલની સુગંધ લીધી. એક સજીવ સુગંધથી તેનું મન પ્રફુલ્લિત થઈ ગયું.

રિશાંગે મોં ઊંચું કરી તેની તરફ જોયું. એના મોઢા પર હવે શૈશવકાળની પેલી સજીવતા નહોતી. યૌવનની માધુરી જાણે એ ખોઈ બેઠી છે. તોપણ ઓર્કિડ પકડેલી આંગળીઓમાં એક એવો અનુપમ જાદુ હજી છે કે એથી પહેલાંની જેમ જ એ ફૂલને પણ પ્રફુલ્લિત કરે છે.

ઉપર જોતાં ગાઢ લીલાં પાઈનનાં પાંદડાં વચ્ચેથી થોડું થોડું આકાશ દેખાતું હતું. એકાએક એક કોકિલે કુહૂ કુહૂ કરી આકાશને ઉન્મત્ત કરી મૂક્યું. પાઈનનાં પાંદડાં માર્ગ ભૂલ્યા પવનના સ્પર્શથી થરથર કરતાં કંપી ઊઠ્યાં. રિશાંગ પરમ વિસ્મયથી ઉપર ભણી જોઈ રહ્યો.

શારેંગ્લા વિચારતી હતી કે તોડેલું ઓર્કિડ રિશાંગને આપે. પણ પોતે તો હવે પતિત છે ! સંકોચ અને દ્વિધામાં તેના હાથમાં રહેલું ઓર્કિડ નીચે પડી ગયું.

થોડે દૂર ઝાડી પાછળથી પડેલા એક ટૂટેલા માળામાં એક મરેલા પંખી તરફ જોઈ રિશાંગ દુઃખભર્યા અવાજમાં બોલી ઊઠ્યો - 'જો, જો બિચારું કેવું તો પડ્યું છે !'

ધ્યાનથી જોતાં દેખાયું કે, માળાની અંદર હજી પણ પંખીનું એક બચ્ચું ચીં ચીં કરે છે. દોડી દઈ શારેંગ્લાએ માળો ઉપાડી લીધો. અને બચ્ચાને છાતી પાસે ધરી ચુમકારવા લાગી. રિશાંગ કંઈ બોલી શક્યો નહિ. તેની છાતી જાણે એક ભારે અસહ્ય વેદનાથી ભરાઈ ગઈ. તેણે અનુભવ કર્યો કે જીવન કેટલું વિચિત્ર અને કેટલું કઠોર છે.

એકાએક તેના મનમાં થયું કે ઉપેક્ષિત પડી રહેલા સજીવ ઓર્કિડની પાંખડીઓ ઝાકળથી ભીની થઈ ગઈ છે. ફૂલ ઉપાડી લેવાની એની હિંમત થઈ નહિ.

આકાશ વાદળોથી છવાઈ ગયું. એક વાદળું આવી માથાં ઉપર રહેલા પાઈનનાં પાંદડાં વચ્ચે સફેદ ધુમાડાની જેમ છિન્નવિછિન્ન થઈ સમાઈ ગયું, જાણે મરઘીનાં નાના બચ્ચાં માની પાંખો નીચે હૂંફ લેવા માટે ધૂસ્ ધૂસ્ કરતાં પેસવા જતાં ન હોય.

# 2

ઘણા દિવસો પછી ગામના માણસોની સાથે રહેવાનું મળતાં શારેંગ્લાના હૃદયનાં બંધ દ્વાર જાણે ખુલી ગયાં. જાપાની લશ્કરે ગામ પર કબજો જમાવ્યા પછી તેને ગામની કંઈ ખબર મળી નહોતી. ગામના લોકો પણ થોડે દૂર સહીસલામત સ્થળે રહેવા ભાગી ગયા હતા. ઘણાએ આ તરફનું જંગલ સાફ કરીને રહેવા માટે આવાસ તૈયાર કર્યા હતા. આ આવાસ એટલે નાની ઝૂંપડીઓ. તેની એક તરફ ગાભરુચાંગ હતું અને બીજામાં બધાં પરણેલાંને ભેગાં રહેવા દેવામાં આવ્યાં હતાં. રાંધવાનાં હાંલ્લાં પણ એટલાં ઓછાં હતાં કે દરેક કુટુંબને માંડ એક એક મળી શક્યું. ગામ આખાના ચોખા એક જ કોઠારમાં રાખી પછી તેમાંથી વહેંચણી કરવાની જવાબદારી ગામના મુખી ઉપર નાખવામાં આવી હતી. ગઈ સાલ ગામના લોકો પોતાના ખેતરોની પૂરી ફસલ લઈ શક્યા નહોતા. ખેતરોમાંથી અડધા ઉપરાંત ડાંગર લશ્કરના સિપાઈઓ વાઢી ગયા હતા, એ પછી પણ આ એક કોઠાર પર તેમના ડોળા મંડાયા હતા. એટલામાં જાપાની સેનાના સૈનિકો પાછા ફરી ગયા. હવે આ ગોરા સૈનિકો આવી રહ્યા છે. તેઓ હવે શું કરશે, કોને ખબર ! આવા વિચારોથી લોકોને મનમાં બીક પેસી ગઈ છે.

ગાભરુચાંગની કિશોરીઓને બહુ સાવધાનીથી રહેવું પડતું હતું. ઝરણેથી પાણી ભરી આવતાં, ખેતરમાંથી ડાંગર કાપી ઘેર લાવતાં, ઈંધણાં લઈ આવતાં — દરેક વખતે ગામના યુવાનો તેમની રખેવાળી કરતા. બળાત્કાર થવાની બીકથી તેમના ખુલ્લા મુક્ત જીવનને એકદમ સંકુચિત કરી દીધું હતું. જ્યારે રિશાંગ શારેંગ્લાને તેમની વચ્ચે મૂકવા આવ્યો ત્યારે ત્યાં રહેતી બધી નવયુવતીઓ તેને ભારે કુતૂહલથી છતાં અનાદરની નજરે જોતી હતી. પહેલાં તો બધી તેના તરફ દયા કે સહાનુભૂતિથી પણ જવાબ દેતાં ખમચાતી હતી. શારેંગ્લા તેમની અનાદર ભરેલી નજર પર ધ્યાન આપ્યા વિના ચુપચાપ એ લોકોની વચ્ચે રહેવા લાગી. તે ધીરે ધીરે બે-ત્રણ કિશોરીઓની સંવેદના પોતા તરફ વાળવામાં સફળ થઈ. તેમાં એક હતી ગાઠિંખુઈની દીકરી ખુટિંગ્લા. ખુટિંગ્લા પણ તેના તરફ ઘૃણા ભાવ નહોતી રાખતી એવું નથી, પરંતુ એક આકર્ષક પુરુષના પ્રભાવે છેવટે તેને શારેંગ્લા તરફ સહાનુભૂતિ રાખવા બાધ્ય કરી. તે પુરુષ હતો રિશાંગ. રિશાંગ કયા કારણે શારેંગ્લાની આટલી નજીક આવ્યો હતો તેની એને ખબર નહોતી, પણ એટલું તો ચોક્કસ એના મનમાં હતું કે

બંને વચ્ચે કોઈ અનુચિત સંબંધ તો નહોતો. તેને એ વાતની પણ ખબર છે કે જ્યારે એનાં માબાપ રિશાંગની વાત કરે છે ત્યારે એની સાથે શારેંગ્લાના નામનો ઉલ્લેખ હોય છે. કોઈ પણ યુવતી માટે માબાપ દ્વારા ઇચ્છિત લક્ષણવંતા નવયુવકના પ્રભાવથી પોતાને બચાવવાનું કઠણ હોય છે.

ગોરા સૈનિકોને આવી પહોંચ્યાને ચાર દહાડા પછી, નજીકના એક કુટુંબમાં ભોજન કરીને રિશાંગ, શારેંગ્લા અને ખુટિંગ્લા — ત્રણે ગાભરુચાંગ આવી પહોંચ્યાં. પોતાના ગામની બેહાલીની ત્રણે જણ વાત કરતાં હતાં અને ઇચ્છતાં હતાં કે ફરી પાછી મુક્ત શાન્તિ સ્થપાઈ જાય. પણ શાંતિનું આગમન ક્યારે થશે, તે એમાંથી કોઈ કહી શકે એમ નહોતું. પોતા જેવી એક પતિતાના જીવનમાં સ્વાભાવિક જીવન ફરીથી આવવાનું નથી એમ જાણવા છતાંય શારેંગ્લા નિસ્વાર્થભાવે બધાંના કલ્યાણ માટે શાન્તિની કામના કરતી હતી.

રાત ધીરે ધીરે ગાઢ થતી જતી હતી. ચાંદની રાત સામેના ઊંચા મૂંગા પહાડની આંખોમાં જગમગાતી હતી. તેના દેહ પર રહેલી પાઈનવૃક્ષોની ચાદર પવન વારંવાર ઉડાડી લઈ જવા યત્ન કરતો હતો. દૂરના શિબિરમાં થાકી સૈનિકોના કંઠેથી નીકળતાં એકાદ બે ગીતોના શબ્દો પવનમાં વહી આવતા હતા.

જરા પણ અવાજ કર્યા વિના તેમણે બારણું ખોલી ગાભરુચાંગમાં પ્રવેશ કર્યો. થોડી પણ વાર લગાડ્યા વિના રિશાંગ સીધો ચોકિયાતો માટે અલગ રાખવામાં આવેલા ઓરડામાં ગયો અને અંદરથી બારણાં વાસી દીધાં. શારેંગ્લાએ મુખ્ય દરવાજો અંદરથી બંધ કરીને ધીમે ધીમે સળગી રહેલા ચૂલા પર રાખેલા ગરમ પાણી માટેના તપેલામાંથી લાકડાના તાંસળામાં કોકરવરણું પાણી કાઢી પહેલાં ખુટિંગ્લાને પગ ધોવા આપ્યું. ખુટિંગ્લાએ ચુપચાપ પગ ધોયા અને પછી 'તું પણ ધોઈ લે, હું તો સૂવા જાઉં છું' કહી ઊંઘથી ઘેરાયેલી આંખે પથારીમાં પડી. પગ ધોવામાં શારેંગ્લાએ થોડો વખત લીધો. ત્યાં ગામની લગભગ વીસેક યુવતીઓ નાક બોલાવતી ઘસઘસાટ ઊંઘતી હતી, ઊંઘતી ન હોય એવી એક પણ છોકરી નહોતી.

આ બળાત્કાર આદિનો ભોગ નહિ બનેલી નિષ્કલંક અને નચિંત મનથી સૂઈ ગયેલી યુવતીઓની વચ્ચે શારેંગ્લા પોતે એકમાત્ર અપવાદ હતી. એક અજ્ઞાત કુલશીલ પુરુષના સંસર્ગમાં આવી તેણે કુમારિકા અવસ્થાની પવિત્રતા ખોઈ દીધી હતી. આ પવિત્રતા હવે આ જીવનમાં ફરી પાછી મળવાની નહોતી. શારેંગ્લાએ એક ઊંડો નિસાસો નાખ્યો. કેટલોક સમય તે પોતાના ધોયેલા પગને ગરમાવો આપતી રહી. તે પછી પથારીમાં ખુટિંગ્લાની બાજુમાં સૂઈ લાકડાના ઓશિકા પર માથું મૂકી ઊંઘવાનો પ્રયત્ન કરવા લાગી. ક્યારે ઊંઘ આવી ગઈ તેની તેને પોતાને ખબર પણ ન પડી.

ખબર નહિ, કેટલો સમય વીત્યો હશે ત્યાં બારણે એક કૂતરાના ભસવાનો અવાજ સાંભળી ભયથી શારેંગ્લા જાગી બેઠી થઈ ગઈ. થોડી વાર સુધી તે ભસવાનો અવાજ કાન માંડી સાંભળતી રહી. એ પછી ભસવાનો અવાજ બંધ ન થતાં તેણે નછૂટકે ગાઢ ઊંઘમાં પડેલી ખુટિંગ્લાને હલાવી હલાવીને જગાડી. ઊંઘના ઘેનમાં ને ઘેનમાં

ખુટિંગ્લાએ કહ્યું, 'શું થયું છે રે, મૂઈ ?'

'સાંભળે છે, કૂતરાના ભસવાનો અવાજ ? માણસની જેમ બોલે છે.' — શારેંગ્લાએ કહ્યું.

ખુટિંગ્લા પથારીમાં બેઠી થઈ અને આંખો મસળતી બોલી, 'તારું માથું. ઊંઘી જા. ચાંદની જોઈને તે ભસે છે. હમણાં ચૂપ થઈ જશે.'

'ના, ના ખુટિંગ્લા, આ કૂતરો તો કોઈ બ્લડ હાઉન્ડ એટલે કે શિકારી કૂતરો લાગે છે.' ખુટિંગ્લાએ તેમ છતાં તેની વાત પર ધ્યાન આપ્યું નહિ. હવે શારેંગ્લા પોતે જ ઊઠી બારણા સુધી ગઈ અને આગળિયો હટાવી દરવાજો ખોલ્યો. ખુલ્લા દરવાજામાંથી ફરી મૂંગા પહાડો પર શ્વેત ચાદર સુંદર રીતે ચમકી રહી હતી. પવનમાં ફરફરતી એ ચાદરનો આગળનો ભાગ જાણે ઊડીને એકદમ શારેંગ્લાની પાસે આવી ગયો. ત્યાં શારેંગ્લાની આંખો વેગથી અંદર ધસી આવેલા ઊંચા હૃષ્ટપુષ્ટ લબડતા લાંબા કાનવાળા રૂવાંદાર જબ્બર કૂતરા પર પડી. તે એકદમ બી ગઈ. ભારે ડરના માર્યા તેણે એકદમ દરવાજો બંધ કરી દીધો અને ચારે તરફ નજર કરી. ખુટિંગ્લાની ભયત્રસ્ત આંખો સિવાય ઘરમાં બાકી બધાંની આંખો ઊંઘમાં ડૂબેલી છે. ચાલો, બચી ગયાં.

તેણે ધીરે ધીરે ચૂલાનો દેવતાં સંકોરી તેજ કર્યો. ઓરડામાં અજવાળું પથરાઈ ગયું, તે અજવાળામાં તેણે કૂતરા તરફ જોઈ ભયથી ચીસ પાડી, 'આબેઈ તું ?'

આબેઈ માલકણને પગે આળોટતો કું. . . કું. . . કરવા લાગ્યો, શારેંગ્લાએ ઝીણી નજરે તેના આખા શરીરે જોઈ એકાએક નમીને પોતાની હથેળી તેની ડોકે બાંધેલા પટ્ટા પર ફેરવી. કેટલીક ગડીઓ વાળેલા તેમાં બાંધેલા એક લાલ રંગના કાગળને કાઢી દેવતા આગળ બેસી ચુપચાપ વાંચવા માંડી. એ પછી માથા પર હાથ રાખી બેસી પડી. અસાવધાનીને લીધે એની ચાદરને આગ લાગવામાં હતી કે ખુટિંગ્લાએ દોડી આવી તે હટાવી લીધી.

'એકદમ તને શું થયું ?' ખુટિંગ્લાએ પૂછ્યું. એક અજાણ્યા શિકારી કૂતરાના ગળામાંથી નીકળેલી ચિઠ્ઠી વાંચી આમ એકાએક હોશહવાશ ખોઈ બેસવાનું કારણ ન સમજાતાં તેના મનમાં સંદેહ જાગ્યો. કોણ જાણે આ હજી પેલા જાપાનીઓ સાથે સંબંધ રાખી રહી હોય.

જેમતેમ કરી પોતાને સંભાળી લેતાં શારેંગ્લા ઊઠીને ઊભી થઈ અને ખુટિંગ્લાની પાસે આવી કરુણ સ્વરે કહ્યું, 'મારું તો સર્વસ્વ લૂંટાઈ ગયું ખુટિંગ્લા !' શારેંગ્લાએ ફુસફુસાહટના ભયભર્યા સ્વરે એવી રીતે કહ્યું, કે ખુટિંગ્લાને થયું કે આ પાગલ થઈ ગઈ છે. પણ શારેંગ્લાની વાત ધ્યાનથી સાંભળીને તે સમજી ગઈ કે આવી વાત ફુસફુસાહટથી ન કહે તો અહીં સૂતી બધી યુવતીઓની ઊંઘ ઊડી જાય.

'શું થયું, કહે તો ખરી' ખુટિંગ્લાએ સંયત ભાવે પૂછ્યું.

'લે, વાંચ.'

વાંચી લીધા પછી ખુટિંગ્લાંએ નિર્વિકાર ભાવે કહ્યું, 'સારું થયું. તે જીવતો રહેત,

તોપણ ફરી પાછો• તારી પાસે આવવાનો નહોતો.'

ખુટિંગ્લાની વાત સાચી હતી, તેમ છતાં નારીહૃદય એક અદ્‌ભુત વિસ્મય છે. પોતાની મરજી હોય કે પરાણે હોય, જેને એકવાર પતિ તરીકે સ્વીકારી લીધો હોય, તેને પોતાના મનમાંથી સહેલાઈથી દૂર કરવાનું અત્યંત કઠણ છે. તે પુરુષ આખું જીવન એને એવી રીતે બાંધી રાખે છે કે તેનો પોતાનો વ્યક્તિગત પરિચય ભૂલી જવાય છે અને પેલા પુરુષની વૈધ કે અવૈધ પત્ની તરીકે જ તે સમાજમાં જીવતી હોય છે. ટાંખુલ સમાજે તેને કોઈ અજાણ્યા જાપાની સૈનિકની પ્રેમિકા તરીકે માની લીધી છે, અને તે પણ તેને પોતાનો નૈતિક પતિ માની સ્વીકારવાને બાધ્ય છે — ખાસ તો જ્યારે હવે તેના ગર્ભમાં તેનું બાળક છે. એ વાતમાં સંદેહ નથી કે તે પોતે એક વરસના એ કલંકમય સંબંધ અંગે લજ્જિત નથી. તેને રસ્તેથી ઉઠાવી લાવવાને કારણેય ઈશેવરા તેની ઘૃણાને પાત્ર છે. તે ઉપરાંત ગર્ભમાં રહેલા વિદેશી બાળક અંગે પણ તેને ઘણીવાર લજ્જા આવે છે. આ બધું હોવા છતાં તે એક સ્ત્રી છે અને કોઈ પણ સ્ત્રીનું જીવન પુરુષ વિના એકદમ અર્થહીન છે. આ વાત કંઈ નહિ તો એક સ્ત્રી હોવાને કારણે ખુટિંગ્લાએ સમજવી જોઈતી હતી. પણ ખુટિંગ્લાને દોષ દેવાનો શો અર્થ ? આખો સમાજ તેને ખુટિંગ્લાની ભાષામાં જવાબ આપશે, એ કારણે મનનું દુઃખ મનમાં દબાવી તેણે નિઃશબ્દ નિસાસો નાખ્યો.

તે ક્ષણે ખુટિંગ્લા, તેના તરફ સહાનુભૂતિ બતાવવી તો દૂર, ઊલટાની ઘૃણા કરતી હતી. તેણે ફરી કહ્યું — 'આટલા દિવસ એકસાથે તું એની સાથે રહી કેવી રીતે ? હું હોત તો ગળાંફાંસો ખાઈ લેત.'

શારેંગ્લા તેના શબ્દોની તીક્ષ્ણતા ન સહી શકતાં બોલી, 'બીજાના મામલામાં તું શા માટે માથું ખરાબ કરે છે ? મેં જે કર્યું તે કર્યું, તેમાં તારે શું ?'

'મારે શું ! મારે શું ! પૂછે છે પાછી નફ્ફટ ક્યાંની ! ધણી પર આટલું વહાલ હતું તો પછી એને છોડીને અહીં આવી શું કામ ?' — ક્રોધમાં ખુટિંગ્લા બોલી બેઠી.

આટલી કઠોર રીતે એક સ્ત્રી બીજી સ્ત્રીને આઘાત પહોંચાડી શકે છે — એ શારેંગ્લા જાણતી નહોતી. તેણે જવાબ આપવાનું તો મન થઈ ગયું પણ તેને થયું કે આ સ્વજન વિનાની ધરતી પર વધારે વાદવિવાદ કરવા જતાં આ મળેલો આશરો પણ ખોવો પડશે. તે ઉપરાંત વાદવિવાદના ઊંચા સૂરને લીધે કદાચ આ ઊંઘતી છોકરીઓ અને પહેરો ભરતા યુવકો પણ જાગી જાય. એથી તો એની દશા વધારે બગડશે, એટલે ખુટિંગ્લાની વાત નો જવાબ ન આપતાં એટલું જ કહ્યું, 'કાપે છે તો કાપે છે, ઉપરથી મીઠું શા માટે ભભરાવે છે ! વારુ, હવે સૂઈ જઈએ. મારે જે દુઃખ ભોગવવાનું છે, તે હું ભોગવીશ.'

ખુટિંગ્લા પણ વાત ન લંબાવતાં શારેંગ્લાની પાસે પથારીમાં સૂઈ જવા માગતી હતી. કૂતરો પણ ચૂલાની પાસે લાંબો થઈને સૂતો હતો. એટલામાં એકાએક રિશાંગના ઓરડાનું બારણું ખુલી ગયું અને બંને જણીઓએ ગભરાઈને દેવતાના પ્રકાશમાં સ્પષ્ટ

થતા રિશાંગના ઠીંગણા પણ મજબૂત શરીર તરફ જોયું.

રિશાંગે આવી પૂછ્યું, 'શું થયું ? તમે લોકો હજી સૂતાં નથી ?'

'સૂતાં હતાં.' ખુટિંગ્લાએ કહ્યું.

'તો પછી ઊઠ્યાં કેમ ?'

કેમ ઊઠવું પડ્યું તેની વાત ખુટિંગ્લાએ ટૂંકમાં કરતાં રિશાંગે કહ્યું, 'લાવો તો જરા, ચિઠ્ઠી કોની પાસે છે ?'

ચિઠ્ઠી ખુટિંગ્લાના હાથમાં હતી. તેણે ધીરેથી રિશાંગના હાથનો સ્પર્શ કરતાં ચિઠ્ઠી તેને આપી.

રિશાંગ ખુટિંગ્લા તરફ મોં કર્યા વિના નીચો નમી દેવતાના પ્રકાશમાં ચિઠ્ઠી વાંચવા લાગ્યો. એ પછી ચિઠ્ઠી સાવધાનીથી ખિસ્સામાં મૂકી તેણે શારેંગ્લાને પૂછ્યું, 'વિડેશ્યેલી કોણ છે ?'

'બસ એજ માત્ર એક નગા માણસ છે, જેને હું ગયા એક વરસમાં મળી છું.'

'એક માત્ર કેમ ?' કુતૂહલથી રિશાંગે પૂછ્યું.

'કેમ કે મને ઘરમાંથી બહાર નીકળવા જ દેવામાં આવતી નહોતી.' એમ કહીને તેણે અપરાધીની જેમ ખુટિંગ્લાના મોં ભણી જોયું. તેના અને રિશાંગના મન પ્રમાણે તો શારેંગ્લાએ આત્મહત્યા કરવી જોઈતી હતી. પણ આ જીવનને ત્યજી દઈને આત્મહત્યા કરવાનું શું એટલું સહેલું છે ? કહેવા માત્રથી શું થઈ ગયું ?

'તો પછી તું એને તારી પાસે શા માટે આવવા દેતી હતી ?'

'તે જાપાનીઓની સાથે સૈનિક બનીને આવ્યો હતો.' શારેંગ્લાએ કહ્યું.

'જાપાનીઓ સાથે !' ઘૃણાથી રિશાંગે નાક ચડાવ્યું.

'તે ટાંખુલ નગા છે કે બીજો કોઈ નગા ?'

'અંગામી છે.'

'અંગામી છે તો ટાંખુલ નગાની બોલી ક્યાંથી શીખ્યો ?'

'તે પહેલાંથી જ જાણે છે.' શારેંગ્લા સમજી ગઈ કે વિડેશ્યેલીએ ટાંખુલ બોલીમાં ચિઠ્ઠી લખી છે, તેથી આ પ્રશ્ન છે. આબેઈ જે ચિઠ્ઠી લાવ્યો હતો તે ટાંખુલ નગાઓની બોલીમાં લખેલી હતી.

'તેનું ઘર ક્યાં છે.?'

'ખનમા ગામમાં.'

રિશાંગે થોડી વાર ચુપ રહી પછી પૂછ્યું, 'તેની ઉંમર કેટલી છે ?'

'લગભગ પિસ્તાળીશની.'

'દેખાવે કેવો છે ?'

'એક આંખે વાગેલું છે, ખરાબ થઈ ગઈ છે. પાણી પડ્યા કરે છે.'

હવે રિશાંગ સમજી ગયો કે ખનમા ગામના ભિજલ મુખીનો પુત્ર છે વિડેશ્યેલી. તે જાપાનીઓની સાથે કોહિમા ગયો હતો. ભિજલને મોઢે તેની અસંગત પરિકલ્પનાઓની વાત રિશાંગે સાંભળી હતી. આખો નગા પ્રદેશ સ્વાધીન કરી તેને એક સાર્વભૌમ

રાષ્ટ્ર બનાવવાનાં સ્વપ્નથી તે ઉત્મત્ત છે.

રિશાંગનું પ્રશ્નાકુલ મોં લાંબો સમય ચુપ ન રહી શક્યું. આ દુર્દાન્ત, દુ:સાહસી નગા વિશે જાણવા માટે તે વ્યગ્ર બની ગયો. કોહિમાથી આવતી વળતે રસ્તે અનેક ગામોમાં લોકોને વિડેશ્યેલીની આ પરિકલ્પનાની ચર્ચા કરતા સાંભળ્યા હતા. એક સંપૂર્ણ સ્વાધીન નગા રાજ્યનું સ્વપ્ન તેણે લોકોના મનમાં ઊંડે રોપી દીધું હતું. પણ રિશાંગના મનમાં રહી રહીને એ પ્રશ્ન ઊઠતો હતો —

'શું એ સંભવિત છે ?'

'એક પહાડી ઉંદર દ્વારા નગા પહાડને ખોદી નાખવાની આશા જેમ હાસ્યાસ્પદ છે, વિડેશ્યેલીની આશા પણ એવી જ છે.' રિશાંગે મનોમન વિચાર્યું. એક મનુષ્યની દુર્દમ્ય આશાથી એક રાજ્ય રચી લેવાતું નથી. રાજ્ય રચે છે અંગ્રેજો, જાપાનીઓ અને બીજા સભ્ય દેશો જેમના હાથમાં વિરાટ લશ્કર છે અને બૉમ્બર વિમાનો છે. રાજ્ય સ્થાપે છે અંગ્રેજ, જેમના રાજ્યમાં સૂર્ય કદી અસ્ત પામતો નથી, રાજ્ય સ્થાપે છે અમેરિકા — જેના ધનથી આખી પૃથ્વી ખરીદી શકાય એમ છે. એવું રાજ્ય સ્થાપશે આવો માથા ફરેલો એક અંગામી ? ઉપરાંત, રાજ્યની શી જરૂર છે ? એમને તો જોઈએ સ્કૂલ, હૉસ્પિતાલ, રસ્તા. રાજ્ય તો એમને ગળે ડેરો બની જશે. રાજ્ય માટે તો પૈસા, સોનું, અસ્ત્રશસ્ત્ર જોઈએ, તે ક્યાંથી મળશે ? એથી તો સારું એ છે કે અત્યારે જેવા છીએ, તેવા રહીએ.

રિશાંગ, ખાટિંગ અને ફાનિટફાંગ — આ ત્રણેય સ્કૂલ, કૉલેજ છોડી એ આશામાં જ 'વી' ફોર્સમાં ભરતી થયા હતા. સેનાપતિ અને ચીફ કમિશનરે તે બધાંને કહ્યું છે કે યુદ્ધમાં સહાય કરવાના બદલામાં તેમની નગા ભૂમિમાં અનેક નિશાળો હૉસ્પિતાલો અને રસ્તા બાંધવામાં આવશે. મિલેટરીના અધિકારીઓ પોતે એક સુંદર હૉસ્પિતાલ બનાવશે. એ એક આશાથી તેઓ ગોરા સાહેબના લશ્કરના ભોમિયા બની અલંઘ્ય નગા પહાડોનાં ઊંચાં શિખરો અને ગાઢ જંગલો પાર કરી આ વસતીવાળા પ્રદેશમાં આવી પહોંચ્યા છે, તે જાણે છે કે વિડેશ્યેલી જે રસ્તે જવા માગે છે તેનાથી ઊલ્ટે રસ્તે તે જવા માગે છે. પરંતુ એક દિવસ તો એવો આવશે જ્યારે વિડેશ્યેલીનો ભ્રમ ભાંગશે. એક દિવસ તે સમજી શકશે કે મિત્રભાવે જે સંપત્તિ મેળવી શકાય છે, તે શત્રુભાવે મળવી મુશ્કેલ છે. વળી પૃથ્વીના એક શક્તિશાળી દેશના શત્રુ બનીને પોતાનો નાશ નોતરવામાં વાર નહિ લાગે.

રિશાંગના ચિંતામગ્ન અને ઉદ્વિગ્ન મનના ભાવો પકડવામાં નિષ્ફળ જતાં ખુટિંગ્લા જઈને પોતાની પથારીમાં સૂઈ ગઈ. શારેંગ્લા પણ જવા જતી હતી ત્યાં રિશાંગે પૂછ્યું, 'કહે વારુ, તું વિડેશ્યેલીને પાગલ નથી માનતી ?'

'પાગલ !' આશ્ચર્યથી શારેંગ્લાએ કહ્યું, 'તો તો યુદ્ધ કરતા તમામ લોકો પાગલ છે.'

શારેંગ્લાની વાતમાં એક સત્ય હતું, પણ થોડા જાપાની સૈનિકોની મદદથી દેશ સ્વાધીન કરવાની યોજના પાગલપણું નથી તો બીજું શું છે ?'

'એ પણ એ રીતે જ મરશે.'

શારેંગ્લાએ એકાએક કહ્યું, 'પણ તે જે કહે છે, તે સારી વાત છે. વારુ, નેતાજી કોણ છે ?'

'નેતાજી ! એક બહુ મોટા નેતા છે.'

'તે કહે છે કે પોતે એમની સાથે જોડાયેલો છે.'

'હા સમજ્યો.' કહી રિશાંગ ચૂપ રહ્યો. નેતાજીની વાત તેણે સાંભળી છે. એક અજેય અભિલાષા અને અસીમ મનોબળથી તેઓએ મુક્તિનો સંદેશ લઈને આ સરહદી પ્રદેશમાં પ્રવેશ કર્યો છે. પણ તેમનું દેશ નિર્માણનું સ્વપ્ન આ રસ્તે તો પૂરું નહિ થાય. એક દિવસ નેતાજી અને વિડેશ્યેલી બંનેને પોતાની ભૂલ સમજશે.

તેમ છતાં તેના મનનો સંશય દૂર થયો નહિ. દેશને સ્વતંત્ર કરવા પ્રબળ અપરાજેય સાહસ લઈ આ વિરાટ ગાઢ જંગલો અને દુર્ગમ પહાડો વચ્ચે આગળ વધતી દુર્દમ્ય દૃઢ ઇચ્છા શક્તિના મૂળમાં એક પાગલપણું છે કે પછી એક વિસુવિયસ સૂતેલો પડ્યો છે તેને ખબર નથી.

કેટલોક સમય એમ જ ગયો.

ધીમે ધીમે પ્રભાતનું અજવાળું વાંસની પટ્ટીઓ વચ્ચેથી તેમની આંખો પર પથરાયું. આ તરફ ચૂલાની આગ બુઝાઈ રાખ થઈ ગઈ. શારેંગ્લાએ હવે ફરી પથારી પર સૂઈ જવાની હિંમત ન થઈ. તેણે રિશાંગને પૂછ્યું,

'ચા પીશું ?'

'બનાવ ત્યારે.'

ચૂલામાં ફરી આગ પ્રકટી ઊઠી. તેનો ગરમાવો બંનેના શરીરને પહોંચ્યો. એમને લાગ્યું કે ઠંડીએ તેમના શરીરને ઠીંગરાવી દીધું હતું. હાથ તપાવતાં તપાવતાં રિશાંગે જોયું કે કૂતરો હજી પણ નિશ્ચિંતે સૂતો છે. રિશાંગે પૂછ્યું, 'એ જાપાનીના મરવાથી તને દુઃખ થયું છે ?'

શારેંગ્લાએ કશું કહ્યું નહિ, પણ મનમાં ધરબાએલું તીવ્ર દુઃખ હવે આંખમાંથી આંસુ બનીને ટપકવા લાગ્યું. રિશાંગે એક વાર તેની સામે જોયું અને પછી તેને આશ્વાસન આપ્યા વિના જ ઊંચે સાદે બોલ્યો, 'અરે, તમારા લોકોના ઊઠવાનો સમય થઈ ગયો, સાચું કહો તો શારેંગ્લા તરફ ઘૃણા સિવાય એને સાન્ત્વના આપી શકે એવા શબ્દો એની પાસે નહોતા. એ ક્ષણે શારેંગ્લાનું આંસુ પાડવાનું તે સહન કરી શક્યો નહિ.

થોડી વાર પછી પાણી ઊકળવા લાગ્યું, અને કિશોરીઓ પણ પથારીમાંથી એક પછી એક ઊઠતી ગઈ. ઉકળતા પાણીના અવાજની સાથે. એક યુવતી પથારીમાંથી ઊઠી પ્રાર્થના કરવા માંડી,

'હે ઈશુ, અમને અનંત પ્રકાશ આપો.'

બીજી એક છોકરીએ સાથ આપ્યો :

'હે ઈશુ, અમને તમારી કરુણા આપો.'

ત્રીજી એકે કહ્યું :

'હે ઈશુ ! તમારામાં જ અમને પુનર્જન્મ આપો.'

સમૂહગાન થતાં ઘરનાં સૌ પ્રાણીઓ જાગી ગયાં.

બહાર કૂકડાએ કૂકડે કૂ કર્યું. સુવરનાં બચ્ચાં નોક નોક કરવા માંડ્યાં. શારેંગ્લાએ રિશાંગને એક કપ ચા આપીને બારણાં ખોલી નાખ્યાં, સવારના મૃદુ પવને શરીરને સ્પર્શ કર્યો. શારેંગ્લાએ વિચાર્યું — લાગે છે કે દુઃખની રાત વીતવાને હવે વાર નથી.

# 3

સ્ત્રીના પતિનું અવસાન થતાં તેના જીવન-યૌવનનો બધો આનંદ હંમેશના માટે પૂરો થઈ જાય છે; પછી એ પતિને સમાજની સ્વીકૃતિ મળી હોય કે ન મળી હોય, એ ગણતરીમાં લેવાતું નથી. નગા જીવનના કઠોર જડ નીતિનિયમને લીધે તેની એક ભૂલ માટે તે આજીવન કલંકિત થઈ ગઈ. એટલે પુનર્લગ્ન કરે તોપણ કદાચ તેનો ઉદ્ધાર થઈ શકે એમ નથી. તેમાં વળી સગર્ભાવસ્થામાં તેને કયો પુરુષ સ્નેહથી પોતાની પત્ની તરીકે સ્વીકારવા આગળ આવવાનો હતો ? શું એવો કોઈ પુરુષ છે ખરો જે આત્મસમ્માન અને સામાજિક મર્યાદાનું વિસર્જન કરીને માત્ર એક પતિતાનો ઉદ્ધાર કરવા માટે પોતાના જીવનને બરબાદ કરવા માટે તૈયાર થાય ? ના, ના, આ પ્રમાણેની આશા રાખવી એટલે વળી વધારે લાંછના ભોગવવી.

તે દિવસે ખેતરે ન જતાં પોતાના મનથી બાઇબલ બહાર કાઢી ઝરણાને કાંઠે બેસી શારેંગ્લા એકચિત્તે 'સેન્ટ જોન' પ્રકરણ વાંચતી હતી. પરંતુ તેમાં પણ મન લાગ્યું નહિ. વારંવાર તેના મનમાં પશ્ચાતાપની વાણી પ્રતિધ્વનિત થતી હતી. અવૈદ્ય સંબંધના પાપથી એની કોઈ દિવસ મુક્તિ થશે ખરી ? નિરૂપાયે જેને તેનું જીવન યૌવન અર્પણ કરવું પડ્યું તેને શું નિરૂપાયે ચાહવું પડે ? ના, ના. તે આત્મસમર્પણની વાત યાદ આવતાં જ તેનાં દેહમન વિદ્રોહ કરી ઊઠે છે.'

બાઈબલ બંધ કરી તે વિચારવા લાગી — 'કોઈ પણ રીતે જો ઈશેવરાની સ્મૃતિને પોતાના મનમાંથી દૂર કરી શકે તો સંભવ છે કે એને આજે થોડી ઘણી શાંતિ મળત.' એકવાર તેજ પ્રવાહમાં વહેતા વર્ષાઋતુના ઝરણા તરફ જોઈ તેણે વિચાર્યું. એ કલંકપૂર્ણ સ્મૃતિ ભૂલી જવાનો શ્રેષ્ઠ ઉપાય શું આ ઝરણામાં ઝંપલાવી દેવું તે છે ? પરંતુ તેમ કરવા માટે તે અસમર્થ-છે. જીવનને તે એટલું બધું ચાહે છે કે આત્મહત્યાનો વિચાર કરતાં જ એક અજાણ્યા ભયથી તેનું મન કંપી ઊઠે છે. એ ભય કલંકમય જીવનની બદનામી કરતાંય વધારે ભયંકર છે.

બાઈબલ વાંચવાનું આગળ ચાલ્યું નહિ. અશાંત મનને શાંત કરવા માટે બાજુમાં મરઘીનાં બચ્ચાં આમ-તેમ દોડતાં હતાં, તેમાંથી બેએક બચ્ચાં લઈ એમને માની જેમ વહાલ કરતી અને વચ્ચેવચ્ચે સ્નેહથી પંપાળતી છાતીએ ધરવા લાગી. મરઘીનાં બચ્ચાં દબાતાં ચેં - ચેં કરવા લાગ્યાં.

નીચે તરફ વહી જતા ઝરણાની પેલે પાર આખું ને આખું જંગલ છે. એ જંગલમાં

કોઈકના અપરિચિત અવાજોમાં થતી વાતો સાંભળી શારેંગ્લાએ બીકથી મરઘીનાં બચ્ચાં છોડી દીધાં. કાન માંડી વાતો સાંભળતાં થયું કે તેઓ ગોરા સિપાઈઓ છે. એક અજાણ્યા ભયથી તેનો આખો દેહ ધ્રૂજી ઊઠ્યો. એકાએક તેને લાગ્યું કે આ રીતે એકદમ એકલી બેસીને તેણે ભૂલ કરી છે. બરાબર આજ રીતે ખેતરમાં તેને એકલી જોઈને ઈશેવરા તેને પકડીને લઈ ગયો હતો. એ વાત યાદ આવતાંની સાથે જ તે સલામત સ્થળ શોધવા માટે ચારે બાજુ આંખો ફેરવવા લાગી. એકાએક એણે જોયું કે ગાઢ જંગલમાં એક ભારે શિલાખંડની પેલી બાજુ એક સુંદર જગ્યા છે. ત્યાં સંતાઈ જવાથી તે સ્હેજે સિપાઈઓની નજરથી બચી જશે. આંધીમાં આશ્રય શોધતી જંગલી ગાયની જેમ ધીમે ધીમે ચૂપચાપ આગળ જઈને તે પથ્થરની ઓટ લઈને સિપાઈઓના જવાની રાહ જોવા લાગી.

થોડી વાર પછી એક ગોરો ઊંચો અને કદાવર સૈનિક આવી ઝાડ નીચે ઊભો રહી ધ્યાનથી ચારે તરફ જોવા લાગ્યો. તેની નજર જોતાં જ શારેંગ્લા સમજી ગઈ કે તેના અસ્ફુટ શબ્દો સાંભળીને જ તે અહીં આવ્યો છે. બીકથી તેનું ગળું સુકાઈ ગયું.

તે પછી પાછળથી એક જાડો હટ્ટોકટ્ટો ભયંકર લાગતો એક સિપાઈ આવી એની પાસે ઊભો રહી ગયો અને અંગ્રેજીમાં 'ગર્લ' બોલીને કંઈક પૂછવા લાગ્યો. શારેંગ્લા એક-બે અંગ્રેજી શબ્દો જાણતી હતી. એમની ચાલચલગત અને મોઢે 'ગર્લ' શબ્દ સાંભળીને તેને સંદેહ ના રહ્યો કે અણીને સમયે તે પોતે બચી ગઈ છે.

ગામમાં માણસ એક પણ નથી. માત્ર ખાલી ઘર પડ્યાં છે — જાણે એક એક મડદાનો ઢગલો. મોસમ ખુશનુમા હતી. પણ વચ્ચે વચ્ચે ઠંડા પવનની એકાદ લહેર આવી જતી. પેલા લાંબા સૈનિકે બાયનોક્યુલર લઈને ફરી એકવાર ચારે તરફ જોયું. શારેંગ્લા પથ્થરની ઓટમાં બીકથી નીચા નમી જઈ ટુંટિયું વાળીને લપાઈને સૂઈ ગઈ, તેનો શ્વાસોચ્છ્વાસ વધી ગયો.

બંને સિપાઈ તેને ન સમજાય તેવી ભાષામાં કંઈક ચઢાઊતરી કરવા લાગ્યા. એકાએક ઝાડ નીચે આબેઈના ભસવાનો અવાજ સંભળાયો. એકાએક પ્રગટ થયેલા સેવક કૂતરાએ ભસી-ભસીને તેમને એવા હાંફળા-ફાંફળા કરી દીધા કે તે બંને સિપાઈઓ એકબીજાના મોઢા તરફ જોતા છેવટે કોણ જાણે શું વિચારી એકાએક જે રસ્તે આવ્યા હતા, તે જ રસ્તે ફટ કરતા નીચે ચાલ્યા ગયા. શારેંગ્લાએ નિરાંતનો શ્વાસ લીધો અને થોડી વાર ચૂપ રહીને તેમની ગતિવિધિનું નિરીક્ષણ કરવા લાગી. થોડી વાર પછી તેને સ્પષ્ટ રીતે લાગ્યું કે હવે તેમના પાછા ફરવાની આશા નથી. એણે આબેઈનો મનોમન આભાર માન્યો, કે બરાબર અણીના ટાણે તે હાજર થયો હતો. તેની હાજરીથી જ સિપાઈઓએ તેની તપાસમાંથી પીછેહઠ કરી કે નહિ, તે તો ખબર નથી; પણ તે એકલી હતી એવે સમયે શારેંગ્લાના મનમાં તેણે હિંમત આપી હતી.

બહાર રહેવું સલામત નથી, એમ વિચારી તે હળવે પગલે પાસે આવેલા ઘરની

સામે જઈ બહારના આંગણામાં ઊભી રહેતાં એકાએક કો'કની વાતચીત સંભળાવા માંડી. કાન માંડીને વાત સાંભળતાં તેની હિંમત વધી ગઈ.

'આ લોકોનું આચરણ જોઈને ઘૃણા થાય છે.'

— એક જણ બોલ્યો.

'યુદ્ધના સમયમાં આવું તો થાય જ.' — બીજાએ કહ્યું.

શારેંગ્લાને કૌતુક થયું. વાડના બાકોરામાંથી નીચા નમીને જોતાં લાગ્યું કે છેલ્લા શબ્દો ખાટિંગના હતા. પોતે બહાર આવે કે અંદર જ રહે, એવી દ્વિધામાં તેણે ફરીથી સાંભળ્યું — બધા સૈનિકો જાનવર હોય છે.

શારેંગ્લાની છાતી એક નિર્મલ શાંતિના સ્પર્શથી શાંત બની ગઈ. પહેલી વાત કહેનાર હતો રિશાંગ. ટાંખુલ વિસ્તારની સ્ત્રીઓ પ્રત્યે સૈનિકોના અભદ્ર વ્યવહાર બાબતે તેઓ ચર્ચા કરતા હતા. કોહિમાથી શરૂ થતા દુર્લંઘ્ય પર્વતો અને ગાઢ જંગલો પાર કરી સૈનિકોને રસ્તો બતાવીને તેઓ અહીં આવ્યા છે. પરંતુ તેના બદલામાં સૈનિકોએ કૃતજ્ઞતા બતાવવાનું તો દૂર રહ્યું, ઉલટાનું નગા સ્ત્રીઓ પ્રત્યે ઠઠ્ઠા મશ્કરીનો ભાવ પ્રગટ કરી તેમનું અપમાન જ કર્યું છે. શારેંગ્લા ચુપચાપ એમની વાતો સાંભળવા લાગી. મોઢેથી શબ્દો બોલવાની એની હિંમત થઈ નહિ.

રિશાંગ બોલ્યો, 'આપણે એ લોકોને સ્પષ્ટ કહી દેવું જોઈએ કે જો તેઓ આ પ્રમાણે વ્યવહાર કરશે, તો —'

'તો શું ?' ખાટિંગે પ્રશ્ન કર્યો.

'તો આપણે' — બોલીને નિષ્ફળ ક્રોધથી તે દાંત કચકચાવા લાગ્યો. શારેંગ્લા સમજી ગઈ કે પોતાને શું કરવું છે, તે રિશાંગ પોતે જાણતો નથી. આધુનિક અસ્ત્રશસ્ત્રથી સજ્જિત વિરાટ લશ્કરને યોગ્ય સજા દેવી કે પછી એમને સન્માર્ગે લાવવા — એ શું કરી શકે એમ છે ?

ખોટું છે બધું. સહન કર્યા સિવાય બીજો કોઈ માર્ગ નથી, રિશાંગ. આપણે નગા લોકો છીએ જ મુઠ્ઠીભર, તે ઉપરાંત તેઓ ઘણા શક્તિશાળી છે... શારેંગ્લાને એકાએક વિડેશ્યેલી યાદ આવ્યો. વિડેશ્યેલી હોત તો ખાટિંગ જેવું ન કહેત. તે તો કહેત, આપણે એક લડાઈ લડી લઈએ, ચાલો. શારેંગ્લા મનોમન પોતાને અસહાય અનુભવવા લાગી. યુદ્ધ સ્ત્રીજનોનો કેવડો મોટો શત્રુ છે - તે વાત તેના કરતાં કોઈ બીજું સારી રીતે જાણતું નથી. સતીત્વ ખોઈ બેસીને તે ખરેખર આજે જીવનનાં બધાં સુખથી વંચિત બની ગઈ છે. આ યુદ્ધ સમાપ્ત કરવા માટે શું એક પણ ઉપાય નથી ? પોતે તો એક પણ ઉપાય જાણતી નથી. પણ એટલું તો જાણે છે કે યુદ્ધ બંધ કરવાની તેની અથવા રિશાંગની કોઈ શક્તિ નથી.

એકાએક શારેંગ્લાની નજર પડી કે ગામના સીમાડાની ટેકરી ઉપર ઊભેલા થોડા સમય પહેલાં જોયેલા પેલા બે સૈનિકો કંઈક ગુસપુસ કરે છે. થોડી વાર એક નજરથી એ તે બંનેને જોતી રહી. ધીમે ધીમે એ સમજી કે પેલા બે જણ એને જોઈને જ કંઈક ગુસપુસ કરી રહ્યા હતા. એના મનમાં એક વિચિત્ર પ્રકારની ઘૃણા થઈ આવી.

સાથે સાથે બીકથી તેનું હૃદય ધ્રૂજવા લાગ્યું.

એકાએક અંદરથી રિશાંગના શબ્દો તેને સ્પષ્ટ રીતે સાંભળવા મળ્યા, 'કહે છે કે આ સૈનિકો ઈશુ ખ્રિસ્તના અનુયાયી છે !'

શારેંગ્લાનું મોઢું એક પ્રકારની અવજ્ઞાના ભારથી ભરાઈ ગયું. ઇશુના અનુયાયીઓ શું આવા જાનવર થઈ શકે છે ?

બંને સૈનિકો ધીમે ધીમે આગળ વધી જ્યારે શારેંગ્લાની પાસે આવીને ઊભા રહ્યા ત્યારે શારેંગ્લાને ભાન આવ્યું. ઘરનું બારણું ધીમેથી ઠેલી તે ઘરમાં પ્રવેશી અને વિહ્વળ થઈને બોલી, 'જુઓ તો ખરા પેલા બે જણ કેવા તો મારી પાસે આવે છે ?'

રિશાંગ અને ખાટિંગ વાત કરવાનું છોડી, તેને ચકિત આંખોથી જોવા લાગ્યા. ખાટિંગ તેને ઓળખી શક્યો નહિ, કેમ કે તે અનેક વર્ષો પછી એ જ દિવસે ઘેર પાછો ફરી રહ્યો હતો. જ્યારે તેણે ગામ છોડ્યું હતું ત્યારે શારેંગ્લા દુબળી-પાતળી અને સુંદર એવી ચૌદ વરસની કિશોરી હતી. આ છ વરસોમાં એનો ચહેરો ઘણો બદલાઈ ગયો છે.

ખાટિંગ તેના તરફ વિસ્મિત નજરે જોતો રહ્યો. અને રિશાંગ ખભા પર રાઈફલ મૂકી, બારણું ખોલી બહાર નીકળ્યો. નીકળતી વખતે તેની મુખમુદ્રા કઠોર થઈ ગઈ હતી.

'ખાટિંગ ! તું મને ભૂલી ગયો છે કે શું ?'

'ઘણા દિવસો થઈ ગયા ને ? યાદ નથી આવતું — કહે તો શું છે તારું નામ ?'

'શારેંગ્લા'

ભૂલી જવા છતાં ખાટિંગ એની વાત બરાબર જાણતો હતો. તેના શરીર ઉપર થોડી વાર નજર ફેરવીને સહાનુભૂતિના સ્વરે તેણે કહ્યું, 'સાંભળ્યું છે કે પેલો જાપાની મરી ગયો.'

'હા.'

ખાટિંગે ફરી પૂછ્યું, 'તેં સૈનિકોને ક્યાં જોયાં ?' થોડી વાર પહેલાં જે બન્યું હતું, તે બધું શારેંગ્લાએ ટૂંકમાં કહ્યું.

'ભલે કંઈ ભય નથી. અહીં બેસ. શું કરીએ, બધા સૈનિકો એવા જ હોય છે.'

શારેંગ્લાના હૃદયમાં થીજી ગયેલી અનુભૂતિઓ એકાએક ઓગળવા લાગી. એક નિસાસો નાખી તે છેલ્લા એક વરસની પોતાના ઘૃણ્ય અને લાંછિત જીવનની વાત યાદ કરવા લાગી. નિરૂપાયે પુરુષ માણસ આગળ આત્મસમર્પણ કરવું અને આત્મસમર્પણ પછી તે ઘૃણાસ્પદ માણસના સંતાનને ગર્ભમાં ધારણ કરવાના કલંકમાંથી ઉદ્ધાર પામવાની તેની આકાંક્ષા મનમાં પ્રબળ થઈ ઊઠી. ફરી એકવાર પહેલાંની જેમ નિષ્પાપ, નિષ્કલંક અને પવિત્ર કુમારિકાના જીવનના મુક્ત પવનનું સેવન કરવા તેનો આત્મા રડી ઊઠ્યો. ક્ષણ માટે તો તે ભૂલી ગઈ કે સ્ત્રી થઈને જન્મ લેવાની સાથે સાથે જ એક નિસ્સહાયતા પણ પોતાની સાથે લઈ આવી છે. તે, નિસ્સહાયતાને લીધે જ તે પુરુષની પાશવિકતાનું રમકડું થઈ પડી છે.

તે વખતે બહાર રિશાંગની સાથે કોઈનો અંગ્રેજીમાં વાદ-વિવાદ થતો સાંભળી ખાટિંગ હાથમાં પિસ્તોલ લઈને ચૂપચાપ બહાર નીકળી પડ્યો. તેનો પ્રચંડ દેહ જોઈ શારેંગ્લાએ એક નિરાંતનો શ્વાસ લીધો. આવા બળવાન શરીરવાળા પુરુષોની સાન્નિધિમાં નારી હંમેશાં સલામતી અનુભવે છે.

ખાટિંગના નીકળી ગયા પછી થોડીક જ ક્ષણોમાં બહાર શોરબકોર વધતો જતો જોઈ શારેંગ્લાએ અંદરથી ડોકિયું કરીને જોયું તો રિશાંગ ફાનિટફાંગ અને બીજા કેટલાક યુવકોએ પેલા બંનેને બાંધ્યા છે. હાથમાં પિસ્તોલ લઈને બાજુમાં ખાટિંગ એક ખડકની જેમ નિર્વિકાર ભાવે ઊભો છે. પાંચ મિનિટની અંદર કેટલાક નગા યુવકોએ બંદી લોકોને લઈને ગામ ભણી જવાનો રસ્તો લીધો. તેમને થોડીક સૂચનાઓ આપીને અંદર આવ્યો.

‘એમને ક્યાં લઈ જાય છે ?’

‘ઉપરીઓ પાસે.’

‘તેઓ શું, એમને સજા કરશે ?’

એક અશ્રદ્ધાનો ભાવ ધરી હસતાં હસતાં ખાટિંગ બોલ્યો — ‘કોણ કોને સજા કરશે, એ બાબતમાં ઉપરવાળા અને સૈનિકો બધા એક છે.’

શારેંગ્લાને ખાટિંગનો આ જવાબ બરાબર ન લાગ્યો. તેના મતે નારીને આ જાતના પાશવિક અત્યાચારથી રક્ષણ આપવાની બાબતમાં ઉપરીઓને ભાન હોવું જરૂરી છે. આને લીધે તો તે લડાઈની ઘૃણા કરે છે અને સૈનિકોને તો જોઈ જ શકતી નથી.

એ સમયે માઇલેક દૂરથી સ્ત્રીઓનાં ગીતની પંક્તિઓ પવનમાં વહેતી આવી તેમના કાને પડી.

ખાટિંગે કહ્યું, ‘ચાલો ખેતર તરફ જઈએ. અહીં મને ગમતું નથી.’

ખાટિંગનું મન નરહત્યા, વિનાશ અને પાશવિકતાનાં દૃશ્યો જોઈજોઈને ખાટું થઈ ગયું હતું. ગામની સ્ત્રીઓનાં ગીત સાંભળી એકાએક તેને ખેતરમાં જવાનું મન થઈ આવ્યું. તેને થયું કે ખરેખર તો આ ખેતી કરતા માણસોમાં જ જીવનનું અસલ રૂપ છુપાયેલું છે.

શારેંગ્લા પણ બીભત્સ ચિંતામાંથી મુક્ત થવાની આશાથી, ખાટિંગના પ્રસ્તાવ સાથે સંમત થતાં બોલી, ‘ચાલો.’

બંને જણ નીકળી પડ્યાં. ધીમે ધીમે ખેતરને શેઢે થઈ ગાઢ જંગલમાં પ્રવેશ કર્યો. ‘ખરિકાજાઈ’ ફૂલોની પાંખડીઓ પર ઝાકળનાં ટીપાં મોતીની જેમ ચમકતાં હતાં. ખાટિંગના વિશાળ બાહુનો ધક્કો વાગતાં ફૂલની પાંખડીઓ પરથી ઝાકળનાં બિંદુઓ ખરી પડવા લાગ્યાં. નાના નાના ઘાસ ફૂલનાં ભીનાં પાંદડાં સજીવ લાગતાં હતાં. થોડે દૂર એક ઊંચા પાઈનના ઝાડ ઉપરથી એક કોયલ ટહુકી ઊઠી. તેની પાછળ કેટલાક અજાણ્યા વન્ય પંખીઓએ સમસ્વરે કોઈ એક અજાણ્યો ભાવ પ્રગટ કરવાનો પ્રયત્ન કર્યો.

રસ્તા પર ચાલતા ખાટિંગના બૂટનો ખટ્ ખટ્ અવાજ આવતો હતો. મટોડી રંગના કાદવિયા પાણીના છાંટા શારેંગ્લાની પીંડીઓ ઉપર પડતા હતા. જાણે એક મેઘખંડ

ઉદ્‌ભ્રાન્ત માણસની જેમ જંગલની વચ્ચે રસ્તો શોધી રહ્યો હતો.

નીચે ખેતરોની દિશામાંથી ગીતના સૂર વહી આવતા હતા. વચ્ચે વચ્ચે રસ્તો વળાંક લેતી વખતે અવસર જોઈને તેઓ નીચે ખેતીકામમાં વ્યસ્ત માણસોને 'એઈ...' એવી બૂમ મારી અકારણ ખડ ખડ હસી પડતાં હતાં. ક્યારેક કોઈ પથ્થર આવતાં બંને જણ એના પર એમ જ બેસી જતાં. જાણે કે ક્ષણેક માટે પણ યુદ્ધની નૃશંસતા અને પાશવિકતાનાં દૃશ્ય મનમાંથી ભૂંસી નાખીને તેઓ જાણે આ મહેનતકશ સહજ સરળ જીવનમાં પોતાને ઓગાળી દેવા નીકળી પડ્યાં છે. નરમ ધરુ હાથમાં લઈને ધરતીમાં રોપવામાં વ્યસ્ત આ ખેડૂતો જ જાણે પૃથ્વીના પ્રાણ અને આનંદના સ્રોત છે. આવી પૃથ્વીને ભૂલીને માણસો લડાઈ શા માટે કરતા હશે ? — શારેંગ્લાને વિચાર આવ્યો.

કેટલોક સમય નિઃસ્તબ્ધ પગલે ચાલતાં તેઓ કાંપ ભરેલા ખેતરની બાજુમાં થઈ આગળ નીકળી ગયાં. તેમને જોઈને ડાંગર રોપવામાં વ્યસ્ત સ્ત્રીઓ આનંદિત બની ગઈ. થોડી વાર માટે ખાટિંગ અને શારેંગ્લાના હૃદયમાં પણ એ આનંદ અને ઉન્માદની લહેરો અડી ગઈ.

કોઈકે એકાએક પૂછ્યું, 'ખાટિંગ ક્યારે આવ્યો ?'

'આજે સવારે.'

પ્રશ્ન કરનાર હતી ફાનિટફાંગની મા, 'ફાનિટફાંગના શા ખબર છે ?'

'એ પણ આવ્યો છે.'

ફાનિટફાંગ તેમનો એકનો એક દીકરો છે. અકાળે પતિનું મૃત્યુ થતાં કુટુંબના આશરે રહી તેણે જેમ તેમ કરીને આ દીકરાને ઉછેર્યો હતો. લડાઈ પહેલાં બળદોનો ધંધો કરવા માટે કોહિમા ગયો હતો. ત્યાં ખાટિંગ અને રિશાંગનો સાથ મળતાં ફાનિટફાંગ 'વી ફાર્સ'માં જોડાયો હતો. તેની માને આ વાતની ખબર હતી. તેને લીધે અનેક દિવસો સુધી એને ન જોતાં અને યુદ્ધની ખબરો સાંભળતાં ખૂબ ચિંતા કરતી હતી. તેનો દીકરો પણ આવ્યો છે, એ સાંભળતાં ચોપવાનું કામ પડતું મૂકી ખાટિંગની પાસે આવી પૂછવા માંડી — 'તમે લોકો ફરીથી જવાના ખરા ?'

'કંઈ નક્કી નથી. કદાચ બર્મા સુધી ફરી જવું પડે !'

ફાનિટફાંગની માનું મોં કાળું પડી ગયું.

'તમે લોકો શા માટે લડાઈ કરી મરો છો ?'

ખાટિંગે જવાબ આપ્યો, 'અમે લોકો જાપાનીઓને ભગાડી મૂકવા આવ્યા છીએ.'

ફાનિટફાંગની મા માથું ખંજવાળતાં બોલી, 'તમે બધા જ સરખા ! જેવા જાપાની છે. તેવા સાહેબો છે. જાપાનીઓ ગયા ત્યારે થયું હતું કે હવે ઘેર પાછા જઈશું. પણ પછી જોયું કે સાહેબોનું એરોપ્લેન આખા ગામને બાળીને રાખ કરી ગયું છે. હવે ફરીથી પાછું આ લશ્કર આવ્યું છે.' એક કરુણ નિસાસો નાખતાં તે ફરીથી બોલી, 'સૈનિકો અમારા ભાગના ચોખા ખાઈ ગયા. કોઠારમાંથી અનાજ બળજબરીથી લઈ જાય છે. જમીન નીચે દાટીએ તોપણ બચાવી શકતા નથી. તેની વાતનો કોઈ

બરાબર જવાબ ન સૂઝતાં ખાટિંગ ચૂપ રહ્યો. ફાનિટફાંગની મા શારેંગ્લા તરફ નજર કરી સહાનુભૂતિના સ્વરે બોલી 'અરે જુઓ તો ખરા ! અમારી દીકરીની કેવી દશા એ લોકોએ કરી છે ? બિચારી એની મા તો રડીરડીને જ મરી ગઈ.'

'મરી ગઈ ?'

'હા.'

'ડોસા તો જીવે છે ને ? કે પછી એ પણ. . .'

'લડાઈ પહેલાં ડોસા પણ મરી ગયા. લાગે છે કે તને ગામની જરીય ખબર નથી !'

થિસાન ડોસા જેવા સદા આનંદી સ્વભાવના અને સુંદર વારતાઓ કહેનારા કોઈ ઘરડેરા તેમના ગામમાં નહોતા. મેળામાં મીટિંગમાં તેમના વિચારો સાંભળવા સૌ જતા. વૃદ્ધ થિસાન શારેંગ્લાના પિતા હતા.

ખાટિંગે એક ઊંડો નિસાસો નાખ્યો. એણે જોયું કે શારેંગ્લા હિબકાં ભરી ભરીને રડી રહી છે. ફાનિટફાંગની માની પ્રેમ અને મમતાભરી વાતો અને વ્યવહારથી તેનું હૃદય ભરાઈ આવ્યું હતું. તે આંખનાં આંસુને કેમેય કરી રોકી શકી નહિ.

ફાનિટફાંગની માએ ભારે અવાજમાં કહ્યું — 'હવે તો રોશે જ ને. માબાપ વગરની થઈ ગઈ તે થઈ ગઈ. આ બાજુ સમાજમાં પણ તેને સ્થાન નથી. એ બિચારીનો તો કંઈ વાંક નથી. બધી ભાગ્યની વાત છે.'

શારેંગ્લાનાં હિબકાં વધી પડ્યા. ખાટિંગે તેને જરાય સાન્ત્વના આપવાનો પ્રયત્ન ન કર્યો. ફાનિટફાંગની મા તેનો હાથ પકડીને નવયુવતીઓની મંડળીમાં લઈ ગઈ. જતાં જતાં ખાટિંગને કહ્યું, 'ઝાકળિયામાં જઈને બેસજો.' ગાઠિંખુઈ છે. તમારા ડોસા પણ ત્યાં હશે.'

'પિતા !'

'હા.'

ખાટિંગને એકાએક યાદ આવ્યું કે અહીં આવ્યા પછી એણે પોતાના બાપનાં દર્શન જ કર્યા નથી. બી.એ. પાસ કર્યા પછી બારોબાર શિલોંગથી જ્યારે તેણે પોતે ખ્રિસ્તી થઈ ગયો છે એવો પત્ર લખ્યો ત્યારથી બાપે એક રીતે તેનો ત્યાગ કર્યો છે. હવે તેના લગ્નના પ્રશ્ને એક મોટી આપત્તિ આવી પડી છે. તે પોતે ફિલિસને ચાહે છે અને તેની સાથે લગ્ન કરશે એવું વચન આપી ચૂક્યો છે. પણ બાપે તેનો વિરોધ કરીને કહ્યું છે કે 'કોઈ અ-નગા યુવતી સાથે તારું લગ્ન નહિ થાય.' ખાટિંગ પિતાના વિરોધને માનવા રાજી નથી.

ખાટિંગના બાપા નાજેક તેમના ગામના એક પરમ વિસ્મય જેવા છે. તેમનું મન પર્વતની શિલા જેવું કઠોર છે, પણ તેમનું હૃદય ઝરણા જેવું કોમળ છે. જે વાતને એ વળગે તેને જીવ જાય છતાં છોડે નહિ. ખાટિંગ બરબાર જાણતો હતો કે કોઈ દલીલ કે વિનંતી પિતાના મનને પિગળાવી શકે એમ નથી, જો કદી કોમળ બને તો તે હૃદયની ભાવનાઓને લીધે જ. પણ નાજેકના હૃદયની કોમળતાનાં ઉદાહરણ ઝાઝાં

નથી. મનની કઠોરતા હૃદયને ઢાંકી રાખે છે.

જાઉં કે ન જાઉં એમ એ વિચારતો હતો, એટલામાં ગાઠિંખુઈ બહાર આવ્યો અને બોલ્યો, 'ખાટિંગ અહીં આવ.'

ખાટિંગ ગયો. નાજેકની પાસે જ પલાંઠી મારીને બેસી ગયો. નાજેકે એક વાર તેની તરફ જોયું અને કશુંય બોલ્યા વિના પાઇપ પીવા લાગ્યા. ગાઠિંખુઈએ તેને યુર (દેશી દારૂ)નો ઘડો અને ચુસવાની વાંસની નળી આગળ ધરી કહ્યું, 'અમે લોકો હમણાં વિડેશ્યેલીની વાતો કરતા હતા !'

ખાટિંગે ત્રસ્તભાવે કહ્યું, 'વિડેશ્યેલી !'

નાજેકે આ વખતે તીવ્ર નજરે પુત્ર તરફ જોયું. એ નજરમાં ક્રોધ, વિદ્વેષ, ઘૃણા - શું છે તે સમજી શકાય એવું નહોતું. ગાઠિંખુઈ બોલ્યો, તારા પિતાને મતે તો આપણા લોકોને વિડેશ્યેલી જેવા માણસની જરૂર છે.'

ખાટિંગે ભૂંગળીથી ખેંચી દારૂનો ઘૂંટડો ભરી કહ્યું, 'વિડેશ્યેલી તો એક પાગલ છે.' નાજેકે પુત્ર તરફ ક્રોધથી જોતાં કહ્યું, 'તારાં કરતાં તો ઘણો સારો છે.'

ખાટિંગે પિતાને વધારે ગુસ્સે કર્યા વિના ધીરે ધીરે કહ્યું, 'તે બ્રિટન, અમેરિકા બધાની સાથે લઢવા માગે છે તે શું સંભવિત છે ?'

'વિડેશ્યેલી કોઈની નીચે રહેવા નથી માગતો.' નાજેકે કહ્યું, 'તે એક સાચા નગાની જેમ બોલે છે. અમારા નગા લોકો પહેલાં પોતાનાં માથાં કપાવશે, એ પછી પોતાની સ્વાધીનતા છોડશે.'

'એ વાત તો બરાબર છે, પણ પહેલાં આપણા લોકોને શિક્ષણની જરૂર છે. એ પછી જ સ્વાધીનતા કામ આવશે.' ખાટિંગે જવાબ આપ્યો.

'બેટા, સ્વાધીનતા એટલે શું તેની મને ખબર છે. નગા લોકો જ્યારે નાગા રહેતા હતા ત્યારે આજથી વધારે સુખી હતા. ખાવાપીવાનું કષ્ટ નહોતું. ગામની વસ્તુઓથી ચાલી જતું. રૂપિયા પૈસાની ઝંઝટ નહોતી.' — નાજેકનો અવાજ ધીરે ધીરે કોમળ થતો જતો હતો. એક અજાણ્યા વિષાદે આવી તેનો ચહેરો ઢાંકી દીધો; 'બેટા ! હું તો સદાય કહેતો આવ્યો છું કે ખ્રિસ્તીધર્મ અને અંગ્રેજી શિક્ષણે આપણા લોકોનો વિનાશ કર્યો છે. ગામના માણસો અલગ અલગ વહેંચાઈ ગયા છે.'

ખાટિંગને અંગ્રેજી શિક્ષણ અને ઇસાઈ ધર્મમાં કોઈ દોષ દેખાતો નહોતો; ઊલટાનું તેની મદદથી તે અને રિશાંગ એક નવું જીવન પ્રાપ્ત કરી શક્યા છે — એની ના કહેવાય એમ નથી. તે બાબતે તે સરકાર અને મિશનરીઓનો કૃતજ્ઞ છે. તેણે કહ્યું, 'પિતાજી, તમારું મન ઘણું જૂનવાણી છે.'

નાજેકે પુત્રનો તિરસ્કાર સાંભળી કહ્યું, 'તમે લોકો અમારા માણસોને ગુલામ બનવાનું શિખવાડો છો.'

આશ્ચર્ય પામી ખાટિંગે કહ્યું, 'ગુલામ ?'

'હા, આ સાહેબ લોકો તમને સમોવડિયા ગણતા નથી. તમને શરમ નથી આવતી ?'

ખાટિંગ એ વાતની સચ્ચાઈનો અસ્વીકાર ન કરી શક્યો. 'આપણે એક જ દિવસમાં સાહેબ જેવા કેવી રીતે થઈ શકીએ ? થોડા દિવસ લાગશે.'

'દીકરા, બાપની વાત સાંભળ, તમારે લોકોને સાહેબ થવાની જરૂર નથી. નગા બનો, નગા. નગા થવા જેવું સુખ બીજું નથી.' કહેતાં કહેતાં નાજેક ધ્યાનસ્થ બની ચૂપચાપ પાઈપ પીવા લાગ્યા.

ખાટિંગે પૂછ્યું, 'નગા થવાનો અર્થ શું ?'

'અર્થ, સ્વાધીન થવું તે.' કહી નાજેક ડોસા ચૂપ રહ્યા.

ગાઠિંખુઈને આ રીતે બાપ-દીકરાની વાતો સાંભળીને અનેક દિવસો પહેલાંની પ્રથમ વિશ્વયુદ્ધની વાતો યાદ આવી. તે વિશ્વયુદ્ધમાં બીજા અનેક નગાઓની સાથે તે મિત્ર રાષ્ટ્રોના લશ્કરમાં કુલી બનીને ફ્રાંસ થઈ જર્મનીની સીમા સુધી પહોંચી ગયો હતો. તે વખતે તેને અનુભવ થયો હતો કે આ ગોરી ચામડીવાળા સાહેબો તેમને સરખા ગણીને વ્યવહાર કરતા નથી; યુદ્ધ ક્ષેત્રમાં સાહેબ અને કુલીઓ વચ્ચે એક મોટું સામાજિક વ્યવધાન રચાયું હતું. નાજેક અહીં બેઠાં બેઠાં તે વાત કેવી રીતે સમજી શક્યો એ જાણી તેને આદર થયો. નાજેકની જેમ ઊંડાણથી વિચારનાર માણસ ગામમાં એક પણ નથી. પણ સાહેબ અને કુલી વચ્ચે જે ભેદભાવ છે તે મટાડવા શો ઉપાય કરવો જોઈએ તેની એને ખબર નથી. એટલા માટે નાજેકની સાથે વિડેશ્યેલીના વિચારો અંગે તે ચર્ચા કરતો હતો. નાજેકની વાત પ્રત્યે તેને આદર હોવા છતાં પણ ખાટિંગ અને રિશાંગની વાતને તે વધારે મહત્ત્વ આપતો હતો. ખ્રિસ્તી ધર્મમાં ન માનનાર ગામનો મુખી હોવા છતાં તેણે પોતાની દીકરીને સ્કૂલમાં ભણવા મોકલી હતી અને તેણે ખ્રિસ્તી બનવાની ઇચ્છા બતાવી તો તે માટે અનુમતિ આપી હતી. હવે કોઈ યોગ્ય ખ્રિસ્તી વર મળે તો પોતાની પુત્રીને તેની સાથે પરણાવવામાં તેને કોઈ વાંધો નથી. આ બાબતોમાં નાજેકને વાંધો હોવા છતાં તે એની વાતનો અસ્વીકાર કરતો રહ્યો હતો. તોપણ સ્વાધીન થવાની આશા એક એવી વસ્તુ છે જે માણસના મનમાં એકવાર પેસી જાય પછી કદી મટતી નથી. એટલે એણે કહ્યું, 'સાહેબ થવાની ઇચ્છા કરવી તે સારી વાત છે, પણ એક દિવસમાં તો સાહેબ બની જવાતું નથી.'

નાજેકે કોઈ જવાબ ન આપ્યો. તે સમજી ગયા હતા કે આ માણસોના મનમાં સાહેબ થવાની ઇચ્છા એવી ઊંડાઈએ પ્રવેશી ગઈ છે કે તેના જેવા બે એક માણસોના મનોબળથી તેમને રોકી શકાય તેમ નથી. તેમ છતાં તે પોતાનો મત છોડી દેવા જરા પણ તૈયાર નથી. પાઈપ પીતાં પીતાં તે એ કારણે ચૂપ રહ્યા.

ખાટિંગે કહ્યું, 'એ કારણે જ તો આપણને પહેલાં સ્કૂલ, ઇસ્પિતાલ અને રસ્તાઓની જરૂર છે.'

'યુદ્ધમાં જીત્યા પછી કહે છે કે આ સાહેબ લોકો આપણને બધુ આપશે, ખરું કે નહિ ?' ગાઠિંખુઈએ પૂછ્યું.

'આપીશું, એમ તો કહ્યું છે.' ખાટિંગે કહ્યું.

'કશુંય નહિ આપે.' નાજેક બોલ્યો.

'કેમ ?' ગાઠિંખુઈએ પૂછ્યું.

'આપણી એ લોકોને અત્યારે જરૂર છે, એટલે આવી જાતનાં આશ્વાસન આપે છે.'

'મને ફોરટિંથ આર્મીના એક ઑફિસરે પોતે કહ્યું છે.' ખાટિંગે કહ્યું.

'હું કોઈ પણ વિદેશી પર વિશ્વાસ નથી કરતો.' નાજેકે કહ્યું.

આ વખતે કોઈએ જવાબ ન આપ્યો. આ પછી બે-એક ગામની વાત નીકળી. મિત્રરાષ્ટ્રોની સેનાનાં વિમાનોએ નાશ કરેલાં ગામના નુકસાનનું વળતર મળશે કે નહિ એ અંગે ગાઠિંખુઈએ ખાટિંગને પ્રશ્ન કર્યો.

ખાટિંગે કહ્યું — 'તેમણે તો સોગંદ ખાઈને કહ્યું છે કે વળતર આપીશું.'

ખાટિંગ તરફ ગુસ્સાભરી નજરે જોઈ નાજેક ડોસા ચૂપ રહ્યા.

'જો તેઓ ન આપે, તો. . .' કહી ગાઠિંખુઈ શું કહેવું તે ન સૂઝતાં ચૂપ રહી ગયો.

'હું એ અંગે કશું કહી શકું એમ નથી.' ખાટિંગે કહ્યું.

કેટલીક વાર સુધી કોઈ કશું બોલ્યું નહિ. ડાંગર ચોપી રહેલી છોકરીઓ ત્યારે પણ ગીત ગાતી હતી. નાળી દ્વારા ખેતરમાં લાવવામાં આવતા ઝરણાના પાણીનો અવાજ કાને પડતો હતો. એકદમ વેગથી પવન વાતાં હવામાન ઠંડું થઈ ગયું.

એ વખતે બહારથી કોઈનો અવાજ સાંભળતાં ખાટિંગની તંદ્રા તૂટી.

'શું થયું રિશાંગ ?'

'એ લોકોએ પેલા બે લંપટોને છોડી મૂક્યા છે.' રિશાંગે બહારથી કહ્યું.

ખાટિંગને ગુસ્સો આવ્યો. 'કયા આધારે ?'

રિશાંગે જવાબ આપ્યો, 'લાગે છે કે તેમને આપણી છોકરીઓનું કોઈ મૂલ્ય નથી.'

નાજેક વાત તરત સમજી જઈ બોલ્યા, 'કોઈ બહારનો પરદેશી આપણા નગા લોકોની વાત સમજી ન જ શકે. હું જ્યારે કહું છું, ત્યારે તમે લોકો માનતા નથી.'

રિશાંગ ત્યાં સુધીમાં અંદર આવીને બેસી ગયો હતો. નાજેકની વાત સાંભળી આશ્ચર્ય પામી તે તેમની તરફ જોતો રહ્યો.

સૂર્ય ત્યારે આકાશમાં રહ્યો ન હતો. માત્ર વાદળાંની વચ્ચે વચ્ચેથી નીકળતાં સફેદ કિરણોથી ધરતી આંખોની સામે ઝગમગી રહી હતી.

# 4

બીજે દિવસે સવારે ઊઠવામાં રિશાંગને ઘણું મોડું થઈ ગયું. આગળના દિવસે રાતે તેને તાવ આવ્યો હતો, એટલે કોઈએ એને જગાડ્યો નહોતો. ઊઠીને તેણે જોયું તો દીવાલની ખપટીઓમાંથી સૂરજનાં ઉજ્જ્વળ કિરણો તેને નાકે મોઢે પડી રહ્યાં છે. તોપણ તેને માથું ભારે ભારે લાગતું હતું.

થોડી વાર પછી બહારના આંગણામાં ગામના લોકોની વાતચીત સંભળાઈ, 'આજે તેઓ ખેતરમાં નથી ગયા શું ?'

તે ઊઠીને બેઠો થઈ ગયો, હાથથી આંખના પીઆ મસળતો મસળતો તે પડી રહ્યો. માત્ર શરીર જ નહિ, મન પણ ભારે લાગતું હતું. પહેલાં મિશનરીઓની વાતો સાંભળીને જે ઉત્સાહથી મિત્ર રાજ્યોને સહકાર આપ્યો હતો, તેવો ઉત્સાહ હવે રહ્યો નહોતો. સૈનિકોના અત્યાચારથી ઘણાં ગામ ત્રસ્ત થઈ ઊઠ્યાં હતાં. તેમનું નજર લાગી જાય એવું સુંદર ગામ બૉમ્બની આગમાં નાશ પામ્યું હતું. બહુ મહેનત કરીને ઉગાડેલ અને વાઢીને ઢગલા કરેલ ધાનને ખરામાંથી સૈનિકો જબર્દસ્તીથી ઉઠાવી ગયા હતા અને હવે ગામની સ્ત્રીઓને સુખ-શાન્તિથી રહેવાનું મુશ્કેલ થઈ પડ્યું છે. તેમના આ અત્યાચારોને રોકવાનો કોઈ ઉપાય નથી. સમય આવે એમના ગામમાં તેઓ ઇસ્પિતાલ બંધાવી દેશે, નિશાળો ખોલશે, રસ્તાઓ બનાવશે — વગેરે વચનોના વાયદામાં તેમને વિશ્વાસ નથી. આ સૈનિકોની સાથે તેઓ હવે એક ડગલું પણ આગળ ભરવા તૈયાર નથી. તેમને યુદ્ધ નથી ખપતું, શાન્તિ ખપે છે.

એટલે ખાટિંગને તેણે કાલે જ જવાબ આપી દીધો છે. ખાટિંગે તેને ઉતાવળમાં નિર્ણય ન કરવા અને ફરી વિચાર કરવા કહ્યું છે. પણ રિશાંગનું મન બદલાયું નથી. એકાએક બહાર શોરબકોર સંભળાયો. રિશાંગે કાન માંડીને સાંભળ્યું કે ગામના ઘણા લોક ઉત્તેજિત અવાજમાં કોઈની સાથે વિવાદ કરી રહ્યા હતા. દીવાલની બારીમાંથી તેણે જોયું કે અર્ધા ફર્લાંગ દૂરના એક ટીંબા પર માણસો બેઠેલા છે, અને કોઈ એક માણસ ભાષણ કરે છે અને તેના ભાષણની વચ્ચે લોકો બૂમો પાડીપાડીને કશુંક કહે છે.

સંત્રસ્ત ચિત્તે રિશાંગ ખાટલા ઉપરથી ઊભો થયો. બારણું ઉઘાડી રસોડામાં શારેંગ્લાને એકલી બેઠેલી જોઈ પૂછ્યું,

'આ બધું શું છે શારેંગ્લા ?'

નિર્વિકાર ભાવે. એના તરફ જોઈ શારેંગ્લાએ કહ્યું, 'આજે સવારે બધા સૈનિકો ચાલ્યા ગયા છે.'

આશ્ચર્ય પામી રિશાંગે પૂછ્યું, 'ચાલ્યા ગયા !'

'હા, કહે છે કે લડાઈ પૂરી થઈ ગઈ.'

'કોણે કહ્યું ?' માનતો ન હોય તેમ રિશાંગ બોલ્યો.

'ખાટિંગને સવારે જ બોલાવી તેમણે ખબર આપી.' શારેંગ્લાએ જવાબ આપ્યો.

'ખાટિંગ ક્યાં છે ?' વધારે નવાઈ પામી તેણે પૂછ્યું.

'તેઓ તેને પોતાની સાથે ઇમ્ફાલ લઈ ગયા છે.'

'શા માટે ?'

'મને ખબર નથી.'

'તે મને પણ મળીને ન ગયો ?'

'સમય નહોતો.'

'તો તો ફરીને પાછો આવશે.'

'કદાચ ન આવે, શિલોંગ જશે.'

'કોણે કહ્યું ?'

'હું કાને સાંભળીને આવી છું.'

'ઠીક.'

રિશાંગે પછી કોઈ પ્રશ્ન ન કર્યો, છતાં શારેંગ્લાએ કહ્યું, 'શિલોંગની પેલી છોકરીએ તેને બોલાવ્યો છે.'

'શું ?'

'હા, ખાટિંગે તેને બાપાને કહ્યું છે કે તે એની સાથે લગ્ન કરશે'

'તો પછી એના બાપે શું કહ્યું ?'

'બાપે કહ્યું કે જો તું એની સાથે લગ્ન કરીશ તો તારે મારે પછી કશો સંબંધ રહેશે નહિ.'

'જેવો બેટો છે તેવો બાપ છે.'

રિશાંગ સમજી ગયો કે ખાટિંગનો બાપ સાથે મેળ રહ્યો નથી, તો હવે તે ગામમાં જલદી પાછો નહિ ફરે. તે ઉપરાંત ખાસી કન્યા સાથે લગ્ન કર્યા પછી તેને પત્નીને ઘેર જ રહેવું પડશે. જો ક્યાંક કશું કામ મળી જાય તો કદાચ —

વિચાર કરતાં કરતાં રિશાંગને લાગ્યું કે તે બહુ નિઃસહાય થઈ ગયો છે. ખાટિંગ, રિશાંગ અને ફાનિટફાંગ એ ત્રણેયે મિત્રરાષ્ટ્રોની સેનામાં ભરતી થયા પછી પ્રતિજ્ઞા કરેલી કે લડાઈ પૂરી થયા પછી તેઓ પોતાના ગામની ઉન્નતિ માટે કામ કરશે.

શું કામ કરશે, એ વિશે તેમણે ખાસ નક્કી કર્યું નહોતું. પણ એ બાબતે વિચાર કરવાનો તેમને મોકો જ મળ્યો નહોતો. લડાઈ પૂરી થયા પછી કદાચ વિચારવિમર્શ કરીને કોઈ ને કોઈ એક કામ હાથ ઉપર લેત. પણ ખાટિંગ તેને મળ્યા વિના જ શિલોંગ જતો રહ્યો. ખાટિંગ પર તેને રીસ ચડી.

રિશાંગને તે વખતે પણ સખત તાવ હતો, અંદરથી તે પોતાને ભારે અશક્ત અનુભવ કરતો હતો.

એકાએક શારેંગ્લાએ જ તેને બેસવાનું આસન ધરી કહ્યું, 'બહાર જવાની જરૂર નથી. થોડી વાર બેસ. બોલ, ચા પીવી છે કે ખાવું છે ?'

શારેંગ્લાના શબ્દોમાં પ્રકટ થતી સહાનુભૂતિ તેના હૃદયને સ્પર્શી ગઈ. બીજાના દુ:ખને સમજનારી આવી એક સ્ત્રીનો આદેશ માનવામાં એને જરાય દ્વિધા ન થઈ. ધીરેથી તે પીઢા પર બેઠો અને બોલ્યો, 'ચા આપ.'

શારેંગ્લાએ કીટલીના ઉકળતા પાણીમાં ચાની પાંદડીઓ નાખી અને પછી કન્ડેન્સ્ડ મિલ્ક થોડું ઓગાળ્યું. એક મગમાં જ્યારે ચા આપવા માંડી ત્યારે તેણે જોયું કે રિશાંગ તેના તરફ એકી નજરે સ્તબ્ધભાવે જોઈ રહ્યો છે. એક મધુર સ્મિત સાથે તેણે કહ્યું, 'શું જુએ છે ? ચા પી.'

રિશાંગે જોયું કે શારેંગ્લાના પરિપુષ્ટ મોઢા પર હજી પણ નવયૌવનની જ્યોતિ અસ્ત પામી નથી. પણ ગાલોનો રંગ થોડો ફિક્કો પડી ગયો છે. મૃદુતાની સાથે સાથે થોડી કઠોરતા પણ આવી ગઈ છે. તેમ છતાં તેની નજરમાં જંગલમાં ભૂલી પડેલી સચકિત હરણીની નિસ્સહાયતાનો ભાવ પ્રકટી રહ્યો છે. અનેક લોકોની વચ્ચે રહેવા છતાં તે જાણે એકલી છે.

ચા પીતાં પીતાં તેણે પૂછ્યું, 'લડાઈ તો પૂરી થઈ ગઈ. તું હવે કેવી રીતે પોતાનું કરીશ ?'

'પંચાયત ગાઠિંખુઈના આશ્રયમાં રહેવા દેશે. બીજું શું કરું ? ત્યાં રહીશ.'

રિશાંગથોડી વાર વિચારતો રહ્યો, તે પછી બોલ્યો, અમારે ત્યાં હૉસ્પિતાલ થવાની વાત છે. ત્યાં નર્સ થઈ શકે. પૈસા પણ મળશે.'

'કામ જાણ્યા વિના કોણ નોકરીએ રાખે ?'

'કામ શિખવાડવાની કોઈ વ્યવસ્થા થઈ શકશે તો કરીશ.' રિશાંગ ચાનો મગ મૂકીને ઊભો થયો. પછી બોલ્યો, 'હું જરા કપડાં પહેરી આવું.'

સરલ કૃતજ્ઞતાથી શારેંગ્લા તેના મોઢા તરફ જોઈ રહી. બચપણથી તેની સાથે કેટલાં બધાં કામ, કેટલી બધી ધીંગામસ્તી કરી છે. ડુંગરા ચડવા, જંગલમાંથી ઈંધણાં લાવવાં જેવાં કેટલાંય કામ કર્યાં છે. એ બધાની ન ભૂલી શકાય એવી યાદો તેના હૃદયના પટારામાં ભરેલી છે. આજ આટલા બધા દિવસો પછી રિશાંગના સહાનુભૂતિપૂર્ણ હૃદયની ભાવનાથી દીપ્ત યૌવનના તેજથી પ્રદીપ્ત મોઢું જોઈ તેના મનની સુપ્તકામના એકાએક ક્રંદન કરી ઊઠી. એ મોઢું જ શું એના મનમાં અંકિત થયેલું નથી ? એ મોઢાના એક ચુંબનને માટે તેનું સમગ્ર યૌવન રાહ જોતું નહોતું ! આ મોઢાએ જ શું એક દિવસ નહોતું કહ્યું, 'ભણીને આવું છું, ત્યાં સુધી રહે. વિધાતાએ જ તારે માટે....' છિ, છિ... હવે તે આ બધું શા માટે વિચારે છે ! પતિતાને ચાહવાનો અધિકાર કોઈને નથી, કંઈ નહિ તો અમારા સમાજમાં !

રિશાંગ તેના તરફ નજર માંડી શકતો નહોતો. અંતરમાં રહેલી હતાશા જ એને

રોકતી હતી. એ સમજતો હતો કે શારેંગ્લાને પામવાની ઇચ્છા એટલે હવે પોતાના સમાજનું અપમાન. એટલું જ નહિ, શારેંગ્લાને પામવાની ઇચ્છાનું બીજું નામ છે પાપ અને એવું પાપ તો કદી નહિ કરે. પરંતુ તે એકાન્ત ક્ષણોમાં શારેંગ્લાના ભરપૂર ગાલો પર ચુંબન જડી દેવાની તેને ઇચ્છા થઈ આવી. તેઓ એકબીજાની એટલાં પાસે ઊભાં હતાં કે વચ્ચેના વ્યવધાનને વ્યવધાન કહી શકાય એમ નહોતું.

એકાએક બારણું ખોલી આનંદમાં ઊછળતી વીજળીની જેમ અંદર આવી ખુટિંગ્લા. 'રિશાંગ, લડાઈ બંધ થઈ ગઈ, સાંભળ્યું ને ! —' એ બોલતાં તો એ બે જણને આટલાં પાસપાસે ઊભાં જોઈ તેના મનમાં લડાઈ પૂરી થવાથી જે ઉત્સાહ આવ્યો હતો તે બધો વિલીન થઈ ગયો. તેણે સાંભળ્યું હતું કે ભણવા જતાં પહેલાં રિશાંગે શારેંગ્લાને પરણવાનું વચન આપ્યું હતું. પણ તે વચન તેના આવા અધઃપતન પછી પણ પાળશે તેવો તો તેણે વિચાર જ નહોતો કર્યો. જોકે રિશાંગે તેની સાથે વિવાહ કરવાની કદી વાત નહોતી કરી, તેમ છતાં તેમનાં માબાપની વાતોથી એને એવો દૃઢ વિશ્વાસ બંધાયો હતો કે જો તે એકવાર વિવાહની વાત કરશે તો રિશાંગ કદી ના નહિ પાડે. પણ આજે રિશાંગની પુરાણી પ્રીતની પુનરાવૃત્તિ પોતાની આંખોની સામે જોતાં જ તેની આશા કરમાઈ ગઈ, અને તેના મનમાં શારેંગ્લા પ્રત્યે તીવ્ર ઈર્ષ્યાની આગ પ્રજ્વળી ઊઠી.

રિશાંગને જરૂર થયું હતું કે તેની પ્રેમભરી નજર શારેંગ્લાનો પ્રાપ્ય અધિકાર છે. એ પ્રેમભરી નજર તેમના પરસ્પરના સંબંધોની પહેલી અને છેલ્લી પરિણતિ છે - એ અંગે તેની કશી ગેરસમજ નહોતી. તેને લાગ્યું કે શારેંગ્લા માટે તેને અસીમ સહાનુભૂતિ છે, પણ કોઈ શ્રદ્ધા નથી.

રિશાંગે પોતાને સંભાળી લેતાં ખુટિંગ્લા તરફ જોઈ કહ્યું, 'હા, સાંભળ્યું તો છે, પણ લોકોને ખબર પડી કે નહિ ?'

'બધાએ સભામાં બેસીને વિચાર કર્યો છે.' ખુટિંગ્લાએ મનની ઈર્ષ્યા મનમાં દબાવી સ્વાભાવિક ભાવે જવાબ આપ્યો.

'શો વિચાર કર્યો ?'

ખુટિંગ્લાનો અવાજ એકાએક ઉત્તેજિત થઈ આવ્યો, 'શો વિચાર કરવો એને લઈને તો આફત છે. આજે જ જઈને ગામના હાલહવાલ જોયા છે. એકે ઘર બચ્યું નથી. આટલાં બધાં ઘર તૈયાર કરવાં એ રમત વાત છે ?'

ગામનાં ઘર જ શું, કંઈ જ બચ્યું નથી. બામ્બથી બધું નાશ પામ્યું છે. હવે આ વરસાદમાં આ બધાં નવેસરથી બાંધવાનો ભારે મોટો પ્રશ્ન છે. જોકે મિત્રરાજ્યોના અધિકારીઓ કે સરકાર જો કંઈક વળતર આપે તો કંઈક થઈ શકે. એટલી ક્ષીણ આશાની વાત યાદ કરી રિશાંગે થોડી નિરાંત અનુભવી.

એ દરમ્યાન શારેંગ્લા તો બહાર નીકળી ગઈ હતી. ખુટિંગ્લાએ આત્મીયતાથી તેને પૂછ્યું, 'તો હવે તું ફરી ભણવા જઈશ ?'

રિશાંગે જવાબ આપ્યો, 'કહેવાય નહિ. મિશનરીઓના આવ્યા પછી ખબર પડે.'

'કેમ ?'

'આપણા આ વિસ્તારમાં એક હાઈસ્કૂલ સ્થાપવાની વાત છે. જો એમ થાય તો મને ભણવા મોકલશે.'

એકાએક ખુટિંગ્લાનું મોં પડી ગયું. ભણવા માટે બહાર જનારા છોકરાઓનો કોઈ ભરોસો નહિ. ખાટિંગની જેમ કોઈ બહારની ભણેલી છોકરી સાથે સંબંધ બાંધી દે, કોણ જાણે છે ? એક નિસાસો નાખી તેણે સરળ ભાવે કહ્યું, 'ભણ્યા વિના તો બધું નકામું છે. મને પણ ભણવાની ઇચ્છા હતી.'

રિશાંગે કહ્યું, 'સ્કૂલ થાય તો તું પણ ભણી શકીશ.'

ખુટિંગ્લાએ કૃત્રિમ રીતે હસીને કહ્યું, 'તારી સ્કૂલ ખુલ્યા પહેલાં તો હું ઘરડી થઈ જઈશ.'

રિશાંગે જોયું કે વાત કરતી વખતે પણ તેના ચહેરા પર યૌવન તગતગી રહ્યું છે. તેની નજર જાણે કહે છે, 'મારે આ દુનિયાને ઘણો આનંદ આપવાનો છે. જો કોઈ પુરુષ મને ગ્રહણ કરે તો એના બદલામાં એને એવું અપૂર્વ પ્રતિદાન આપીશ, જે પ્રતિદાન આ નવયુવાનીમાં જ આપવાનું શક્ય છે. તેની એ નજરમાં રિશાંગના મનમાં યૌવનની બધી પુષ્પિત વાસના એકસાથે જોવા મળી. એક લીલાછમ આદરભાવથી ખુટિંગ્લા તરફ તેનું હૃદય દ્રવિત થઈ ગયું. તાજા ખીલેલા પીળાં સોનેરુનાં પુષ્પો ધરતી પર ઝરી નવીન અને સજીવનું જે રીતે સ્વાગત કરે છે, એવી રીતે એ ક્ષણે ખુટિંગ્લાની વાતો, નજર અને મોઢા પરનું લજ્જાભર્યું સ્મિત એ બધાંએ તેના મનમાં નવીનતા અને જીવંતતા જગાવી દીધી.

આ લીલીછમ, જીવંત છોકરી ખુટિંગ્લા એક દિવસ ઘરડી થશે. ઘરડી થશે જો એના યૌવનમાં આમ જ ઓટ આવી જાય. રિશાંગને લાગ્યું કે ખુટિંગ્લા તેને યૌવનની અસામાન્યતા, ક્ષણિકતા અને સાર્થકતા-એ બધા ગુણ એકીસાથે યાદ અપાવવા માગે છે. તેના પણ દેહ અને મનમાં યૌવનની કામના-વાસનાનાં બધાં ફૂલ એ ક્ષણે ફૂટી ઊઠ્યાં. તે જાણતો હતો કે લડાઈ, ભણતર, સમાજસેવા, ખેતી કરનાર માણસો પણ એક મધુર એકાંતની કામના કરી કોઈ પ્રિયતમાના નવજીવનને જાગ્રત કરી દેતા સાન્નિધ્ય માટે ઉતાવળા બની જાય છે. એવા માણસો જ બને છે જીવનની પ્રેમમય પ્રતિમૂર્તિ. તેણે કહ્યું, 'તું ઘરડી નહિ થાય.'

'આહ, સમય જાણે કોઈની રાહ જોઈને બેસી રહેવાનો ન હોય !'

રિશાંગના હૃદયના એકાન્ત ખુણામાં એક મૃદુ આઘાત લાગ્યો: એકાએક તેને લાગ્યું કે તે બહુ જ ઘરડો થઈ ગયો છે. લડાઈ કરવાની તકલીફોમાં તેના શરીરની કમનીયતા નષ્ટ થઈ ગઈ છે.

મનોમન એક અજાણી અને ઊંડી વેદનાનો અનુભવ કરતાં તેણે વિચાર્યું કે કયા કારણે ખુટિંગ્લા તેને યૌવનની અસામાન્યતા, ક્ષણિકતા અને સાર્થકતાની વાત યાદ કરાવે છે. તે પોતે પણ પોતાનામાં એ અભાવનો અનુભવ કરે છે શું ! તેણે ખુટિંગ્લા ભણી જોયું. તેનાં બંને પુષ્ટ સ્તનો નવા ખેતરમાં છોડ પવનમાં જેમ કંપે તેમ કંપી

રહ્યાં છે. બંને આંખો રસભરી બની દેહની બધી કામતૃષ્ણા જાગી ઊઠ્યાનો પરિચય આપી રહી છે. તેના મનમોહક બંને ગાલ સ્પર્શ પામવા આતુર અને લાલ બની ગયા છે. તેની ખુલ્લી કેશરાશિમાં યૌવનની કાળી કામનાના નાગ નૃત્ય કરી રહ્યા છે. રિશાંગનું શરીર એક આંતરિક ઉત્તેજનાથી કંપી ઊઠ્યું. તેણે અનુભવ કર્યો કે ખુટિંગ્લા એક ઊંડી પ્રશાંતિનું વિશ્રામગૃહ છે. બહારની તોપોની ગર્જના આજે શાન્ત પડી ગઈ છે. અકારણ માણસોનો શિકાર કરવાની નિષ્ઠુર પ્રતિદ્વન્દિતા આજે સમાપ્ત થઈ ગઈ છે. પ્રાણ રૂંધાવી દેનારું વાતાવરણ આજે વહેતા પવનની જેમ મુક્ત થઈ ગયું છે. આ અવસરે મુક્ત આકાશમાં ઉજ્જ્વળ એક નક્ષત્રના મનમોહક પ્રકાશની જેમ તેના કુંવારા દેહની શોભા તેને વિસ્મિત કરી રહી છે. જીવનમાં તેને પહેલી વાર અનુભવ થયો કે તે એક તરુણ પુરુષ છે.

ખુટિંગ્લાને સમજવાનું બાકી ન રહ્યું કે રિશાંગની આ નજરનો શો અર્થ છે.

રિશાંગ એને કંઈ કહેવા જાય તે પહેલાં ઘરની બહારથી કોઈએ સાદ પાડ્યો,

'રિશાંગ'

રિશાંગ ચમકી ઊઠ્યો, 'કોણ ?'

'હું ફાનિટફાંગ' કહી એક કદાવર માણસ દાખલ થયો. તેના માથાના વાળ ઊભા હતા, મોઢું કોળા જેવું ગોળ, છાતી પહોળી અને ઊંચાઈ છ ફૂટ. ખાખી પેન્ટ અને સાધારણ શર્ટની અંદરથી એની વિશાળ કાયા દેખાતી હતી. તેના માથે સૈનિકની ટોપી હતી.

અંદર પ્રવેશ કરતાં જ એ બંનેને એ અવસ્થામાં સારી રીતે જોઈને મજાકમાં તેણે કહ્યું — 'તમે બંને આદમ અને ઈવ જેવાં લાગો છો.'

રિશાંગ હસી પડ્યો. ખુટિંગ્લા, 'મરને મુવા !' કહી ત્યાંથી ખસી ગઈ.

ફાનિટફાંગે હસતાં હસતાં કહ્યું, 'એમાં કશું ખોટું નથી. આ ઉંમરે પ્રેમ નહિ કરો તો ક્યારે કરશો ?' બહારથી ખુટિંગ્લાનું ખડખડાટ હાસ્ય સંભળાયું. રિશાંગે યથાસંભવ ગંભીર બનીને કહ્યું, 'તારી આ મજાક રહેવા દે.'

ફાનિટફાંગે કહ્યું, — 'પણ ગામના બધા લોકો જાણે છે કે ગાઠિંખુઈએ તેને તારે માટે રાખી મૂકી છે.'

'શું કહ્યું ?'

'હા. મને માએ કહ્યું છે.'

ફાનિટફાંગે ખિસ્સામાંથી એક કેપસ્ટન સિગારેટ કાઢી, તે પેટાવી બોલ્યો, 'જો તે તને ગમે છે તો હવે ઘર માંડવાની વાર નથી. પણ એક વાત છે —'

રિશાંગ ચૂપ રહ્યો. એક છોકરી ગમવી અને એની સાથે ઘર માંડવું એ જુદી બાબતો છે. ઘરસંસારના ખાસ નિયમો છે. પહેલાંથી જોયા-કારવ્યા વિના વિવા-વારુની વાત ન થઈ શકે. તે ઉપરાંત ખુટિંગ્લાના મનની તેને ખબર નથી. એણે એ બાબતમાં કોઈ વચન આપ્યું નથી.

રિશાંગના જવાબની રાહ જોયા વિના ફાનિટફાંગે સિગારેટનો કશ ખેંચતાં કહ્યું,

'માએ કહ્યું છે કે તમારા બંનેના કુટુંબો વચ્ચે લગ્નસંબંધ બંધાવો મુશ્કેલ છે.'

આશ્ચર્ય પામી રિશાંગે પૂછ્યું, 'કેમ ?'

ફાનિટફાંગે ગંભીર થઈ જવાબ આપ્યો, 'તારા પિતા સાથે ગાઠિંખુઈનો જૂનો ઝઘડો છે. જમીનના એક ટુકડા માટે બંને કુટુંબો વચ્ચે મારપીટ પણ થઈ છે. તારા પિતાને ભાલાનો ઘા વાગ્યો હતો.

આશ્ચર્ય પામી રિશાંગે આ ઝઘડાની વાત સાંભળી એક નિસાસો નાખ્યો, 'શું હજી પણ એમની વચ્ચે ઝઘડો રહ્યો છે ?'

'મા કહે છે કે એસ. ડી.ઓ.ના હાથમાં હજી મુકદ્દમો પડેલો છે ?'

'જમીનના કયા ટુકડા માટે ઝઘડો થયો હતો ?'

'ગામનો જે ઊંચો ટીંબો છે, તે જ ટુકડો. ત્યાં ખ્રિસ્તી અને બિન-ખ્રિસ્તી ગામની સરહદ છે. ખબર છે ને ?'

'ખબર છે. જમીનનો એ ટુકડો તો પેલા ગામની સરહદમાં આવવો જોઈએ.'

'આજથી વીસ વર્ષ પહેલાં તારા પિતાએ જમીનના એ ટુકડા પર ગિરજાઘર બાંધવા પાયો પૂર્યો હતો. એ વાતને લઈને નાજેક ભાઈની સલાહથી આ ગામના લોકો લાકડીઓ, ભાલા લઈને તેમને હાંકી કાઢવા આવ્યા. પેલી બાજુથી પણ માણસો આવ્યા, બરાબર મારામારી થઈ. તારા પિતાને ગાલે એક ઊંડો કાળો ડાઘ જોયો છે ને ?'

'હા.'

'કહે છે કે ગાંઠિખુઈનો ભાલો વાગવાથી તે ઘા પડયો છે. એ માટે પોલીસ-કેસ થયેલો. કેટલોક સમય વીત્યા પછી તારા પિતાએ ફરી ગિરજાઘર બનાવ્યું. આ વખતે ગાઠિંખુઈ ટંટોફિસાદ ન કરે એટલા માટે પોલીસની દેખરેખમાં ગિરજાઘર બનાવ્યું. જમીનના ટુકડા પર કોનો હક થયો તે તો કોઈ કહી શકે એમ નથી, પણ ગિરજાઘર અત્યારે ત્યાં છે.'

'સમજ્યો ?' કહી રિશાંગ ચૂપ થઈ ગયો.

'શું સમજ્યો ?' આશ્ચર્ય પામી ફાનિટફાંગે પૂછ્યું.

'એ જ કે સરકાર જ એ માટે જવાબદાર છે, જોતા નથી બે ગામ વચ્ચે કેવો ઝગડો કરાવી દીધો ? ગિરજાઘર બનાવવા બીજી કોઈ જગ્યા નહોતી ?'

'એમાં ગાઠિંખુઈનો કોઈ દોષ નથી, એમ તું કહેવા માગે છે ? ગિરજાઘર ઊંચી જગ્યાએ હોય એવો નિયમ છે. પછી તેમાં એ લોકોએ ફંદો કેમ માર્યો ?'

'ઊંચા પર્વત પાસે સ્વર્ગ હોય છે, એવું તમે માનો છો, પણ હું નથી માનતો.'

'તું તો પ્રોફેટની જેમ બોલે છે.'

'ચૂપ રહે. હું પ્રોફેટ નથી, માણસ છું. ઝઘડો કર્યા વિના ગિરજાઘર બન્યું હોત તો કોઈનું શું બગડવાનું હતું ?'

'જવા દે, તારું લગ્ન —'

'દુષ્ટ, મારા લગ્ન માટે હું એટલી ચિંતા નથી કરતો. પણ ગામના લોકો વચ્ચે

અંદર અંદર ઝઘડા થાય તે મને નથી ગમતું. આપણા ગામનું મંગલ કેવી રીતે થાય એની ચિંતામાં તો હું મરું છું.'

એકાએક ફાનિટફાંગે પૂછ્યું, 'સાંભળ્યું છે કે તું આગળ ભણવા કલકત્તા જવાનો છે. ખરું છે કે ?'

'હા, મિશનરીઓ જવા કહે છે. ભણી આવીને અહીં એક હાઈસ્કૂલ કરીશું.'

ફાનિટફાંગ ભણવાગણવામાં તેજ નહોતો. વળી એક વિધવા સ્ત્રીનો બેટો હોવાથી દુઃખી છે. ગામમાં હાઈસ્કૂલ કાઢી ગામના છોકરા-છોકરીઓને ભણાવવાથી શો લાભ થશે તે એ નથી જાણતો. એ માટે રિશાંગ ઘણાં વર્ષ ગામથી દૂર રહે તે વાત તેને દુઃખદાયક લાગી. તેણે કહ્યું, 'ખાટિંગ તો ગયો, હવે તું પણ જઈશ. ગામની ચિંતા કોણ કરશે ?'

'તું' કહી રિશાંગ હસ્યો.

'વિચારવા કરવાનું હું ના કરી શકું. હું તો બસ કામ કરી જાણું. તું અહીં રહી જા. ગામને નવેસરથી વસાવવાનું છે. અહીં ચારે તરફ શીતળામાતાનો કોપ ફાટ્યો છે —

'શીતળા મા ?'

'હા, હું એ કારણે જ આવ્યો છું. અમારા જૂના ઘરના આંગણામાં ગામના બધા મોટા માણસો તારી રાહ જુએ છે, તને બોલાવે છે.'

તેની વાત સાંભળતાં જ રિશાંગ ઓરડામાં ગયો. કપડાં બદલીને એ તરત બહાર આવ્યો. બોલ્યો, 'ચાલો.'

ફાનિટફાંગે કહ્યું, 'તમારામાંથી કોઈ ન રહે તો હું એકલો એકદમ નિઃસહાય બની જાઉં છું.'

'હું નહિ રહી શકું. કોઈ પણ રીતે ગામમાં હાઈસ્કૂલ ખોલવી છે.'

— રિશાંગે કહ્યું.

થોડી વાર પછી બંને ગામની વણવપરાતી કેડી પર ડગલાં ભરવા લાગ્યા. રસ્તાની બંને બાજુએ બળીને રાખ થઈ ગયેલાં ઘર-બાર, તેમના બાપ-દાદા, ભાઈ, ભત્રીજા અને બહેનો વગેરેનાં આશ્રયસ્થાન બળીને નાશ પામ્યાં હતાં. ફાનિટફાંગનું કહેવું ખરું હતું કે સરકાર કે મિત્રરાજ્યો પાસેથી વળતર મેળવી આ ઘરબાર ફરી બનાવવા માટે તેના અને ખાટિંગ જેવાના વિના ચાલે એમ નથી. સરકારની સાથે લડવું પડશે અને એ માટે ભણેલા માણસની જરૂર પડશે. પણ એક કાયમી વ્યવસ્થા માટે અહીં એક હાઈસ્કૂલની તો જરૂર પડવાની જ. પણ અત્યારે તો શીતળામાતાની રસી માટે કોઈ વ્યવસ્થા કરવી પડશે. જોઈએ, શું કરી શકાય એમ છે.

ફાનિટફાંગ રિશાંગનો જવાબ સાંભળી નિરાશ થયો. તેણે ફરી કહ્યું, તારે જો લોકોનું કલ્યાણ જ કરવું હોય, તો લગન કર, ઘર માંડ અને કામ કર. ફરી ભણીને શું કરીશ ?'

'શ્રમ કરવા માટે માણસને જ્ઞાનની જરૂર છે, ફાનિટફાંગ ! જ્ઞાન વિના ન ચાલે.'

'તું આપમતલબિયો છે. એકસો અભણ વચ્ચે એક ભણેલો હોય તેથી શો લાભ ?'

'જરા મોટો થા. સમજી શકીશ. આપણે હંમેશાં નગા જ બની રહીએ તે નહિ ચાલે. આપણે પણ સાહેબોની જેમ ઉન્નતિ કરવાની જરૂર છે.'

'અસંભવ છે. વિડેશ્યેલી કહે છે કે આપણે નગા સિવાય બીજું કંઈ થઈએ તે માત્ર પાગલપન છે.'

'વિડેશ્યેલી ! તે આપણા માણસોને ખોટું સમજાવે છે.'

'નથી સમજાવતો. એક સારો નગા બનવા એટલી બીજી કોઈ મોટી આકાંક્ષાની આપણે જરૂર નથી.'

'મૂરખને સમજાવવો ને પથરાને પિગળાવવો બેય સરખાં.'

રિશાંગે ગુસ્સામાં કહ્યું.

ફાનિટફાંગને પણ ગુસ્સો આવ્યો, 'ભણેલાગણેલા માણસો એક સાધારણ માણસની વાત સમજી શકતા નથી.'

રિશાંગે કંઈ જવાબ ન આપ્યો. જીવનને તર્કની ધૂમ્રજાલ બનાવવાનો અર્થ નથી. સમય જ ફાનિટફાંગની ખોટી ધારણા દૂર કરાવશે એવો એનો દૃઢ વિશ્વાસ છે.

સમય !

સેનાની ટુકડીઓના અહીંથી ગયા પછી પંચાયત બેઠી છે. પંચાયત પૂરી થઈ નથી. બે જ મુખ્ય પ્રશ્નો છે, તેનો ફેંસલો કરવામાં તો એટલો વખત ન લાગવો જોઈએ. આપણા માણસો આ રીતે નકામી પંચાયતો ભરીને મરી રહ્યા છે. રિશાંગે વિચાર્યું.

ગાઠિંખુઈ, તેના પોતાના પિતા ઇયેંગમાશ, નાજેક, ફાનિટફાંગની ઘરડી મા શિરાલા સાથે — ઘણા લોકો તેની રાહ જોતા હતા. તે જેવો પહોંચ્યો કે ઘરમાલકણ શિરાલાએ એક બેઠક તેની આગળ ધરી કહ્યું, 'એના પર બેસ, બેટા.'

ઇયેગમાંશે પોતાના પુત્ર તરફ જોઈ પૂછ્યું, 'હવે તબિયત કેવી છે ?'

'આજે ઠીક છે,' રિશાંગે કહ્યું.

'હું તો બી ગયો હતો ચારે બાજુ શીતળા મા નીકળ્યાં છે.'

'ના, મને તો માત્ર શરદી થઈ હતી.' સંક્ષેપમાં જવાબ આપી રિશાંગ બેઠો.

આજુબાજુનાં બધાં ગામોમાં શીતળા માનો રોગ ફેલાયો હતો. મિશનરીઓએ કહેવડાવ્યું હતું કે તેમના ક્લિનિકમાં જ હમણાં તો રસી આપવાની વ્યવસ્થા કરવામાં આવી છે. સ્વયંસેવકોએ ઘેર ઘેર જઈ રસી આપવાની જરૂર છે. પણ લોકો રસી લેતાં બીવે છે. વળી નાજેક સાત પેઢીઓમાં જે નથી થયું તે માનવા તૈયાર નથી. માત્ર રિશાંગના પિતાએ જ દૃઢતાથી કહ્યું કે લોકોએ રસી લેવી જ જોઈએ. ગાઠિંખુઈએ પોતે કોઈ મત રજૂ ના કર્યો.

પાછલા વિશ્વયુદ્ધમાં ગાઠિંખુઈને જ્યારે વિદેશ જવાનું થયું ત્યારે રસી મુકાવવી પડી હતી, એથી કંઈ નુકસાન થયું નહોતું. એ વાતની એને ખબર છે એટલે નાજેકની વાતને ટેકો આપી કશી માથાફોડ કરવા માગતો નહોતો. રિશાંગની વાત સાંભળી

બધાએ નક્કી કર્યું કે જૂની માન્યતાઓને અનુસરી ખાલી હાથે મોતની પાસે જવા જેવી મુર્ખામી આ ધરતી પર બીજી કોઈ નથી. બધાએ રિશાંગના મતને સમર્થન આપ્યું.

કેટલીક વાર પછી કોઈએ આવીને ખબર આપી કે મિશનરી રિશાંગને મળવા માગે છે. રિશાંગ જવા નીકળ્યો કે ગાઠિંખુઈએ કહ્યું, 'રિશાંગ આપણે હજી કેટલીક વાતોની ચર્ચા કરવાની જરૂર છે, ખાસ તો ગામને વળતર આપવાની બાબતે અને ગિરજાઘર વિશે.'

'આજે હવે એ ચર્ચા નહિ થાય.' કહી રિશાંગ ચાલ્યો ગયો. બંને પ્રશ્નો તેને મન અત્યંત મુશ્કેલ છે. પહેલા પ્રશ્ન વિશે શું કરી શકાય એ જાણવા તો ઇમ્ફાલ જવું પડશે, બીજા અંગે શું કરવું એ માટે પોતાનો અભિપ્રાય આપે તો બાપ સાથે ઝઘડો થઈ જાય એમ હતું. એટલે બે બંનેની ચર્ચા પછીથી થાય એ જ સારું હતું.

તેના ગયા પછી ફાનિટફાંગ મનોમન બડબડાટ કરતો રહ્યો પણ એણે એકે ચોખ્ખી વાત ન કરી. ગાઠિંખુઈએ ફરી સભા મળશે એમ કહી એ દિવસની સભા પૂરી કરી ઊભો થઈ ગયો.

મિશનરી હતા એક વૃદ્ધ અમેરિકન, નામ ડા. બ્રુક. તેઓ પોતે ડાક્ટર હતા અને સમય મળતાં પોતે તૈયાર કરેલી દવાઓથી સારવાર કરતા. આ સારવારને કારણે તેઓ સાધારણ જનતામાં આસ્થાભાજન બની ગયા હતા. એને કારણે ઈશુ ખ્રિસ્તના નવા અનુયાયીઓ તૈયાર કરવાની સુવિધા પણ મળી હતી. ત્રીસ વર્ષથી ટાંખુલ નગા સમાજ વચ્ચે રહીને પણ તેમના જીવનમાં એકરૂપ થયા નહોતા, તેમ છતાં તેમનાં બધાં નાડી-નક્ષત્રોને સમજતા હતા. કોઈ એક અમેરિકનને પક્ષે નગા લોકોમાં જેટલું ભળી શકાય તેટલું ભળવામાં બિચારા બ્રુકે બહુ પ્રયત્ન કર્યો હતો, તેમ છતાં તેમનું ઘર, જીવનધોરણ રહેણીકરણી પૂરેપૂરી સાહેબો જેવી હતી. ગામમાં શીતળાનો પ્રકોપ ફેલાયેલો સાંભળીને ડા. બ્રુકે પહેલાં તો સ્થાનિક ગિરજાઘરના પેસ્ટર ઇયેંમાશને બોલાવી પોતે રસી લેવા અને બીજાઓને રસી મુકાવવાને માટે યથાસંભવ પ્રયત્ન કરવા કહ્યું, ઇયેંમાંશ પોતે રસી મુકાવવા સમ્મત થયા. ગામના લોકોને રસી મુકાવવા અંગે સભા બોલાવવામાં આવી હતી. સભા સફળ રહી.

ડા. બ્રુક સાથે રિશાંગે અડધો કલાક વાતચીત કરી. તેણે જોયું કે ડા. બ્રુકની ઉમર સિત્તેર વર્ષની છે, તેમ છતાં તેમનો જુસ્સો જુવાનનો છે. આજે તેઓ ફરી એક વર્ષ પછી મળ્યા હતા. ડા. બ્રુકે સૌ પ્રથમ તો તેને બે યુવકોને સાથે લઈ ગામેગામ જઈ રસી મૂકવાનું કામ ઉપાડી લેવા કહ્યું. એ કામ કરવામાં રિશાંગને કોઈ દ્વિધા નહોતી. તેણે ચૂપચાપ પોતાની સંમતિ આપી દીધી.

વાતવાતમાં ડૉ. બ્રુકે રિશાંગને કલકત્તા જવાની વાત કરી અને કહ્યું, 'સંભવ છે કે તારે એક મહિનાની અંદર અંદર જવાનું થાય.'

'એક મહિનાની અંદર જ ?'

'હા, કૉલેજનું નવું સત્ર શરૂ થવામાં છે.'

'હું જવા તૈયાર છું.'

'થન્ક્યુ. ગાડ બ્લેસ યુ, માય સન.' ડા. બ્રુકે કહ્યું.

ડા. બ્રુક જવા તૈયાર થયા કે રિશાંગે પૂછ્યું, 'લડાઈ તો આજથી બંધ થઈ ગઈ ને ?'

રિશાંગ પર એક નજર નાખીને ઉત્તેજિત સ્વરમાં ડા. બ્રુકે જવાબ આપ્યો, 'ખરી વાત તેં સાંભળી નથી, અમેરિકાએ એટમ બાૅમ્બ ફેંકીને જાપાન પર કાબૂ મેળવી લીધો છે.' ઉત્તેજનાને લીધે મિશનરીનો અવાજ પહેલાં તો વિહ્વળ બની ગયો હતો, બીજી જ ક્ષણે તે ફરી સ્વાભાવિક બની ગયો.

આશ્ચર્ય પામી રિશાંગે પૂછ્યું, 'એટમ બાૅમ્બ શું છે ?'

'૭૦૦૦૦ માણસોની વસ્તીવાળા એક નગરને એકીસાથે ધ્વંસ કરી શકે જે બાૅમ્બ, તે એટમ બાૅમ્બ.' એ પછી ડા. બ્રુકે નાગાસાકી પર ઝિંકાયેલી બાૅમ્બની વિનાશક શક્તિની વાત કરી.

રિશાંગ આશ્ચર્ય પામ્યો, પણ એ સાથે તેના મનમાં વિષાદ થયો. યુદ્ધનો ઉદ્દેશ્ય જો આ રીતે ઘણા બધા લોકોને મારી નાખનારા બાૅમ્બ બનાવવાનો હોય તો પછી યુદ્ધ કરવાની જરૂર શી ? તેણે ડા. બ્રુક ભણી જોઈ સીધો જ પ્રશ્ન કર્યો, 'યુદ્ધનો હેતુ જો આ જ હોય, તો તો યુદ્ધ ન કરવું એજ સારું.'

નવાઈ પામતાં ડા. બ્રુકે આ સ્વતંત્રપણે વિચાર કરનાર નગા યુવક ભણી જોયું. એ પછી દુઃખી થઈને કહ્યું, 'માણસ — આજની પૃથ્વી પરનો માણસ ઘણો અહંકારી થઈ ગયો છે. તે પોતાના જ્ઞાન-વિજ્ઞાનને લઈને ઘમંડ કરવા લાગ્યો છે. જ્ઞાન-વિજ્ઞાનની મદદથી તે આવી વિધ્વંસક શોધ કરે છે કે જેને પરિણામે આખી સૃષ્ટિ મહાવિનાશને આરે આવીને ઊભી છે. પૃથ્વી પર આજે ઈશુનાં પ્રેમ અને શાન્તિની જરૂર છે.'

આમ બોલી ડા. બ્રુક થોડી વાર ચૂપ રહ્યા. એ પછી કહ્યું, 'હું મનોમન ભારે અશાન્તિ અનુભવી રહ્યો છું. હિંસાના નશામાં આખી પૃથ્વી ઉન્મત્ત બની ગઈ છે. ગાઢ જંગલમાં રસ્તો ભૂલેલા માણસ જેવી આપણી દશા છે.'

ડા. બ્રુકની વાતો સાંભળી રિશાંગના મનમાં દૃઢ થયું કે પોતાના દેશના પાપની વાત વિચારીને તેઓ વિહ્વળ બની ગયા છે. તેને ડા. બ્રુક પ્રત્યે સહાનુભૂતિ થઈ. તેણે કહ્યું, 'તમારા દેશના લોકોએ માણસો વિરુદ્ધ લડાઈની ઘોષણા કરી છે. માત્ર તમારો દેશ જ શા માટે, પૃથ્વી પરના તમામ લડી રહેલા દેશો ભ્રાતૃહત્યાના પાપથી ખરડાયેલા છે.'

'સાચી વાત છે.' કહી ડા. બ્રુક ચૂપ રહ્યા.

'સાચા ખ્રિસ્તીની જેમ બધા દેશોએ પૃથ્વી આગળ પસ્તાવો કરવો જોઈએ, તો પાપનું પ્રાયશ્ચિત થશે.'

રિશાંગના અવાજમાં એક એવો દૃઢ વિશ્વાસ સ્પષ્ટ થતો હતો કે ડા. બ્રુક કેટલીક ક્ષણ આશ્ચર્યથી તેના ચહેરા ભણી જોઈ રહ્યા. મનોમન તેમણે વિચાર કર્યો કે ઈશુનું કહેવું સાચું છે - 'યથાર્થ જ્ઞાન નાનાં બાળકોને મુખે પ્રકટ થાય છે.' તેમણે રિશાંગના

ચહેરા પર એક અપૂર્વ સત્ય અને નિષ્પાપ પવિત્રતાની જ્યોતિ જોઈ. પછી એની પાસે આવી તેની પીઠ થાબડતાં થાબડતાં તેમણે કહ્યું, 'એક દિવસ બધા પાપીઓએ, બધા પાપી દેશોએ પ્રાયશ્ચિત કરવું પડશે. પૃથ્વીના માણસો એક બાજુએ જેમ ભારે વિનાશક અસ્ત્રશસ્ત્રો તૈયાર કરી રહ્યા છે, તો બીજી બાજુએ તૈયાર કરી રહ્યા છે પ્રેમનું મહાઅસ્ત્ર.'

'પ્રેમનું મહાઅસ્ત્ર' કોણ કરે છે, ક્યાં કરે છે ? મુગ્ધ આંખે રિશાંગે પૂછ્યું.

'કલકત્તા જા, ત્યાં ભણ. વિચાર કર. એક દિવસ એમાંથી જ પ્રેમનું મહાસ્ત્ર પ્રકટ થશે.' ડા. બ્રુક ધીરે ધીરે પોતાના કક્ષમાં ચાલ્યા ગયા.

રિશાંગને લાગ્યું કે સિત્તેર વર્ષના આ વૃદ્ધ મિશનરી આધુનિક યુગના પ્રોફેટ જેવા છે. આ દુનિયામાં યુદ્ધ, સંઘર્ષ, હિંસા, નરહત્યા બધાનો ઉપાય છે પ્રેમમાં. આ મહાન વિશ્વાસની ભાવના તેના હૃદયમાં જગાવવા માટે તેનું અંતર ડા. બ્રુક પ્રત્યે કૃતજ્ઞતાથી છલકાઈ ગયું.

ડા. બ્રુકના બંગલેથી ધીરે ધીરે તે ઊતરી આવ્યો ખેતરો તરફની ઝાડીઓ તરફની સાંકડી પગદંડી તરફ. નિર્જન રસ્તો, જંગલી જનાવર સિવાય બીજો કોઈ ચાલનાર ત્યાં ન હતો. પગદંડીનો બંને બાજુએ ડાળીઓમાં જંગલી ફુદુકાનાં ફૂલ ખીલ્યાં છે, અને વસંતની કોયલો જાગી છે. પાઇનવનની વચ્ચેથી શાન્તિનો મીઠો કોમળ તડકો આવી તેના મોઢા પર પડે છે. પૃથ્વી જાણે દૂરના પહાડોની છાતી પર મનોરમ બનીને વિચરણ કરે છે. આકાશમાં એક પણ વાદળ નથી.

લડાઈ તો પૂરી થઈ ગઈ, પણ શાન્તિ ક્યારે આવશે ? માણસ પ્રેમની અમોઘ વાણીને અંતરમાં ક્યારે ધારણ કરશે ? તે કરી શકે એમ નથી. પણ તેણે અનુભવ કર્યો કે તે દિવસથી, તે ક્ષણથી તેની શાન્તિની યાત્રા શરૂ થઈ ગઈ છે. પ્રેમ સિવાય બીજા કોઈ હથિયારને તે હવે હાથ નહિ અડકાડે.

એક વિશાળ શિલા પર તે બેઠો. એ પછી મનોમન કોઈ અજ્ઞાતને ઉદ્દેશીને પ્રાર્થના કરી, 'થોડી શાંતિ આપો, થોડો પ્રેમ આપો.'

થોડી વારમાં ત્યાં બેસીને તે ઊભો થયો. તેમાં શરીર અને મન હલકાં લાગતાં હતાં. તેના પગમાં જોર આવ્યું. ચાલતાં ચાલતાં તે ક્યારે નદીને કાંઠે આવી પહોંચ્યો તેની એને ખબર ન પડી. એકાએક તેને લાગ્યું કે નદીકાંઠાની આ ઝાડી કોઈ સુકંઠી ગાયિકા અને તેની વચ્ચે આવે છે.

કોણ છે આ સુકંઠી ગાયિકા ? તેના હૃદયમાં એક નિબિડ શાંતિનો અનુભવ થયો. પૃથ્વી પરથી યુદ્ધે વિદાય લીધી. પૃથ્વીના માણસોના હૃદય પર શાંતિનો રંગીન તડકો પથરાયો છે. પ્રેમનું ગીત વહી રહ્યું છે. હિંસા, દ્વેષ, નરહત્યાના ષડ્યંત્રમાંથી મનુષ્યમને મુક્તિ મેળવી છે. પ્રેમના ગીત માટે આ કરતાં વધારે સુંદર સમય ક્યારે આવવાનો હતો ?

તેણે મનોમન વિચાર કર્યો, 'હવે હું બધી ચીજોમાં શાંતિની જ શોધ કરીશ.'

ધીરે ધીરે તે રસ્તે આગળ ચાલવા લાગ્યો. ઝાડી પાર કરી નદીને કિનારે નજર

પડતાં જ તેનું હૃદય એક અજ્ઞાત આવેગથી કંપી ઊઠ્યું. એક શિલા ઉપર માથું રાખી વાળ વિખરાવી ઉપર તરફ મોઢું રાખી ખુટિંગ્લા ગીત ગાઈ રહી છે.

તેની ભરપૂર છાતી વારંવાર કંપે છે. કટિવસ્ત્ર તેની જંઘાઓને માંડ ઢાંકી રહ્યું છે. ગોરી સુંદર બંને પિંડલીઓમાં તેના નારીદેહનું સમગ્ર સૌંદર્ય ઝળકી ઊઠ્યું છે.

આ જ તો છે નારી, આ જ છે શાન્તિ . . .

# 5

રિશાંગ પહેલાં તેનું નામ દઈને બોલાવવા જતો હતો પણ પછી તેને ચોંકાવી દેવાના ખ્યાલથી તેની પાછળ જઈ ચુપચાપ ઊભો રહ્યો. ખુટિંગ્લાના સુરીલા કંઠને તાલે તાલે તેનું શરીર નાચી રહ્યું હતું. એ દેહની સુંદરતા આ એકાંતમાં એકલા ઊભીને જોતાં જોતાં સંકોચ થયો. પરંતુ પાસે ઊભા રહેતાં તે આત્મવિસ્મૃત બની ગયો. પાસે થઈને વહેતી નદીના વેગીલા પ્રવાહનું ફીણ એકાએક ઊજળાં મોજાંની જેમ ચમકી ઊઠ્યું. નદીની બીજી પારે ગાઢ અને શ્યામ વનની છાયા નિર્જનતાને રમણીય બનાવતી હતી. અરણ્યની પેલે પાર દૂરના 'શિરૈ' પર્વત ઉપર એક સફેદ વાદળ શરદઋતુના ચંદ્રની જેમ ગંભીરતાથી ધીમે ધીમે ડગલે આકાશપથમાં વિચરણ કરતું હતું. સુકંઠી ખુંટિંગ્લાના સૂતેલા શરીરમાંથી હળવી સુગંધ વહેતી હતી, રિશાંગના મનમાં થયું, 'આ એક સુંદર સરાય છે, અહીં મનુષ્ય પ્રકૃતિ અને પ્રેમનું મિલન થાય છે. ચારે તરફ એક અનાવિલ શાંતિ છે.'

તેના સમગ્ર દેહમાં પ્રેમનો શાંત પ્રવાહ વહેવા લાગ્યો. તેના મનના પ્રદેશમાં મલયનો ધીમો અદૃશ્ય પવન વાતો હતો. શારેંગ્લાની પાસે ઊભાં રહેતાં તેનું મન બાલ્યાવસ્થાના પ્રેમની સ્મૃતિથી ઘેરાઈ ગયું હતું. બાલ્યસખી પ્રત્યેનો જળવાઈ રહેલો પ્રેમ સહાનુભૂતિના રૂપમાં મનમાં વ્યાપી ગયો. પરંતુ અજ્ઞાતકુલશીલ યુવકની સાથેના તેના સહવાસની અણગમતી સ્મૃતિથી તેને તેનાથી હંમેશ માટે છૂટો પાડી દીધો, તેમની વચ્ચે હવે મિલન સંભવિત નથી. પરપુરુષગામિની પ્રત્યે પ્રેમ અનુરાગ એક પાપ છે, અક્ષમ્ય પાપ છે. એકલું એ જ નથી. શારેંગ્લાના યૌવનની સ્વાભાવિક ચંચળતા અને આકર્ષણ હવે નથી, કોઈ પુરુષની શય્યાશાયિની અને ગૃહિણી થવાને તે પાત્ર નથી. પોતાના રૂપ આકર્ષણથી પુરુષના સુપ્ત યૌવનને જગાડવાની તેની શક્તિ નથી. તે શક્તિ ખુટિંગ્લામાં છે. તેના સ્વભાવમાં યૌવનને જગાડવાની ચંચળતા છે. તેથી રિશાંગના દેહમનનું ખેંચાણ તેના યૌવનની આસપાસ કેન્દ્રીભૂત થયું.

તેણે આ પૃથ્વીના પ્રસાદ રૂપે તેને પામવાનો વિચાર કર્યો અને પ્રસાદના મોહથી તે એને એના મૂળ લક્ષ્યથી ચ્યુત કરી શકે એવો વિચાર કરવાનો પણ અવકાશ મળ્યો નહિ. આ વયે જીવન — યૌવનસંગિની શોધી લેવાની બાબતમાં જે અધિકાર તેને મળ્યો છે, તે અધિકાર પ્રયોજવાનો તે પ્રયત્ન કરે છે. તે સંગિનીને તેણે મનુષ્ય પ્રકૃતિ અને પ્રેમના નિબિડ બંધનમાં બંધાયેલી એક છોકરી રૂપે કલ્પી છે.

ધીમે ધીમે ગીત બંધ થયું, પાસેના પાઇનવનમાંથી પવનનો એક ઝપાટો આવી ખુટિંગ્લાના કમર નીચેના વસ્ત્રને ઉડાડતો લઈ જાઉં લઈ જાઉં કરવા લાગ્યો, તેથી એ ઊઠીને બેઠી થઈ, અને જરા ભયથી પવન તરફ જોવા જતાં રિશાંગનું હસતું મોઢું નજરે પડતાં, 'માડી રે. આ બદમાશને તો જો !' કહેતાં કહેતાં ખડખડાટ હસી. તેની તરફ જોઈ, અકારણે નદી તટની ખુલ્લી જગ્યા ભણી દોડી જરા દૂર જતાં એકાએક ઉતાવળમાં કાંટાળી ઝાડીની કાંટમાં ભરાતાં માથા ઉપરથી કપડું સરી ગયું. પાતળા બ્લાઉઝની અંદરથી તેનાં બે ઉન્નત સ્તનો ખુલ્લાં થઈ ગયાં. નિરૂપાયે આ વખતે રિશાંગ તરફ જોઈ તે ફરી ખડખડાટ હસી પડી.

સ્ખલિતવસના અને સ્વાભાવિક લાજથી આ રીતે વિમૂઢ બની ગયેલી કોઈ તરુણીને રિશાંગે કદી જોઈ નહોતી. પોતાના ખુલ્લા દેહનું રૂપ પુરુષની નજરે પડતાં યુવાન સ્ત્રીના મનમાં જે એક મુંઝવણ ઊભી થાય, તેનો અનુભવ કરી રિશાંગને મનોમન એક જાતનું સુખ અને વિમલ આનંદ પ્રાપ્ત થયો.

ફાંસામાં બંદી કોઈ સુંદર પંખીની જેમ તે છટપટ કરતી હતી. યૌવનના આ અસંયત દર્શનથી તેને થયું કે માગ્યા વિના જે વસ્તુ કોઈ પુરુષને આપવામાં આવતી નથી એવી અદેય વસ્તુ આપીને તેણે જાણે પોતાની ક્ષતિપૂર્તિ કરી છે. આ ક્ષતિ ધારણાની નવીનતાએ પ્રેમાલિપ્ત રિશાંગના દેહમન ઉપર સાર્થકતાનો એક રંગ બેસાડી દીધો અને તેણે પોતાના યૌવનનું એક લક્ષ્ય શોધી લીધું. ભણવા-ગણવા અને સુખશાંતિની બહાર પણ જે પ્રેમ અને યૌવનની માદકતા છે, તેને તે સમગ્ર દેહ મનની સમજી શકી. તેને લાગ્યું કે અસલ જીવનનો પરિચય યુદ્ધ અને શાંતિમાં નથી, તે તો છે પ્રેમપ્રીતિ અને યૌવનના આ આત્મવિસ્મૃત લીલાખેલમાં. એ આત્મવિસ્મૃતિની ક્ષણોમાં તેના મનની બધી શાલીનતાની સીમા વળોટીને એક દુર્દમ્ય આવેગથી પ્રેરાઈ ઝાડીના કાંટામાં બન્દી બનેલી યૌવનની અનુપમ સ્વામિની તરફ દોડ્યો - ઉદ્ભ્રાંત બની ખુટિંગ્લા કંઈ સમજે, તો પહેલાં તો તેણે જોયું કે રિશાંગ એકદમ પાસે આવી ગયો છે. તે બધી વાત પરિસ્થિતિની દુરવસ્થા, માનસિક દ્વિધા - બધું ભૂલી અવાક્ બની માત્ર તેના દેહના સાન્નિધ્યની ચુપચાપ પ્રતીક્ષા કરતી રહી. વાંછિત પુરુષ દેહના, અનિવાર્યના સ્પર્શ માટે નિસ્પંદ ભાવે અપેક્ષા કરતાં તે સમજી કે તે એક અનંત ઝરણું છે અને તેની ગતિ રિશાંગની વિશાળ છાતી ભણી છે. 'મને પ્રેમ કરે છે ને ?' ખુટિંગ્લાએ રિશાંગને પૂછ્યું. રિશાંગને મોઢે શબ્દ આવ્યા નહિ. નિર્વાક્ પ્રેમની કાન્તિથી તેનો દેહ ઉદ્ભાસિત થઈ ઊઠ્યો હતો. તેની કમર પર હાથ મૂકી તેણે માત્ર એટલું કહ્યું, 'એક ચૂમી ભરું ને ?'

જવાબમાં બંને આંખો મીંચી ખુટિંગ્લાએ જ પોતાના શરીરને ધરી દીધું. બોલવાનો સમય ન હતો. શાંતિની અપૂર્વ આત્મવિલુપ્તિમાં તેણે રિશાંગના બે તપ્ત હોઠના ચુંબનમાં પોતાના બે હોઠને સંપૂર્ણપણે શોષી લેવા દીધા. પોતાની છાતી રિશાંગની છાતીએ રાખતાં તેણે અનુભવ કર્યો કે જાણે કે બંનેના હૃદયના ધબકાર બંધ થઈ ગયા છે. નિબિડ પ્રશાંતિમાં બંને ખોવાઈ ગયાં છે. બે વ્યાકુળ હોઠથી પ્રેમભર્યા

ચુંબનો ખુંટિંગ્લાના શરીરના પ્રત્યેક ખુલ્લા અંગને ભરવા છતાં રિશાંગને તૃપ્તિ થતી નહોતી. છેવટે બંને હાથથી તેને છાતીએ ભીડી દઈ જેટલી નજીક લાવી શકાય તેટલી નજીક ખેંચી. બંનેના દેહ વચ્ચે કોઈ વ્યવધાન રહ્યું નહિ. એક પૂર્ણતામાં બંનેએ પોતાના નિજત્વને ખોઈ દીધું.

બહુ સમય પછી જ્યારે રિશાંગનું બાહુબંધન શિથિલ થયું, ત્યારે અડધી બીડેલી આંખોનો ભાવાવેગ છોડી જાગ્રત બની ચકલીના ડરેલા બચ્ચાની જેમ ખુટિંગ્લાએ કહ્યું — 'જરા વિચાર કર, હવે શું થશે ?'

રિશાંગે પોતાની ઢીલી અને થાકેલી આંખોથી ચારે તરફ જોયું. પેલી તરફ કાળાં જંગલ સંધ્યાના અંધારામાં વધારે કાળાં બની ગયાં હતાં. ઝરણાનું પાણી પારા જેવું ઘાટું બની ગયું હતું. ઉપર વિસ્તરેલાં પાઇનનાં વૃક્ષો પરથી ટપક્ ટપક્ પાણી પડતું હતું. ખુટિંગ્લાની વાત તે સમજ્યો નહિ. તેણે પૂછ્યું,

'શું થયું ?'

'સાંજવેળાએ ક્યાં હતી, એમ માસી પૂછશે તો શું કહીશ ?'

યુવાન કન્યાએ સાંજની વેળાએ ઘરમાં જ રહેવું જોઈએ, ન રહે તો કોઈ મોટો અપરાધ થાય છે એવી તો કોઈ વાત નથી. એટલે રિશાંગે કહ્યું, 'કહેજે કે સાંજ વખતે મારી સાથે નદીકિનારે ફરતી હતી.'

'ધત્, હું બીજું બહાનું બતાવીશ.'

'કેમ ? કદાચ...'

'માસીને કદાચ વહેમ આવશે.'

રિશાંગને ત્યારે ભાન થયું કે સમાજ તેમના આ નિર્બાધ મિલનને પસંદ નથી કરતો. વાસનામાં અંધ બની થોડી વાર પહેલાં તેણે કરેલા આચરણ અંગે તેને પશ્ચાતાપ થયો. આ પ્રકારના અવૈધ સંબંધોની વાતની લોકોને ખબર પડશે તો એ માટે સમાજ તેની કેફિયત માગશે. તેના નામને કલંક લાગશે. પણ ખોટું બહાનું બતાવવું તે તો ઉચિત નહિ ગણાય.

રિશાંગને ચૂપ થયેલો જોઈને ખુટિંગ્લાએ કહ્યું, 'શું થયું ? ડરી ગયો કે શું ?'

રિશાંગ કહે, 'એમાં ડરવાનું શું છે ! પણ —'

'પણ શું ?'

રિશાંગને લાગ્યું કે આજના આ આચરણની વાત ભલે માસીને ન કહેવાય, પણ તેમની બંને વચ્ચે જે આકર્ષણ છે તેની ખબર મા સુધી પહોંચાડવી જરૂરી છે. તે બંને પરસ્પર આસક્ત છે તેની વાત માસીમાને કાને પણ પહોંચવી જોઈએ. એટલે છેવટે તેમના બંનેના વિવાહનો માર્ગ ખુલ્લો થશે. તેણે જવાબ આપ્યો, 'હવે આપણાં બંનેના લગ્ન થઈ જાય એ સિવાય બીજો રસ્તો નથી. તું માને કહી શકીશ ?'

ખુટિંગ્લાએ રિશાંગના મોઢાના ભાવોનું પરીક્ષણ કરતાં કહ્યું, 'ખરેખર સાચું કહે છે ?'

'તારી સોગંદ. હું તારા વિના રહી શકું એમ નથી.'

'કેમ, શારેંગ્લા —' કહી ખુટિંગ્લા ચૂપ થઈ ગઈ.

'તમે સ્ત્રીઓ, એકબીજાની અદેખાઈમાં જ મરી જાઓ છો, શારેંગ્લાની સાથે મારો સ્નેહભાવ છે, પ્યાર નહિ.'

'સાચું કહે છે ?'

'ખુટિંગ્લાના ગાલ પર ચુંબન ચોડતાં રિશાંગે કહ્યું, 'ઈશુ ખ્રિસ્તના સોગંદ. તું જઈને હવે માસીને વાત કર.'

ખુટિંગ્લા આ સાંભળી એટલી બધી રાજી થઈ ગઈ કે, રિશાંગના મોઢાને એકદમ પોતાની નજીક લાવી ચૂમી રહી પછી પૂછ્યું, 'તું મને કેટલો ચાહે છે ?'

'હું આ ગામને જેટલો ચાહું છું, તેટલો તને ચાહું છું.'

'ધત્, ગામ ને હું બન્ને એકસરખાં ?'

'મારે મન બંને સરખાં છો. રિશાંગની વાતમાં એની ખાતરીનો સૂર હતો કે ખુટિંગ્લા તેની વાતનો અવિશ્વાસ ન કરી શકી.'

'હું પણ ગામને ચાહું છું, પણ તને એના કરતાં વધારે ચાહું છું.' ખુટિંગ્લાએ કહ્યું.

'તો તો તારું અને મારું લગ્ન થાય તો કેટલું બધું સારું ! હું ગામની દેખભાળ રાખીશ, અને તું મારી દેખભાળ રાખજે.'

'ધત્, તું એટલા માટે તો મને વહાલો લાગે છે, તું બહુ મસ્તીખોર છે.' ખુટિંગ્લાએ કહ્યું.

'ખરેખર ?' કહી રિશાંગે અત્યંત કોમળતાથી પોતાનો હાથ તેના વાળ પર ફેરવ્યો... 'તારા વાળ બહુ સુંદર છે. સુગંધી તેલ લગાવે છે ને ?' વાળની હળવી મીઠી સુગંધ તેને નાકે આવી.

'મારે માટે સુગંધી તેલની શીશી લાવીશને ?'

'એકલું સુગંધી તેલ જ નહિ, તારે માટે કલકત્તાથી એક બ્લાઉઝપીસ પણ મોકલીશ, અને બીજું બધું ઘણુંય.'

'કલકત્તા જઈને કદાચ મને ભૂલી જઈશ. સાંભળ્યું છે કે ત્યાં તો બહુ સુંદર સુંદર છોકરીઓ છે !'

'મારે માટે તારાથી સુંદર બીજી કોઈ છોકરી નથી. હું હવે તારો જ છું.'

'સાચેસાચું કહે છે ?'

ખુટિંગ્લાની આંખો પર એક ચુંબન ચોડીને રિશાંગે કહ્યું,

'એક વખત વચન આપ્યા પછી, હું તેનો કદી ભંગ કરતો નથી.'

'એક વાત જાણે છે કે નહીં ?'

'કઈ વાત ?'

'તારા કુટુંબ સાથે તો અમારા કુટુંબનો ઝઘડો છે. તારા બાપા મને તમારા ઘરની વહુ બનાવવા રાજી નહિ થાય તો શું કરીશ ?'

'એમ હશે તોય હું તારી સાથે જ લગ્ન કરીશ.'

'ખરેખર ?'

'હા, પણ તારાં ઘરવાળાં વાંધો લે તો ?'

'નહિ લે.'

'એ તે કેવી રીતે જાણ્યું ?'

'પિતા અને માને અંદર અંદર વાતો કરતાં મેં સાંભળ્યા છે. તારા પિતાની રજા મળે તો બધું થઈ જાય.'

'તું બહુ દુષ્ટ છે.'

'વાહ રે વાહ, વાતો સાંભળવામાં કંઈ દોષ છે ? નાજેક બાપા જો આપણા લગ્નની રજા નહિ આપે તો ?'

'નાજેક બાપાની વાત નહિ ચાલે.'

'તે ભારે હઠીલા માણસ છે, પોતાના પુત્રને છોડી દેવામાં પણ પાછા નહિ પડે.'

'બને જ નહિ. એમનો જમાનો હવે વીતી ગયો.'

'તું આ પ્રમાણે ફટાફટ જવાબ આપી શકે છે, એટલે તું ગમે છે.'

'ખરેખર ? તું મને ભૂલી તો નહિ જાય ?'

'વાહ, કેટલા ભાગ્યથી તને મેળવ્યો છે ! હવે છોડીશ શું ? કેટલી બધી યુવતીઓએ તારા ઉપર નજર દોડાવી છે ?'

'એમ છે ? તું તો ઘણી ચતુર છે.'

'અહીંથી જવાનું મન જ થતું નથી. છતાં હવે જઈએ. હવે ક્યારે મળવાનું થશે ?'

'કહી શકતો નથી. કાલથી તો રસી આપવાનું કામ શરૂ થશે. દૂરના ગામે જવાનું છે.'

'ન જાય તો ન ચાલે ? નહિ મળાય તો બહુ દુઃખ થશે.'

'ના, જવું પડશે, નહિ તો લોકો મરી જશે.'

'તારું મન ઘણું વિશાળ છે. બધાને માટે પ્યાર છે.'

'તું ભારે એકલપેટી છે.'

'હા, હું થોડી એકલપેટી છું. તું છોકરી હોય તો તને ખબર પડત. હું તને 'સોના' કહીને બોલાવીશ.'

'બોલાવજે, હવે જા. રાત પડી ગઈ.'

'મને શું કહીને બોલાવીશ ?'

'એકલાં મળીશું ત્યારે 'ચાંદ' કહીને બોલાવીશ. હવે જા. હું પણ જાઉં છું.'

'તું ક્યાં થઈને જઈશ ?'

'આ ટીંબા તરફ થઈને.'

'હું પણ એ તરફ થઈને જઈશ. એકલા જતાં બીક લાગે છે.'

એકબીજાના હાથ પકડીને તેઓ બંને સામેની ટેકરી ભણી ચક્કર લગાવી પાઈનનાં જંગલ વચ્ચેથી આગળ વધ્યાં. આકાશમાં પૂર્ણિમાનો ચંદ્ર ઉદય પામ્યો. પાઇનનાં પાંદડાં વચ્ચેથી ચળાઈને આવતી ચાંદનીમાં તે બંને પણ ચમકી ઊઠ્યાં. તેમના પગ

નીચેની લાલ માટી અને ઊંચાઈ પરની સાંકડી પગદંડી પણ તે ચાંદનીથી પ્રકાશિત થઈ ઊઠી. ઉપર ભણી જતાં તેમના શાન્ત સ્તબ્ધ પગલાં સિવાય બીજો કશો અવાજ સંભળાતો નહોતો. તેઓ બંને ચાલતાં ચાલતાં જેમ જેમ ઘર નજીક આવતાં ગયાં તેમ તેમ વધારે ચૂપ થતાં ગયાં. પ્રકૃતિની નિર્જનતામાં કરેલી પ્રણયલીલાની રમત આ ઘરની દીવાલોમાં નિષિદ્ધ છે. એ લીલાઓને છાનેછાને કરેલું પાપ માની તેને સંતાડી રાખવાનું જરૂરી છે. પરંતુ આ નિષેધોની લાચારીને કારણે તેમનો વિવેક જાગી ઊઠ્યો હતો.

ધીમે ધીમે તે ટેકરીને પાર કરી તેઓ ઊભાં રહ્યાં, નીચાણે આવેલાં ઘરમાંની આગનું અજવાળું ફેલાયું હતું. એમાં એક ઘરમાં ખુટિંગ્લા રહે છે. તે પછી અડધા માઈલના અંતરે રિશાંગનું ગામ છે. એક જ ગામનાં રહેવાસી છે, પણ ધર્મે બે ભાગમાં વહેંચી નાખ્યાં છે. પણ એમનાં યુવાન યુવતીઓ હવે અલગઅલગ રહેવા નથી માગતાં. તેમની વચ્ચે એકતાનો ભાવ પ્રબળ થતો જાય છે.

ખુટિંગ્લાએ રિશાંગ તરફ એક વાર નજર કરી. રિશાંગે પણ તેની તરફ જોઈ અને અર્થપૂર્ણ સ્મિત કર્યું. ચંદ્રનો પ્રકાશ ઉજ્જ્વળ બની ગયો. એક વાર રિશાંગ ખુટિંગ્લાની નજીક સર્યો અને તેને એક ચુંબન કરી બોલ્યો, 'તું જા, હું જોઉં છું.'

'અને તું ?'

'હું તો ધીમે ધીમે જઈશ. ડાબી તરફ એક પગદંડી છે.'

'ફરી ક્યારે મિલન થશે ?'

'કહી શકતો નથી.'

ખુટિંગ્લા ધીરે ધીરે નીચે તરફ ઊતરી ગઈ.

# 6

સને ૧૯૪૫ના આગસ્ટની ૧૪મી તારીખે તોપગોળા અને વિમાનમાંથી થતી બામ્બ વર્ષા શાંત પડ્યાં. એક જ દિવસમાં ગામમાં શાન્તિ પાછી આવી ગઈ. પરંતુ શાંતિની સાથે સાથે યુદ્ધના ધ્વંસાવશેષનાં કરુણ દૃશ્યો જોઈ ગ્રામવાસીઓનાં મન બેસી ગયાં. જૂના ગામનું એક પણ ઘર સાબુત નહોતું. ફાનિટફાંગના ભાગમાં આવેલું ખેતર બૉમ્બવર્ષાને કારણે ખાડાખૈયાવાળું બની જતાં ખેતીને લાયક રહ્યું નહોતું. ઘર સમારવાનું અને ખેતી કરવાનું — એ બંને કામ તેમને માટે મોટી સમસ્યા રૂપ બની ગયાં — વળી આ બાજુ નવી ફસલ કાપવાનો સમય પણ આવી ઊભો છે. સપ્ટેમ્બર પૂરો થવામાં છે. ગામના જે બધાં ખેતરોમાં વાવણી થઈ હતી તે બધામાં લોકો વાઢવાના કામમાં લાગી ગયા હતા. ગઈ સાલ તો વાવેલી ડાંગર વાઢી જઈને સૈનિકો ખાઈ ગયા હતા. આ વરસે પણ સારો પાક થવાની આશા નથી. બધાંને પહોંચે એટલી ડાંગર પાકશે કે નહિ એમાં સંદેહ હતો. આ બાજુ બધાં ગામોમાં શીતળાની મહામારી ફેલાઈ ગઈ હતી. આજુબાજુના ગામમાંથી મોતના જ સમાચારો આવ્યા કરે છે.

હજી વરસાદે વિદાય લીધી નહોતી. એટલે ઘરોને સમારવાનું કામ કોઈએ હાથમાં લીધું નહોતું. વળી ફસલ વાઢવાના દિવસો પણ છે. આ બાજુ ઘેર ઘેર શીતળા છે. રસી મૂકવાના કામમાં રિશાંગ ને બધા છેલ્લા પંદર દિવસથી ગામેગામ ફરે છે. સાથે છે ફાનિંગફાંગ અને શારેંગ્લા. ડાક્ટર બ્રુકે રસી આપવાનું તેમને શીખવાડી દીધું છે.

આ પંદર દિવસમાં ખુટિંગ્લાને રિશાંગને મળવાનું થયું નથી. પંદર દિવસથી શારેંગ્લાની સાથે રિશાંગની દૂર દૂરના ગામોમાં સાથે ફરવાના દૃશ્યની કલ્પના કરીને તેના મનમાં રહીરહીને ઈર્ષ્યાની આગ જલે છે. તો પણ નદીને કાંઠે રિશાંગે આપેલું વચન યાદ કરી તે ઈર્ષ્યાની વાતને ભૂલી જતી હતી. તેની સાવકી માને પણ તેને રિશાંગે આપેલા વચનની વાત કહી છે. સાવકીમાએ પણ તેને વચન આપ્યું છે, રિશાંગ સાથે તેને પરણાવવાની વ્યવસ્થા કરવાનું. હવે માત્ર બંને પક્ષે વાત પાકી કરવાની છે.

પરંતુ ખુટિંગ્લાના મનની શાંતિની ચાંદનીને ઢાંકી દે છે કાળાં વાદળ. એક દિવસ સમાચાર આવ્યા — ઇયેંગમાશે જૂની જમીન પર બૉમ્બમારામાં નષ્ટ થયેલા જૂના ગિરજાઘરને નવેસરથી બનાવવા થાંભલા ઊભા કર્યા છે. સમાચાર મળતાં જ પહેલાં નાજેકે પોતે અને તે પછી તેની દોરવણીથી બિનખ્રિસ્તી ગામલોક દ્વારા વિરોધ

નોંધાવ્યો. ગાઠિંખુઈને ઇયેંગમાશ સાથે કજિયો કરવાની જરાયે ઇચ્છા નહોતી, કારણ કે કજિયો કરવા જતાં દીકરીના લગ્નમાં મુશ્કેલી ઊભી થાય તેમ હતું, તે એ જાણતો હતો. એટલું જ નહિ, ખુટિંગ્લા અને રિશાંગનાં મન મળી ગયાં છે એ જાણીને તે જેમ બને તેમ જલદી દીકરીનું લગ્ન આટોપી લેવા પ્રયત્ન કરતો હતો. ઇયેંગમાશના મનમાં પણ એ વાત આવી હતી, પણ જૂના ટંટાની ફરી શરૂઆત થતાં છોકરીનો હાથ માગવાની વાતચીત ચલાવવામાં વિઘ્ન આવી ઊભું. ગાઠિંખુઈના આત્મીયજનો અને ગામવાળાઓએ આ પ્રસ્તાવની વાત સાંભળી નાક મચકોડ્યું. નાજેકે ચોખ્ખા શબ્દોમાં સંભળાવ્યું, જૂના શત્રુ સાથે કોઈ પણ રીતે સંબંધ નહિ થઈ શકે. એટલું જ નહિ, ખુટિંગ્લાને કોઈ ખ્રિસ્તી છોકરા સાથે પરણાવતાં સમાજનું અપમાન ગણાશે.

ગાઠિંખુઈ ભારે મુંઝવણમાં આવી પડ્યો. નાજેકને ખાનગીમાં મળીને ખુટિંગ્લાની વાત કરવાનું નક્કી કરી તેણે એક રજાના દિવસે નાજેકને બોલાવ્યો.

નાજેક આવ્યા. પત્ની બારામલાએ તેને ચૂલાની પાસે બેસવા આસન આપ્યું. તે પછી દારૂનો લોટો અને ચૂસવાની વાંસની નળી તેની આગળ મૂક્યાં. નાજેક ડોસા પોતાના ભારે મજબૂત શરીરથી આખું આસન ભરીને બેઠા અને ગાઠિંખુઈને દારુ પીવા પાસે બોલાવ્યો. બારામલાએ ગાઠિંખુઈને પણ ચૂસવાની વાંસની નળી આપી અને ચુપચાપ એક થાંભલાને અઢેલીને ઊભી રહી.

એ ગાઠિંખુઈની બીજી પત્ની છે, ખાટિંગ્લાની સાવકી મા. ઉંમર વધારે નથી તોપણ મોઢા પર અકાળ પડેલી કરચલીઓથી તે ઘરડી હોય એવી દેખાય છે. વાળ સાંજના ક્ષીણ તડકાના જેવા લાલાશ પડતા છે. દેહ પર લંબાઈમાં લાલ અને પહોળાઈમાં સફેદ રંગનું વસ્ત્ર છે, મોઢે તમાકુ ભરેલ વાંસની પાઇપ. બંને કાન બુટિયાં પહેરવા વીંધેલા છે, ગળામાં લાલભૂરા રંગના મણકાની માળા છે. ગાઠિંખુઈ થોડી વાર પછી વાંસની નળી બારામલાના હાથમાં આપી બોલ્યો, 'નાજેકભાઈ, ખુટિંગ્લાને રિશાંગ સાથે પરણાવવા માગું છું. એ લોકોની પણ એવી ઇચ્છા છે. એટલે હું એના વિવાહની માગણી કરું છું.'

નાજેકે પણ વાંસની નળી બારામલાના હાથમાં આપી. એ પછી મોઢું લૂછ્યું. એમનો ચહેરો દૈત્ય જેવો હતો. વાળ એકદમ ચોંગ્ખુલની જેમ કાપેલા છે. પાછળના ભાગમાં અને કાનની ઉપર ઘણા ભાગમાં વાળ કાપેલા છે. કાનમાં બે પિત્તળની વજનદાર વાળીઓ લટકે છે. વાળ એકદમ કાળા છે, છે ટૂંકા. ગળામાં મુંડમાળા છે. કહેવાય છે કે એક વાર ગામ પર આક્રમણ થયેલું ત્યારે તેણે શત્રુનું માથું કાપી લીધેલું. આ વાયકા સાચી છે કે ખોટી તે કહેવું મુશ્કેલ છે. નાજેક પોતે ક્યારેય કોઈની આગળ એ વિશે કશું કહ્યું નથી. આ બધી પચાસ વર્ષ પહેલાંની વાત છે, તે વખતે શત્રુનું માથું કાપવાની પ્રથા લુપ્ત થઈ નહોતી. પણ હવે દેશકાળ બદલાઈ ગયા છે. માથું કાપવાની વાત તો બાજુએ હવે તો અન્યાય અને અન્યાય કરનારાઓની જોહુકમીને માનીને ચાલે છે. સાચા નગા - વીર નગાની પેઢી ધીમે ધીમે ખલાસ થતી આવે છે. જુવાન છોકરાઓ હવે ભણીગણીને સ્ત્રૈણ થઈ ગયા છે અને ખ્રિસ્તી

ધર્મ સ્વીકારીને અગાઉનું તેજ ખોઈ બેઠા છે. આ અવનતિની કરુણ કથા આંખ સામે જોવાની હવે ઇચ્છા નથી. ક્યારે મોત આવશે તેની જ રાહ જુએ છે. નગાના મનને વિદેશીઓ ખાઈ ગયા છે. આજકાલ ગામના મુખીને કોઈ માનતું નથી, એસ.ડી.ઓ.ને નિર્લજ્જ રીતે સલામ ભરે છે. ભણેલા યુવકો જૂના રીતરિવાજ અને ઘરડેરાઓની ઠઠ્ઠામશ્કરી કરે છે એટલું જ નથી, તેમની બધી વાતોની અવગણના કરે છે. તેનું જ્વલંત ઉદાહરણ તેનો પોતાનો દીકરો ખાટિંગ — બાપની વાત ના માની તે ખ્રિસ્તી થયો, બી. એ. થયો અને હવે ખાસી કન્યા સાથે લગ્ન કરવા માટે શિલોંગ ગયો. આ અપમાન સહન કરીને પણ તે જીવતા રહ્યા છે. ક્યાંય એકાદે છોકરો દેખાતો નથી જેની આગળ મન ખોલીને આ દુઃખ કહી શકાય. ટોંખુલ માતાઓ વાંઝણી થઈ ગઈ છે, છેલ્લા ચાલીસ પચાસ વરસથી તેમણે સુયોગ્ય પુત્રોને જણ્યા નથી.

ગાઠિંખુઈની આ વાત સાંભળી તેમનું મન કઠોર થઈ આવ્યું; તેમણે કહ્યું, 'હું જીવું છું ત્યાં સુધી તારી વાતને સંમતિ આપી શકીશ નહિ.'

બારામલા નાજેકનો દૃઢ અવાજ સાંભળી ભય પામી, પણ રિશાંગ અને ખુટિંગ્લા વચ્ચે પરસ્પરના વચન આપવાની વાત તો તેને જણાવવી જોઈએ એમ માનીને બોલી, 'રિશાંગ અને ખુટિંગ્લા બંનેને એકબીજાને પરણવાની ઇચ્છા છે. આજકાલ છોકરા-છોકરીની ઇચ્છા જાણવી જરૂરી છે.' નાજેક તરફ જોયા વિના ચુલામાંથી પાઈપમાં દેવતા ગોઠવતાં ગોઠવતાં એ બોલી.

'એઓ આપણા રીતરિવાજ જાણતાં નથી; કાચી બુદ્ધિનાં છે. હાંડીને પૂછીને ભાત ઓછા રંધાય છે ?' નાજેકે જવાબ આપ્યો.

ગાઠિંખુઈએ કહ્યું, 'પણ લગ્નની વાતચીત ચલાવવામાં શો વાંધો છે ?'

'તું અત્યારે ઇયેંગમાશના પગમા પડવા માગે છે ? નાક નહિ કપાઈ જાય ?'

'ગામના ટંટાફિસાદ અને લગ્નવિવાહની વાત બન્ને અલગ બાબતો છે.' નાજેકની શ્લેષોક્તિનો પ્રતિવાદ કરતાં ગાઠિંખુઈએ કહ્યું.

'ગામનો મુખી થઈને જો સામાપક્ષ આગળ ઝૂકવું પડે તો પછી ગામનું માન કેવી રીતે રહેશે ?'

'મને એક વિચાર આવે છે.'

'શો ? —'

'વિચારું છું કે હું તેમને જમીન આપી દઉં. આ રીતે હમેશાં કજિયો ચાલુ રહે તે ઠીક નથી.'

'એ પ્રમાણે જો તું કરીશ તો અમે તને મુખી તરીકે હટાવી દઈશું.' નાજેકે બીક બતાવતાં કહ્યું.

ખડખડાટ હસીને ગાઠિંખુઈએ કહ્યું, 'ઓહ, એ શું કોઈ મહા સમ્રાટની પદવી છે ! પહેલા વિશ્વયુદ્ધમાં આખી દુનિયા ભમીને આવેલો હું માણસ છું, ખબર છે ! આવી નાની-મોટી વાતોમાં મને રસ નથી.'

'આ શું નાની મોટી વાત છે ? વિધર્મ પ્રચાર માટે જમીન આપતાં નગા થઈને

તને શરમ નથી આવતી ?'

'વાત એ નથી, વાત એમ છે કે હું જમીન નહિ આપું તોપણ તેઓ દેવળ બાંધશે.' તો કજિયો કરીને મરવા કરતાં જમીન આપી દેવી સારી. એક ટુકડા જમીન માટે —' બોલતાં બોલતાં ગાર્ઠિખુઈએ જોયું કે નાજેકની બન્ને આંખો અસ્વાભાવિક રીતે લાલ થઈ ગઈ છે. લાલ કેમ થઈ છે તે ન સમજાતાં તેણે પૂછ્યું, 'તમને થયું છે શું નાજેકભાઈ ?'

'શરીર દુઃખે છે અને તાવ જેવું લાગે છે.'

'રસી લીધી નથી તેનું આ પરિણામ છે,' ગાર્ઠિખુઈએ દુઃખ સાથે કહ્યું, 'હવે જો શીતળા નીકળશે —'

'તો તો સારું, તારા માર્ગમાંથી કાંટો જશે. હું મરીશ તો તારે તો સારું જ છે. છોકરાંઓની તો વાત જ ક્યાં, મોટાં પણ મને માનતાં નથી. હું મરું એજ સારું છે. મારી સાત પેઢીથી ચાલ્યા આવતા ગામનું હવે એવું માહાત્મ્ય નથી. ધર્મ ગયો, માન-સમ્માન ગયાં, માણસનું શૌર્ય ગયું — હવે શું બાકી રહ્યું ?' બોલાતાં બોલતાં નાજેક હિબકાં ભરવા લાગ્યો. 'મારું મરવું એ સારું જ છે, એ પછી તારે જેને જમીન આપવી હોય તેને જમીન આપી શકે, કોઈ પરધર્મીને છોકરી આપવી હોય - તો આપી શકે.'

'તમે મારા પર ખોટો ગુસ્સો કરો છો, નાજેકભાઈ. તમારા જેવું મનોબળ બધાં પાસે તો ના હોય. આજકાલની છોકરીઓને કંઈ કહેવા જઈએ તો ઝમેલો થઈ જાય.' અનુનયભર્યા અવાજમાં ગાર્ઠિખુઈએ કહ્યું.

એક નિસાસો નાખીને નાજેકે કહ્યું, 'હું તો મરી જાઉં તોપણ એમને સંમતિ ન આપું. તું જાણે છે ખાટિંગને મેં શું કહ્યું — મારો તે એકનો એક દીકરો છે. તોપણ —' બોલતાં બોલતાં એમનો અવાજ ભારે થઈ ગયો, 'આહ, મને પહેલેથી જ મરી જવા દો — આ વખતે હું સાચ્ચેસાચ મરીશ.' થોડી વાર પછી જેમ તેમ કરી પોતાને સંભાળી તે ફરીથી જાણે કોઈ અનુપસ્થિતને કહેતા હોય તેમ બોલ્યા, 'એકાદ વ્યક્તિ પણ મને મળી હોત, જેની આગળ મન ખોલીને વાત કરી શકત.

ગાર્ઠિખુઈ થોડી વાર સ્તબ્ધ બની નાજેકને સમજવાનો પ્રયત્ન કરવા લાગ્યો. આ માણસ કોને શોધે છે, શું કહેવા માગે છે ? બધું હોવા છતાં જાણે કશું નથી. કયા દુઃખે તે અંદર ને અંદર કષ્ટ ભોગવે છે તે સમજાતું નથી. છોકરો મોટો થયો છે, પોતાની સ્થિતિ પણ સારી છે, ગામનાં પાંચ જણમાં પુછાય છે - કશી ખોટ નથી. સુખે જીવતાં જીવતાં બેચાર જણાને ઉપદેશ આપતાં આપતાં બાકીનું જીવન શાંતિથી પસાર કરતાં મન આનંદમાં રહેત. એમ ન કરતાં આખી જિંદગી વારંવાર આ રીતે નિસાસા નાખતાં નાખતાં જીવવાનો શો અર્થ છે ? તેની ઇચ્છા પ્રમાણે ન ચાલે એટલે બાકીના માણસો ખરાબ થઈ ગયા ? આ દુનિયા જાણે તેમની એકલાની છે શું ? ખરેખર તો આ દુનિયા હવે રિશાંગો અને ખુટિંગ્લાઓની છે — તેઓ ભૂલ કરે કે બરાબર કરે; ભવિષ્યની દુનિયા એમની રીતે ચાલશે. તેમના મતામતનો વિરોધ કરવાની જરૂર શી ? આજ નહિ તો કાલ નાજેક અને ગાર્ઠિખુઈ આ દુનિયા પરથી

વિદાય લઈ લેશે, તેથી એમના મતામત કંઈ ટકી રહેવાના નથી. ના, ના, નાજેકની વાતો માનીને છોકરા-છોકરીઓનાં માથાં નહિ ખાય. ટુકડા જમીન માટે ગામમાં હાહાકાર મચાવી અશાંતિ વધારવાની જરૂર નથી ! અમારે શાંતિ જોઈએ છે, નાજેકને જોઈએ છે સંઘર્ષ.

નાજેકને ખરેખર તાવ ચડ્યો હતો. તે કણસતા હતા. એટલામાં ક્યાંકથી દોડતાં દોડતાં આવી ખુટિંગ્લાએ પ્રવેશ કર્યો. તેના હાથમાં એક પત્ર હતો. પત્ર આપતાં તે બોલી, 'નાજેક કાકા, ખાટિંગભાઈનો પત્ર છે.'

નાજેકે હાથમાં પત્ર લીધો પણ તે ખોલીને વાંચવા ઉતાવળ ન કરી. સ્નેહથી તેને પૂછ્યું, 'ક્યાં ગઈ હતી. ?'

'ફાનિટફાંગની મા બીમાર છે.'

'શું થયું છે ?'

'તાવ છે, બકે છે.'

'ફાનિટફાંગ આવ્યો છે કે નહિ ?'

'ના.'

નાજેકે કહ્યું, 'બારામલા, ભૂવા પાસે લઈ જાઓ.'

ખુટિંગ્લાએ એકદમ કહ્યું, 'ડૉક્ટર બ્રુક દવા કરે છે !'

નાજેકની આંખની નસો ફૂલી આવી, 'દવા કરે છે !' પછી પરાણે સંયમ રાખી ખુટિંગ્લાને પૂછ્યું, 'ડૉક્ટર બ્રુકને કોણે બોલાવ્યા ?'

'મેં'.

'હં' બોલી નાજેક ચૂપ રહ્યા. જૂના ચાલચલણ કે દવાદારૂમાં શ્રદ્ધા રાખનાર માણસો હવે આ ગામમાં રહ્યાં નથી.

બારામલાએ સાવકી દીકરીને પૂછ્યું, 'શું રિશાંગ આવ્યો છે કે ?'

'ના.' બોલતાં બોલતાં તેનાં ગાલમોઢું રાતાં થઈ ગયાં.

'તારા બાપુ તને રિશાંગ સાથે પરણાવવા માગતા નથી—'

બારામલાએ કહ્યું,

એકદમ આશ્ચર્ય પામી ખુટિંગ્લાએ નાજેકના મોઢા તરફ જોયું, જાણે પૂછે છે 'કેમ મોટા કાકા ?' નાજેકે તેના મોઢાની પરીક્ષા કરીને કહ્યું, 'હું વળી કોણ ભાઈ ! મારી વાત ગામમાં કોઈ માનતું નથી. તું પણ શાની માનવાની ?'

'શું થયું મોટા કાકા ? મારા પર ગુસ્સો આવ્યો છે કે શું ?'

'ના ભાઈ, તારા પર શાનો ગુસ્સો આવે ? મારા કહેવાથી તું રિશાંગને છોડી દઈશ ?'

'અમે તો એકબીજાને વચન આપ્યું છે, મોટાકાકા.' ઊંડા વિસ્મયથી ખુટિંગ્લાએ કહ્યું.

'જાણે છે ને દીકરી, મને ખ્રિસ્તી પસંદ નથી.'

'ખ્રિસ્તીઓ માણસો નથી, મોટા કાકા ?'

નાજેક ખુટિંગ્લાના મોઢા સામે જોઈ કશોક જવાબ આપવા ગયા, પણ ચૂપ રહ્યા. પછી તરત ગાઠિંખુઈને કહ્યું, 'મને ઠીક નથી, હું જાઉં' કહી જવાબની રાહ જોયા વિના નાજેક ઊઠી ગયા. ખુટિંગ્લાએ કહ્યું, 'હું તમારી સાથે તમને મૂકવા આવું છું.'

'જરૂર નથી, દીકરી. હું જઈ શકીશ. મારે સોબતની જરૂર નથી, હું તો બહુ એકલો છું, દીકરી.'

નાજેક ઊઠી ગયા. હાથમાં પત્ર લઈ તે ધીરે ધીરે બહાર ગયા. બારામલાના મનમાં સંદેહ થયો, કોણ જાણે આ માણસ બહુ અશક્ત લાગે છે ! તેથી ખુટિંગ્લાને કહ્યું, 'જા, મોટાકાકાની સાથે જા, મૂકી આવ.' ખુટિંગ્લા ઊઠી ધીમે ધીમે બહાર નીકળી અને નાજેકની પાછળ પાછળ સાવધાનીપૂર્વક ચાલવા લાગી.

ગાઠિંખુઈ તે વખતે વિચારમાં ડૂબેલો હતો; નાજેકના પુરાણપંથી મનોભાવ આગળ નમી જવા તે તૈયાર ન હતો. નાજેક સિવાયના આખા ગામના લોકોએ તે દેવળની જમીન ખ્રિસ્તી ગામને દાન આપવા માટે ચર્ચા-વિચારણા કરી નક્કી કર્યું હતું. એક ટુકડા જમીન માટે કજિયો કરી વરસોનાં વરસ એક ગામ સાથે દુશ્મનાવટ વહોરવા તે રાજી નહોતો. સંભવ છે કે આ વિચાર પાછળ તેનો સ્વાર્થ રહેલો હોય, પણ એ સ્વાર્થ તેનો નીચ સ્વાર્થ નથી, બે યોગ્ય તરુણતરુણીના શુભમિલનનો સ્વાર્થ છે. તે સ્વાર્થ ઉદાર, સુંદર અને મંગલમય છે. રિશાંગ અને ખુટિંગ્લાનાં લગ્ન થતાં બે ઝઘડતાં કુટુંબો વચ્ચે મેળ થશે, એટલું જ નહિ, બે ગામના માણસો વચ્ચેનું મનોમાલિન્ય પણ દૂર થશે.

ગાઠિંખુઈ બારામલાને ચુપચાપ જોતો એકાએક ઊભો રહી ગયો. તેને થયું કે લડાઈના આ એક વરસ દરમ્યાન તે બારામલાને એકવાર પણ એકાંતમાં મળ્યો નથી. તેને એક વાર ચૂમી કરવાની ઇચ્છાથી વ્યાકુળ બની ગયો, અને એકદમ આગળ વધી તેના ગાલે ચુંબન ચોડી તે મોઢેથી આંખોથી અને સમગ્ર દેહથી જાણે હસી રહ્યો. બારામલા 'બેશરમ ક્યાંના ?' કહી ફિક્ કરી જરા હસી બારણા બહાર ચિત્કાર કરતાં સુવ્વરનાં બચ્ચાંની સારસંભાળ લેવા બહાર નીકળી ગઈ.

ગાઠિંખુઈ પણ નિસાસો નાખી ચાદર જમણી બગલ નીચેથી ડાબે ખભે ઓઢી ઝડપથી ડગલાં ભરતો ગામ ભણી નીકળ્યો. તેના વયસ્ક શરીરને જોઈ બારામલાના મનમાં ગૌરવની લાગણી પેદા થઈ. પોતાના પતિના પૌરુષ અંગે પત્નીના મનમાં જે શ્રદ્ધા પેદા થાય એવી શ્રદ્ધા પેલી ગૌરવની લાગણીમાં પ્રકટ થતી હતી.

બારામલા ગાઠિંખુઈની બીજી વારની પત્ની છે. ઉંમરમાં ઘણાં વરસ નાની છે, પણ પતિના બળવાન શરીર, ભરપૂર સ્વાસ્થ્ય અને શાન્ત રસિક મનના સ્પર્શથી તે આખો વખત યૌવનના ઉછળતા લોહી અને લીલાપ્રેમનો અનુભવ કરે છે, કોઈ દિવસ તેનો અભાવ ખટકતો નથી.

નાજેકની સાથે ચાલતાં ચાલતાં ખુટિંગ્લાને લાગ્યું કે ડગલે ડગલે તેની શક્તિ ક્ષીણ થતી જાય છે. સપ્ટેમ્બરનો મહિનો છે. વરસાદ ઓછો થયો છે છતાં આકાશ વાદળાં વગરનું નથી. એ વખતે આકાશમાં એક વાદળે શરદના મ્લાન સૂર્યને ઢાંકી

દીધો છે. આબોહવાની આંખો કોઈ અફીણીની જેમ બંધ છે, દૂરની ઉપત્યકામાં જાણે સૂતેલું કોઈ અશરીરી પ્રાણી ધીરે ધીરે છેલ્લી વિદાયની રાગિણી ગાય છે. વાતાવરણ ઉદાસ ઉદાસ લાગે છે. બાજુમાં ગાઢ રંગના કોઈ ઊંચા ઘરની આગળ કેટલાંક નગ્ન ઝાડ રિક્તા નારીની જેમ ઊભાં છે. ખુટિંગ્લાને લાગતું હતું કે મનુષ્યના જીવનની ઘણી બાબતો હજી સમજની પાર છે. માણસ વિશે જાણવાનું ઘણું સહેલું છે એમ ઘણા કહે છે પણ ખરેખર એ સહેલું નથી. નાજેકની વાત ખરેખર તે સમજી શકતી નહોતી.

ઘેર આવતાં જ નાજેક ડોસા સીધા પથારીમાં સૂઈ ગયા. લાકડાના પલંગમાં એક લાકડાનું તૈયાર ઓશિકું હતું, તેના પર તેમણે માથું રાખ્યું હતું. પણ લાલ આંખો પહેલાંની જેમ ખુલ્લી હતી. હાથમાં રહેલું પત્રનું પરબીડિયું એકાએક જમીન પર પડ્યું.

'મોટાકાકા !'

'શું છે.' અત્યંત કષ્ટથી નાજેક બોલ્યા.

'કાગળ ખોલ્યો નહિ ?'

નાજેકને હસવું આવ્યું, 'ખોલવાથી શું દીકરી ?'

'કેમ, શું થયું ?'

'કાગળ વાંચીને મન વધારે ખરાબ થવાની બીક લાગે છે, આ આઘાત આમેય વધારે છે.' અતિ દુઃખી મનથી નાજેકે કહ્યું. તેણે હળવેથી પથારીમાં પડેલી ચાદર શરીરે ઓઢી લીધી.

'તમારો તાવ વધ્યો છે, મોટા કાકા ?'

નાજેક ચૂપ રહ્યા.

ખુટિંગ્લાએ જ કપાળે હાથ મૂક્યો અને ચીસ પાડી ઊઠી, 'ઓ મા !' આટલો તાવ ? ડૉક્ટર બ્રુકને બોલાવું કે ?'

'જરૂર નથી દીકરી, ડાક્ટરની દવા હું નહિ પીઉં.' કહી નાજેક થોડી વાર ચૂપ રહી બોલ્યા, 'વારુ, તું જરા કાગળ વાંચી સંભળાવને. હું નહિ વાંચી શકું.' ખુટિંગ્લાએ પરબીડિયું ફાડી કાગળ વાંચ્યો:

**વહાલા બાપુ,**

ગઈ ૨૪મી ઑગસ્ટે શિલોંગના બાપ્ટિસ્ટ ચર્ચમાં મિસ ફિલિપની સાથે મારાં લગ્ન થઈ ગયાં છે. તમે તો સંમતિ આપવાના નથી, તેમ છતાં તમને ખબર આપું છું. હું ખુશી-મઝામાં છું. ૧લી સપ્ટેમ્બરથી આર્મીમાં મને નોકરી મળશે. ઘેર આવવા પણ નહિ દે અને આવી પણ શકીશ નહિ.

મારા પ્રણામ સ્વીકારજો.

**શિલોંગ** **લિખિતિંગ**

**૨૬-૯'૪૫** **તમારો વહાલો ખાટિંગ**

પત્ર વાંચી લીધા પછી ખુટિંગ્લાએ જોયું કે નાજેકની આંખોમાંથી ટપ ટપ આંસુ પડે છે.

'મોટા કાકા, રડો છો ?'

નાજેક કંઈ બોલ્યા નહિ. ખુટિંગ્લાને લાગ્યું કે આ વખતે મોટાં કાકી જીવતાં હોત તો કંઈક સાન્ત્વના આપી શકત. અંધ વિધાતાએ બહુ પહેલાં તેમને ઉપાડી લીધાં હતાં.

ઓશિકે બેસી ખુટિંગ્લા માથું દબાવવા લાગી. નાના બાળકની જેમ નાજેક ડોસા હિબકાં ભરવા લાગ્યા.

'મોટા કાકા, આ શું ? તમે કંઈ નાનું બાળક છો ?'

શું કરે, બિચારાનું મન માનતું નથી.

# 7

શીતળા, સંગ્રહણી, મલેરિયા અને કેટલીય જાતની અજાણી બીમારીઓ ! આખું ગામ ભરખી ગઈ. ભરખી શું કામ ન જાય ? જે નવા વસાવેલા ગામમાં તેઓ રહે છે, ત્યાં સારા દિવસોમાં તેમનાં ડુક્કર પણ રહી ના શકે ! હવે લડાઈમાં તારાજ થયેલા ગામને ફરી વસાવવાનો સમય આવ્યો છે, પણ બીમાર પડી ઘેર ઘેર પુરુષો ખાટલે પડેલા છે; ખડ, લાકડાં, નેતર કોણ લઈ આવે, તે ઉપરાંત વરસાદ બંધ ન થાય ત્યાં સુધી ઘર બનાવવાની શરૂઆત કરવાનું શક્ય નહોતું.

ગામનું શું થશે — ફાનિટફાંગ માને ઓશિકે બેસી બેસી વિચારે છે. એ દિવસે જ તે દૂર ગામેથી આવી પહોંચ્યો છે, રિશાંગ અને શારેંગ્લા હજી આવ્યાં નથી. માની માંદગીના સમાચાર સાંભળીને માત્ર એ જ પાછો આવ્યો છે.

યુદ્ધમાં તારાજ ગામના ઘરેઘર રોકકળ, દવાદારુ વિનાના રોગોથી કણસવાનો અવાજ હજી એને કાને આવે છે. આ બધા માણસોની દવા કોણ કરશે ? એની સમજમાં આવતું નથી.

યુદ્ધકાળનું એમનું ઘર એટલે ઘાસની છાપરી જ. નવા ઘરમાં જવાની હજી ઘણી વાર છે. જૂના ગામમાં ઘર ઠીક કરાવતાં જે ખર્ચ થાય એમ છે એટલા રૂપિયા એની પાસે નથી. એની પાસે શું, ગામના કોઈની પાસે નથી, મિલિટરી કે સરકાર વળતર આપે તો જ તેઓ ઘર સમરાવી શકે એમ છે, નહિતર નહિ...

દવાના અભાવે લોકો મરે છે, લોકોને ઘર સમરાવવાના પૈસા નથી. જ્યાં જુઓ ત્યાં અભાવોનું અફાટ રણ છે. ફાનિટફાંગથી નિસાસો મુકાઈ ગયો.

ચીમનીના ઝાંખા અજવાળામાં મા મોઢું ઊંચું કરી કણસતાં કણસતાં કશુંક બોલતી હતી, ફાનિટફાંગ થોડો પાસે ગયો માને કપાળે હાથ મૂકી બોલ્યો, 'મા, ઠીક છે ને ?'

શિરાલાએ માથું હલાવ્યું. શરીરમાં ભારે તાવ હતો. શી બીમારી છે, તે કોઈ કહી શકતું નહોતું. ડૉક્ટર બ્રુક દવા કરે છે, પણ એ બિચારા કરે શું ? રોગ પકડાતો નથી. લોહી તપાસવા માટેનું સૂક્ષ્મદર્શક યંત્ર નથી. ફાર્મસી અને ઇસ્પિતાલ બે દિવસને રસ્તે છે. નિરૂપાયે ડૉ. બ્રુકે માને ઇમ્ફાલ લઈ જવા કહ્યું. પણ ગામવાળાઓએ ના પાડી. કહ્યું, 'અરે ના રે ના, બૂઢ્ઢીની અવસ્થા બહુ ખરાબ છે. મિશનરીએ કહ્યું એટલે માની લીધું ? માએ પણ કહ્યું કે નહિ જાઉં.'

તે સમજી ગયો હતો કે માના મૃત્યુને કદાચ બહુ વાર નથી. પણ તે શું કરે ?

મધરાત થઈ હતી. બહાર ઝરમર ઝરમર વરસાદ પડતો હતો. દૂર કોઈ ઘરમાંથી વાંસળીનો એક કરુણ સૂર વહી આવતો હતો. રહીરહીને આ મધરાતે ગામના કૂકડા બોલતા હતા. ડુક્કરવાડામાં ડુક્કર ચિત્કારતાં હતાં. જંગલમાં એક કેતકી પંખી કોણ જાણે કેમ કરુણ સૂરે વિલપતું હતું.

માએ તેને અસ્ફુટ સ્વરે પૂછ્યું, 'તેં કંઈ ખાધું કે નહિ ?'

તેણે કહ્યું, 'ના, હું ખાઈશ, તું એની ચિન્તા ના કરીશ.'

'ખુટિંગ્લા તારે માટે ખાવાનું આપી ગઈ નથી ? તે...' બોલતાં બોલતાં શિરાલાને એકાએક સમયનું ભાન થયું. 'રાત કેટલી થઈ છે ?'

હાથે બાંધેલી ઘડિયાળમાં જોઈ ફાનિટફાંગે કહ્યું, 'બાર વાગ્યા છે, મા.'

'તો તો નાજેકને તાણ આવી હશે. નહિતર મારી દીકરી આવ્યા સિવાય ન રહે.' — બોલી શિરાલા ચૂપ રહી.

નાજેકને તાણ આવવાની વાત ફાનિટફાંગ જાણે છે, પણ માને છોડીને તેની ખબર કાઢવા જઈ શકે એમ નહોતું. બધા કહે છે કે આ વખતે એ નહિ બચે.

એ જ વખતે બારણે ટકોરો પડ્યો. ખૂબ હળવેથી ખુટિંગ્લાએ પ્રવેશ કર્યો. તેના હાથમાં એક વાડકો હતો, કશુંક લાવી હતી. શિરાલા તંદ્રામાં હતી.

'મને જરા વધારે મોડું થઈ ગયું. ઘરમાં બે દાણાય ચોખા નહોતા. કુશકી હતી, તેમાંથી પિઠાં*' બનાવી લાવી છું. ધીમેથી ખુટિંગ્લા બોલી.

ફાનિટફાંગે કહ્યું, 'તારા ઘરમાં પણ ચોખા ખૂટ્યા ?'

'ગઈ વખતે કોઈનેય ખેતી થઈ નહોતી. જે થોડી ઘણી થઈ હતી તેમાંથી અડધોઅડધ ડાંગર મિલિટરી લઈ ગઈ, અત્યારે તો જે મળે તે માગીને — કહીને વાડકો નીચે મૂકી બોલી, 'આવ, રાહ જોવાનો વખત નથી, બંને જણ ભાગ કરીને ખાઈ લઈએ.'

વાડકો વચ્ચે રાખી બે જણ બે બાજુએ બેસી ખાવા લાગ્યાં. ફાનિટફાંગને ભૂખ લાગી હતી. પિઠાંના કેટલાંક બટકાં ખાધા પછી એને લાગ્યું કે માત્ર પિઠાં ખાવાથી એની ભૂખ શમવાની નથી. તે ઊભો થયો. ચૂલા ઉપરથી કિટલી લઈ બે મગ પાણી ભરી એક પોતે લીધો અને બીજો ખુટિંગ્લાને આપ્યો.

ગટ ગટ પાણી ગટગટાવી મોઢું લૂછી ખુટિંગ્લાને પૂછ્યું,

'નાજેક કેમ છે ?'

'આજે આખી સાંજ તેઓ વિડેશ્યેલી સાથે વાતો કરતા હતા.'

'વિડેશ્યેલી ?'

'હા, તે આજે કયાંકથી આવીને હાજર થઈ ગયો છે.'

'ક્યાં છે ?'

'આજે મોટા કાકાએ રોક્યો છે. મોટા કાકાએ આ કેટલાય દિવસોથી કોઈની સાથે

---

* વાંસની લાંબી ભૂંગળીમાં તૈયાર કરવામાં આવે છે. તેથી પિઠાં આકારે લાંબા હોય છે. તોડીને ખાવાં પડે છે. - અનુવાદક

વાત કરી નથી. ઈશ્વરની કૃપાએ વિડેશ્યેલી આવતાં તેમને જાણે હથેળીમાં સ્વર્ગ મળી ગયું.' પિઠાનો એક કકડો મોંમાં મૂકતાં ખુટિંગ્લાએ કહ્યું.

'શેની વાતો કરી ?'

'વિડેશ્યેલીની વાત વળી શી હોય ? નગાઓની સ્વાધીનતાની.'

'હું તેને મળવા ઇચ્છું છું.'

'મળ. તે ફરી લડાઈ કરવા તત્પર છે.'

'લડાઈ ?' ફાનિટફાંગે આશ્ચર્ય પામી પૂછ્યું, 'ફરી લડાઈ કરશે ! કોની સાથે ?'

'એ કહે છે, સરકારની સામે.'

'નાજેક કાકાએ શું કહ્યું ?'

'મોટા કાકાનો મત તમે જાણતા નથી ? નગાઓનું લુપ્ત ગૌરવ જે પુનઃ સ્થાપી શકે તેની સાથે તેઓ છે.'

ફાનિટફાંગે દુઃખ સાથે કહ્યું, 'અહીંના અભાવો અને ગરીબી જોઈ ખરાબ લાગે છે, કંઈક કરી ઊઠવા મન ચંચલ બની જાય છે.'

'હું તને વધારે શું કહું ? રિશાંગને પૂછજે.' પાણી પીતાં પીતાં ખુટિંગ્લાએ જવાબ આપ્યો.

'તે તો કલકત્તા ભણવા જવા માટે વિચારે છે — તેને પૂછવાથી શું ? મને તો અહીં રહેનાર માણસ જોઈએ.' ક્ષોભથી ફાનિટફાંગે કહ્યું.

ખુટિંગ્લાને આશ્ચર્ય થયું. રિશાંગ અને ફાનિટફાંગ વચ્ચે આવો મતભેદ હોઈ શકે, તે એની કલ્પનામાં પણ આવતું નહોતું. બંને વચ્ચે નાનપણથી જ અદ્ભુત મેળમિલાપ હતો. આજે એકાએક મનમેળ ન દેખાતાં તેણે પૂછ્યું, 'કેમ, તે તો વળી પાછો આવશે. પાછો આવીને અહીં સ્કૂલ ખોલશે, એ આપણા ફાયદામાં.'

ફાનિટફાંગે કહ્યું, 'લોકો મરીને ખલાસ થશે, પછી કોણ ભણશે ?' ગામેગામ ઘરેઘર માણસ જનાવર મરી રહ્યાં છે. અત્યારે જ કંઈ કર્યા વિના ચાલે એમ નથી.

'ખાલી હાથે શું કરશો ? દાક્તર, દવા, ઇસ્પિતાલ કશુંય નથી.' ખુટિંગ્લાએ કહ્યું.

'વ્યવસ્થા કરવી જ પડશે. કોણ ઇસ્પિતાલ ઊભી કરશે ?' રિશાંગ હોય તો આ બધું માથે લઈ લડનારો એક માણસ મળી રહે. તને ખબર છે કે હું કંઈ ભણ્યોગણ્યો નથી, નાનપણથી જ જંગલી રહ્યો.' નિસાસો નાખી ફાનિટફાંગે કહ્યું, 'વિડેશ્યેલી મને ગમે છે, તે જો કંઈક કરી શકે !'

'વિડેશ્યેલી મોટાકાકા જેવો જ માણસ છે. પોતાને જ સમજે છે, બીજાને સમજવા તૈયાર નથી.' એક ન સમજાય તેવી રીસમાં ખુટિંગ્લાએ કહ્યું.

ફાનિટફાંગે ખાખી પહેરણના ખિસ્સામાંથી એક બીડી કાઢી સળગાવી. તેના મનમાં મોટું દ્વન્દ્વ ચાલતું હતું. સ્કૂલમાં ભણવાની ઉંમરે ભણવાનું છોડી તે આમ તેમ ગામેગામ ફરતો રઝળતો કોહિમા પહોંચ્યો. ત્યાં વેપાર કર્યો. ત્યાંથી રિશાંગ લડાઈમાં જોડાવા લઈ આવ્યો. હવે ત્યાં જઈ ફરીથી વેપાર કરી શકે એમ નથી. લડાઈએ તેનું મન જ બદલી નાખ્યું છે. મનોમન તેને વિચાર આવે છે કે શા માટે ભગવાને સરજેલા

એકસરખા માણસોમાં કેટલાક સાહેબોના જેવા શક્તિશાળી બને છે અને કેટલાક નગાઓ જેવા થાય છે, પદદલિત કુલી મજૂર થઈને તેમને રહેવું પડે છે. શું શક્તિના અભાવે તેમને આ દુર્લધ્ય પર્વતમાળામાં જંગલી જાનવરની જેમ સડી મરવાનું છે ? અહીં આવવા-જવાનો એકે મારગ નથી, ડાંગર-ચોખા નથી, એકે સારું ઘર નથી. તેમ છતાં તેઓ બધા માણસના ભાગ્યનો દોષ દઈ પોતાની દુર્દશાને સ્વાભાવિક ઘટના તરીકે સ્વીકારી લે છે. આજ સુધી દરેક જણ પહાડોમાં પ્રાણીઓની જેમ આહારમૈથુન અને નિદ્રામાં વખત કાઢે છે. ચિરકાળથી ચાલી આવતી એ શાંતિને મહાયુદ્ધે જ ખળભળાવી છે. મહામારી આવી, ભયંકર રૂપ ધરી દરિદ્રતા આવી, તોપણ લોકોના મનમાં તેનો પ્રતિકાર કરવાની કોઈ ઇચ્છા જ દેખાતી નથી. જે કંઈક વિચાર કરે એવા બે માણસો છે, તેમાંથી એક ગયો શિલોંગ અને બીજાએ પગ ઉપાડ્યા છે કલકત્તા ભણી, તે એકલો શું કરી શકે ? નિરક્ષર, અજ્ઞાની એક જણ માત્ર બે બાવડાંને બળે આ પડંતીના પ્રચંડ વેગને કેવી રીતે ખાળી શકે ? શો પ્રતિકાર કરશે ? કેવી રીતે કરશે ? તેનો જવાબ મેળવવા તે વ્યાકુળ છે, પણ ચારે દિશાએ અંધારાએ રસ્તો ઢાંકી દીધો છે. નાનપણમાં એક વાર માઈલ-બે માઈલ જેટલા દુર્ભેદ્ય અંધકારમાં ઢંકાયેલી એક ગુફામાં પેસતાં ગુંગળાઈ મરવા જેવી દશામાં જઈ પડ્યો હતો. આજ પણ અસ્પષ્ટ વિચારોના ધુમાડામાં તેના પ્રાણમનનો મુક્ત શ્વાસ અવરુદ્ધ થઈ ગયો છે. તેણે સ્પષ્ટ ભાવે જોયું કે તેના ભવિષ્યનો માર્ગ વિડેશ્યેલી જેવા ચંચલ કર્મવીરની સાથે છે. તે એક આશ્ચર્યકારક વિદ્રોહ કરી વર્તમાન દુર્દશાનો શીઘ્ર પ્રતિકાર કરવા વ્યાકુળ બન્યો છે. તેમ નહિ થાય તો આ દરિદ્ર અને અભાવોથી ઘેરાયેલા જીવનમાં કશુંય સુખ નથી.

વિચારમગ્ન ફાનિટફાંગના મુખ ભણી જોઈ ખુટિંગ્લાએ તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ તે સમજાવી શકી નહિ. ફાનિટફાંગે તેને બીજી કોઈ વાત કાઢવાનો એકે અવસર ના આપ્યો. તે જગતની નજર સામેની દુઃખની વાત ભૂલી જઈ ભવિષ્યના એક રોમાંચકારી રૂપની કલ્પના કરી રહ્યો. વિડેશ્યેલીની ધારણા પ્રમાણે બધા જ નગા મળીને એક અલગ રાષ્ટ્રનું સંગઠન કરે, તો તેથી જાણે તેમનું દુઃખ દૂર થશે ? એ પ્રશ્ન એ જ મુખ્ય પ્રશ્ન.

વિડેશ્યેલી સાથે ચર્ચા કર્યા વિના આ પ્રશ્નનો ઉત્તર મળે એમ નથી. બધા જ જે રીતે દિવસો પસાર થાય છે, તે રીતે જ જીવવા માગે છે. જે બે જણા ઉપર આશા હતી, તેમાંથી એક આર્મીમાં જોડાયો અને બીજો કલકત્તા જાય છે. ના, ના, આ રીતે ચાલી નહિ શકે. દારૂગોળાથી એમના ગામની જમીન ખેતીલાયક રહી નથી. નવેસરથી પહાડ તોડી ખેતર બનાવવાનો ઉત્સાહ કોઈનામાં નથી. ખેતી કરવાનું તેનું પોતાનું પણ મન નથી. તેનું વલણ ધંધા પ્રત્યે છે, ધંધા દ્વારા પૈસા કમાઈ સ્વતંત્ર રીતે જીવન જીવવાની ઇચ્છા હતી. પણ ધંધો કરી એક મોટા વેપારી થવાનું સ્વપ્ન આ લડાઈએ તોડી નાખ્યું. એ પછી માણસોની જીવનયંત્રણાની આ જ્વાળાઓ પોતાની સગી આંખે જોયા પછી તે ખાટિંગની જેમ પલાયન કેવી રીતે કરે ? ના, ના, તેને

કંઈક કરવું જ પડશે.

બીડી મોઢામાં જ રાખ થઈ ગઈ. એ વખતે ગાઢ વનમાં વનરાજને સામે જોતાં માણસ જેમ ભયથી ચીસ પાડી ઊઠે, તેમ શિરાલાએ ચીસ પાડી. ખુટિંગ્લા ઊભી થઈ ગઈ. કાન માંડીને સાંભળ્યું ફાનિટફાંગની મા તંદ્રામાં ને તંદ્રામાં કશુંક બોલે છે. એણે બરાબર સાંભળ્યું, 'મને લેવા આવ્યા છે, ત્રણ જણ આવ્યા છે !' આમ બોલીને વાઘ જેવી ગર્જના કરી. કપાળે હાથ દઈ ખુટિંગ્લાએ ફાનિટફાંગને બોલાવી કહ્યું, 'જરા પાણી લાવ.' પાણી લાવ્યા પછી ખુટિંગ્લાએ પૂછ્યું, 'તેં કાકીને દવા આપી છે ?'

'ઊંહું !' ડા. બ્રુકની દવાઓ ખલાસ થઈ ગઈ છે.

'બાપ રે ! કહી ખુટિંગ્લાએ ચીસ પાડી.'

'શું થયું ?'

'ડા. બ્રુક પાસે જઈ આવીશ ?'

'જવાથી લાભ નથી. થોડી વાર પહેલાં તેઓ કહી ગયા છે. દવા લાવવા માણસ મોકલ્યો છે.'

'તું રહે, હું પિતાજી વગેરેને બોલાવી લાવું.'

'શું થયું ?'

'મને સ્થિતિ બરાબર લાગતી નથી. તને બીક તો નહિ લાગે ને ?'

'ના, ના, તું જા.'

જતાં જતાં ખુટિંગ્લાએ એક વાર સાદ સીધો, 'કાકી ! બે ત્રણ વાર બોલાવ્યાં પછી શિરાલાએ કહ્યું, 'કોણ ?'

'હું ખુટિંગ્લા.'

'અં...'

'સપનું જોતાં હતાં કે શું ? ચીસો કેમ પાડતાં હતાં ?'

'એક વિરાટ સિંહ મને બોલાવતો હતો.' કહેતાં કહેતાં શિરાલા ચૂપ થઈ ગઈ. ખુટિંગ્લાએ એક વાર મોં ઊંચું કરી ફાનિટફાંગ સામે જોયું, જોયું તેની આંખમાંથી એક ટીપું જળ જમીન પર દડી પડ્યું. ખુટિંગ્લા ઊભી થઈ તેની પાસે ગઈ. પાલવથી આંખનાં આંસુ લુછી નાખીને બોલી, 'છિ, મરદ થઈને રડે છે !'

ખુટિંગ્લા બહાર આવી. ગામમાં સાચે જ મોતની તાંડવલીલા ચાલતી હતી. બહાર કૃષ્ણપક્ષનો અંધકાર હતો, ત્રીજ. આકાશનાં વાદળ જાણે વારંવાર તારા પાસે અશુભ સમાચાર લઈને આવે છે અને તે માઠા સમાચાર સાંભળી તેમનાં મોઢાં કાળાં થઈ જાય છે. તેમના દેહનું દુઃખ શું તેઓ સમજી શકે છે ! કાકીને જંગલી પશુરાજે ગર્જના કરી આવાહન આપ્યું છે, ગાઢ અરણ્યમાં કાકી ખોવાઈ જશે એને હવે ઝાઝી વાર નથી. લપસણા મારગે તે થપ્ થપ્ કરતી ચાલી. ઊંચાણે મારગેથી ઊતરતાં ઊતરતાં બે ટેકરીઓ મળતી હતી ત્યાં પાણીમાં પગ પડતાં જ કોઈ કશુંક સર્ સર્ કરી ઊઠ્યું. ખુટિંગ્લાએ નીચે નમી હાથ ફેરવી ફેરવી જોયું તો કોઈ વસ્તુ હાથમાં

આવી. હાથમાં લઈ ધ્યાનથી જોયું તો તે એક વહેતી આવેલી છીપ હતી. આનંદથી તેનું મન ભરાઈ ગયું. તે મનોમન હસી, તે દુઃખની ક્ષણોમાં છીપના સ્પર્શથી થયેલા આનંદથી તેને પોતાને નવાઈ લાગી. પણ નદીમાં, નહેરમાં, ખાવડામાં, પાણીમાંથી શંખલાં શોધવાનો એક ભોળો આનંદ હજી રહ્યો છે. આવા દુઃખની વચ્ચે પણ આ આનંદથી તે દોડતી દોડતી ઘર ભણી ચાલી.

ગામનાં કૂતરાં કશુંક એઠું મળવાની આશાથી કોઈના ઘરના આંગણાંમાં ભેગાં થઈ ઝઘડતાં હતાં. ખુટિંગ્લાને દોડતી જોઈ તેઓ એકસાથે ભસવા લાગ્યાં. પણ આડુઅવળું જોયા વિના દોડતી દોડતી તે ચર્ચ બાંધવા માટેની ખુલ્લી જગ્યાએ જઈ ઊભી રહી. એકાએક તેનું હૈયું ભારે થઈ આવ્યું. આ એક જમીનના ટુકડા માટે બંને ગામ વચ્ચે કજિયો થયો છે, જે તેના લગ્નમાં બાધારૂપ છે. ઈશુ ખ્રિસ્ત જેવા એક શાંતિપ્રિય માણસને કેન્દ્રમાં રાખીને આટલી અશાંતિ, યુદ્ધ, ઝઘડા, ઈર્ષ્યા, દ્વેષ !

ત્યાં થોડી વાર ઊભી રહી ફરી પાછી તે ઝડપથી ઘર ભણી ચાલી. કાકીનું મરણ નજીક છે એ ખબર પિતાજીને નહિ મળે તો ભારે મુશ્કેલી થાય એમ છે.

# 8

બીજે દિવસે સવારે ફાનિટફાંગની મા મરી ગઈ. સપ્ટેમ્બર હોવા છતાં હજી પહાડી વરસાદ બંધ થયો નહોતો. એકધારી હેલી પછી ઘરની ચારે બાજુએ કાદવકીચડ, ક્યાંક પાણી ડુક્કર અને માણસોનાં મેલાને લીધે જે બધો કચરો થયો હતો તે એક પ્રવાહમાં ભળી તેમના ઘરની આગળની નહેરમાં થઈને વહેતો હતો. તે જ નહેરમાંથી ગઈ કાલે ખુટિંગ્લાને છીપ મળતાં એક અજાણ્યા આનંદમાં ડૂબી ગઈ હતી. દિવસના અજવાળામાં સ્થળ મનુષ્યોના વાસસ્થાન કરતાં ખાબડા જેવું થઈ ગયું હતું. માનું શબ ઘરમાં જ હતું. ઊંડી વેદનાની સાથે ઊંડી ઉદાસીનતાથી ઘેરાઈને તે સામેની ધરતીને એક નિર્લેપ નજરે જોઈ રહ્યો હતો. તેને લાગ્યું કે આ જીવન બધી રીતે અર્થહીન અને એકદમ વિષાદમય છે, તેમાં વચ્ચે વચ્ચે યુદ્ધ અને દુર્દમ્ય સાહસિકોનો વિદ્રોહ થોડો રંગ લાવી દે છે; તે અપૂર્વ ક્ષણોમાં દેહ-મનની પ્રવૃત્તિઓને આત્મપ્રકાશનો એક માર્ગ મળી જાય છે, બાકી સમયમાં તે જન્મ, મૃત્યુ, લગ્ન, શિક્ષણ વગેરેના એક ગતાનુગતિક તુચ્છરૂપે પ્રકટ થાય છે. તે અત્યારે ગામના સૌ લોકોમાંથી આસ્થા ખોઈ બેઠો હતો. મનોમન માત્ર વિચારતો હતો તેના શૂન્ય અને અર્થહીન જીવનના ભાવિની કથા. મામા મરી ગયા પછી જરજમીન અને ઘરબાર માટેનો તેનો મોહ ઓસરી ગયો. છિન્નમૂલ પ્રાણમાં જાણે એક રોમાંચકર અનુભૂતિ થઈ. તેની સંમુખ દુઃસહ દારિદ્ર્યની એક વેરાન મરુભૂમિ પ્રકટ થઈ ઊઠી; તેની જમીન તોપના દારૂગોળાથી નષ્ટ થઈ છે, મા એક બાકી હતી, તેને પણ મહામારીએ પોતાની ઝપટમાં લઈ લીધી. હવે આ દેહ ધરી કોના મોઢા સામું જોઈ તેને જીવવાનું છે ? એકાએક તેના મનમાં આવ્યાં વિડેશ્યેલીની રોમાંચકર પરિકલ્પનાની વાત અને ખુટિંગ્લાના યુવાન શરીરનો મનોરમ મોહ. ખુટિંગ્લાએ જ્યારે તેનાં આંસુ લૂછી નાખ્યાં હતાં, ત્યારે તેના હૃદયમાં પોતા માટે જે સહાનુભૂતિ દેખાઈ હતી, તે સહાનુભૂતિનું તાત્પર્ય સમજતાં તેને વાર ન લાગી. જો તે કોઈ રીતે તેને પોતાના પતિ તરીકે સ્વીકારે તો તેને કદાચ જીવનમાં નવો અર્થ સાંપડે. તેના વિના બીજી કોઈ નારી તેના દેહમનની પરમ સુધાને મિટાવી શકે એમ નથી, એમ એને લાગ્યું. માબાપ વિનાના ખાલી તેના જીવનમાં એક ખુટિંગ્લા જ મૃત માતાની જે સ્નેહધારા વહન કરતી આવી છે, સ્નેહની તે ધારા જો તેના પોતાના પ્રેમના પ્રવાહમાં ભળી જાય તો કદાચ પોતા માટે એક શાંતિકુંજ રચી શકે. પણ ખુટિંગ્લા શું રિશાંગ માટેનો મોહ છોડી શકશે ? રિશાંગ પ્રત્યેની તેની આસક્તિ

રિશાંગનું શિક્ષણ, સૌંદર્ય અને ગુણને કારણે છે; રિશાંગને તે આકર્ષક વ્યક્તિત્વની પડછે તેના જેવા ભૂત-ભવિષ્ય વિનાના એક મા વિનાનાનું શું મૂલ્ય હોઈ શકે ! એમ વિચાર આવતાં તેના મનમાં એક ઊંડા અભાવનું દુઃખ ઊછળી આવ્યું. ધીમે ધીમે તેના પોતાના મને પોતે જ સમજાવ્યું કે લઘુતાગ્રંથિ છોડ્યા વિના ઉદ્ધાર નથી. તેના મનમાં અદેખાઈ જાગી નહોતી, પણ સ્પર્ધાની એક આદિમ વૃત્તિએ તેને ઘેરી લીધો. તેણે મનોમન નક્કી કર્યું કે તે ખુટિંગ્લાની સંમતિ લઈને તેની ઇચ્છા પૂર્ણ કરશે. ખુટિંગ્લા પણ તેનું પ્રત્યાખ્યાન નહિ કરે. આ રીતની તર્કહીન ધારણાને વશ થઈ તે મનોમન ઉત્સાહ અનુભવવા લાગ્યો અને માતૃવિયોગની વેદના પણ થોડી ઓછી થતી લાગી.

અને વિડેશ્યેલી ! ખુટિંગ્લાને કેન્દ્રમાં રાખી ઘડેલી મનોમન કલ્પનાના નાનકડા ગામની પડખે વિડેશ્યેલીની કલ્પનાનો પર્વત બહુ ઉત્તપ્ત, રુક્ષ અને અવાંચ્છનીય લાગ્યો.

વિચારના વેગમાં ને વેગમાં તે એક ઊંડી આત્માહૂતિના ભાવમાં કોઈ એક અજાણ્યા રહસ્યમય દેશમાં પહોંચી ગયો હોય એમ એને લાગ્યું. કલ્પનામગ્ન ભાવનામાં તે એવો તન્મય થઈ ગયો હતો કે આ દરમ્યાન ગામ લોકોએ આવી તેની માતાના શબને ખાટલા ઉપરથી ઉતારી આંગણામાં લઈ ગયા તેની પણ તેને ખબર ન પડી. કોઈના ભણી જોયા વિના કેવળ માની બે બંધ જીર્ણ આંખો તરફ જોતો વ્યાકુળ ભાવે પોકારી રહ્યો, 'મા ! મા ! !'

કંઈ પણ બોલ્યા વિના લોકો તેની માને લઈ અદશ્ય થઈ ગયા. ફાનિટફાંગે જોયું કે વરસાદ થંભ્યો છે. માત્ર એક ગભીર કરુણ છાયા વાયુમંડળને ઢાંકી રહી છે. ક્યાંકથી કોઈ તમરાનો કર્કશ અવાજ સંભળાય છે. મા તરફ છેલ્લી વાર જોઈ લેતાં તેને થયું, 'હવે કંઈ બાકી રહ્યું નહિ. એ ઉપર માટીની કબર, પથ્થરની કબર. એ પછી માની ગતિ ક્યાં હશે !' તે પાછી આવશે ? આવશે, ઘૈડિયાઓની માન્યતા પ્રમાણે ફરી એક વાર પાછી આવશે, 'કાઠિ કાસામે'[૧]નું ભોજન ખાઈ ફરી પાછી જશે ઊંડા અરણ્યની વચ્ચે કોઈ એક 'કાજિંગ કારેઈ'[૨]ની પાસે. એમ નહિ તો પછી ખ્રિસ્તીઓની માન્યતા પ્રમાણે સ્વર્ગમાં જશે. કોણ જાણે શું થશે તે કહી શકે એમ નથી. આંસુથી તેની નજર ધુંધળી બની ગઈ, મૂંગી વેદનાથી તેનું હૃદય ભીંજાઈ ગયું. નાના છોકરાની જેમ તે રોવા લાગ્યો.

એકાએક કોઈનો અવાજ સાંભળી તેણે આશાભરી નજરે જોયું તો ખુટિંગ્લા તેનું પહેરણ પકડીને ખેંચતી હતી. તેના મનનો વિષાદ ક્ષણમાં વિલીન થઈ ગયો અને જાણે પડવાનો ચંદ્ર જોતો હોય તેમ પરમ વિસ્મયથી તેને જોઈ રહ્યો. ખુટિંગ્લાની આંખો અને મોં પર તેના માટે સહાનુભૂતિનો જે ભાવ પ્રકટ થતો જોયો તેથી તેણે

૧. નગાઆદિવાસી ક્રિયાકાંડ પ્રમાણે બે ફાંટાવાળી ઝાડની ડાળી સળગાવીને પ્રેતાત્માને અપાતું ભોજન.

૨. નગાઆદિવાસી માન્યતા પ્રમાણે યમલોક જેવું સ્થાન. – અનુવાદક

એકદમ ધારી લીધું કે માનું સ્થાન લેવા માટે એક યુવતી તેની પાસે આવી છે. તેણે માત્ર એટલું જ કહેવાનું છે, 'મને એક આશરો આપ, ખુટિંગ્લા.'

માતૃવિયોગથી વિહ્વળ ફાનિટફાંગના આ સંદેહજનક અને વિસ્મયાકુલ દૃષ્ટિનો અર્થ ન પકડાતાં ખુટિંગ્લાએ પૂછ્યું, 'તું રડે છે કેમ ?'

ફાનિટફાંગને આશા હતી કે, ગઈકાલની જેમ આજ પણ કદાચ ખુટિંગ્લા તેના પાલવથી તેનાં આંસુ લૂછી નાખશે, પણ આશાભંગ થતાં મનમાં ખૂબ વ્યથિત થયો.

તેના મૂંગા મોઢા તરફ જોઈ ખુટિંગ્લાનું મોઢું એકાએક ફિક્કું પડી ગયું. નારીની સ્વાભાવિક વિચક્ષણતાથી તે સમજી ગઈ હતી કે ફાનિટફાંગનું પુરુષ હૃદય હિતાહિત જ્ઞાનશૂન્ય બનીને તેના પ્રત્યે બીજી નજરે જોઈ રહ્યું છે. તેને મનમાં ને મનમાં ગુસ્સો આવ્યો, ઘૃણા પણ પેદા થઈ, બીક પણ લાગી અને ફાનિટફાંગના સદ્ચરિત્રની બાબતમાં વહેમ પણ આવ્યો. રિશાંગની સાથેના તેના સંબંધને જાણવા છતાં શા માટે તે એક અવાંચ્છનીય કામના કરી રહ્યો છે ? કેમ ?

એકાએક તેનું મન ભાંગી પડતું હોય એમ લાગ્યું. મહાપરાણે જાત પર કાબૂ રાખી તેણે કહ્યું, 'તું કેટલાક દિવસો અહીંથી બહાર જઈ આવ. મન બરાબર સ્વસ્થ થાય પછી પાછો આવજે.'

'ના, હું તારી પાસે રહીશ. તારી પાસે રહેતાં હું બધાં દુઃખ ભૂલી જઈશ.' તેના ખભે હાથ રાખી ફાનિટફાંગે કહ્યું. ખુટિંગ્લાએ તેની મુગ્ધ આંખોમાં રહેલી અશાંતિનો અનુભવ કર્યો. ધીરેથી ખભે મૂકેલો હાથ સેરવી તે બોલી, 'તું કોઈ છાકટાની જેમ વર્તન કરે છે. તારી માનું આજે મરણ થયું છે, આવું તારું વર્તન શોભા દેતું નથી !'

ફાનિટફાંગના નિસ્પંદ વિવેકમાં કોઈ લહેર ન ઊઠી. યુદ્ધ, અત્યાચાર, દરિદ્રતા, મૃત્યુ અને મહામારીએ મૃત્યુને પણ તુચ્છ નજરે જોતાં તેને શિખવાડ્યું છે; જોકે માના વિયોગથી તેના છિન્નમૂલ પ્રાણ આશરો શોધવા બેચેન બન્યા હતા, અને એ જ કારણે તે ખુટિંગ્લાની પાસે રહેવા ઇચ્છતો હતો.

મનની બધી વ્યાકુળતા ભરીને તેણે કહ્યું, 'મારે માટે જો તને થોડોય પ્રેમ હોય, તો મારી સાથે લગ્ન કર. નહિતર —'

એ આગળ બોલી શક્યો નહિ. આ પછીની વાત માત્ર એક જણ જ જાણે છે, તે છે વિડેશ્યેલી.

'હું રિશાંગને ચાહું છું. મેં તેને વચન આપ્યું છે —'

'રિશાંગથી હું કઈ બાબતે ઊતરતો છું ?' આ વખતે પ્રેમાસ્પદના મુખ પર તેના મનમાં રહેલા પ્રતિસ્પર્ધીના નિશ્ચિત વિજયની વાત સાંભળી તેના અંતરમાં એક પાશવિક ઈર્ષ્યા જાગી.

ખુટિંગ્લાને તેના પ્રશ્નનો કોઈ જવાબ મળતો નહોતો, પણ પ્રેમ કરવાની તેની સ્વતંત્રતા પર અનધિકાર હસ્તક્ષેપ થતો જોઈ તેણે ગુસ્સામાં કહી નાખ્યું, 'તું ઊતરતો છે એવું કોણે કહ્યું ? રિશાંગને હું ચાહું તેથી તું ઊતરતો છે એવો વિચાર તને કેમ આવ્યો ?'

પણ તેના હતાશ મને આ સહજ સત્યનો સ્વીકાર કર્યો નહિ. તેણે એકદમ નિર્બોધની જેમ પ્રશ્ન કર્યો, 'તો હું તારી નજરે ઊતરતો નથી ?'

આ વાત સાંભળી ખુટિંગ્લાને દુઃખ વચ્ચે પણ હસવું આવ્યું. પણ ફાનિટફાંગ માટે મજાક મશ્કરી કે હસવાનો અવસર નહોતો. વિકૃતમસ્તક માણસની જેમ તેણે આ કૌતુકમાં એક તર્કહીન અર્થ વાંચ્યો કે ખુટિંગ્લા તેને માપી રહી છે. તેણે ફરી કહ્યું, 'મા જતાં જ કોણ જાણે કેમ પણ તારા જ વિચાર મનમાં આવે છે.'

ખુટિંગ્લાને આ વખતે બીક લાગી. તેને લાગ્યું કે દુઃખને લીધે ફાનિટફાંગના મગજમાં વિકૃતિ થઈ છે. પણ એની વાતમાં એવો સહજ સ્વાભાવિક વિશ્વાસ દેખાય છે કે જેથી તેની ઉપેક્ષા કરવાનું તેને માટે મુશ્કેલ થઈ ગયું. સાન્ત્વના આપતાં તેણે કહ્યું, 'તું થોડું સૂઈ જા. એ પછી બધું ઠીક થઈ જશે.'

દેવદૂતીની વાણી શિષ્ય જેમ વિનત ભાવે માની લે તે રીતે છાપરા નીચે એક થાંભલાને ટેકો દઈને બેસી પડ્યો. તેની આંખમાં, મોઢા પર, વાળમાં કેટલાય દિવસના ઉજાગરાનો થાક વરતાતો હતો; તંદ્રાજડિત આંખે ખુટિંગ્લા તરફ જોઈ તેણે પૂછ્યું, 'તું મારી પાસે રહીશ ને ?'

ખુટિંગ્લાએ જવાબ આપ્યો, 'રહીશ, સૂઈ જા હવે.' તેના વર્તનથી મનોમન નારાજ થવા છતાં એક પ્રકારનું કૌતુક પણ અનુભવતી હતી.

ખરું જુઓ તો ફાનિટફાંગનું હૃદય ખુટિંગ્લાનો આધાર શોધતું હતું. એ વાત સમજી જતાંની સાથે જ ખુટિંગ્લાએ પાણી પહેલાં પાળ બાંધવા માંડી હતી. એકાએક તેના મનમાં એક ઉપાય સૂઝ્યો. ચૂલાની ઉપરના તાકામાં એક વાસણમાંથી ઘણા દિવસના જૂના દારૂની તીવ્ર વાસ આવતી હતી. તેમાંથી એક મગમાં દારૂ રેડીને ફાનિટફાંગને હોઠે ધરીને કહ્યું, 'પી.'

ખુટિંગ્લાના મોઢા તરફ મોહગ્રસ્ત નજરે જોતાં જોતાં તે ગટ ગટ કરતો દારૂ પીવા લાગ્યો. સમગ્ર અસ્તિત્વભરેલી તે નજરથી તેનું હૃદય પીગળી ગયું. તેના વર્તનની વાત ભૂલી જઈ માબાપ વિનાના આ માણસ પ્રત્યે સહાનુભૂતિથી તેનું હૃદય ભરાઈ ગયું. તેનો દોષ માફ કરી માથે અને વાળમાં હાથ ફેરવતાં ફેરવતાં નિરાધાર શિશુને જેમ મા લાડ કરે તેમ લાડ કરવા લાગી. મગમાંથી દારૂ પીને ખલાસ કરતાં કરતાં ફાનિટફાંગને નશો ચડતાં ઊંઘ આવી ગઈ. ફાનિટફાંગની વર્તણૂકથી જોકે ખુટિંગ્લાને રોષ ચડ્યો હતો, પણ તેના વર્તનથી તેને નવાઈ લાગી નહોતી. આખા ગામમાં ઘેર ઘેર માણસ માંદા છે, મહામારીમાં મનુષ્યો મરી જતાં ગામ જાણે એક કબ્રસ્તાન થઈ ગયું છે. સ્વસ્થ ચિત્તે જીવવાનું માણસ માટે અઘરું થઈ ગયું છે. હિંસા, દ્વેષ, અપરાધ વધી ગયાં છે. સામાન્ય દિવસોમાં ફાનિટફાંગની હાજરીમાં તે આ રીતે એની માની મૃત્યુશૈય્યાની પાસે રહી શકી ન હોત, એટલું જ નહિ આ રીતે દિવસે કે રાતે મુક્ત રીતે આવનજાવન પણ ન કરતી હોત. એટલે સુધી કે રિશાંગ સાથે નદીને કાંઠે ગુપચુપ મિલન પણ સામાન્ય દિવસોમાં તો ન થઈ શક્યું હોત. પણ દુઃખ, દરિદ્રતા, અભાવ અને બદલાયેલી દશાએ માણસોના સ્વાભાવિક જીવનવ્યવહારને ફેરવી નાખ્યો છે. દૂર ગામેગામ રિશાંગ અને શારેંગ્લા સાથે

મળી રસી આપતાં ફરે છે એ વિચાર આવતાં ક્યારેક ક્યારેક તેના મનમાં ઈર્ષ્યાનો ભાવ જાગી ઊઠે છે, પણ બીજી ક્ષણે જ તે અકારણ સંદેહનો અપરાધભાવ તેને પીડા પહોંચાડે છે. મરવાનું થતે પણ તે રિશાંગ પર અવિશ્વાસ કરી શકે એમ નથી. જરૂર, ગામને મોઢે ગરણું કોણ બાંધવા જવાનું છે ! અનેક માણસો રિશાંગ અને શારેંગ્લાની વાતો કરે છે તે તેણે સાંભળી છે, પણ જાણે સાંભળી નથી એમ ચાલી આવે છે. કદાચ લોકો તેની પાસે ફાનિટફાંગનું પણ નામ જોડી બદનામ કરવામાં પાછા નહિ પડે. પણ જૂઠું બોલનારનું મોં ગંધાય. આવી વિપત્તિમાં માણસ એકબીજાને મદદ ન કરે તો કોણ કરશે ? આવા સમયમાં પણ માણસ હલકો વિચાર કરે છે, એવું વિચારતાં તો માણસજાતિ પરથી આસ્થા ઊઠી જાય.

ગાઢ ઊંઘમાં પડેલા ફાનિટફાંગને જોઈ એને લાગ્યું કે તે બહુ મોટો નથી, એ જાણે એક નાનું શિશુ છે. એમ ના હોત તો માને ખોઈ બેસતાં માને બદલે પોતાને પાસે રાખવા આટલો વ્યાકુળ ન બન્યો હોત. રિશાંગની જોડે તે દિવસે દેહમનમાં જે જાતનું ખેંચાણ અનુભવ કર્યું હતું, પ્રકૃતિના ખુલ્લા પ્રાંગણમાં બંને જણાએ એકબીજાના મિલનનો જે આનંદ માણ્યો હતો, ફાનિટફાંગની પાસે તે તેની પ્રત્યાશા રાખતી નથી. કરે તો પણ તે પામવાની નથી. માણસ તો જૈવ પ્રાણી નથી જે મન અને હૃદયના આવેગરહિત મિલનમાં બધો વખત જૈવચેતનાને વશવર્તી હોય. ફાનિટફાંગના પ્રકાંડ શરીરમાં મનને શાંત કરે એવો પ્રાણ નથી. તે એક મા વિનાનો માની શોધમાં રહેલો શિશુ છે. તે ફાનિટફાંગની પાસે ગઈ અને પ્રેમપૂર્વક ધીરે ધીરે તેના મોઢે ગાલે હાથ ફેરવી ચૂમી ભરી ઊભી થઈ ગઈ. મનમાં તેને જરાય પાપબોધ ન થયો. પણ આ અસહાય અવસ્થામાં પોતે એને એક સાન્ત્વના આપી શકી એ વાત વિચારી એના મનમાં સંતોષનો અનુભવ થયો.

મનોમન તેણે કલ્પના કરી કે સાચેસાચ તે મા છે અને એક બાળકને આ રીતે હાલરડું ગાઈ ઊંઘાડી રહી છે. આ કાલ્પનિક ભાવનામાં તે એવી મગ્ન થઈ ગઈ કે તેને સમયનું ભાન પણ રહ્યું નહિ.

એકાએક બહાર કોઈનો અવાજ સાંભળી તે સફાળી ઊભી થઈ ગઈ. ફરીને જોયું તો ઇયેંગમાશ. લજ્જાથી અને અકારણ સંકોચથી તેનું આખું શરીર સંકોચાઈ ગયું.

ઇયેંગમાશ દાતરડું લઈ ખેતરમાં ડાંગર વાઢવા નીકળ્યો હતો. રસ્તે ફાનિટફાંગની માના મરણના સમાચાર સાંભળીને આ બાજુ આવ્યો. ફાનિટફાંગને સૂતેલો જોઈ અને એની પાસે લજ્જાનત મુખે સંકુચિત ભાવે ખાટિંગ્લાને બેઠેલી જોઈ સંદેહની નજરે જોઈ ઇયેંગમાશે શ્લેષભરી વાણીમાં કહ્યું, 'બરાબર છે, બિચારાનું કોઈ નથી. એને જરા સોબત આપ.' એટલું બોલી ફૂલેલા મોઢે તે જતો રહ્યો.

ખુટિંગ્લાને હવે સમજણ પડી કે ઇયેંગમાશના શબ્દોનો અર્થ શો છે ! રિશાંગના પિતા સાથે એના પિતાનો ઝઘડો હજી શમ્યો નથી, તેમાં વળી હવે ઉપરથી ઇયેંગમાશની એવી ધારણા બંધાય કે ખુટિંગ્લા ફાનિટફાંગને ચાહે છે અથવા તો તે ચરિત્રહીન છે, તો પછી તો લગ્નની બાબતે વળી અવરોધ ઊભો થશે. તેનું સમગ્ર અંતર એક

ઊંડી હતાશાના ભાવથી કંપી ઊઠ્યું અને ફાનિટફાંગ તરફ દુર્બળતા બતાવી તેણે જે વિચારહીન કાર્ય કર્યું છે, તે વાત વિચારી પોતાને જ તે ક્ષમા કરી શકી નહિ. છિ, છિ, જરાય વિચાર્યા કર્યા વિના તેણે આ શું કર્યું ?

ફાનિટફાંગને ત્યાં જ રહેવા દઈ પાગલની જેમ તે દોડવા લાગી. તેનાં પગલાંથી ધરતીકંપ થતાં પૃથ્વી જાણે તૂટી જશે. પહાડો જાણે ધસી પડશે, એમ લાગ્યું. દૂર દૂર દિગન્તના અરણ્યની લીલાશની આજુબાજુ તેના અંતરનો હાહાકાર ઉન્મત્ત ધોધની જેમ દોડતો દેખાયો. ફાનિટફાંગની પાસે પસાર કરેલા સમયની સ્મૃતિ ભૂંસી નાખવાના એક માનસિક પ્રયાસમાં તેણે પ્રતિજ્ઞા કરી કે તે ફાનિટફાંગનો છાંયડો પણ લેશે નહિ. મનોમન પ્રાર્થના કરી, 'હે પ્રભુ, મને શક્તિ આપો, મારી દુર્બળતા મિટાવી દો.'

વહાલાં પાઇનવનમાં કોઈએ આગ ચાંપી ! આગની પ્રગટેલી જ્વાળાઓ તેને બાળી નાખવા લાગી.

ઘેર પહોંચતાં તો તેનું માથું ફરવા લાગ્યું. કોણે ક્યારે એને બિછાનામાં સુવડાવી તે તેને ખબર નથી. જ્યારે તે જાગી ત્યારે સાંજ ઢળતી હતી. માએ આવીને કહ્યું, 'ઊઠ, ફાનિટફાંગ તને શોધતો આવીને બેઠો છે.'

'તેને મોકલી દે, મારા સોગંદ.' વિહ્વળ થઈ એણે કહ્યું.

'કેમ ? તેની દશા તો તું જાણે છે.' બારામલાએ કહ્યું.

'જાણું છું. તે સારો માણસ નથી'

'શું' નવાઈ પામી બારામલાએ પ્રશ્ન કર્યો, 'કંઈ બની ગયું છે કે શું ?'

ખુટિંગ્લાનું ગળું ભરાઈ આવ્યું. તોપણ વિપત્તિની વાત માસીમાને ખોલીને કહેવી સારી એમ વિચારી તેણે કહ્યું, 'તેનું મગજ ઠેકાણે નથી. નકામું મારી સાથે ખરાબ આચરણ...'

માનું મોઢું એકદમ ગંભીર બની ગયું. 'આજકાલનાં છોકરાંનો કોઈ ભરોંસો નહિ.'

ખુટિંગ્લા પોતે જે દુર્બળતા આચરી બેઠી છે, તેનો જરાય આભાસ આપ્યા વિના તે એક ભોળી છોકરીની જેમ માના મોઢા તરફ જોઈ રહી.

મા તેની પાસેથી ઊઠી બહાર ગઈ. ખુટિંગ્લા ટૂંટિયું વાળી ઉત્કર્ણ બની બિછાનામાં પડી રહી. માની સાથે ફાનિટફાંગના વાદવિવાદનો ઊંચો અવાજ તેના કાનમાં આવ્યો. પણ શબ્દો પકડી શકી નહિ. તેનું હૃદય ધડક ધડક કંપવા લાગ્યું. થોડી વાર પછી જ્યારે વાત બંધ થઈ ગઈ ત્યારે નિસાસો નાખી ફરી લાંબી થઈને તે બિછાનામાં પડી રહી.

મા થોડી વાર પછી ઓરડામાં આવી, તેની પાસે જઈ બોલી, 'તેને એકદમ ચેતવણી આપી દીધી છે.'

ખુટિંગ્લા માથું દુખવાને બહાને 'ઓહ, આહ' કરવા લાગી. ઊંઘતા ફાનિટફાંગ પ્રત્યે માતૃસ્નેહનો ભાવ પ્રકટ કરવાની વાત હવે તે સહજભાવે લઈ શકતી નહોતી, ખાસ તો ઇયેંગમાશની નજરે પડી ગયા પછી. તેનું અંતર તરફડતું હતું.

'ખરાબ પણ લાગે, મા-બાપ વિનાનો છોકરો -' માસીમાએ કહ્યું. કૌતુકવશ

ખુટિંગ્લાએ પૂછ્યું, 'શું ?'

'એક રીતે તારો હાથ માગવા આવ્યો હતો.' માસીએ હસીને કહ્યું. 'ઉમ્મરલાયક થતાં છોકરા-છોકરીઓ પાછળ કેટલીક વાર ગાંડા થઈ જાય છે. એને તો હું સમજી શકું છું. મા આજે જ મરી ગઈ છે.'

ફાનિટફાંગના શિશુસુલભ અસહાય મોઢા પર આશ્ચર્યવ્યાકુળ વિનંતીનો ભાવ ખુટિંગ્લાને યાદ આવ્યો. રિશાંગથી તેનો સ્વભાવ કેટલો જુદો છે. પંદર-વીસ દિવસ થઈ ગયા, પોતા વિશે એકે ખબર મોકલી નથી. જ્યારે આ તેને માટે પાગલ થઈ ગયો છે. આ નિષ્ઠા માટે તેને માટે દયાભાવ પેદા થયો, પણ દયાભાવ દેખાડવા જતાં તેનું ભવિષ્ય ઉજ્જડ થઈ જાય તેનું શું ? મનનો સંદેહ માસીને કહેવાનું ખુટિંગ્લાએ વિચાર્યું ! મા, આજ એક ખરાબ બીના બની ગઈ છે.'

તે પછી ઇયેંગમાશની વાતનું પુનરાવર્તન કરી, તેની સાથે તેના સંકેતની આગળપાછળ વ્યાખ્યા કરી તે બધી વાત કરી. માનું મોઢું ભારે થઈ આવ્યું, 'તેં પોતે જ પોતાના પગ પર કુહાડો માર્યો છે.' ખુટિંગ્લા ચૂપ રહી, પણ અંદરની આગથી તે જાણે બળી રહી.

માએ કહ્યું, 'જે થવાનું હતું તે થઈ ગયું. તું જુવાન છે, બધે સંભાળીને ફરવું.' એમ કહી જતી રહી.

નિર્જનતામાં ક્યાંકથી એક કરુણ વાંસળીનો સૂર આવી તેને કાને પડ્યો. ધીરે ધીરે એક-બે કરતાં ફોરાં પડવા લાગ્યાં. અંદર ચૂલામાં ભડભડ કરતી આગ લાગી હતી. અજ્ઞાત આશંકાથી તેનું શરીર ધ્રૂજી ઊઠ્યું. રિશાંગ ક્યારે મળશે એવા વિચારથી તેનું મન અસ્થિર બની ગયું.

એકાએક બહુ દૂરથી ટિનના છાપરા વિનાના, દીવાલ વગરના દેવળમાંથી પ્રાર્થનાના શબ્દો સંભળાવા લાગે છે કે ફાનિટફાંગની માના આત્માની શાંતિ માટે લોકો પ્રાર્થના કરી રહ્યા છે. બિચારો ફાનિટફાંગ ! તે અત્યારે કેટલો નિઃસહાય છે ! તેનું અંતર અકારણ રડી ઊઠ્યું.

થોડી વાર પછી ક્યાંકથી ગાઠિંખુઈએ આવી તેને બોલાવી,

'ખુટિંગ્લા !'

'શું છે બાપુ ?'

'શરીર સારું તો છે ને ?'

'હા.'

'ગામમાં શનિનું જોર છે.'

'શું થયું, બાપુ ?'

'મોટા કાકા પણ આજકાલમાં જાય એવા છે.'

ખુટિંગ્લા ચૂપ રહી. મરવાનું આ ગામમાં સહજ થઈ ગયું છે. તોપણ મનોમન તેને એક આશ્વાસન મળ્યું આ વાતથી. માએ કદાચ બાપુને આજની બધી વાત કહી નથી. કહી હોત તો ચોક્કસ તેમણે ધમકાવી હોત. માવડીઓ દીકરીઓની સમસ્યાઓ આમ સમજી જાય છે.

# 9

નાજેકને માતા (શીતળા) પધાર્યાં હતાં. ડા. બ્રુક કેટલીક વાર આવીને તેને તપાસી ગયા. પણ નાજેક ડોસા દાક્તરની દવા એકી ટીપુંય લેવા તૈયાર ન થયા. ગામના જૂની માન્યતાવાળા લોકો ભૂવો લઈ આવ્યા. તેણે આવી કૂકડો કાપી કલેજું બહાર કાઢી 'કામિઓ' દેવની પૂજા કરી તેને ધરાવ્યું. ભૂવાએ તરાનાં[1] ઝાડનાં લાંબા પાન લાવી બિછાના ઉપર પાથરી તે પર સુવાડવાનું કહ્યું અને ગરમ વસ્તુ ખાવાની મના કરી. તેમ છતાં જરાય ફાયદો ન થયો. નાજેકની તબિયત દિવસે દિવસે લથડતી ગઈ. એના મનમાં અત્યારે ઇહલોક માટે માત્ર એક જ મોહ રહી ગયો હતો — અને તે તેના મર્યા પછી તેની જૂની પરંપરા પ્રમાણે સત્કાર વિધિ થાય તેવી આકાંક્ષા. દેહ સત્કારના દિવસથી શરૂ કરી જાન્યુઆરીમાં આવતા 'કાથિ કાશામ'[2] ઉત્સવના ભોજનના દિવસ સુધી કામિઓ દેવની પૂજા કરવા અંગે તે વારંવાર ગાઠિંખુઈને અનુરોધ કરતા રહ્યા અને કહ્યું કે 'કાથિ કાશામ' ભોજનના દિવસ સુધી હું તમારી લોકોની પાસે રહીશ. તે દિવસ સુધી તમે લોકો મને કોઈ પ્રકારની અશાન્તિ ના દેશો.'

ફાનિટફાંગની માના મૃત્યુને બીજે જ દિવસે ગાઠિંખુઈને તેની છેલ્લી ઇચ્છા જણાવી દીધી. સાથે સાથે દેવળની જમીન માટેનો કજિયો, ખુટિંગ્લાનું લગ્ન અને બીજી જે બાબતોમાં તેનું મન લાગેલું હતું, તે બધીનો પરિહાર કરી સંસાર પ્રત્યે એકદમ નિર્લિપ્ત થઈ ગયા એટલે સુધી કે ખુટિંગ્લાનું નામ સરખુંય ઉચ્ચાર્યું નહિ. ગાઠિંખુઈને પહેલાં તો તેના વ્યવહારથી નવાઈ લાગી અને ખાટિંગને ખબર આપવા કે નહિ તે પૂછ્યું. પણ નાજેકે તેને ખબર આપવાની ના પાડી. આ વખતે તેના મનમાં એક અદ્‌ભુત વૈરાગ્ય અને ઉદાસીનતા પેદા થયાં હતાં. જૂનો સંસાર નજર સામે જાણે લુપ્ત થઈ ગયો, મનમાં માત્ર અંકિત રહી મરણોત્તર મહાયાત્રાની વાત. 'કાથિ કાશામ' ભોજન પછી પાઇનની મશાલ સળગાવી ગામના માણસો જે દિવસે તેને ગામને સીમાડે વિદાય આપશે, તે દિવસ તેની આંખો સામે તરવા લાગ્યો. જો ગાઠિંખુઈ નિષ્ઠાથી કામિઓની પૂજા કરશે તો એક દિવસે તે કાજાઈરામના અધિપતિ 'કકટો' દેવરાજનો સંગ પામશે. સ્વર્ગમાં પહોંચ્યા પછી તે માણસોની આ ક્ષણભંગુર દુનિયાની

---

૧. પાણીવાળી જગ્યાએ થતી જંગલી ઇલાયચી.

૨. અહીં નગા દેવ અને ઉત્સવનાં મૂળ નામ રાખ્યાં છે. - અનુવાદક.

વાત ભૂલી જશે. તેનો આત્મા પરમ શાંતિ પામશે.

તેમ છતાં પણ તેની ઇચ્છા હતી કે મર્યા પહેલાં તે પોતાનો 'થિલા-કાપો' (વારસદાર-મુખી) પસંદ કરી લે. આ 'થિલા-કાપો' જ તેના મરણ પછી પાઠપૂજા દ્વારા તેના પ્રતિનિધિ તરીકે સ્વર્ગ-મુક્તિની વ્યવસ્થા કરશે. તેને જો પહેલેથી જ નક્કી કરી દેવામાં આવે તો પછી કોઈને કશો વાંધો રહે નહિ. તે વાત કરવા શેરા (પુરોહિત)ને બોલાવવામાં આવ્યો.

નાજેકની વાત સાંભળી શેરાએ જીવતાંજીવત વારસખી-મુખી પસંદ કરવાની વાતને સમર્થન ન આપ્યું પણ નાજેકની ઇચ્છાની દૃઢતા જોઈને છેવટે તેણે પોતાની હાર કબૂલી.

છેવટે તેણે જ પૂછ્યું, કોને થિલા-કાપો કરવાની ઇચ્છા છે ?'

નાજેકે જવાબ આપ્યો, 'વિડેશ્યેલીને.'

શેરા આશ્ચર્ય પામ્યો. 'વિડેશ્યેલી આપણા ગામનો માણસ નથી, તે અંગામી છે.'

'હશે, પણ તે શુદ્ધ નગા છે.'

'ઉપરાંત વળી તમારી સાથે તેનો ચહેરો મળતો આવતો નથી. તે એક આંખે બાડો છે.'

'ચહેરો મળતો ન આવે તેથી શું થયું, અમારા મનનો મેળ છે.' આપણી વચ્ચે કોઈ ખરો નગા હોય તો તે એજ છે,' નાજેકે ક્ષીણ પરંતુ દૃઢ કંઠે રોગશૈય્યા પરથી કહ્યું.

શેરા અને ગાઠિંખુઈએ થોડી વાર એ અંગે ચર્ચા કરી પછી વિડેશ્યેલીને બોલાવી મંગાવ્યો. ગામના લોકો આવીને નાજેકની ઝૂંપડીએ બેઠા હતા. નાજેક ડોસા જેવા એકનિષ્ઠાવાન નગાની અંતિમ ક્ષણોએ હાજર રહેવાની ઇચ્છા સૌને હોય જ. બપોરની વેળા હતી. કાળાં વાદળાંથી આકાશ ઢંકાઈ જતાં સૂર્ય દેખાતો નહોતો.

વિડેશ્યેલી નાજેકની પથારી પાસે આવી ઊભો કે બધાની નજર તેના સુદૃઢ શરીર, બાડી આંખ અને સાદા પોશાક પર જઈ પડી. ગામના લોકોએ તેની બહાદુરીની અને નવી યોજનાઓની વાતો સાંભળી હતી. પ્રતાપી બ્રિટિશ સરકાર સામે માથું ઊંચકી એક નગા યુવક સ્વાધીનતાની યોજના ઘડે એ વાતથી લોકોનાં મન આંદોલિત હતાં. પોતાના દેશમાં પોતાના રાજાની આકાંક્ષા માણસને હમેશાં વ્યાકુળ કરે છે.

વિડેશ્યેલીએ પહેલાં તો ગાઠિંખુઈ તરફ જોઈને કહ્યું, 'આજ કોઈ કામે નથી ગયા ?'

'શીતળામાનો ઉપદ્રવ હોવાથી મેં બે દિવસની રજા લીધી છે.' ગાઠિંખુઈએ જવાબ આપ્યો.

વિડેશ્યેલી ચૂપ રહ્યો. લોકો તેની ગંભીરતાથી પ્રભાવિત થયા. સાધારણ નગાનો બકબક કરવાનો સ્વભાવ તેનામાં લગીરે નથી. ફનિટફાંગ દુઃખી મન સાથે દૂર એક થાંભલે ટેકો લઈ ચુપચાપ બીડી પીતો હતો. વિડેશ્યેલી તરફ જોઈ એ પણ મનોમન તેનું શરીરસૌષ્ઠવ માપી રહ્યો. પણ શરીર જોઈને માણસનું ચરિત્ર સમજાતું નથી. ખરું ચરિત્ર

માણસના કામથી અને વિચારથી પ્રકટ થાય છે, એણે વિચાર્યું. કાલે ખુટિંગ્લાના જાકારા પછી તેને આ માણસને મળવાની પ્રબળ ઇચ્છા થઈ હતી, પરંતુ તેને જોવા છતાં તેણે બહારથી કોઈ આગ્રહ બતાવ્યો નહિ. માત્ર રુક્ષ વેશ અને શુષ્ક કેશ સાથે તે બીડી પીતો રહ્યો. બાજુમાં શું બની રહ્યું છે તે તરફ તેની નજર સરખી ન હતી. કોઈ એક નક્કર આધાર શોધવા માટે તેનું ચિત્ત વ્યાકુળ હતું. નાજેકની મૃત્યુશૈય્યા પાસે બેસી તેને એક ઊંડી શાંતિનો અનુભવ થતો હતો; તેના મનમાં રહેલી વિષાદમય શૂન્યતાની સાથે આ મૃત્યુના પરિવેશનો એક અદ્ભુત મેળ તે જોઈ શક્યો. તેને મનમાં થયું કે નાજેક વૃદ્ધ અવસ્થામાં જે કાજિંગકારેઈ (સ્વર્ગ)ની આકાંક્ષા કરે છે. પોતે તો યુવાન વયમાં જ એક સ્વર્ગનું અથવા એક મનોરમ આશ્રયનું સ્વપ્ન જોયું છે.

તેણે જોયું કે વિડેશ્યેલી જેવો સંમુખ આવીને ઊભો કે નાજેકનું સમગ્ર ચિત્ત તેના પર કેન્દ્રિત થયું. ક્ષણેક માટે નાજેકની બંને આંખો સ્થિર તાકી રહી. ગામના લોકો અંદર અંદર ગુસપુસ કરી રહ્યા.

'તું મારો 'થિલા-કાપો' થઈશ ? નાજેકે પૂછ્યું.'

વિડેશ્યેલીએ કહ્યું, 'હું તો અહીં રહેતો નથી. ગામેગામ માણસોને જાગ્રત કરવા ભમું છું.'

નાજેકે ફરીથી કહ્યું, 'મારો પ્રતિનિધિ થવા માટે મારા જેવો એક માણસ જોઈએ — જે પોતાની નીતિથી ચાલે.'

કશુંય બોલ્યા વિના વિડેશ્યેલી વિચારતો હતો.

એકાએક શેરાએ આવીને કહ્યું, 'પણ વિડેશ્યેલી ખ્રિસ્તી છે.'

'ભલે,' — નાજેકે કહ્યું. બોલતાં બોલતાં નાજેકને થાક વરતાતો હતો. અંદર ને અંદર દુર્બળતા અનુભવાતી હતી, તેણે ફરી કહ્યું, 'માણસની ઓળખાણ તેના અંતરમાં, બહારના ટીલાંટપકાંથી માણસને ઓળખી શકાતો નથી.'

ગાઠિંખુઈએ આગળ આવી કહ્યું, 'ખ્રિસ્તીઓ તરફનો તમારો અણગમો મટી ગયો કે શું ?'

'ના મટ્યો નથી.'

આ વખતે બધા નવાઈ પામ્યા, ગાઠિંખુઈએ કહ્યું, 'તો પછી એક ખ્રિસ્તીને 'થિલા-કાપો'' શા માટે કરવા માગો છો ?'

'તમે લોકો વિડેશ્યેલીને ઓળખતા નથી. તે હાડેમજ્જાએ કરીને નગા છે.' અતિ ક્ષીણ છતાં સ્પષ્ટ શબ્દોમાં નાજેકે કહ્યું, 'અસલ નગાને જ હું 'થિલા-કાપો'' કરવા ઇચ્છું છું.'

વિડેશ્યેલીએ નાજેકના મનોભાવને વધારે સ્પષ્ટ કર્યો — 'ઘરડેરાંમાં મારા આંદોલનની વાત સમજનાર આ એક જ માણસ છે.'

ગાઠિંખુઈએ કહ્યું, 'તમારું સ્વાધીનતા આંદોલન ?'

'હા.'

તે વખતે નાજેક વિડેશ્યેલીના ચહેરા તરફ એક નજરે જોઈ રહ્યા હતા. વિડેશ્યેલીએ

નાજેકની એ નજરમાં મનોમન એક અભૂતપૂર્વ આત્મીયતાનો અનુભવ કર્યો. પહાડે પહાડે રઝળતાં રઝળતાં અબોધ માણસો આગળ પોતાના સ્વાધીનતા આંદોલનની વાત કરતાં કરતાં તે થાકી ગયો છે. યુવકો અને ભણેલાઓ તેની ઠઠ્ઠામશ્કરી કરી તેને ઉડાવી દે છે. કોઈ પણ પોતાના અંતરમાં મુક્તિની જ્વલંત શિખાના તાપનો અનુભવ કરતા નથી. વિદેશી સામ્રાજ્યવાદ તળે ચગદાઈ ભય અને ગુલામીની પીડામાં માણસોની વિચારશક્તિ ખવાઈ ગઈ છે. લોકોમાં પોતાની શક્તિ વિશેની પણ જાગરુકતા નથી. મનુષ્યત્વની તે જાગરુકતા આ મરણોન્મુખ વૃદ્ધના મનમાં જોઈ તેને મનોમન ભારે ઉત્સાહનો અનુભવ થયો. ક્ષણેક માટે તે ભૂલી ગયો કે પોતે ખ્રિસ્તી છે.

તેને લાગ્યું કે માણસનો અસલ પરિચય દેવળમાં કે 'કામિઓ'ની પૂજામાં પ્રકટ થતો નથી, માણસનો અસલ પરિચય તો થાય છે વિકસિત પ્રાણ-શતદલમાં.

એકાએક એક અભૂતપૂર્વ અનુભૂતિના આવેગમાં ઉદ્વેલિત થઈ તેણે નાજેકને કહ્યું, 'હું થઈશ, હું તમારો 'થિલા-કાપો' થઈશ.'

નાજેકનાં સ્થિર નેત્રો કોણ જાણે અકારણે એકાએક સ્નિગ્ધ, અવશ અને કરુણ થઈ ગયાં. શ્રાવણના વરસાદમાં ભીની જર્જરિત ડાળ પર બેઠેલી પંખિણીની આંખોમાં જે કરુણ નજર હોય તેવી કરુણ નજર તે આંખોની હતી, ત્યાં બેઠેલા માણસોમાં ફરી ગુસપુસ થવા લાગી. બે અજાણ્યા છતાં સમધર્મી પ્રાણોનું આ મિલનદૃશ્ય જોઈ ફાનિટફાંગના હતાશાભર્યા હૃદયમાં એકાએક નવીન આશાનો સંચાર થયો. મોઢામાં રહેલી બીડીને દબાવી હોલવી નાખી તે નાજેકની પાંગથે જઈ ઊભો રહ્યો. આ આત્મીયતાનું મૂલ્ય તે એકદમ ન સમજી શક્યો છતાં તેને થયું કે નાજેકના પ્રાણોમાં ઊછળી આવેલા પુત્રપ્રેમ અને પ્રીતિના સંપર્ક કરતાં તેના વાર્ધક્યમાં નગા ધર્મજાતિનું મહત્ત્વ વધારે છે.

ફાનિટફાંગ અકારણે પરસેવાથી તર થઈ ગયો હતો. પણ બધાની નજર ગઈ નાજેકના કપાળે બાજેલાં પ્રસ્વેદબિંદુઓ ઉપર.

શેરાએ ગાઠિંખુઈના કાનમાં ધીમેથી કહ્યું તે તેના કાને પડ્યું, 'હવે બહુ વાર નથી.' આ સાંભળી ફાનિટફાંગની છાતીમાં દુઃખ ઉપજી આવ્યું. આ માણસ આટલા દિવસો તેમની વચ્ચે હતો, પણ તેનો ખરો પરિચય તો થયો આજે મરણની ઘડીએ.

નાજેકને મોઢેથી શબ્દો બહાર આવતા નથી. માત્ર એકવાર બંને આંખોમાં વિહ્વળતા ફૂટી ઊઠી, બંને પોપચાં અસહ્ય યંત્રણાથી ધ્રૂજવા લાગ્યાં. તે પછી જમણો હાથ ઊંચકી કશુંક કહેવાનો પ્રયત્ન કર્યો, બીજી જ ક્ષણે હાથ પડી ગયો અને મોઢું બોલતું બંધ થઈ ગયું.

'મરી ગયા ! બહાર ચાલો,' કહી શેરા ધીમે ધીમે આંગણામાં જઈ ઊભા. એક પછી એક માણસોએ પણ જવા માંડ્યું. ફાનિટફાંગે બધાને મોઢે દુઃખનો ભાવ જોયો, તે પણ અત્યંત દુઃખ અનુભવવા લાગ્યો. એકાએક ક્યાંકથી એક મધમાખી આવી અને ગણ ગણ કરતી નાજેકના મૃતદેહ પર ઊડવા લાગી. ગાઠિંખુઈએ કહ્યું, 'આ નાજેકનો આત્મા, જોયું ?'

'જોયું.' ફાનિટફાંગે જવાબ આપ્યો.

હજી બહાર નહિ ગયેલા ઘણાએ આશ્ચર્ય સાથે એ મધમાખીને જોઈ. કદાચ તેમને તેની વાતમાં વિશ્વાસ બેઠો. પરંતુ ફાનિટફાંગે તે જૂની અંધશ્રદ્ધામાં એક અભૂતપૂર્વ રહસ્ય અને તૃપ્તિનો અનુભવ કર્યો. નાજેકનો મૃતદેહ લાકડાની જેમ ત્યાં પડી રહ્યો. વિડેશ્યેલી ક્ષણેક તે તરફ જોઈ પછી ચુપચાપ બહાર નીકળ્યો. ગાદિંખુઈએ તેને ખભે હાથ મૂકીને કહ્યું,

'દેહસત્કાર કર્યા પછી તારે જવાનું છે.'

'મારે કેટલા દિવસ રહેવું પડશે ?'

'પરમ દિવસે જઈ શકીશ, તે પછી કેટલાંક કામ જરૂર બાકી રહે છે.'

'ક્યારે ?'

'જાન્યુઆરીમાં જ્યારે 'માંગ્લા થા*' થશે ત્યારે.'

''માંગ્લા થા''માં શું કરવાનું છે ?

'પાઇનની મશાલ સળગાવી તેના આત્માને સ્વર્ગનો રસ્તો બતાવવા મૂકી આવવો પડશે.'

'ક્યાં ?'

'ગામના ઢોળાવ પર.'

વિડેશ્યેલીને થયું કે નાજેકની પાસે વચનબદ્ધ થઈને તેણે સારું કર્યું નથી. તેની યોજના હતી નગાપર્વતના ખૂણેખૂણામાં જઈ સાધારણ માણસોને સ્વાધીનતાસંગ્રામ માટે જાગ્રત કરવા. નેતાજી પાસેથી મુક્તિનો જે મહામંત્ર શીખી આવ્યો છે, તે મંત્ર તે ભૂલી ગયો નથી. તેમ છતાં જ્યારે નાજેકના 'થિલા-કાપો' થવાનું વચન આપ્યું છે ત્યારે બીજો ઉપાય નથી. મોટા કર્તવ્યમાં ક્ષતિ થવા છતાં નાજેકના આત્માનો મુક્તિપથ ખુલ્લો કરવો પડશે. તેણે કહ્યું, 'હું એક મોટું કામ લઈને ફરું છું, ક્યારે આવવાનું છે તેની ખબર મોકલજે.'

'હાં, તારા કામની વાત સાંભળી છે, ભલે, ખબર મોકલીશ.'

ગાદિંખુઈએ કહ્યું, 'તારું કામ મને પસંદ નથી.'

'કેમ ?' કુતૂહલથી વિડેશ્યેલીએ પૂછ્યું.

'અત્યારે આપણે શિક્ષણ, શાંતિ અને વળતરની જરૂર છે અને જરૂર છે હૉસ્પિટાલની.'

આ પ્રશ્નમાં ફાનિટફાંગને રસ પડ્યો. તેના મનમાં પણ આવો સંદેહ પેદા થયો હતો. તે એ બાબતમાં વિડેશ્યેલીના જવાબની રાહ જોવા લાગ્યો.

કારણ કે એ જવાબમાં તેની ભાવનાનું સમર્થન મળે તો તે પોતાના જીવનમાર્ગમાં પરિવર્તનની એક દિશા દેખાશે.

વિડેશ્યેલીએ કહ્યું, 'પહેલાં તો ગુલામીમાંથી આઝાદી પ્રાપ્ત કરવાની જરૂર છે. આઝાદી ન હોય તો પછી શિક્ષણ, શાંતિ, વળતર કશુંય મળવાનું નથી.'

'પણ સરકાર કહે છે, બધુંય મળશે.'

વિડેશ્યેલીએ ભારપૂર્વક કહ્યું, 'આ સરકાર કશુંય નહિ આપે.' કહી તે ધીમે ધીમે

૧. નગા ક્રિયાકાંડ

ત્યાંથી ચાલ્યો ગયો.

ગાઠિંખુઈ તેની વાતનું સમર્થન ન કરી શક્યો, કેમ કે તે જાણે છે કે આઝાદી મેળવવી એટલે ફરીથી એમના ગામમાં યુદ્ધ બોલાવી લાવવું. તેણે એ વખતે ફાનિટફાંગની આંખો તરફ નજર કરી તેનો મનોભાવ જાણવા પ્રયત્ન કર્યો. પણ ફાનિટફાંગે પોતાનો મનોભાવ પ્રકટ ન કર્યો. કારણ કે જે શાંતિ અને શિક્ષણનું સ્વપ્ન ગાઠિંખુઈ અને રિશાંગ વગેરે જોયું છે, તે ખરેખર કેટલાક સાધનસમ્પન્ન શિક્ષિત માણસોની શાંતિ અને શિક્ષણ છે. રિશાંગ સાથે તેનો આ બાબતે જ મતભેદ થયો છે.

બે વચ્ચે કશી વાત થઈ નહિ. ફાનિટફાંગ પણ ધીરે ધીરે બહાર નીકળ્યો. બહાર વિશાળ આંગણામાં એ વખતે શાન્ત તડકો પડ્યો હતો. એ જગ્યાનું નામ હતું 'લાયાંગફા કાયાંગ'. ત્યાં બેસી ગામના બધા લોકોએ ગઈકાલે મૃતદેહની સત્કાર ક્રિયાની ચર્ચા કરી હતી. કોઈએ ખાટિંગની ગેરહાજરીની વાત કાઢી દુઃખ વ્યક્ત કર્યું હતું. શેરાએ નાજેકના પરિવારના માણસોને બોલાવી લાવી નાજેકની સૌથી મોટી ભેંસ મારવાનો આદેશ આપ્યો. ફાનિટફાંગે જોયું કે બધા જ મૃતદેહના સંસ્કાર માટેની ક્રિયામાં વ્યસ્ત છે.

ખિસ્સામાંથી એક બીડી કાઢી પીતાં પીતાં તે આંગણ પાસેના એક ટેકરા પર જઈ બેઠો. ભેગા થયેલા લોકોને પાછળ રાખી તે દૂર ફરકાલ પર્વતમાળા પર તડકોછાયાની સંતાકુકડી જોવા લાગ્યો ઉદાસ નજરે. આંખ સામે જીવનનું, મરણનું અથવા આનંદનું કોઈ દૃશ્ય તે જોઈ શક્યો નહિ. માત્ર સરળ-સ્નિગ્ધ-શિશુસુલભ પ્રકૃતિને ખોળે તડકો અને વરસાદની લીલા, પાઈન અને બર્ચ ઝાડની હરિયાળી, બાજુમાં દુર્વા ઘાસ પર સવારે પડેલી ઝરમરથી ઓસ બિંદુની શોભા છે. દુર્વાદલ પર તેણે એકાએક જોયું કે એક સાપ ફેણ ચડાવી સરકતો સરકતો તેની પાસેની એક ઝાડીમાં અંદર જઈ તેની સામે સ્થિર થઈ ઊભો. સાપની પાતળી કાયા, કાબરચીતરી ચામડી અને જીભનો નાચ જોઈ તે મુગ્ધ થયો. સાપ જ્યારે એકદમ નજીક આવ્યો ત્યારે તેણે સાપને ગળેથી પકડ્યો અને નીચે તળેટી તરફ ફેંકી દીધો. કપ્ કપ્ ચિત્કાર કરતો સાપ એક ઊંડા ઝરણામાં પડતો પડતો રહી ગયો. ફાનિટફાંગ તેની આત્મરક્ષાની શક્તિ જોઈ નવાઈ પામ્યો અને વિચાર્યું કે મરણ કરતાં મરણની સાથે ઝઝુમવું એ જીવનની અસલ કથા છે. એકાએક તેણે આકાશભણી જોયું. જે તરફ તેણે જોયું ત્યાં ઇન્દ્રધનુષના સાત રંગથી આકાશ રંગીન થઈ ગયું હતું. જીવનમાં જાણે તેણે આ પહેલી વાર યુદ્ધથી બળેલા પર્વત પર ઇન્દ્રધનુની છટા જોઈ. તેનું મન એક મધુરતા અને પ્રકાશના સ્પર્શથી સ્નિગ્ધ અને ઉજ્જ્વળ બની ગયું. વચ્ચે વચ્ચે પાઇનના પાંદડાંનો લીલો રંગ લાલ આભાથી રસાઈ એકાએક માણસના શરીરમાં ભેગા થયેલા લોહીના લાલ રંગ જેવો થઈ ગયો છે. તે સાથે એક અદ્ભુત વેદનાથી તેનું સમગ્ર શરીર કંપી ઊઠ્યું. બીડી ફેંકી દઈ તે ત્યાંથી ઊઠી નીચે ઢાળ તરફ જતા રસ્તે થઈ ઝડપથી જવા લાગ્યો. કેટલાય દિવસના ઉજાગરા અને તકલીફોથી તેનાં દેહમન એકાએક અવશ બની ગયાં, માથું ભમવા લાગ્યું. ઝડપથી ઘેર આવ્યો. તાકામાંથી દારૂનું વાસણ નમાવી ગટ ગટ કરી પાન કર્યું. થોડી વારમાં તેને ઘેન ચડ્યું અને ક્યારે જમીન પર ઢળી પડ્યો તેની ખબર ન રહી.

# 10

દારૂ પી ફાનિટફાંગ કુંભકર્ણની જેમ ઊંઘી ગયો, જ્યારે ઊંઘ ઊડી ત્યારે ચારેબાજુએ અંધારું થઈ ગયું હતું. માત્ર કૂકડાનો અવાજ, ડુક્કરનાં બચ્ચાંની ચિચિયારીઓ અને આકાશમાં ક્ષીણ ચંદ્રનો આછો અજવાશ. ખુલ્લા દરવાજામાંથી પવન આવતો હતો. ગામભરુચાંગમાંથી નીકળી કોઈ એક તરુણી અભિસારે બહાર નીકળી છે. એકાએક ફાનિટફાંગનાં મનઃચક્ષુ આગળ ખુટિંગ્લાનું સુંદર મોઢું તરી આવ્યું. તે યાદ આવતાં મનને એક ધક્કો વાગ્યો. ખુટિંગ્લાની સાવકી માએ જે રીતે તેને અપમાનિત કરીને વિદાય કરી દીધો તે આ જીવનમાં ભૂલી શકે એમ નથી. ઉંમરલાયક થતાં યુવાન યુવતી વચ્ચે થતા પારસ્પરિક વિનિમયમાં મા-બાપ શા માટે વાંધા લે ? તે જાણે છે કે રિશાંગ માટે તેનું ખેંચાણ વધારે છે, તેનો સામાજિક મોભો અને સ્થિતિ પણ તેનાથી સારાં છે. પણ તેના મનની બધી આકાંક્ષા, પ્રેમની સકળ ગંભીરતા, પ્રાણનો સમગ્ર હાહાકાર લઈને જ્યારે તે એના હૃદયમાં આશરો લેવા ગયો ત્યારે તેને સમજવું જોઈતું હતું કે તેનો આ માનવીય દોષ ક્ષમાપાત્ર છે. આવી સ્થિતિમાં માણસને જરૂર હોય છે કોમળ શબ્દો, કોમળ હાથનો સ્પર્શ અને આત્મતૃપ્તિનો આવેગ. એક માણસ તરીકે ખુટિંગ્લાને મેળવવાની વ્યાકુળતામાં પોતાનો શો દોષ છે તે તેને સમજાતું નહોતું. તેની અતૃપ્ત વાસના અને ઘવાયેલું આત્મસમ્માન તેને વારંવાર પીડવા લાગ્યાં અને વારંવાર એક અસહ્ય આત્મઘાતી ભાવ આવી તેને અસ્થિર કરવા લાગ્યો. તેને લાગ્યું કે પોતાને સંપૂર્ણ રૂપે મિટાવી દેવું એ જ આ વ્યર્થતામાંથી ઉદ્ધારનો એક માત્ર માર્ગ છે. એકાએક તેને આ જગત શૂન્ય લાગ્યું, જાણે તે અત્યારે એક મરણોત્તર વિશ્વને દરવાજે ઊભો છે.

અંધારામાં એકાએક ઊંડી ઊતરી ગયેલી આંખો, ફાટેલું મોં, ઈંટ જેવા રંગના વાળ અને બોખા મોઢાના સ્મિતવાળું માનું દેહવિચ્છિન્ન મોઢું લટકતું જોયું. બીકથી તેનું હૃદય ધ્રૂજી ઊઠ્યું. તેને યાદ આવ્યું કેમ કરી મરણને ત્રીજે દિવસે 'કકટો'[૧] પાસેથી મૃતકનો પ્રેતાત્મા ફરી પાછો આવે છે અને 'કાથિ કાશાન'ના ભોજનના દિવસ સુધી કેમ ગામમાં રહે છે. મર્યા પછી ખરેખર આત્મા ઊતરી આવે છે ?

'મા.' તે એક અસહ્ય ઉત્તેજનામાં બૂમ પાડી ઊઠ્યો.

---

૧. નગા દેવતા

ક્યાંયથી કશો જવાબ મળ્યો નહિ.

'મા, મા, મા....'

ના, ક્યાંયથી કશો જવાબ નથી.

નિરુત્તર મોં ધીરે ધીરે જાણે મોટું ને મોટું થતું ગયું. ફાનિટફાંગને લાગ્યું કે જાણે એક ભયંકર નિર્જનતામાં તે એકલો એક ઓળખીતા ભૂત સાથે રમત કરે છે. તે એકદમ ઊભો થયો. ધીરે ધીરે ડગ માંડતો ચૂલા પાસે જઈને ઊભો રહ્યો. દીવાલે પડેલા ઢગલામાંથી પાઇનના બે કકડા લઈ ચૂલામાં મૂકી ફૂંકવા લાગ્યો. થોડી વારમાં ધીમે ધીમે ભારેલો અગ્નિ પ્રકટી ઊઠ્યો. પાઇનનાં લાકડાં સળગાવી તેની એક મશાલ કરી ઝલાયેલા માણસની જેમ બોલ્યો, 'બોલ મા, બોલ તને પેલા જંગલમાં મૂકી આવું.' તેણે જોયું કે માનું મોઢું પ્રકાશમાં ધીરે ધીરે અળપાઈ ગયું. તોપણ તે મશાલ લઈ બહાર આવી માઈલેક દૂર સીમાડાના જંગલ ભણી દોડ્યો.

એક ઊંચા ઝાડ નીચે આવીને તે ઊભો રહ્યો. મશાલના અજવાળામાં જોયું નદીનું પાણી ચમક ચમક થાય છે. બળતાં બળતાં મશાલ છેક હાથની મૂઠીઓ સુધી આવી પહોંચી હતી. તેમાં તાપ ન જીરવાતાં મશાળ ભોંય પર ફેંકી દીધી. આકાશમાં પરોઢિયાનો થોડો થોડો ઉજાસ થયો હતો. મૂલય પવનના એક ઝાપટાથી મશાલ બુઝાઈ ગઈ. એ પછી એને અસહ્ય તરસ લાગી. સીધા ઢોળાવવાળે રસ્તેથી તે નીચે ઊતરવા લાગ્યો. લપસણી લાલ માટી ચોંટતાં તેના બૂટ ખસી જતા હતા. મહાપરાણે પોતાને સંભાળી તે પાણી કાંઠેના એક પથ્થર પર ઊતર્યો. ખિસ્સું ફંફોળી એક દીવાસળીની પેટી બહાર કાઢી દીવાસળી સળગાવી પાણી જોયું. પથ્થર પર ઘૂંટણિયે નમી બે હાથમાં ખોબો ભરી ધીરે ધીરે પાણી પીધું. તેમ છતાં તેની તરસ ન છિપી. આખા શરીરમાં એક બોઇલર જેવી આગનો અનુભવ થતો હતો. આછા ઉજાસમાં ઝબકેલા નદીના પાણીમાં એક મોટી માછલીએ કૂદકો માર્યો. પાણીના પ્રવાહભણી ઝૂકેલી ઝાડી ધીરે ધીરે સ્પષ્ટ દેખાવા લાગી. તે સહજભાવે બેસી પોતાના ગાંડપણની વાત વિચારી લજ્જા પામ્યો. પણ તેને લાગ્યું કે આ બધી ગતિવિધિમાં કોઈ નિગૂઢ અર્થ રહેલો છે. તેણે વિચાર્યું કે અંધારામાં દેખાયેલી માની તે કરુણ બીભત્સ મૂર્તિ 'કક' પાસેથી પાછા આવેલા પ્રેતાત્મા સિવાય બીજું કશું ન હોઈ શકે અને પાઈનની મશાલ તે માના સ્વર્ગપંથનો પ્રકાશ. . . એકાએક તેને લાગ્યું કે આ નદી છે સ્વર્ગને સીમાડે આવેલી વૈતરણી.

પાણીમાં માછલી પકડવાનો કાંટો નાખીને બેઠેલા માણસની જેમ તે ત્યાં ચૂપ થઈને ઘણો સમય બેસી રહ્યો. એટલામાં પાણી ભરવાનો બુડ બુડ અવાજ સાંભળી જોયું તો બહુ દૂર નદીના વળાંક ઉપર ગામની યુવતીઓનું એક દલ ડોલ, ઘડા અને વાંસના નળા લઈને પાણી ભરે છે. તેમની વચ્ચે, તેને થયું, વયસ્કા નારીની જેમ ખુટિંગ્લાનો ચહેરો પીળો પડી ગયો છે. મોઢે હાસ્ય નથી. તેનું મન વિષાદગ્રસ્ત થઈ ગયું. અંતરમાં સળગેલી આગ ભડભડ કરતી પ્રગટી ઊઠી. એણે જેમ જેમ ખુટિંગ્લા પરથી પોતાની આંખો હટાવવાનો પ્રયત્ન કર્યો તેમ તેમ આંખો ઘૂમી ફરી તેના પર જ મંડાઈ.

તેણે શા માટે તેનું પ્રત્યાખ્યાન કર્યું ? કદાચ તે અશિક્ષિત અને નિર્ધન છે તે કારણે. કદાચ તે અનાથ છે તે કારણે. એ વિષે વિચાર કરતાં કરતાં તેના મનમાં એક ઈર્ષ્યાનો ભાવ રિશાંગ માટે પેદા થયો.

તેનું માથું અકારણ ભમવા લાગ્યું. દુનિયા અભાગિયા અને દુખિયાઓ માટે નથી, તેમના પ્રેમની કોઈ કિંમત નથી. તેમનું યૌવન એક કરુણ સંગીત છે. જીવનમાં આ પહેલી વાર રિશાંગ તેને પારકો લાગ્યો. તેના પ્રત્યે તેને ઈર્ષ્યા થઈ.

'ત્યારે તો તે ઘરે નથી.'

એકાએક ખુટિંગ્લાનો અવાજ સાંભળીને ફાનિટફાંગે પાછા વળીને જોયું. એક અજ્ઞાત આશાથી તેની છાતી ધક્ ધક્ કરવા લાગી.

'ઊહું, લોકો કહે છે કે તે પાગલ થઈ ગયો છે. આ નદી ભણી જ દોડતો આવતો હતો.' કોઈક એક છોકરીએ કહ્યું.

ફાનિટફાંગને તે છોકરીનું ગળું દબાવીને મારી નાખવાની ઇચ્છા થઈ આવી. આવી જુઠ્ઠી વાત પણ આ લોકો કરી શકે છે. પોતે તો કંઈ પાગલ થયો નથી. પાગલ તો આ દુનિયા થઈ ગઈ છે. તેમ છતાં તે ખુટિંગ્લાના જવાબની આતુરતાથી રાહ જોવા લાગ્યો.

ખુટિંગ્લાનું મોં ફિક્કું થઈ ગયું.

એકાએક બીજી એક છોકરીએ મશ્કરીને બહાને કહ્યું, 'મેં સાંભળ્યું છે કે તેં જ એને પાગલ કર્યો છે, ખરું ને ખુટિંગ્લા ?'

ખુટિંગ્લા ગુસ્સાથી લાલ થઈ ગઈ, 'તારું માથું !' બોલતાં બોલતાં તે માટીનો ઘડો વાંસની પીઠ ટોપલીમાં* મૂકી નદી તીરેથી કાંઠા ભણી ચાલી.

'ઇયેંગમાશ કહેતો ફરે છે.'

ફાનિટફાંગે જોયું કે ખુટિંગ્લાએ રસ્તે ઉપાડેલો પગ એકાએક અટકી ગયો. તેણે પૂછ્યું, 'કોણ ?'

'ઇયેંગમાશ !'

'ખોટી વાત.'

'તારા બાપાને જ પૂછી જોજે ને.'

ખુટિંગ્લા હવે ઊભી ન રહી, તે કાંઠો ચડી ચાલી ગઈ. ફાનિટફાંગ એના તરફથી સહાનુભૂતિના બે શબ્દો સાંભળવા ઉદગ્રીવ હતો પણ આખરે નિરાશ થયો. બીજાઓની વાતચીત એણે કાને ન ધરી. મિથ્યા બદનામીની તે પરવા કરતો નથી.

જીવને તો તેને નિરાશા જ આગળ ધરી હતી. ગામમાં જરૂરી વસ્તુઓ લાવી ઘરો બનાવવાં, બીમારીઓમાં ચિકિત્સાની વ્યવસ્થા કરવી, નિશાળો ઉઘાડવી, ખેતી કરવી — એકે વસ્તુ પર એને હવે આસ્થા ન રહી, માત્ર આ પ્રત્યાખ્યાનને લીધે નિરાશ્રિત મન કોઈ એક નવા કાર્ય અને તૃપ્તિ માટે અકળવિકળ બની ગયું. પૃથ્વીને ભાંગીને

*અસમિયા શબ્દ છે 'હોરા'. નગા લોકો પીઠે ભરાવીને આવી મોટી ડોલ જેવી લાંબી વાંસની ટોપલી રાખતા હોય છે. – અનુવાદક.

ભુક્કો કરી નવી રીતે સજાવી દેવા તેનું અંતર જાણે વ્યાકુળ છે.

દૂર એક અજાણ્યું પંખી કરુણ સ્વરે ક્રંદન કરી દિગન્તમાં ઊડી ગયું. કેટલાંક ગીધ દૂરના એક ઝાડ ઉપર માંસની અપેક્ષાએ ચૂપચાપ બેઠેલાં દેખાયાં. આકાશમાં નાનાં નાનાં આકાશી જહાજ જેવાં ગીધ અને સમડીઓ ચકરાવો લેતાં ઊડતાં હતાં.

તે જોઈ તેના મનમાં વિચાર આવ્યો કે આ પંખીઓના ઊડવાનો એકે અર્થ નથી ! આ તરફ ગાઢ જંગલ વચ્ચે એક જોડી આંખો ચકચકતી હતી. વાઘની તે આંખો હતી. તે એના પર તરાપ મારવા ઊભો તો નથી ! એ મનોમન હસ્યો. એક તરાપે જ તે એને મારી શકે એમ છે. પણ તે હુમલા માટે સમય ગણે છે. એક વાર તો તેના મનમાં વિચાર આવ્યો, 'ભાગી જાઉં.' બીજી ક્ષણે વિચાર્યું કે ભાગી જવાથી શો લાભ થવાનો છે ? તેનુ જીવન જો વાઘને હાથે પૂરું થઈ જાય તો તેથી તેને બધાં દુઃખોમાંથી મુક્તિ મળશે. તેને માટે આ જાતનું મૃત્યુ જ શ્રેયસ્કર છે. એના અદ્ભુત વિચાર સાથે મૃત્યુની અપેક્ષા કરતો ફાનિટફાંગ નિર્વિકાર ભાવે સ્થિર ઊભો રહ્યો. ધીરે ધીરે તેને લાગ્યું કે જંગલની ઝાડી અને વેલીઓ વચ્ચે થઈ વાઘ ધીરે ધીરે તેના તરફ ધસી રહ્યો છે. હમણાં જાણે કે તરાપ મારશે ! એક વાર તેના મનમાં થયું કે ઉપર તરફ દોડી જાઉં પણ બીજી ક્ષણે તે જેમ ઊભો હતો તેમજ ઊભો રહેવાનો તેણે નિર્ણય કર્યો. એ રીતનું સહજ મૃત્યુ જ તેને માટે જરૂરી થઈ પડ્યું છે. ધીરે ધીરે તેને થયું કે એકદમ જલધારાની ઉપરની એક ટેકરી પરથી વાઘ તરાપ મારવા તૈયાર છે. આંખો મીંચી તે નિર્વિકાર ચિત્તે મોતની રાહ જોવા લાગ્યો.

એકાએક ગોળી છૂટવાના અવાજથી તે ચમકી ઊઠ્યો, તે સાથે એક કરુણ આર્ત્તનાદ તેને કાને પડ્યો. જોયું પાણીના પ્રવાહ વચ્ચે વાઘ પડ્યો છે અને તળિયાનું પાણી તેના લોહીથી લાલ થઈ ગયું છે. થોડી ક્ષણો તરફડી વાઘ ધીમે ધીમે પાણીને તળિયે ડૂબી ગયો. આશ્ચર્ય પામી ફાનિટફાંગે પાછા ફરીને જોયું. પહેલાં તો કોઈ દેખાયું નહિ, પણ થોડી વાર પછી જોયું તો ખભે બંદૂક સહજ ભાવે રાખી તેની પાસે આવી ઊભો છે વિડેશ્યેલી. તેના મોઢા પર હાસ્ય નથી, એક કરુણ કઠોર ભાવ છે. ડાબી આંખેથી પાણી પડે છે ખાખી બુશશર્ટ ઉપર અનેકરંગી અંગામી ચાદર છે.

'તેં વાઘને જોયો નહિ ?' તેણે પૂછ્યું.

'જોયો હતો.' — નિરાસક્ત ભાવે ફાનિટફાંગે જવાબ આપ્યો.

'પાગલ છે શું ? ભાગ્યો કેમ નહિ ?' નવાઈ પામી વિડેશ્યેલી બોલ્યો. 'મેં ના જોયું હોત તો મરી જાત.'

'હું મરવા જ ઇચ્છતો હતો. ખિસ્સામાંથી એક અડધી પીધેલી બીડી બહાર કાઢી વિડેશ્યેલી તરફ જોયા વિના મોઢામાં મૂકી, એ પછી દીવાસળી સળગાવી તે પેટાવી.'

'કેમ ?'

કશો જવાબ આપ્યા વિના તે બીડી પીતો રહ્યો. વિડેશ્યેલી તેના તરફ જોઈ રહ્યો, એ પછી તેની પાસે આવીને બેઠો અને પૂછ્યું, 'કહે શું થયું છે ?'

ફાનિટફાંગ તેના કોમળ શબ્દોથી ઓગળી ગયો. બીડી ફેંકી દઈને તેણે કહ્યું.

'આ દુનિયામાં મને કોઈ ચાહતું નથી અને હું પણ કોઈને નથી ચાહતો —'

'કેમ ?'

'આ ગામમાં હું સૌથી વધારે હતભાગી છું. તોપના ગોળાથી ખેતરની જમીન પણ નષ્ટ થઈ ગઈ, હમણાં મા મરી ગઈ અને —' કહેતાં કહેતાં તે થંભી ગયો.

'અને શું ?' ખૂબ હળવેથી વિડેશ્યેલીએ પૂછ્યું, 'કોઈ છોકરીને પ્રેમ કર્યો હતો કે ?'

'તેં કેવી રીતે જાણ્યું ?' નવાઈ પામી ફાનિટફાંગે પૂછ્યું.

'તારી વયે બધાને એવું થાય છે.'

ફાનિટફાંગે નિરાંતનો શ્વાસ લીધો અને પછી ધીરે ધીરે મા મૃત્યુ પામી એ દિવસે ખુટિંગ્લા તરફ થયેલા આકર્ષણની વાતથી આજ સુધીની કહી વાત દીધી. તેની વાત પૂરી થતાં વિડેશ્યેલીએ કહ્યું.

'તેં ભૂલ કરી હતી.'

'કેમ ?'

'મરવા માટે આનાથી ગંભીર કારણ જોઈએ.'

ફાનિટફાંગને વિડેશ્યેલીના શબ્દોમાં કોઈ વ્યંગ્ય ન લાગ્યો, તેથી એણે કહ્યું, 'માત્ર એ જ કારણ નથી. ખરેખર તો મેં ગામની ઉન્નતિ માટે ખૂબ ચિંતા કરી હતી.' વાત બદલીને તેણે કહ્યું, 'ખાટિંગ અને રિશાંગ સાથે મળીને ગામની ઉન્નતિની વાત વિચારતો હતો પણ તેઓ બંને તો બીજા ધંધે વળી ગયા.'

'એટલે ?'

'ખાટિંગે મિલિટરીમાં નોકરી લીધી. રિશાંગ કલકત્તા જશે. અહીં હવે એકલો હું શું કરું ? સાચું કહું તો મને આ બધાં કામોની આવડત નથી. એકદમ મન મરી ગયું. ક્યાંય કશું ન કરી શકું તો જીવવાનો શો અર્થ ?'

વિડેશ્યેલીને થયું કે ફાનિટફાંગના શબ્દોમાં એક એવો ભાવ છે જેમાં પ્રત્યયનો અભાવ છે એમ વિચારવાનું કારણ નહોતું. ઊલટાની તેની સરળ સ્વીકારોક્તિ સાંભળી તે મુગ્ધ થયો. પોતાને આ રીતે સરળતાથી ખુલ્લેખુલ્લા જેઓ જોઈ શકે છે તેઓ ધરતી પર નવાં કામ કરી શકે છે, એ વાત વિડેશ્યેલી પણ જાણે છે. નેતાજીની એક વાત અત્યારે પણ એને યાદ છે. સિંગાપુરમાં સ્વાધીનતાદિનની પરેડ વખતે તેમણે કહ્યું હતું, 'જે મરવા તૈયાર છે, તે જ સ્વતંત્રતા માટે લડી શકે છે.' એકાએક તેનું હૈયું કંપી ઊઠ્યું — આવતી વખતે જાપાની સેનાને મોઢે સાંભળ્યું હતું, નેતાજી મૃત્યુ પામ્યા છે, સિંગાપુરથી વિમાન માર્ગે જતાં અકસ્માતમાં....

ના, ના, અસંભવિત છે. નેતાજી મરી શકે નહિ. મૃત્યુથી પણ તેમનો આત્મા વધારે પરાક્રમશાળી છે.

વિડેશ્યેલી ચૂપ રહ્યો. તેના ધ્યાનમગ્ન મોઢા તરફ જોઈ ફાનિટફાંગે કહ્યું, 'શું વિચારે છે ?'

ફાનિટફાંગના પ્રશ્નથી તે સભાન થયો. બોલ્યો, 'નેતાજી વિશે વિચારું છું !'

'નેતાજી કોણ છે ?'

વિડેશ્યેલીના સંયમનો બંધ તૂટી ગયો. તે બોલ્યો, 'અમારા નેતા, અમારા કમાન્ડર.'

'કમાન્ડર !' વ્યંગ્યમાં ફાનિટફાંગે કહ્યું, 'તે બધા જૂઠ્ઠા છે.'

'જૂઠ્ઠા ? ! તો તો તું નેતાજીને નથી જાણતો.'

ફાનિટફાંગે કહ્યું, 'હું સ્મિથની વાત કરું છું.'

'કોણ સ્મિથ ?'

'મિત્રપક્ષના નાયક. અમારી જરૂરિયાતની ચીજવસ્તુઓ પૂરી પાડવાના છે અને ઇસ્પિતાલ બાંધવાના છે, એમ તેમણે કહ્યું હતું. હમણાં સાંભળ્યું છે કે તેઓ અહીંથી જતા રહ્યા છે.'

'નેતાજી એવા માણસ નથી. તેઓ અમારી સાથે અહીં સુધી લડાઈ કરતા કરતા આગળ આવ્યા હતા.'

'કમાન્ડર ફાયર લાઇન સુધી આવે કે ?' વિસ્મય સાથે ફાનિટફાંગે પૂછ્યું.

નેતાજી પોતે અમને ઉત્સાહ આપતા હતા અને કહેતા હતા, 'જે મરી શકે છે, એને જ સ્વતંત્રતા મળે છે.'

'સ્વતંત્રતા ?'

'હા, બ્રિટિશરોને તગેડી ભારતને સ્વતંત્ર કરવા અમે આવ્યા હતા.'

'તું પણ આવ્યો હતો ?'

'હા, પણ અમે હારી ગયા.'

'હારો નહિ તો બીજું શું થાય ? એ લોકો ઘણા બળવાન છે.'

'બળવાન ! તેમના હાડકાંથી વન ઢંકાઈ જાત.'

ફાનિટફાંગ તેના મોઢા સામે જોઈ રહ્યો. તેની એક આંખ એકદમ સળગી ઊઠી. બંને હોઠ કંપવા લાગ્યા. છતાં તેણે કહ્યું, 'તારી પાસે છે શું ? બંદૂક પણ નથી, તોપ પણ નથી, હવાઈજહાજ પણ નથી.'

વિડેશ્યેલીએ કહ્યું, 'જાણે કે લડાઈ બંદૂક અને હવાઈજહાજ કરવાનાં ન હોય ? લડાઈ તો લડે છે માણસ. જો જનતા અમારી સાથે હોય, તો પછી કશાની જરૂર નથી. જનતા જ રાજા છે.'

ફાનિટફાંગે પૂછ્યું, 'હવે શું કરીશ ?'

'હું ફરીથી લડાઈ કરવા લોકોને સમજાવીશ.'

'લોકો લડાઈ જોઈને જ થાકી ગયા છે, લડાઈ શું કરી શકવાના છે ?'

'તું માણસને ઓળખતો નથી. માણસની છાતીમાં આગ છે આગ.'

'આગ.'

'હા, આગ ! જ્યાં સુધી સ્વતંત્રતા સિદ્ધ નહિ થાય ત્યાં સુધી તે આગ બુઝાવાની નથી.'

'પણ લડાઈ એટલે વિનાશ....'

'નગા લોકોએ લડાઈ કરવામાં કેટલા યુગ વીતાવી દીધા. આપણા સામાન્ય માણસો

પણ સમજે છે કે લડાઈ વિના ચિત્ત શાન્ત થતું નથી.'

ફાનિટફાંગ કંઈ બોલ્યો નહિ. તેણે ખિસ્સામાંથી એક બીડી કાઢી સળગાવી. વિડેશ્યેલીએ એક વાર તેના મોં પર નજર કરી જ્યાં વાઘ પડ્યો હતો તે જગ્યાએ નજર ઠેરવી. લાલ લોહી પ્રવાહમાં વહેતું વહેતું હવે લગભગ બંધ થઈ ગયું છે. આકાશમાંથી આસોનો સ્વચ્છ તડકો રેલાયો હતો. થોડે દૂર પૂર્વ તરફનાં લાલ વાદળો તરફ જોઈને તેણે કહ્યું : 'લાલ વાદળ જોતાં મારા મનમાં આશા જાગે છે.'

ફાનિટફાંગે જોયું, સ્વચ્છ આકાશમાં લાલ વાદળ ગભીર અશાંતિની સૃષ્ટિ કરે છે. મેઘખંડો કોઈ નિયમ માન્યા વિના આમતેમ દોડી રહ્યો છે. તેણે વિચાર્યું, વિડેશ્યેલીની કલ્પનાઓ જ લાલ વાદળ છે. આકાશમાં અશાંતિની સૃષ્ટિ કરવી એ એમનું કામ છે.

એ દરમ્યાન વિડેશ્યેલીએ થેલો ખોલી કેટલાક ફોટા બહાર કાઢ્યા. તેમાંથી એક ફોટો બતાવી કહ્યું, 'આ જો, કોહિમામાં લાલ મેઘ.' ફાનિટફાંગે જોયું, કોહિમાની ડેપ્યુટી કમિશનરની ઑફિસ પર લાલ સફેદ અને લીલા રંગનો ધ્વજ ઊડે છે. 'આ કયો ધ્વજ છે ?'

'સ્વતંત્રતાનો ધ્વજ.'

ફાનિટફાંગને સમજાયું કે વિડેશ્યેલી કોહિમામાં હતો તે વખતે આ ધ્વજ ત્યાં ફરકાવવામાં આવ્યો હતો, પણ માત્ર ત્રણ દિવસ પૂરતો. એ પછી ખાટિંગ લોકો આવી પહોંચ્યા મિત્ર લશ્કર લઈ. અત્યારે ત્યાં આ ધ્વજ નથી.

ફાનિટફાંગની આંખો સામે અત્યારે એ લડાઈનું દૃશ્ય વહી આવ્યું. તે યુદ્ધમાં તેમણે જાપાની લશ્કરને હરાવવા માટે તેઓએ મિત્રપક્ષને સહાયતા કરી હતી અને રસ્તો બતાવી લઈ આવ્યા હતા. તેને ખબર નહોતી કે પ્રતિપક્ષમાં નેતાજી અને વિડેશ્યેલી જેવા માણસો હતા.

ફાનિટફાંગે હવે ક્ષોભથી પ્રશ્ન કર્યો, 'પણ તેમાં તમે લોકો છો, એની અમને ખબર નહોતી.'

'કોઈનેય ખબર નહોતી. બ્રિટિશરોના તાબામાં રહી રહી આપણે ગુલામ થઈ ગયા. આપણે આપણું બધું એમને સમર્પિત કરી દીધું. આપણું ધન, માન, પ્રાણ, સર્વસ્વ.'

'આપણી ભૂલ હતી એમ કહેવા માગે છે ને તું ?'

'ભૂલ હતી. એમની આગળ ભિક્ષાની ઝોળી લંબાવી શિક્ષણ, હૉસ્પિતાલ, સ્કૂલ વગેરે માંગનારામાં હું નથી. આપણે આપણી સરકાર બનાવીશું, એ પછી આ બધું થશે.' વિડેશ્યેલીએ જવાબ આપ્યો. આ ઉત્તર ફાનિટફાંગના હૃદય સોંસરો પેસી ગયો. હવે તે રિશાંગ અને ખાટિંગને એક જવાબ આપી શકશે : 'પહેલાં પોતાની સરકાર પછી આ બધું.'

ફાનિટફાંગે પૂછ્યું, 'ફરીથી હવે લડાઈ કરી શકશો ?'

'કરી શકીશું.' વિડેશ્યેલીએ તેની સાથે નજર મેળવતાં કહ્યું, 'તને એક વાત કરું, ફાનિટફાંગ ?'

'કરો.'

'મને તું મદદ કરીશ ? તારું કોઈ નથી, પણ આખો દેશ તો છે.' વાત ફાનિટફાંગના મનને સ્પર્શી ગઈ. પણ મનમાં થયું કે જો ગામના માણસો વાંધો ઉઠાવે તો ? 'પણ ગામના માણસોને ખબર પડશે તો એમને નહિ ગમે.'

'ગામથી દેશ મોટો છે, ફાનિટફાંગ.'

ફાનિટફાંગ ઘણા સમય સુધી નદીના પ્રવાહ સામે તાકી રહ્યો. તેના મનમાં થયું કે વિડેશ્યેલીનો પ્રસ્તાવ ખોટો નથી. દેશનું આ આહ્‌વાન સ્વીકારતાં તે નાનાં મોટાં બંધનોમાંથી મુક્ત થશે અને દેશની સ્વતંત્રતા પછી ગામની ઉન્નતિનું સ્વપ્ન વાસ્તવમાં પરિણત કરી શકશે. બીડીનો એક ઊંડો કસ લઈ તેણે કહ્યું, 'હું તને મદદ કરીશ. મને હવે આ લોકો પર આસ્થા નથી.'

'કોની ઉપર ?'

'રિશાંગ અને ખાટિંગ ઉપર. તેમણે જનતાને છેતરી છે.'

'રિશાંગ અહીં જ છે ને ?'

'તે કલકત્તા જશે.'

'ક્યારે ?'

'બે એક દિવસમાં.'

વિડેશ્યેલી ચૂપ રહ્યો.

કેટલોક સમય બંને તે નિર્જન પથ્થર પર ચૂપચાપ બેસી રહ્યા. ધરતી પર ત્યાં સુધીમાં તો સારું એવું અજવાળું થયું હતું. ફાનિટફાંગે જોયું કે આકાશમાં ગોળ ગોળ ફરતી સમડીઓ ધીમે ધીમે ક્યાંક અદશ્ય થઈ ગઈ છે. નદીનાં સામે કાંઠેનાં કાળાં લાગતાં ઝાડઝાંખર લીલા રંગનાં થઈ ગયાં છે. પવનમાં ચંપાનાં ફૂલોની સુવાસ વહેતી નાકે સ્પર્શે છે.

વિડેશ્યેલીને પોતાના આખરી આશ્રય તરીકે સ્વીકાર્યા પછી તેને હવે એક અદ્‌ભુત શાંતિનો અનુભવ થયો. હવેથી તેના જીવનનો માર્ગ ધૂંધળો રહ્યો નહિ. તે વિડેશ્યેલીની સાથે રહી ધીરે ધીરે આ દેશને સ્વતંત્ર કરવાનો માર્ગ ગ્રહણ કરશે. સ્પષ્ટ ન જોઈ શકવા છતાં તેણે અનુમાન તો કર્યું કે આ માર્ગને અનુસરવાથી જ નજીકના ભવિષ્યમાં સ્કૂલ, હૉસ્પિતાલ અને અન્ય પુરવઠાની વ્યવસ્થા થઈ શકશે. જ્યાં સુધી સ્વતંત્રતા નહિ મળે ત્યાં સુધી તેમને બીજાઓ પાસે ભિક્ષા માગવી પડશે, એ બાબતે તેને કોઈ સંદેહ ન રહ્યો. તેને આ એક જ માર્ગ દેખાયો જે માર્ગે જતાં ભીખ માગવાની જરૂર રહેશે નહિ અને પોતાને જરૂરી વસ્તુઓની વ્યવસ્થા પોતે કરવાની રહેશે. આ પંથનું સંધાન નહિ મળવાથી તે વિનાકારણ વાઘને હાથે મરવા તૈયાર થયો હતો, એ વાત વિચારી તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. જીવનનું પ્રયોજન જે ક્ષણે તેને પૂરું થઈ જતું લાગ્યું, બરાબર તે જ ક્ષણે તેને અનુભવ થયો કે પૃથ્વી પર જીવનનો એક મોટો હેતુ છે, જેની સરખામણીમાં આ ક્ષુદ્ર પ્રયોજનોનો કંઈ હિસાબ નથી. જેણે તેને બચાવીને આ હેતુનું સંધાન કરી આપ્યું, તેના અનુયાયી થવામાં તેને જરાય અસુવિધાનો

ભાવ ન થયો. એકાએક તેને વિડેશ્યેલીના જીવનકથા જાણવાનું કુતૂહલ થયું. તે પણ તેની જેમ ખનમા ગામનો રહેવાસી હતો; કયા કારણે કયા હેતુથી તે મહાયુદ્ધના પ્રાંગણમાં જઈ ઊભો ! કોણે તેને શીખવ્યું કે સ્વતંત્રતા વિના બીજું કંઈ નથી.

એકાએક તેણે પૂછ્યું, 'વારુ ભાઈ વિડેશ્યેલી, તેં ક્યારથી આ રસ્તો લીધો છે ?'

વિડેશ્યેલી મનોમન રણસંગઠન અંગે દારૂગોળો અને માણસો એકઠા કરવાનું વિચારતો હતો. ફાનિટફાંગના પ્રશ્નથી તેના વિચારનો તંતુ તૂટી ગયો અને તેનું મન તે દિવસમાં ડૂબી ગયું જ્યારે નેતાજીના આહ્વાને તેણે મુક્તિયુદ્ધમાં ઝંપલાવ્યું હતું. તેને યાદ આવી ખનમા ગામમાં બાપાના મોઢેથી સાંભળેલી સ્વતંત્રતાના પ્રથમ સંગ્રામની વાત. બ્રિટિશરોનો સામનો કરવા માટે તે વખતે તેઓએ ગામે ગામે ભરેલી બંદૂકો અને ઝેરી તીરો વડે કેવી રીતે યુદ્ધ કર્યું હતું. પણ બ્રિટિશરોના તોપગોળા અને રાઇફલ ગોળી આગળ નગા સૈન્યને હાર સ્વીકારવી પડી. તે પછી ગુલામીની ગ્લાનિથી તેમનું જીવન કલંકિત થયું છે. ગામેગામથી વેરો વસૂલ કરી બ્રિટિશ સરકારે તેમના ગામની શાસનવ્યવસ્થાને ખોરવી નાખી. તેમના પર આવી રાજા બન્યા ગોરા સાહેબો અને કાળા કારકુનો. સાહેબોની ચીજવસ્તુઓ ડાક બંગલેથી બીજે ડાકબંગલે લઈ જવાનું તેમનું કામ. એક વાર તેમને કુલી બનાવીને લઈ ગયા હતા ફ્રાંસ દેશમાં, ત્યારે પહેલું વિશ્વયુદ્ધ શરૂ થયું હતું. કોઈ દેશમાં તેમનું સ્થાન નહોતું — માણસ તરીકે. વળી એક વાર તેમને નોકરચાકર તરીકે લઈ ગયા સીમાડા પરના આરબોનું દમન કરવા. એ પછી એમના સારા દિવસો આવ્યા નથી. તેમનાં ગામ, તેમના સોનાના ખંડ જેવા પર્વતો અને તેમનાં ખેતરવાડી અને સર્વ કંઈ ઉપર ગોરા સાહેબોનો ડોળો હતો. એ દિવસથી તેમણે સ્વતંત્રતાનું મોઢું જોયું નથી.

ગામના વૃદ્ધો જ્યારે આ બધી વાતો વિડેશ્યેલીને કહેતા ત્યારે તેની કલ્પનામાં હંમેશાં સ્વતંત્રતાનું સ્વપ્ન ખીલી ઊઠતું. એક વાર બીજા વિશ્વયુદ્ધ વખતે તે એક વેપારીના દળ સાથે બર્મા પહોંચી ગયો — વેપાર કરવા. રંગૂનમાં જઈને સાંભળી સિંગાપુરમાં સુભાષચંદ્ર બોઝના કામકાજની વાત. તે સિંગાપુર રવાના થયો અને ત્યાં નેતાજીના આહ્વાનથી ફોજમાં ભરતી થયો. તે પછી તે જાપાની સૈન્ય સાથે બ્રિટિશરોની સાથે લડાઈ કરવા આવ્યો. સેંદુઈન નદીને કાંઠે લડાઈમાં મિત્રપક્ષની ગોળીથી તેની એક આંખ હંમેશને માટે નકામી થઈ ગઈ.

તે પછીનો ઇતિહાસ ફાનિટફાંગ જાણે છે.

આત્મવિભોર થઈ તેણે આ વાત ફાનિટફાંગને કરી. એ સાથે ઊંડો નિશ્વાસ નાખી કહ્યું કે આ બધું કરવા જતાં મેં ઘરની એકદમ ઉપેક્ષા કરી. માત્ર કોહિમામાં ખબર મળી કે બાપા વાઇના રોગમાં મૃત્યુ પામ્યા છે. મા જીવતી હતી, અને બહેન હતી તેનાં લગ્ન એક અસમિયા સાથે થયાં હતાં.

'તારી પત્ની નથી ?'

'તેને માન્દાલયમાં છોડી આવ્યો છું, એક મિત્રની પાસે, ખાસ કારણથી.'

'સંતાનો છે કે ?'

'એક છોકરો છે.'

'તેના કંઈ સમાચાર ?'

'કંઈ નથી.'

'માન્દાલય જશો ને ?'

'ના, હવે કેવી રીતે જાઉં ? તેઓ ત્યાં ભલે રહેતા. પછી લઈ આવીશ.'

વિડેશ્યેલીના દ્વિધાહીન નિશ્ચિત સિદ્ધાંતની વાત સાંભળીને ફાનિટફાંગ સમજી શક્યો કે તેની છાતી લોઢાની બનેલી છે. એક વાર નક્કી કર્યું પછી તેમાં કશી અવઢવ તે કરતો નથી. પત્ની અને પુત્ર પ્રત્યેના તેના અન્યાયની વાત સાંભળીને પહેલાં તો તેને નવાઈ લાગી, પણ મનોમન તેને પરમ સંતોષ થયો. તેનામાં એક એવી શક્તિ છે, જે શક્તિથી દેશ પ્રત્યેના પ્રેમ સિવાય અન્ય પ્રેમને પાપ તરીકે ઓળખતાં શીખવ્યું છે. એ કારણે તે ઘરબાર છોડીને આ રીતે ભમે છે. બધા નગા આવા નથી.

ફાનિટફાંગ સળગતી બીડી ફેંકી દઈ બોલ્યો, 'તારી સાથે હું આવીશ.'

'આવીશ ?'

'નાજેકના સંસ્કારની વ્યવસ્થા કરવી પડશે ને.'

'હા, તે બિચારા દૂરદર્શી હતા.'

'ગામમાં કોઈ તેમને માનતું નહોતું.'

'માણસ, જરૂર, જરા જૂનવાણી હતા. ઘરડા માણસ પાસેથી બીજી શી આશા રાખી શકાય ?'

'તું એમનો 'થિલા-કાપો' કેમ થયો ?' ખ્રિસ્તી શું અ-ખ્રિસ્તી ધર્મમાં માને ?'

'વિડેશ્યેલીએ કહ્યું, 'હું નગા છું.'

ફાનિટફાંગ ચૂપ રહ્યો. વાત કરવાની તેની ઇચ્છા પણ ઓછી હતી. કારણ પેટમાં બિલાડાં બોલતાં હતાં. એકાએક વિડેશ્યેલીના થેલા ભણી જોઈ પૂછ્યું, 'તારી બગમાં કંઈ છે ? ખૂબ ભૂખ લાગી છે.'

વિડેશ્યેલીએ હસીને બેગ તેને આપી કહ્યું, 'સૂકી માછલી, થોડી શેકેલી મકાઈની રોટી અને પીઠાં છે. જોકે પીઠાં અને રોટી કેટલાક દિવસનાં છે.'

'ભલે, આપ.' કહી ફાનિટફાંગે એક પહોળા પથરા ઉપર ધીરે ધીરે વસ્તુઓ બહાર કાઢી. દશેક સૂકી માછલીઓ હતી; એક એક લઈ ભચડ ભચડ ચાવવા લાગ્યો. તેની ખાવાની રીત જોઈ વિડેશ્યેલી મૂછમાં હસી રહ્યો.

'આટલી બધી ભૂખ લાગી છે તને !'

'જો, બે દિવસથી મેં ખાધું નથી.'

'વારુ, ખાઈ લે.'

ફાનિટફાંગે પૂછ્યું, 'તું ?'

'હું પાછો જઈ ભાત ખાઈ લઈશ.' એમ કહી તે થેલામાંથી એક મગ કાઢી વેગથી કાંઠો ઊતરી પાણી સુધી પહોંચ્યો. મગમાં પાણી ભરી મોં ધોયું, આંખમાં ઠંડું પાણી છાંટી ફાનિટફાંગને પૂછ્યું.

'તું પાણી પીશ ને !'

ફાનિટફાંગ સૂકી માછલીઓ પૂરી કરી હવે રોટલીઓ ચાવતો હતો. જવાબમાં કહ્યું, 'પીશ.' બે રોટલીઓ ખાઈ તેણે શ્વાસ લીધો. પેટ પણ શાંત થયું.

વિડેશ્યેલીએ લાવેલું પાણી મગ હાથમાં લઈ તે ગટગટ કરતો પી ગયો. તે પછી તે ઊભો થયો અને વસ્તુઓ ભેગી કરી વિડેશ્યેલીના થેલામાં ભરી. એ પછી વિડેશ્યેલીને કહ્યું, 'ચાલ, નાજેકની કબર ઉપર જઈએ.'

બંને ધીરે ધીરે પથ્થર પરથી ઊતરી રસ્તે આવી પહોંચ્યા અને પછી ગામ ભણી પગ ઉપાડ્યા.

કબ્રસ્તાનમાં પહોંચ્યા પહેલાં વિડેશ્યેલીએ કહ્યું, 'કાલે જઈશું, ચાલો.'

'ક્યાં ?'

'પહેલાં ખનમા જઈશું.'

'પછી ?'

વિડેશ્યેલીએ નિશ્વાસ નાખી કહ્યું, 'ભગવાન જાણે. આજ નાજેકનો સત્કાર કરવા રોકાઈ જઈશ.'

'રોકાઈ જ જવું પડે ને !'

તેઓ કબરની પાસે — કબરની ઉપર દબાવેલા પથ્થર ઉપર જઈ ઊભા રહ્યા. નીચે નાજેક ચિરનિદ્રામાં પોઢેલા છે. ઉપર સળગેલાં પાઇનનાં લાકડાં પડેલાં છે. કેટલેક દૂર નાજેકના ઘર પાસે ગાઠિંખુઈ વગેરે બહાર દેવતા પેટાવી વાતો કરતા હતા. વિડેશ્યેલીએ ઊંચે અવાજે પૂછ્યું, 'રાત્રે સૂઈ જશો કે નહિ ?'

'મૈયતનો સત્કાર કર્યો. કબ્રસ્તાનમાં અનેક પગલાંની છાપ જોઈ. બીજા ઘણા માણસો મરશે.'

વિડેશ્યેલી ચૂપ રહ્યો. ફાનિટફાંગે નવાઈ પામી પૂછ્યું, 'એ કોનાં પગલાં છે ?'

'ભૂતનાં' — બોલી વિડેશ્યેલી હસ્યો.

'ભૂત જેવું કંઈ છે નહિ. હું નથી માનતો.'

ગાઠિંખુઈએ ઊભા થઈ કબરની ઉપર પાઇનનાં લાકડાં સળગાવ્યાં. એ પછી બોલ્યો, 'માનો કે ન માનો, એ વાત જુદી છે. પણ કાલ રાતે ભૂત આવ્યાં હતાં. કબર ઉપર પગલાંની છાપ બધાએ જોઈ છે.'

કોણે ક્યાં કેટલાં ભૂત જોયાં છે અથવા ભૂત જોવા જતાં નિરાશ થયા છે એ વિશે ગાઠિંખુઈ અને ફાનિટફાંગ વચ્ચે થોડી વાર વિવાદ ચાલ્યો. વિડેશ્યેલી એ બધી વાતો તરફ ધ્યાન ન દેતાં ચારે બાજુ આંખ ફેરવી જોતો રહ્યો. કબર ઉપર હજી ધીમે ધીમે બીજા પથ્થર પડશે. એટલે એ વધારે ઊંડી થશે. થોડે દૂર મૃતક માટે માંસ અને મદ્ય રાખવામાં આવ્યાં છે. દેવતા પાસે બેસી શેરા અને મેઈવા (પુરોહિત અને વૈદ) કશીક ચર્ચા કરે છે.

શેરા કહે છે, નાજેકના પિતૃલોકો તેને કાજાઈરામમાં (સ્વર્ગમાં) લઈ જવા આવશે કે નહિ, તેમાં સંદેહ છે.

મેઈવાએ પૂછ્યું, 'કેમ ? નાજેક જેવા નગા કેટલા છે ?'

શેરાએ જવાબ આપ્યો, 'વાત તું સમજ્યો નહિ. નાજેકે જેને થિલા-કાપો બનાવ્યો, તેને તેના પૂર્વજો ઓળખી શકશે કે નહિ. . .'

તેમના તર્કવિતર્ક સાંભળીને વિડેશ્યેલી મનોમન હસ્યો. ભૂત, સ્વર્ગ, પૂર્વજો, થિલાકાપોની વાતો સાંભળી સાંભળીને તેના કાન બહેરા થઈ ગયા છે. નાજેકે તેને થિલા-કાપો બનાવ્યો છે, પણ એક કર્તવ્યબોધ સિવાય તેના મનમાં આ બધા અંધવિશ્વાસો માટે જરાય આસ્થા નથી. પોતાની નજર આગળ તેણે નગા, ખ્રિસ્તી, બૌદ્ધ અને અનેક જુદા જુદા ધર્મના માણસોને મરતા જોયા છે, પણ કોઈયે જીવનની પેલે પાર જઈ પછી આ બાજુ પાછો આવ્યો નથી. જીવનને ભૂતની વાતોથી કે પછી કબર પર ભારે પથ્થરોનો ઢગલો કરવાથી જાળવી રખાતું નથી. ધર્મ અને સ્વર્ગ વિશે અટલ વિશ્વાસ હોવા છતાં નાજેક જાણતો હતો કે માણસ સ્વર્ગ અથવા કબરમાં જીવતો નથી હોતો, એ તો જીવે છે સમાનધર્મી માણસોના હૃદયમાં. તે વિના થિલા-કાપો પસંદ કરવાનો તેને માટે કોઈ અર્થ નથી. આખું જીવન નાજેક નગા તરીકે જીવ્યો; નગા હોવાનો અર્થ શું છે એ ન સમજવા છતાં તે અનુભવ કરી શક્યો હતો કે, નગા હોવાનો અર્થ દાસત્વનાં બંધન તોડવાં. નાજેકની કબર પાસે ઊભા રહેતાં વિડેશ્યેલીને લાગ્યું કે નાજેકનો આત્મા હંમેશાં તેમની સાથે રહેશે. તે મરી નહિ જાય.

ધીમે ધીમે તેને લાગ્યું કે નાજેકના ઘરની સામે ઓસરીમાં કેટલાક મરેલા માણસોની ખોપરીઓ દેખાય છે. કેટલી ખોપરીઓ છે, મનોમન ગણી અસ્ફુટ સ્વરે તે બોલ્યો, 'બાવીશ.' જે દિવસે લોકો — જે દિવસે નાજેકના પૂર્વજો કોઈ એક અજાણ્યા ગામમાંથી માથું વાઢી લાવ્યા હતા તે દિવસે શું માણસ આજની જેમ મુક્તિ માટે આગ્રહ ધરાવતો હતો ? તે કહી શકતો નથી, પણ તેને લાગે છે કે તે માથું કાપનાર પૂર્વજોનું લોહી તેની નસોમાં આજે પણ છે. તે જાણે છે કે યુદ્ધમાં નગા અસીમ સાહસનો કેવો પરિચય આપી શકે છે. તે યુદ્ધમાં કેટલા નગા યુવકો દેશી બંદૂકોથી દૂર રહેલા શત્રુઓની છાતીને વીંધી નાખવામાં સફળ બન્યા હતા. તેને ખબર છે કે તેમનું એ પરાક્રમ જોઈને જાપાનીઓ કેવા નવાઈ પામી ગયા હતા. એક દિવસ તેને ઇશેવરાએ કહેલા શબ્દો યાદ છે — 'નગાના હાથમાં જે દિવસે મશીનગન આવશે તે દિવસે તેઓ આ પૃથ્વી જીતી લેશે.' તે વાત સાચી પડી શકે પણ જાપાનીઓની જેમ કોઈ નગા આખી પૃથ્વીને જીતી લેવાનું સ્વપ્ન જોતો નથી. તેઓ તો માત્ર ઇચ્છે છે — સ્વરાજ્ય. તેમને ક્યારે સ્વરાજ્ય મળશે ? એકાએક નેતાજીની વાત યાદ આવી, એક વિશાળ દેશને મુક્ત કરવા માટે મુઠ્ઠીભર સૈનિકો લઈ વીરતાપૂર્વક જે વીર આગળ ધપ્યો હતો તે વીર પુરુષ પર તેનું મન ઝૂમી ઊઠ્યું. આવી એક તાકાતની તેને જરૂર છે, આવી એક તાકાતની પ્રત્યેક નગાને જરૂર છે.

એકાએક તેણે જોયું કે કબરથી થોડે દૂર મૂકેલા માંસ માટે કૂતરાં લડી રહ્યાં છે. શાન્ત સવાર તેમની ભસાભસથી અશાન્ત બની ગઈ. વિડેશ્યેલીએ જોયું કે એક

ભારે રૂવાંટીવાળો કૂતરો બાકીનાં બધાંને સહેજમાં હરાવી દઈને માંસ ખાતો હતો. બાકીનાં કૂતરાં તેના મોંમાંથી પડેલા એંઠા ટુકડા ચાવતાં હતાં.

'આબેઈ ! આ તો છે ઈશેવરાનો કૂતરો.' વિડેશ્યેલી મનોમન બોલ્યો.

'આબેઈ' તેણે બૂમ પાડી.

આબેઈ ભીના બિલાડાની જેમ પૂંછડી નચાવી તેના ભણી દોડી આવ્યો.

વિડેશ્યેલીએ થપાટ મારી લાડ કર્યું, પછી પૂછ્યું, 'કેમ લ્યા તારી શેઠાણી આવી નથી ?'

આબેઈ ભસવા લાગ્યો. વિડેશ્યેલી સમજી ગયો કે રિશાંગ અને શારેંગ્લા ગામમાંથી હજી પાછાં ફર્યાં નથી, એકાએક તેને ઈશેવરાએ મરતી વખતે શારેંગ્લાને આપવા માટે આપેલાં જાપાની બાઈબલ અને ખુકરી (છરી) યાદ આવ્યાં. તે આબેઈને છોડી ધીમે ધીમે દેવતા પાસે પહોંચ્યો.

'શું થયું વિડેશ્યેલી ? તું આજે જઈશ ?'

'જઈશ.'

'સાંભળ્યું છે કે ફાનિટફાંગ પણ જવાનો છે' ગાઠિંખુઈએ કહ્યું.

'હા' કહી તેણે બગ ખોલી ઈશેવરાએ આપેલી ભેટો બહાર કાઢી.

'તેને સાથે લઈ જઈ તારા આ બધા ઝમેલામાં એને નાખીશ નહિ.'

'તે પોતે આવવા તૈયાર થયો છે.' વિડેશ્યેલીએ કહ્યું, 'તે કંઈ બાળક નથી કે તેને શું કરવાનું છે તે માટે બતાવવું પડે.'

ગાઠિંખુઈ શું જવાબ આપે છે તે સાંભળવા પાસે ચૂપ ઊભેલા ફાનિટફાંગ તરફ જોયું. ફાનિટફાંગે તેના તરફ ફરીને જોયું પણ નહિ. ગાઠિંખુઈ નારાજ થયો પણ કશું બોલ્યો નહિ. વિડેશ્યેલીના મોઢા તરફ જોતાં માત્ર બોલ્યો, 'જેવી તેની ઇચ્છા, પણ ગામના પાંચ જણનો એ મત છે એવું ન જાણવું.'

'મને એટલો મૂરખ સમજે છે ?' વિડેશ્યેલીએ ઊંચે અવાજે જવાબ આપ્યો. બાજુમાં જ કોઈ મરઘી શેકી રહ્યું હતું, પીછાં બળવાની ગંધ તેને નાકે આવી, તે સાથે તેના પેટમાં ભૂખ જાગી ઊઠી. 'ફાનિટફાંગ માટે ગેરસમજ ન કરો.' ગાઠિંખુઈ હસ્યો, 'હું શું કરું ? તમે નાના મોટા બધા આપમતલબી થઈ ગયા છો. વારુ, ચાલ હવે ખાવા જઈએ. ખુટિંગ્લા તને શોધતી હતી.'

'ચાલ, શારેંગ્લા તમારી સાથે રહેતી નથી ?'

'બરાબર મારી સાથે નહિ, પણ તોય મારા આશ્રયમાં રહે છે. કહો કેમ ?'

'ઇશેવરા તેને માટે આ બાઈબલ ખુકરી આપી ગયો છે...'

ગાઠિંખુઈએ વિડેશ્યેલીના હાથમાંથી ખુકરી લીધી, બરાબર જોઈ તપાસી બોલ્યો, જાપાનીઓ યુદ્ધ કરવાનું જાણે છે.'

'જંગલમાં તો આપણા નગા જાપાનીઓ કરતાં પણ પાકા, હોં.'

'હોઈ શકે.' ગાઠિંખુઈ ખુકરીને મ્યાનમાં મૂકતાં બોલ્યો.

'તો તો શારેંગ્લા ખ્રિસ્તી છે.'

'હા.'

'મેં તેને આશ્રય આપ્યો છે. પણ —'

'પણ શું ?'

'પણ એ સારી છોકરી નથી.'

વિડેશ્યેલી જવાબ આપે તે પહેલાં દેવતા પાસે પાઈપ પીતાં પીતાં શેરાએ કહ્યું, 'ગાંઠિખુઈ, રિશાંગ અને શારેંગ્લા વિશે જે વાતો ઊડી છે, તે તું જાણે છે ?'

ગાઠિંખુઈએ કહ્યું, 'ચૂપ કર. રિશાંગ એવો છોકરો નથી.'

શેરાએ હસીને કહ્યું, 'આગને વળી કાચું શું ને પાકું શું ? જુવાની તો એક આગ છે, સમજ્યા ભાઈ ? આ ઉંમરના છોકરા-છોકરીઓને ખેતરમાં ધાનની રખવાળી કરીએ તેમ સાચવવા પડે. મને શત્રુ ન માનીશ. પણ કેટલા મોઢે ગળણાં બાંધવા જઈશ ?'

એ વખતે ફાનિટફાંગે પ્રશ્ન કર્યો, 'સાંભળ્યું છે કે રિશાંગની સાથે તમારી દીકરીની સગાઈ થવાની છે, ખરું કે ?'

'વાતચીત ચાલે છે.' ગાઠિંખુઈએ આ દરમ્યાન સાંભળ્યું હતું કે ખુટિંગ્લા અને ફાનિટફાંગ વિશે પણ ગામમાં ખરીખોટી વાતો ઊડી છે. વળી, ફાનિટફાંગ તેને ઘેર ખુટિંગ્લાની ખબર કાઢવા ગયો હતો તે વાત પણ એણે બારામલાને મોઢે સાંભળી હતી. રિશાંગ અને ખુટિંગ્લાની આ રીતની બદનામી થતી સાંભળી તે મુશ્કેલીમાં ફસાયો હતો. એને લીધે કશી વાત ન કાઢતાં એણે આસ્તેથી વિડેશ્યેલીને કહ્યું, 'ચાલ ખાવા જઈએ.'

વિડેશ્યેલીએ ફાનિટફાંગને પ્રશ્ન કર્યો, 'તું ક્યાં ખાઈશ ?'

'તમે ખાઈ આવો. હું કોઈને ઘેર ખાઈ લઈશ.'

વિડેશ્યેલી ગાઠિંખુઈની સાથે ચાલી નીકળ્યો. ફાનિટફાંગે શેરાને પ્રશ્ન કર્યો, 'એમને વિશે જે વાતો ઊડી છે, તે સાચી છે શું ?'

વાંકુ હસતાં હસતાં શેરાએ ધીમે સ્વરે કહ્યું, 'જે લોકો જુએ છે તે વાતો કરે છે. એકદમ ધણી-બૈરી હોય એમ ફરે છે.'

'ખરેખર સાચું છે ?'

'સૂરજચંદ્ર જેટલું સાચું.'

ફાનિટફાંગે દુઃખનો ઊંડો નિસાસો નાખ્યો.

# 11

'એને પાછો બોલાવી લાવજો, નહીંતર...'

'નહીંતર શું થશે ?' ડુક્કરના ખાણના દાણા ચૂલા ઉપર તપેલામાં જોતાં જોતાં ઈયેંગમાંશે કહ્યું, 'મારે ગિરજાઘર જલદી જલદી પૂરું કરવાનું છે. હું અત્યારે ક્યાંય જઈ શકીશ નહિ.'

'ગિરજાઘર માટે જે થવું જોઈએ તે થાય છે.' પાટલા પર ભાતની થાળી મૂકી ઈયેંગમાંશની પત્ની હાંડલીમાંથી ભાત કાઢતાં કાઢતાં બોલી.

'શું થયું છે ?'

'પેલો કજિયો અત્યારે ગળામાં ભરાઈ પડ્યો છે, અને અત્યારનાં છોકરા-છોકરીઓ તો...' કઢાઈમાંથી શાકનો રસો પીરસી થાળી તેની આગળ મૂકી, તેણે કહ્યું. ઈયેંગમાંશ ભાત ચોળતાં ચોળતાં બોલ્યો, 'તારો છોકરો અને છોકરી, બંને બાજુએ બદનામ. બધું જહન્નમમાં ગયું.'

આટિબ પોતે થાળીમાં ભાત કાઢી ખાવા બેઠી. તેણે પૂછ્યું,

'શું થયું છે ? ખોટી બદનામી છે.'

'મારી પોતાની આંખો પર ભરોસો ન કરું ?'

ભાતનો કોળિયો મોઢામાં મૂકી ઈયેંગમાંશે કહ્યું. એ પછી ફાનિટફાંગની માનું મૃત્યુ થયું હતું તે દિવસે ખુટિંગ્લાને ફાનિટફાંગની સાથે જે સ્થિતિમાં પોતે જોઈ હતી તેની વાત કરી.

'બસ રહેવા દો. એની જો એવી સ્થિતિ હોય તો તેને દેશાન્તરી ન કરાવત'. મોઢામાં ભાતનો કોળિયો ચાવતાં ચાવતાં આટિબે કહ્યું. સવારનો તડકો આંગણામાં આવીને પડે છે એ તરફ ઈયેંગમાંશે જોયું. જોયું વાતાવરણ એકદમ સ્વચ્છ છે. લાગે છે કે વરસાદના દિવસો પૂરા થઈ ગયા છે. બટાટાની ખેતી કરવાનો સમય આવી ગયો. ઈયેંગમાંશે પ્રશ્ન કર્યો, 'શું થયું ફાનિટફાંગનું ?'

'ક્યાં છે એ ? ખુટિંગ્લા તેને ન મળતાં એ પાગલ જેવો થઈ જઈ છેવટે વિડેશ્યેલીને શરણે ગયો નથી ? અત્યારે તેની સાથે ખનમા ગયો છે.'

'વિડેશ્યેલીની પાસે જવાનું કારણ ?'

'તેઓ બ્રિટિશરોને ભગાડવા માગે છે.'

વિડેશ્યેલીનું નામ સાંભળતાં એને દાઝ ચઢે છે, ગયો કેમ ? પોતાને જ એણે

પ્રશ્ન કર્યો. 'હં' કહી ચિંતામગ્ન ચિત્તે ઈયેંગમાંશ ભાત ખાવા લાગ્યો.

'બીજી તરફ રિશાંગની પણ વાતો ઊડી છે, જઈને એને લઈ આવો. પેલી મરવા પડેલી પાસેથી એનો ઉદ્ધાર કરો.'

ઈયેંગમાંશ ચૂપ રહ્યો. ઉપરાઉપરી એક પછી એક કોળિયા ગળી જઈ તેણે ત્રણ મિનિટમાં ખાવાનું પૂરું કરી, મોઢું ધોઈ નાખ્યું. એટલામાં બહાર ડૉ. બ્રુકની બૂમ સાંભળી આટિબને કશું કહ્યા વિના તે બહાર આવ્યો. આટિબે ચૂપચાપ ખાવાનું પૂરું કર્યું, એ પછી થાળીવાડકા લઈ ચૂલા પાસે એક જગાએ ભેગા કર્યા. બહાર ડુક્કરનાં બચ્ચાં ભૂખથી ચિત્કાર કરતાં હતાં. આટિબે કંટાળી ચૂલા ઉપરથી ખાણનો ડબ્બો નીચે ઉતાર્યો.એ પછી બીજો એક ડબ્બો લાવી તેમાં ખાણ નાખી આંગણાના એક ખૂણામાં જઈ ઊભી. ત્યાં એક લાકડાનું વાસણ હતું. ખાણ તેમાં નાખી દીધું. એ સાથે જ ડુક્કરનાં બચ્ચાં ચિત્કાર કરતાં લસ્ લસ્ કરી ખાવા લાગી ગયા. 'અભાગિયાં, શાંતિથી ખવાતું ય નથી ?' કહી જાણે ધમકાવવા લાગી. થોડી વાર પછી તેઓ ખરેખર શાંત થયાં. એકાએક આટિબે જોયું કે તેના બહાર આવતાં, મુરઘી અને કૂતરો તક ઝડપી ઘરમાં થાળીવાટકાની એંઠ ચાટવા લાગી ગયાં હતાં. 'હટ્ હટ્' કરતી તે અંદર દોડી.

એ દરમ્યાન બહારના આંગણામાં ડૉ. બ્રુક અને ઈયેંગમાંશ વચ્ચે ચાલતી વાતચીત પૂરી થઈ ગઈ હતી. તેમની વાતોમાં આટિબને કંઈ રસ નહોતો. વળી સાહેબ સુબાઓના મનોભાવોને પણ તે સમજી શકતી નહોતી. હા, ડૉ. બ્રુકની એક વાત તેને ગમે છે. તેમણે જ પહેલાં રિશાંગને ભણવાની પ્રેરણા આપી હતી અને હવે તેને કલકત્તા મોકલવા માગે છે.

તેણે થાળીવાડકા ઊટકી લીધા એટલામાં ઈયેંગમાંશ અંદર આવ્યો અને દીવાલ પરથી થેલો ઊંચકી લીધો.

'જવાનો સમય થઈ ગયો છે ને ? સાંજના વાળુ માટે ચોખાની એક મૂઠી પણ નથી. અત્યારે જ જોગ નહિ કરી શકાય તો સાંજે લાંઘણ કરવી પડશે. ગિરજાઘર કરતાં શેરેક ચોખાની જરૂર પહેલી છે. ઈયેંગમાંશની જમીન એટલી ફળદ્રુપ નથી. માંડ બાર મહિના ચાલે એટલી ડાંગર પાકે છે. પણ ગયા વર્ષે લડાઈને કારણે ખેતી જ નહોતી થઈ. જે થોડું ઘણું હતું તેમાંથી અડધું મિલિટરીવાળા લઈ ગયા. ઘરડે ઘડપણ હવે ભીખ માગવાનું ઓછું દુઃખદાયક નથી.'

'હું જરા હુઈનિંગ જઈને આવું.'

'તો આજ સાંજનું વાળું થઈ રહ્યું. વળી ડૉ. બ્રુક સાથે છે પછી તો બચવાનો કોઈ ઉપાય જ નથી.' કરુણ અને છતાં મજાકના સૂરમાં આટિબે કહ્યું.

ઈયેંગમાંશ પોતાની વૃદ્ધ ગૃહિણીના આ સહજ સરળ ભાવથી રાજી રહે છે. તેઓ હસવા લાગ્યા. બોલ્યા, 'સમજો કે એક વખતનું ના ખાધું. પણ દીકરાને તો લઈ આવું ?'

'ઓ મા, એકાએક મન બદલાઈ ગયું.' વ્યંગ્યના સૂરે આટિબે કહ્યું.

રિશાંગને કલકત્તા જવાનો સમય થઈ ગયો છે, કહો કે મોડું થઈ ગયું છે. નામ દાખલ કરવાનો સમય જ નથી રહ્યો, પણ લડાઈના વિસ્તારમાંથી આવે છે એમ

લખવાથી એને દાખલ કરવા તેઓ સંમત થયા. તેને પરમ દિવસે તો અહીંથી જવું જ પડે.' ઈયેંગમાંશે દીવાલ પરથી બે ડાવ લઈ કેડમાં બાંધી લીધાં.

આટિબના મોઢા પર એકાએક અજવાળું પથરાયું. 'તો તો જા. ચોખાનો જોગ હું કરી લઈશ.'

'આજે બટાટાના ખેતરમાં જવાની જરૂર નથી, સમજી ?'

'ગયા વિના કેમ ચાલશે ? ફસલની મોસમ જ વીતી જશે.'

'જે કરવું હોય તે કરજે. હું તો જાઉં છું.'

'ક્યારે આવીશ ?'

'કાલ સુધીમાં.'

એકાએક આટિબના મનમાં હુઇનિંગના મીઠાની વાત યાદ આવી ગઈ. ઘણાં વરસોથી ત્યાંના મીઠાનો સ્વાદ લીધો નથી. લડાઈના દિવસોમાં મીઠાની ફેક્ટરીમાંથી મીઠું લાવવું પડતું હતું. તેણે કહ્યું, 'તો તો પછી થોડું કાળું મીઠું લેતો આવજે.'

'ભલે.'

બહારના વિશાળ ઊંચા-નીચા મેદાનમાં સૂર્યના તડકાએ પોતાના કેશ ખુલ્લા મૂકી દીધા હતા. સ્વચ્છ આકાશ એક મોટા ઝરણા જેવું દેખાતું હતું. બહાર નીકળતાં ઈયેંગમાંશને યાદ આવ્યું —

તેના લગ્નને દિવસે પણ મોસમ આટલી સુંદર હતી. તે દિવસના હવામાનની યાદ હજી એવી ને એવી તેને યાદ છે, તે આશ્ચર્ય પામી વિચારી રહ્યો. આજે પૃથ્વી પર પર્વત, પથ્થર, પાઇનવન — કોઈ મોટું નથી, આજે માણસ જ મોટો છે ! અરણ્ય, મરણ, યુદ્ધ, મહામારી એ બધાં આગળ માણસ બિચારો વામણો બની જાય છે. પણ જ્યારે પ્રેમ, શાન્તિ, આશા અને ઉન્નતિના ભાવ તેને પ્રેરણા આપે છે ત્યારે તે પોતાના મહિમાને જાતે જ સમજી જાય છે. તે સમજે છે કે પર્વત, પૃથ્વી, અરણ્ય એ બધાં માણસની લીલાભૂમિ છે, — માણસ વિના તેમનું જાણે કોઈ અસ્તિત્વ નથી.

કોઈ નાચતા યુવાનની જેમ તેમને ડગલાં ભરતા જોઈ આટિબે પૂછ્યું, 'ડોસાને નાચવાનું મન થઈ આવ્યું છે કે શું ?'

'અરે ઓ આટિબ ! જરા આ તરફ તો આવ.' દરવાજાનું બારણું બંધ કરીને હાથમાં ખુરપી લઈને આટિબ બરાબર તેના ખભાને અડકતી ઊભી. તેની બાજુમાં તેણે પોતાને મર્દ હોવાનો અનુભવ થયો.

'શું થયું રે બુઢ્ઢા ?'

'તું હજી મને પ્યાર કરે છે ને ?'

'કરું છું. તને એકલાને મળું ત્યારે હજીય હૈયું ધક્ ધક્ કરે છે.'

શરમથી આટિબનું મોઢું લાલ થઈ આવ્યું.

'ખરેખર ? આટિબ તું તો હજી યુવતી છે - નવજુવાનો સાથે નાચી શકે એમ છે. હું તો બુઢ્ઢો થઈ ગયો છું !'

'અરે વાહ, બુઢ્ઢો શાનો ?' આ શબ્દો એણે એટલી રસ અને પ્રેમભર્યાં ઉચ્ચાર્યા

કે સાંભળીના બૂઢા ઈમેંગમાંશના દેહમાં યૌવન જાગી ઊઠ્યું. તેણે હળવેથી આટિબની હડપચી પકડીને પોતા તરફ ખેંચી, તે સાથે તે ખડખડાટ હસવા લાગી.

તેણે પ્રેમની એક ટપલી મારી કહ્યું, 'બુઢ્ઢી !' એમ કહેતાંની સાથે તેના હોઠપર એક પ્રેમભર્યું ચુંબન ચોઢી દીધું. સંતોષથી આટિબે તેના તરફ એક નિઃશબ્દ રહસ્યપૂર્ણ સ્મિતથી જોયું. થોડી વાર પછી તેણે કહ્યું, 'ચાલ, હવે તું ખેતર ભણી જા અને હું હુઇનિંગને રસ્તે.'

થોડું ચાલ્યા પછી તેઓ ગામના મુખ્ય રસ્તા આવી ગયાં. એ પછી ઝડપથી પગ ઉપાડ્યા. થોડુંક ચાલ્યા પછી આટિબે કહ્યું, 'ફાનિટફાંગનું ઘર તો જાનવરોનો વાડો થઈ ગયું છે, જરા જોતો.'

ઈયેંગમાંશનું હૃદય એક વેદનાસભર સહાનુભૂતિથી વિષાદમગ્ન થયું. તેને લાગ્યું કે ગામનું એક પ્રફુલ્લિત પુષ્પ કરમાઈ ગયું છે. નિસાસો નાખીને કહ્યું, 'નવજવાનિયાને કોણ જાણે શું થઈ ગયું છે. કામમાં મન જ ચોંટતું નથી. રખડેલ થઈ ગયા છે. પેલા નીમપાગલની પાછળ જવામાં તેને શું મળી જવાનું હતું !' બોલતાં બોલતાં તે ફાનિટફાંગે છોડી દીધેલા ઘરમાં દાખલ થયો. ગાયોને બહાર હાંકી કાઢી દરવાજો બરાબર બંધ કર્યો અને પાછો આટિબની પાસે આવી ગયો.

'કોઈ છોકરી પાછળ પાગલ થઈ ગયો હશે, બિચારો.' આટિબે કહ્યું.

'એક છોકરી ન મળે એમાં માણસ આવો થઈ જતો હશે શું ?'

'તારા જેવા બધા પથરા નથી હોતા. મજાકના સ્વરે આટિબે કહ્યું.

'ખરું કારણ શું છે, તેની કંઈ ખબર છે ? તેનું ખેતર રહ્યું નથી, દેખભાળ કરનાર કે ઠપકો આપનાર એક મા હતી, તે પણ મરી ગઈ. જીવન જાણે માટી થઈ ગયું. એ બધાં કારણોને લીધે એણે વિડેશ્યેલીનો સાથ કર્યો.'

'હવે તે શું કરશે ?'

'શી ખબર. એની વાત એ જાણે. બીજાની વાત જવા દે, પોતાના જ છોકરાની વાત પણ ક્યાં ખબર પડે છે ?'

'મારો દીકરો મોટો માણસ થવાનો છે ? આટિબે કહ્યું.'

'પણ તેમની ચાલચલગત જોઈ છે ? બસ ગામગામ લોકોના કામે ફરે છે.'

'બાપ તેવા બેટા. પોતે જ જુઓને, ગિરજા ગિરજા કરતાં મરે છે.'

વાતો કરતાં કરતાં તેઓ ધીરે ધીરે એક અખ્રિસ્તી ગામમાં જઈ પહોંચ્યાં. ગામની ભાગોળમાં જ ગાહિંખુઈ અને એસ. ડી. ઓ. ખાઈખો વાતો કરતા હતા. ઇયેંગમાંશ અને આટિબ તેમના તરફ જોયા વિના રસ્તે આગળ જતાં હતાં. એકાએક ખાઈખોઈનો અવાજ સાંભળી તેઓ ઊભાં રહી ગયાં. 'ગુરુજી, 'જરા વાત તો સાંભળો.

'શા માટે ?' હું અત્યારે હુઇનિંગ જાઉં છું.'

'એક જરૂરી વાત કરવાની છે.'

ઈયેંગમાંશે આટિબને કહ્યું, 'આટિબ, તું જા. હું વાત કરી પછી ધીમે ધીમે જઈશ.'

'ભલે' કહી આટિબ ઉતાવળે ડગલે આગળ વધી ગઈ. ઈયેંગમાંશનું મન ક્ષણ

માટે ખાલી ખાલી થઈ ગયું. જેમ તેમ કરી મનને સ્થિર કરી તે ખાઈખોની પાસે ગયો. 'શું થયું ગુરુજી ?'

'ફાનિટફાંગ વિશે સાંભળ્યું છે કે નહિ ?'

'સાંભળ્યું છે.'

ગંભીરભાવે ખાઈખોએ પણ કહ્યું, 'કાલે ચીફ કમિશનર તરફથી મને એક વાયરલેસ મળ્યો છે.' ખાઈખો થોડી વાર ચૂપ રહ્યો. તે પછી તેણે એક સિગારેટ સળગાવી. પછી કહ્યું, 'હા, તો તમે જાણો છો કે વિડેશ્યેલી બળવાખોર તરીકે જાહેર કરાયો છે, તેને ગિરફતાર કરવાનો આદેશ છે. એ સાથે ફાનિટફાંગ પર નજર રાખવાનું કહ્યું છે.'

'કયા કારણે ?'

'કારણ કે તે બળવાખોરને સાથ આપે છે.'

'કોણ, બળવાખોર ? શાનો બળવાખોર ? આશ્ચર્ય પામી ઈયેંગમાંશે પૂછ્યું.'

'કહે છે કે વિડેશ્યેલી નગાઓના ગામેગામ જઈને કહે છે કે બ્રિટિશરોને કાઢી મૂકી નગાઓએ સ્વાધીન થવાનું છે.'

'કહેતો હશે, પણ એમ કહેવામાં વાંધો શો છે ?' ઈયેંગમાંશ આ વખતે વધારે નવાઈ પામ્યો. 'લોકોનું મોઢું કોણ બંધ કરી શકવાનું છે ?'

'કહે છે કે લડાઈ કરવા તે સૈનિકો ભેગા કરે છે.'

'નહિ, કોઈ એનો સૈનિક નહિ થાય. નચિંત રહો.'

સિગારેટનો એક લાંબો કશ ખેંચીને ખાઈખોએ કહ્યું, 'નચિંત રહેવામાં મુશ્કેલી છે. બટાટાના ઢગલામાં એક સડેલો બટેટો હોય તો તેને બહાર ફેંકી દેવો જોઈએ.'

'તમે સરકારી માણસો એટલે જ ખરાબ....!'

'શું ?'

'નગા લોકો વાત કરવામાં બીતા નથી. વિડેશ્યેલી તો અસલી નગા છે.' એક અદમ્ય ઉત્સાહથી એ બોલી ગયા, 'સરકારને લખી દો કે એને ગિરફતાર કરશો તો બાજી બગડી જશે.'

ખાઈખોઈ કશું બોલ્યો નહિ, પણ ઇયેંગમાંશની નિર્ભીક વાણી સાંભળી તે ઠરી ગયો. નગા લોકોના મનમાં કોઈ વાત ઊંડે પેસી ગઈ છે, હવે તે પહેલાંની જેમ અંગ્રેજોથી, લશ્કરથી કે દંડથી જરાય બીતા નથી.' તેને ચૂપ જોઈ ગાઠિંખુઈએ કહ્યું, 'મેં એજ કહ્યું કે ગિરફતારીની વાત સાંભળીને અમારા લોકો એકદમ વિફરશે. અમારા ગામોમાં તે બહુ આદરપાત્ર છે, અને હવે નાજેકે પોતાની જાતિમાં લઈ એને ઊંચે આસને બેસાડ્યો છે.'

'જાણું છું.' ખાઈખોએ જવાબ આપ્યો, 'પણ આ બધાનું પરિણામ ખરાબ આવશે.'

'શું થશે ?' ઇયેંગમાંશે પૂછ્યું.

ખાઈખો પોતે પણ કહી શકે એમ નથી. પણ તે એટલું તો જાણે છે કે સરકાર જો

તે ચુપચાપ સિગારેટ પીતો રહ્યો. તે પોતાના ઓવરકોટમાં એક હાથ નાખી દૂર આકાશ ભણી જોવા લાગ્યો. આકાશ આજે સ્વચ્છ હતું. પણ તેનું મન એકાએક અશાન્ત બની ગયું, બોલ્યો, 'આખાયે ભારતમાં સ્વતંત્રતા માટેની લહેર ઊઠી છે.'

ગાઠિંખુઈ અને ઈયેંગમાંશ ન સાંભળેલી વાતના સમાચાર સાંભળી આશ્ચર્ય પામ્યા. ગાઠિંખુઈએ પૂછ્યું, 'શું થયું છે ?'

'સ્વતંત્ર થવા માટે લોકો આંદોલન ચલાવે છે.' ખાઈખોએ સિગારેટ પીતાં પીતાં કહ્યું.

'બંદૂક લઈને' ઈયેંગમાંશે પૂછ્યું.

'ના, બુદ્ધિથી.' ખાઈખોએ કહ્યું, 'આત્માની શક્તિથી —' કહી તે હસવા લાગ્યો.

ઈયેંગમાંશે જવાબ આપ્યો, 'બુદ્ધિથી હાંકી કાઢી શકશે ?'

'શકશે.'

'કેવી રીતે ? લડાઈ વિના અંગ્રેજોને કેવી રીતે હાંકી કાઢી શકાય ?'

'શિક્ષિત માણસો પોતાના મગજથી કાઢી શકે છે — ગાંધીજી પાસે બહુ મોટું મગજ છે.'

'ગાંધીજી કોણ ?' ગાઠિંખુઈએ પૂછ્યું.

'ભારતના નેતા.'

'તેમની પાસે સેના છે કે નહિ ?' ઈયેંગમાંશે પૂછ્યું.

'ના રે ના, માત્ર ખાલી હાથે લડે છે.'

'અસંભવિત વાત.' અવિશ્વાસથી ઈયેંગમાંશે કહ્યું.

ખાઈખોએ બળેલી સિગારેટ ફેંકી દઈ કહ્યું, 'પણ જનતા તો એમનું સમર્થન કરી રહી છે. ઘણા બધા લોકો જેલ ભોગવી રહ્યા છે.'

'જેલમાં જવાથી સ્વરાજ લવાશે ?'

'શી ખબર, હું કહી શકતો નથી. હું તો સરકારી નોકર છું. આ બધું મારાથી ન કહેવાય. પણ ફાનિટફાંગ જો વિડેશ્યેલીની સાથે રહેશે તો તેને માટે સારું નથી.'

ગાઠિંખુઈએ કહ્યું, 'હું પણ એજ વિચારું છું. તેને પાછો બોલાવવો પડશે.'

ઇયેંગમાંશે દુઃખથી કહ્યું, 'એ બાપડા માટે ખરેખર દુઃખ થાય છે. અસંતુષ્ટ થવાથી તે વિડેશ્યેલીની સાથે ગયો છે.

'કઈ વાતનો અસંતોષ ?' ખાઈખોએ પૂછ્યું.

એકાએક ઈયેંગમાંશે જોયું કે ગાઠિંખુઈની આંખો તેના ચહેરા ભણી જોઈ રહી છે. તે નજરમાં એક અનુનયનો ભાવ વાંચ્યો. તેણે ખાઈખોને જવાબ ન આપ્યો. ખાઈખોએ તેને ચૂપ રહેલો જોઈ એ વાત ફરી ન કાઢતાં બીજી વાત કાઢી, 'તમારા લોકોની મુદત આઠમી આગસ્ટે પડી છે. આ લાંબો કહી શકે એમ છે.'

'ખબર છે ?' ઈયેંગમાંશે કહ્યું, એ સાથે તેને પૂરા થવા આવેલા ગિરજાઘરની વાત યાદ આવી.

'શું કરશો, જમીનનો ટુકડો છોડી દેશો ?' ખાઈખોએ ગાઠિંખુઈને પૂછ્યું.

'વિચારું છું. કજિયો ચાલુ રાખવાની મારી ઇચ્છા નથી.' ગાઠિંખુઈએ કહ્યું —

કહેતાં કહેતાં ગાઠિંખુઈએ જોયું કે ઈયેંગમાંશના ગાલ પર તેની લાકડીના ઘાનું ચાઠું છે. ઘણા વર્ષ પહેલાંની એ દુ:ખદ સ્મૃતિથી તેનું મન પસ્તાવો કરવા લાગ્યું.

ખાઈખોએ હસતાં હસતાં પૂછ્યું, 'ઇયેંગમાંશ તું એકલો છે શું ?'

ઈયેંગમાંશનું મન કઠોર બની ગયું. તે સમજી ગયો કે ગાઠિંખુઈ મેળ દેખાડે છે તેનું કારણ તે ખુટિંગ્લાના લગ્નનો રસ્તો ખુલ્લો કરવા માગે છે. પણ પોતાના જૂના શત્રુ સાથે તે કદી સગુ નહિ કરી શકે. ગાઠિંખુઈ સાથે તેના ધર્મનો, ગામનો અને મનનો મેળ નથી. તેમની બંનેની વચ્ચે થયેલો વિવાદ બે ગામ, બે ધર્મ અને બે અલગ અલગ પ્રકારના મન વચ્ચેનો વિવાદ છે. એટલે તો આજે દશ વરસથી ગિરજાઘરની જમીનને લઈને મુકદમો ચાલે છે. તે ઝઘડાનો આજે પણ નિવેડો આવ્યો નથી. આજ હવે સગપણ બાંધવાની આશાથી ગાઠિંખુઈ જમીનનો ઝગડો છોડી દેવાનું કહે તે કેમ બને ? ઝઘડો ભલે ટળે પણ લગ્નની વાત નીકળશે તો તે ચૂપ રહેશે. તેણે કહ્યું, 'મને જરાય વાંધો નથી, જો એ પોતાનો ખોટો હક જવા દે તો.'

'ખોટો હક ?' કહી ગાઠિંખુઈએ ઈયેંગમાંશ તરફ જોયું.

ખાઈખોને લાગ્યું કે અહીં જ ઝઘડો થવાનાં લક્ષણો દેખાય છે, એટલે તેનું અહીં ન હોવું એ જ સારું. ઘર ભણી ડગલાં માંડતાં તેણે કહ્યું, 'મારે બહુ કામ છે. તમારે લોકોને જે કરવું હોય તે કરો. માત્ર ફાનિટફાંગ પર નજર રાખતા રહેજો.'

ગાઠિંખુઈએ 'ભલે' કહ્યું એની સાથે પોતાના ઓવરકોટમાં હાથ ભરાવી હળવે પગલે ખાઈખો સડક તરફ ઊતરતા ચાલ્યા ગયા. બે જૂના દુશ્મનો થોડી વાર એકબીજાની સામે ઊભા રહ્યા. એકાએક ઈયેંગમાંશે કહ્યું, 'ઠીક, તો હું જાઉં, મારે હુઇનિંગ જવાનું છે.'

'કેમ ?'

ઈયેંગમાંશે ટૂંકમાં બધી વાત કરી કહ્યું, 'દિવસ ખાસ્સો ચડી ગયો, હું નીકળું.'

'તો તો રિશાંગ આવતાં જ કલકત્તા જશે.'

'હા.'

'તેને માટે એક ખાસ વાત કહેવાની છે.'

'શી ?'

'જો તને ખોટું ન લાગે તો તારે ઘેર હું એક પ્રસ્તાવ મોકલવા ઇચ્છું છું.'

ગાઠિંખુઈની આંખોમાં એક સહજ અનુનયનનો ભાવ છલકાયો. કન્યાના બાપનું હૃદય જેમ સતત શંકિત અને વિનીત હોય, ગાઠિંખુઈનું હૃદય એવું જ હતું. ઉપરાંત બંને વચ્ચે દશ વરસથી ચાલતા ઝઘડાને લીધે શંકા અને વિનયનો ભાવ સો ગણો વધી ગયો હતો.

તરત જ ઇયેંગમાંશે કહ્યું, 'હું સમજી ગયો છું. પણ એ દિશામાં તાકવાનું બંધ કરવું એ જ સારું.'

ગાઠિંખુઈને આઘાત લાગ્યો, કેમ કે આટલા સહેજમાં ઈયેંગમાંશ તેના પ્રસ્તાવને ઊડાડી દેશે એવી એણે કલ્પના પણ કરી નહોતી. તોપણ આ કડવા અપમાનનો

ઘૂંટડો ગળી જઈ તેણે કહ્યું, 'છોકરા-છોકરી વચ્ચે સમજૂતી થઈ છે, તે તમે નથી જાણતા ?'

'તો શું હાંલ્લાને પૂછીને ચોખા રાંધવાના છે ?' અને પછી 'છોકરા-છોકરી ? હુંહ !' કહી મર્મમાં હસી ઈયેંગમાંશ ચૂપ રહ્યો. તેના મન સમક્ષ તે દિવસ ફાનિટફાંગની આગળ સંદેહજનક અવસ્થામાં બેઠેલી ખુટિંગ્લાની તસવીર ઝબકી ગઈ.

'શું થયું, છોકરા— છોકરી—'

'ઈયેંગમાંશ હસ્યો, ક્ષણમાં તેની આંખો નાચવા લાગી. 'તારી છોકરીના મનની વાત તું નથી જાણતો.'

'શું ?'

'મેં તેને ફાનિટફાંગની પાસે —' કહી તે ગાદિંખુઈના મોઢા સામે જોઈ ચૂપ રહ્યો.

ઈયેંગમાંશે જોયું કે ગાદિંખુઈનું મોં કાળું પડી ગયું છે. તેમાં સારું લગાડવાના હેતુથી તેણે કહ્યું, 'જો ભાઈ, માણસની એક ઉંમર એવી હોય છે, જ્યારે તે આગ જેવી હોય છે, કાચું પાકું કશું તેનાથી બચતું નથી.'

ઈયેંગમાંશે કહેલી વાતનું તાત્પર્ય સમજી ગાદિંખુઈએ કહ્યું, 'હં, રિશાંગ વિશે પણ એવી વાત ઊડી છે, તારે કાને આવી છે ?'

ઈયેંગમાંશે હસીને કહ્યું, 'હું જાણું છું. રિશાંગ મારો દીકરો છે. તે ખોટું ના કરે.'

ગાદિંખુઈને તે વખતે માણસની ચાલચલગત વિશે વિચારવાની ધીરજ નહોતી. તેના મનમાં માત્ર દીકરીના લગ્નની જ વાત મુખ્ય થઈ ઊભી હતી. તો લગ્ન માટે જ તે જૂના ઝઘડાને ભૂલી જઈને અને પોતાના માનઅપમાનને ગળી જઈને આ રીતે આજે ઈયેંગમાંશની પાસે આવ્યો છે, એ લગ્ન માટે તે હજુ નીચે નમવા તૈયાર છે. 'કહે તો લગ્ન માટે જોવડાવું ?'

ઈયેંગમાંશે કહ્યું, 'તેલ અને પાણી મળ્યાં કદી જાણ્યાં છે ?'

ગાદિંખુઈ ચૂપ રહ્યો. ઈયેંગમાંશ હજી કંઈ વધારે કહેવા માગતો હતો, ત્યાં તેણે જોયું કે દૂર ટેકરી પર ચડી આટિબ તેને હાથ હલાવી બોલાવી રહી છે. તેણે કહ્યું, 'હું જાઉં છું, ઘણું મોડું થઈ ગયું.'

ઈયેંગમાંશ આગળ વધ્યો. ગાદિંખુઈ તેની પાછળ પાછળ કેટલાંક ડગલાં ચાલ્યો, કેટલાક સમય પછી બંને જણ ચાલતા ચાલતા નાજેકની કબર પાસે પહોંચી ગયા. એકાએક ઈયેંગમાંશે પૂછ્યું, 'નાજેક વિડેશ્યેલી સાથે શી વાતો કરી હતી ? એ અંગે ઘણી વાતો થાય છે.'

ગાદિંખુઈના મનમાં અપમાનનો વિષાદ ફેલાયેલો હતો. ઈયેંગમાંશના પ્રશ્નથી એકાએક વિડેશ્યેલી, ફાનિટફાંગ અને નાજેકની વચ્ચે થયેલી વાતચીત તેને યાદ આવી. હજી હમણાં જ ખાઈખોએ આપેલી વિપત્તિની ચેતવણી પણ મનમાં આવી. થોડી વાર ચૂપ રહી તેણે કંઈક વિચાર કર્યો. એ પછી એણે કહ્યું, 'વિડેશ્યેલી આપણા દેશને સ્વતંત્ર કરવાનો વિચાર લઈને નીકળી પડ્યો છે. નાજેકે તેને બોલાવી મરતાં પહેલાં ઘણા ઘણા આશીર્વાદ આપ્યા અને તેને 'થિલા-કાંપો' (મુખી) તરીકે સ્થાપી ગયા છે.'

ઈયેંગમાંશ સાંભળતો રહ્યો. કંઈ બોલ્યો નહિ. તેના મનમાંથી એક ધ્રુજારી પસાર થઈ ગઈ.

ગાઠિંખુઈએ પૂછ્યું, 'પોતાનો હેતુ સિદ્ધ કરવા વિદેશયેલી જરૂર પડ્યે લડાઈ પણ કરશે, એવું તમને લાગે છે ?'

'લડાઈ ? બ્રિટિશ રાજકર્તાઓ સામે લડાઈ કરવાથી શું થાય છે ? આપણે લોકો જ મરવાના.'

એકાએક ગાઠિંખુઈએ કહ્યું, 'રિશાંગને કહેજો કે તેના આવ્યા પછી જરા બેસી તેને વિશે વિચારવિમર્શ કરી લેવો જરૂરી છે.'

'ભલે.'

ઈયેંગમાંશ જવા માટે નીકળ્યો, પણ ગાઠિંખુઈએ ત્યાંથી જવા એક ડગલું પણ ન માંડ્યું. નાજેકની કબર પાસે ઊભા રહેતાં તેને એકાએક એવું થયું કે ઇયેંગમાંશ આગળ આટલા બધા નમી જવા બાબતે નાજેક જાણે તેને ઠપકો આપે છે. તેને બમણું અપમાન લાગ્યું. મનોમન પસ્તાવો પણ થયો. આ રીતે પોતાના ગામ, વંશની મર્યાદા અને એને યોગ્ય અધિકાર નષ્ટ કરવા બદલ. એક સાધારણ સ્વાર્થ ખાતર આટલા નીચે ઊતરવાની જરૂર હતી ? તેના કરતાં તો નાજેકની અસર પ્રમાણે મુકદ્દમો લડી લેવાની વાત; આ જમીન એની જ છે અને એક ને એક દિવસ તેને જ તેનો કબજો ભોગવટો મળવાનો છે. મુકદ્દમાની મુદત આઠમી આગસ્ટે તો છે.

ગાઠિંખુઈએ સમાધાનનો સ્પષ્ટ સંકેત આપ્યો હતો, પણ ઈયેંગમાંશે એકદમ તેની વાતને ઠુકરાવી દીધી. હવે તો મુકદમો લઢવો જરૂરી છે અને લગ્ન ન થાય એ પણ જરૂરી છે.

આ વખતે ગાઠિંખુઈ એકદમ ઈયેંગમાંશની આગળ જઈ ઊભો ને પૂછ્યું, 'ઈયેંગમાંશ, મારા વેવાઈ બનવાનો તારો વિચાર છે કે નથી ?'

'નથી.'

પણ એ બંને વચ્ચે લેણદેણની વાત થઈ ગઈ છે, તેની કશી કિંમત નથી ? રિશાંગને એક વાર પૂછી તો લે. ગાઠિંખુઈએ આ છેલ્લી વારની વિનંતી કરી અને તેના ચહેરા સામે જોવા લાગ્યા, કેમ કે તેને થયું કે ખુટિંગ્લાનું સમગ્ર ભવિષ્ય ઈયેંગમાંશના જવાબ પર આધાર રાખે છે.

ઈયેંગમાંશ આ વખતે એની વાતને એકદમ ઠુકરાવી ન શક્યો. હજી થોડી વાર પહેલાં જે વાત તેમણે વિચારી પણ નહોતી, તે તેમના મનમાં આવી. 'કદાચ, આજકાલનાં જુવાનિયાંની ઇચ્છા એ જ મુખ્ય છે.' મા-બાપની વાત પ્રમાણે ચાલવાના દિવસો રહ્યા છે ખરા ? જુઓને ખાટિંગ પણ...

એક બીજી જ ચેતનાએ તેમના મનને ધ્રુજાવી દીધું. ઈયેંગમાંશે કહ્યું, 'એની વાત હું નથી કહી શકતો. મારું વચન નહિ ફરે.'

ગાઠિંખુઈએ જવાબ આપ્યો, 'વચન મોટું કે છોકરા-છોકરીઓ ?'

'વચન જ મોટું છે, અને તેનાથી મોટું છે સન્માન.' કહી ઈયેંગમાંશ ગાઠિંખુઈ

પાસેથી ગુસ્સો કરતાં ચાલ્યો ગયો. ગાઠિંખુઈને લાગ્યું કે જાણે નાજેકની કબરમાંથી કોઈ મશ્કરીમાં હસી રહ્યું છે. તેને આખે શરીરે પરસેવો વળી ગયો. આખુંય ગામ જાણે છે કે રિશાંગને જમાઈ બનાવવા માટે ગાઠિંખુઈ ગામની જમીન ખ્રિસ્તીઓને આપવા રાજી છે. તે બદનામી તેણે ચૂપચાપ સહી હતી, કારણ કે ખરેખર તો આવી બદનામી ગામની સાંકડી મનોદશાની પરિચાલક હતી. એક ટુકડા જમીન માટે તે હંમેશ માટે ઝઘડો ચાલુ રાખવા રાજી નહોતો. પણ લોકો તો કહે છે કે તેણે પોતાના સ્વાર્થ માટે ગામનો સ્વાર્થ છોડી દેતાં સંકોચ ન કર્યો. સ્વાર્થ જરૂર છે, પણ આજે હવે લાગે છે કે તે સ્વાર્થ કદી સિદ્ધ નહિ થાય. આ હમણાં જ જુઓને, એનું મન ફરી બદલો લેવાની ભાવનાથી મુકદમો લડવા તરફ વળી રહ્યું છે ! જાણે તેને એ સામાન્ય સ્વાર્થ ન સધાતાં ભારે આઘાત લાગ્યો છે. ગાઠિંખુઈના મનમાં વિરોધી વિચારોનું દ્વન્દ્વ મચ્યું હતું. હવે ગામના લોકો જ્યારે કહેશે કે લગ્ન થઈ શક્યું એટલે ઘવાયેલા વાઘની જેમ વેર લેવા માટે વિક્ષુબ્ધ બની ગયો છું — તો એ સાંભળી હૈયું ફાટી ચીરેચીરા નહિ થઈ જાય ?

એકાએક કોઈએ તેને મનોમન કહ્યું, 'માણસનો સ્વભાવ જ એવો છે. માણસ એક વાઘ છે.'

ધીરે ધીરે ગાઠિંખુઈની દૃષ્ટિ કઠોર થઈ ગઈ. બહુ દૂર સુધી નજર કરીને જોયું, ઈયેંગમાંશની મજબૂત પીંડીઓ ઊંચા ઢોળાવ પર ફટાફટ ઊપડે છે. તેનું માથું, આંખ, નાક અને હૈયું એક અસહ્ય ગરમીથી તપી ઊઠ્યાં.

ઊંચી ટેકરી પર ચડીને ઈયેંગમાંશે આટિબને જોવા ચારે તરફ નજર દોડાવી. જોયું તો હાથમાં ખુરપી લઈને આટિબ જમીનમાં ગોડ કરે છે. ખેતરમાં એકલી પત્નીને ખુરપીથી કામ કરતી જોઈને તેણે પોતાના કુટુંબના જીવનસંગ્રામની કપરી અવસ્થા જોઈ. તેણે પ્રેમથી સાદ પાડ્યો, 'આટિબ, કેમ બોલાવતી હતી ?'

પોતાની ઝૂકેલી કેડને સીધી કરીને મોઢું ઊંચું કરી નવા વરસાદ જેવું શીતળ હાસ્ય વેરતાં તેણે કહ્યું, 'આખું ગામ તેને જ કહે છે. એને જેમ બને તેમ જલદી લઈ આવ.'

ઈયેંગમાંશે જોયું કે આટિબ એકદમ થાકી ગઈ છે, તેને ભારે હાંફ ચડી ગઈ છે. વયસ્ક થયેલી સ્ત્રીની જેમ તેના મોઢા પરથી કમનીયતા લુપ્ત થઈ ગઈ છે. તેણે કહ્યું, 'મારા બેટાને બદનામ કરનારા લોકો જાય જન્હમમાં.'

આટિબે હળવેથી કહ્યું, 'તેનો કોઈ દોષ નથી, પણ એના જેવી છોકરીનો કોઈ ભરોસો નહિ .'

'છોકરીઓ કઈ જાદુમંતર જાણતી હોય છે ?' હસીને ઈયેંગમાંશે કહ્યું. 'આ વિષયમાં પુરુષોને ખાસ્સી ખબર પડતી હોય છે.'

'તમારી પુરુષજાત ભમરા જેવી હોય છે. ફૂલ જોયું કે થઈ રહ્યું.' મજાકમાં આટિબે જવાબ આપ્યો, અને પછી ચડતી જવાનીવાળી યુવતીની જેમ લજ્જાભરી નજરે પતિ તરફ જોયું.

'ભલે, ભલે, હું તેને લઈ આવીશ. ચિંતા ન કરીશ.' કહી તેણે આગળ જવા પગ ઉપાડ્યા.

'ગાઠિંખુઈએ શું કહ્યું ?'

'જે વાત સાંભળીને તમે સ્ત્રીઓ ખૂબ રાજી થાઓ છો.' તરત ઈયેંગમાંશે જવાબ આપ્યો.

'કઈ'

'ખુટિંગ્લાને આપણા ઘરની વહુ બનાવવાની.'

'તો પછી તમે શું કહ્યું ?' ભારે ઉત્કંઠાથી આટિબે પૂછ્યું.

'કહ્યું કે એ નહિ બને.'

આટિબનાં પ્રસન્ન મોઢા પર વિષાદ ફેલાઈ ગયો, તેણે કહ્યું.

'પણ એ બંનેનાં તો મન છે.'

ઈયેંગમાંશ કશું બોલ્યો નહિ. 'હું તેની સાથે સંબંધ નહિ બાંધી શકું.' આ જનમારામાં એ લાકડીનો ઘા નહિ ભૂલું. બોલીને તેણે અજાણતાં જ ડાબા ગાલે પડેલા લાઠીના ઘાના ચાઠાનો સ્પર્શ કર્યો.

'તમે પુરુષો લડવા તત્પર પાડા જેવા છો. માત્ર લડવાનું જ જાણો છો.' રીસથી આટિબે કહ્યું.

'તમે સ્ત્રીઓ કાળી નાગણીઓ જેવી છો. ફેણ દેખાડ્યા વિના ડસો છો.' ઈયેંગમાંશનો ચહેરો એકાએક અસ્વાભાવિક રીતે ગંભીર થઈ ગયો. બીજી જ ક્ષણે તેને લાગ્યું કે સ્ત્રીજાતિ પર આવો આક્ષેપ કરવો તે ઉચિત નથી; આવેગમાં અકારણે નીકળેલો એ ઉદ્ગાર હતો.

કશુંય બોલ્યા વિના રીસમાં જ આટિબ કોદાળી લઈ નીચે માથે ખેતર ગોડવા લાગી. સ્ત્રીઓના મનની વાત ઘણી વાર તેમના પોતાના પતિ પણ સમજી શકતા નથી. આટિબને લાગ્યું કે પ્યાર કરવો એટલે શું તે પુરુષો જાણતા નથી.

ઈયેંગમાંશે જોયું કે સૂર્ય એકદમ ઊંચો ચડી ગયો છે. પૂર્વનું આકાશ એકદમ સાફ હતું. તે જો અત્યારે જ નીકળી પડે તો કોઈ રીતે સાંજ પડતાંમાં હુઇનિંગ પહોંચી શકે. તે જવા તૈયાર થયો. વિદાય લેવા ખૂબ પ્રયત્ન કરવા છતાં તે આટિબ તરફ મોં ઊંચું કરી જોઈ શક્યો નહિ. માત્ર ઊભો હતો, ત્યાંથી તેણે કહ્યું, 'ચોખાનો જોગાડ કરી લેજે.'

'ભલે' કહી માથું ઊંચું કર્યા વિના આટિબે કહ્યું, 'અને મીઠું લાવવાનું ન ભૂલી જતા.'

'ભલે.'

આટિબનું હૃદય એકાએક કોમળ થઈ આવ્યું. મનોમન વિચાર્યું, 'વાત કરું.' પણ તેના વિવેકે કહ્યું, 'રહેવા દે, જરૂર નથી.' માત્ર હૃદયથી પતિ અને પુત્ર માટે નીરવ મંગળ પ્રાર્થના કરી.

આજની સફર શરૂ કરી તે પહેલાં જ ઈયેંગમાંશ ફાનિટફાંગ, રિશાંગ, ગાઠિંખુઈ

— વગેરેની ચર્ચા કરી અશાન્તિ અનુભવી રહ્યા હતા. યુવક-યુવતીઓની વાતો તેઓ સમજી શકતા નથી. કયા સાહસના જોરે રિશાંગ પેલી પતિત છોકરીને લઈને ગામેગામ ફરી પોતાની આબરૂ બગાડવા લોકોને તક આપે છે, તે તે કહી શકતો નથી. આ બાજુ તેને પૂછ્યાકર્યા વિના તેણે કેવી રીતે ખુટિંગ્લાને લગ્ન કરવાનું વચન આપ્યું— એ વાત પણ સમજવામાં તેમને મુશ્કેલી પડતી હતી. લાગે છે કે વિદ્રોહ કરવો એ જ જુવાનિયાઓનો ધર્મ બની ગયો છે.

ચિંતાઓથી ભરેલા ભારે મન સાથે તેઓ આગળ વધ્યા તો તેમણે ગામની છોકરીઓને સૂકાં લાકડાંના એક ઢગલામાંથી ઈંધણ કરતી જોઈ. તે એકદમ તેમની પાસે જઈને ઊભો રહ્યો. એણે જોયું કે એકીસાથે દશ જોડી આંખો તેના તરફ ટગર ટગર જોઈ રહી છે.

'વડીલ, કઈ તરફ ચાલ્યા ?'

ઈયેંગમાંશે કહ્યું, 'હુઈનિંગ જાઉં છું. તમે લોકોએ તો અમારા ગામનું નામ ડુબાડી દીધું.'

'કેવી રીતે વડીલ ?' એક જણીએ પૂછ્યું.

'ગામમાંથી આનંદમસ્તી ખોવાઈ ગયાં.' ગુસ્સો અને દુઃખ રહ્યાં છે.'

નવયુવતીઓ આશ્ચર્યથી ઈયેંગમાંશના વિષાદમગ્ન અને છતાં વિશાળ ચહેરાને જોઈ રહી. એ પછી ચૂપચાપ ઈંધણાં લેવા લાગી. ઈયેંગમાંશને લાગ્યું કે આ યુવતીઓના મોઢા પરથી જાણે લોહી ઊડી ગયું છે. ભૂખ અને બીમારીથી તેઓ આવી થઈ ગઈ છે. એ વિચારે તેમના મનમાં સહાનુભૂતિ જાગી. તેમણે પછી જરા હસીને કહ્યું, 'તમારી બીમારી કઈ છે, તે હું જાણું છું.'

વૃદ્ધને મુખે યુવકો જેવી રસિક વાત સાંભળી તેમના વિષાદભર્યા ચહેરા પર હાસ્ય વેરાઈ ગયું.

'ઊભા રહો, તમારા બાપાઓને કહીને તમારાં લગ્ન કરાવી દેવાં પડશે.'

એમની વાતથી ઉત્સાહિત થઈ એક યુવતીએ કહ્યું, 'વડીલ, તો તો સૌથી પહેલાં ખુટિંગ્લાને જ પકડવી પડશે. એ પછી જોયું જશે.'

થોડી દૂર લાકડાંના એક ઢગલા પાછળ સંતાયેલી ખુટિંગ્લા હવે પાઈશોલાની પાસે આવીને ઊભી.

પ્રગલ્ભ પાઈશોલાએ કહ્યું, 'અરે વાહ, ખરા માણસને જોઈને તો કહું છું તારે તેમાં શરમાવવાની શી જરૂર છે.

ઈયેંગમાંશ એકાએક ખુટિંગ્લાના સુંદર અને સુદૃઢ દેહને જોઈ સ્તબ્ધ બની ગયો. બીજી છોકરીઓથી એ તદ્દન જુદી હતી. તેના મોઢાની ભાવભંગી અને નજરમાંથી જાણે એક મીઠો પ્રકાશ ફેલાય છે, જેનો સ્પર્શ થતાં જ મનને ઠંડક થાય. મનોમન તેઓ પુત્રની પસંદગીને વખાણવા લાગ્યા. તેણે જોયું કે ખુટિંગ્લા પણ તેને વિનંતીની નજરે જોઈ રહી છે. તેના પ્રાણનો પથ્થર એકાએક પીગળવા લાગ્યો. પણ એકાએક ડાબે ગાલે તેનો હાથ અડતાં જ તે થંભી ગયો — ના, ના પેલું અપમાન આ સુંદર

મોઢાને માટે ભૂલી ન જવાય.' 'તો ભલે હું જાઉં' કહી પેલી યુવતીઓના સરલ વિસ્મય અને આનંદને ગંભીર રહસ્યપૂર્ણ વિષાદમાં ફેરવી ઈયેંગમાંશ ઝડપી ડગલાં ભરતો આગળ વધ્યો. ઇયેંગમાંશ જ્યારે જંગલની પાછળ અદૃશ્ય થયો ત્યારે તેઓ બધી એકબીજાનાં મોઢાં તરફ જોઈ રહી. ખુટિંગ્લાનું માથું એકદમ ઝૂકી ગયું, જાણે વજ્રપાત થતાં આશાનું વટવૃક્ષ હમણાં જ ટૂટી પડ્યું ન હોય !

બહુ જ 'યૂ' દારુ પીધેલા માણસની જેમ ઈયેંગમાંશ ધીરે ધીરે રસ્તો કાપવા લાગ્યો. લગભગ અડધા માઈલનો ઢાળ ઊતરીને ક્યારે તે ફરી ખેતરોની વચ્ચેના એક ચાર રસ્તે આવી પહોંચ્યા તેની તેમને ખબર પડી નહિ. ખેતરોમાં ભરેલાં પાણી અને લીલોછમ્મ ડાંગરને જોઈ તેના વ્યગ્ર ચિત્તમાં જરા શાંતિનો અનુભવ થયો. આ ડાંગરમાં જીવનના શ્વાસોચ્છ્વાસનો પહેલવહેલો અને પ્રાણવંત કંઠ સ્વર ગુંજરિત થઈ ઊઠ્યો છે. તેની કલ્પનામાં વહી આવ્યું એક દૃશ્ય — એક દિવસ પાતાળમાં બંદી એક વીર્યવાન દેવતાના પ્રચંડ આસ્ફાલનથી આકાશની એકદમ પાસે પૃથ્વીની માટી ધસી આવી, તેની સાથે તેની ઉપર થયાં પાઇનનાં આ સુંદરવન અને ઊંચીનીચી પહાડીઓ, તે પછી માણસે ખેતી કરવાનું શરૂ કર્યું. જંગલ સાફ કરી પ્રથમ શરૂ કરી ઝુમ ખેતી. એક દિવસ જમીન ઓછી થતી જતાં એ ઝુમ ખેતી ગઈ અને ટેકરીના ઢોળાવ પર 'ખલપીયા' ખેતી શરૂ થઈ. પુરુષનું વીર્ય પડતાં સ્ત્રી જેમ ગર્ભવતી થાય છે, તેવી રીતે ભીની માટીમાં બીજ પડતાં તેમાં પાકે છે ધાન. એ ધાન થયું માણસનો આહાર અને સંતાન થયાં જીવતા રહેવાનું એક માત્ર સ્વપ્ન.

ક્યાંક બહુ દૂર કોઈ વાંસળી વગાડતું હતું. ઈયેંગમાંશ મુગ્ધભાવથી પ્રકૃતિ તરફ જોતો ઊભો રહી ગયો. તેનાં તન અને મન ધીરે ધીરે ચરાચર વિશ્વમાં વિલીન થઈ પોતાના અસ્તિત્વને ભૂલી પ્રકૃતિમય બની ચૂક્યાં હતાં.

એકાએક તેજ તડકો તેના શરીર પર પડ્યો. એ સાથે એની તંદ્રા તૂટી અને મુક્ત મનથી તે આગળ ચાલવા લાગ્યો. કેટલેક દૂર સુધી રસ્તો કાપ્યા પછી તે એક ઝાડપાન વગરની વેરાન ટેકરી પર ચડી ગયો. ત્યાંથી તેણે જોયું કે વાદળોના એક ગુચ્છે સૂરજને ઢાંકી દીધો છે. એ પછી તેણે આછાપાતળા વૃક્ષોવાળા એક જંગલમાં પ્રવેશ કર્યો. એ પછી એની નજર પડી એક જંગલી કરેણ પર. તેનું ફૂલ તોડવાની ઇચ્છાથી તે આગળ વધ્યો. રસ્તામાં કાંટાળી સૂકી ડાળીઓ પડી હતી. તે કાંટાળી ડાળીઓ હટાવતાં તેણે જોયું કે એક ખૂણામાં એક તાજુ ફૂલ ખીલેલું છે. સંતોષ પામી એણે એ તોડી લઈ, સુંઘવા લાગ્યો અને પછી અકારણ હસવા લાગ્યો.

એકાએક નીચે તરફ નજર કરતાં થોડે દૂર એક ઉંબરાનું ઝાડ ઊભું છે. તેના ઉપર અમરવેલે પોતાનો પથારો વિસ્તાર્યો હતો. તેથી થોડી દૂર એક વિશાળ શાલ વૃક્ષની છાયામાં ઊભો છે એક જંગલી હાથી, ચૂપચાપ પોતાની સૂંઢ એક ડાળે ટેકવી તે તેના તરફ જોઈ રહ્યો હતો.

હાથમાં રહેલી લાકડીને તેણે મજબુતાઈથી પકડી અને પછી ધીરે ધીરે તે ફરી રસ્તા પર આવ્યો. એ પછી તો તે ઝડપથી દોડવા લાગ્યો.

# 12

બાઈબલ ખોલીને શારેંગ્લાએ ઊંચા અવાજે જોરજોરથી તેનો પાઠ કરવાનું શરૂ કર્યું — 'તમારામાંથી દરેક માણસ બીજા માણસને એવી રીતે પ્રેમ કરે જેવી રીતે હું તમને પ્રેમ કરું છું.'

રિશાંગ ચટાઈ પાથરીને બારણા પાસે ચોકીદારના ખાટલા પર આડો પડીને હુઇનિંગ ગામની પાસેથી વહી રહેલા ઝરણાને કિનારે આરામ કરી રહ્યો હતો. એનભિ નામનો એક નવજવાન એક મોટી કઢાઈમાં ખારા પાણીનાં ઝરણામાંથી લાવવામાં આવેલા ખારા પાણીને ચૂલા પર ગરમ કરી રહ્યો હતો. કઢાઈનું પાણી બુદ્‌બુદ્ અવાજ કરતું ઉકળી રહ્યું હતું અને વરાળ નીકળી રહી હતી. થાકને કારણે રિશાંગનું આખું શરીર અવશ અને અચેતન બની ગયું હતું. દરરોજ સવારે ઊઠીને તે શારેંગ્લાના મોંએથી બાઈબલનો પાઠ સાંભળે છે; તે પછી પવિત્ર મનપૂર્વક બળિયાની રસી મૂકવાનું કામ કરવા માટે ગામડાંઓમાં નીકળી પડે છે. સાંજે સૂતી વખતે શારેંગ્લા ફરીથી બાઈબલનો પાઠ કરે છે. એ સાંભળતાં સાંભળતાં જ તે સૂઈ જાય છે. શારેંગ્લાનો અવાજ અને પાઠ કરવાની સૂર-લહરી એવી લાગે છે કે જાણે તે તેના હૃદયમાંથી જ સીધી નીકળી રહી છે. એની એ મધુર વાણી અને પ્રભાવશાળી સુર-લહરીમાં ઈશુનો ઉપદેશ સાંભળી તે મનોમન ખૂબ શાંતિ પામે છે. પરંતુ આજે થાકને કારણે તે ખૂબ ખરાબ રીતે જકડાઈ ગયો હતો. છેલ્લા દસ-પંદર દિવસોથી સતત ગામડાંઓમાં ચક્કર લગાવતાં લગાવતાં તેનો અવાજ બેસી ગયો હતો. સમગ્ર શરીરમાં અસહ્ય પીડા થતી હતી અને મન ઉત્સાહ વિનાનું થઈ ગયું હતું. જ્યારે તેનાં ગામ ઉખ્રુલથી આવેલા કેટલાંક માણસોના મોંએ તેણે સાંભળ્યું કે નાજેક અને ફાનિટફાંગની માનો સ્વર્ગવાસ થઈ ગયો છે ત્યારથી રહીરહીને વારે વારે તેને ફાનિટફાંગ અને ખાટિંગની યાદ આવી રહી હતી. ક્યારે ગામ જાઉં ? ક્યારે ગામ પહોંચું ?, બસ એ જ વિચારથી તે આકુળવ્યાકુળ હતો. છતાં આજે તેણે નક્કી કરી દીધું હતું કે આ વખતે બીજે ક્યાંય ન જતાં આ ઝરણાંને કિનારે ઘાસમાં પડ્યા પડ્યા તે આરામ કરશે.

શારેંગ્લા બાઈબલના સેંટ જોનનો અધ્યાય ઉઘાડી તેનો પાઠ કરી રહી હતી. આ વખતે તેણે ફરીથી વાંચ્યું — 'મહાન પ્રેમ શું છે ? જે પ્રેમ પોતાના પ્રેમ-પાત્રને માટે પોતાના પ્રાણ ન્યોછાવર કરી દેવાની શક્તિ ધરાવે છે તે પ્રેમ જ વસ્તુતઃ મહાન પ્રેમ છે.'

શાંત અને એકાંત પૃથ્વી પર કોમળ સુરોમાં વંચાતાં એ પરમ પવિત્ર વાક્યોનો ધ્વનિ રિશાંગને સૌથી વધારે મધુર લાગતો હતો. એકદમ છોકરમતમાંથી ઉદ્ભવેલી પ્રીતિની એક આનંદપ્રદ સુંદર સ્મૃતિ એ સુર-ધ્વનિમાં વારંવાર પ્રસ્ફુટિત થતી જતી હતી.

પુરુષ શું નારીને હરહંમેશ કેવળ કામ-વાસનાની નજરે જ જુએ છે ? એથી ઊંચો શું એવો કોઈ બીજો સંબંધ નથી ? જેને સહારે શારેંગ્લાને પોતાની અંતરંગ સહકાર્યકરના રૂપમાં સ્વીકારવા છતાં તે ખુટિંગ્લાને પોતાની અર્ધાંગિની બનાવી શકે ? અચાનક જ તેના ધ્યાનમાં આવ્યું કે શારેંગ્લા આજ લગભગ પંદર દિવસથી સતત માત્ર પેલા અધ્યાયના પેલા કેટલાક ઉપદેશો જ વારંવાર વાંચીને સંભળાવી રહી છે. એમાં જે ગૂઢ અર્થ છૂપાયેલો છે તે સમજવામાં તેને જરા સરખી પણ મુશ્કેલી પડી નથી.

શારેંગ્લા એ બંનેની વચ્ચે બાળપણથી વિકસેલા પવિત્ર અને નિષ્કલંક સંબંધને હવે એક શક્તિશાળી જ્યોતિથી પવિત્ર કરવાનો પ્રયત્ન કરી રહી છે. એક યુવક અને એક યુવતી વચ્ચે આ પ્રકારની દેહાતીત અને અલૌકિક પ્રીતિ પ્રભુ ઈશુની કરુણાની જ છાયા છે. આ માત્ર એક યુગલ જ માનવોની વચ્ચે ઊપસી આવ્યું છે એમ નથી, બલકે, યુદ્ધને પરિણામે વિનષ્ટ થઈ ગયેલી આ પૃથ્વી પર ઘરઘરમાં આવી કરુણાની છાયા માટે આજે માનવી પ્રાર્થના કરી રહ્યા છે. શારેંગ્લાની એ અહંકારવિહીન પ્રાર્થનામાં માનવોના પ્રાણોના અપરિતૃપ્ત પ્રેમ અને એની આશાના સુર મુખરિત થઈ રહ્યા છે.

કેટલીક વાર સુધી બાઈબલનો પાઠ કરી લીધા પછી શારેંગ્લા આસન છોડીને ઊઠી ગઈ અને ફરીથી રિશાંગ તરફ જોયા વિના જ ત્યાંથી ચાલી ગઈ. રિશાંગ એને થોડી વારમાં જ ભૂલી ગયો, અને કેટલીક વાર સુધી ખુલ્લા આકાશ તરફ તે આમ જ નિહાળતો રહ્યો. નીલા આકાશમાં એને એક અનંત વિશાળતાનો આભાસ મળ્યો. સૂર્યનાં ચાંદીની માફક ચમકતાં કિરણોના પ્રકાશમાં એનું મન પ્રકાશિત થઈ આકાશ મંડલમાં વિહરવા લાગ્યું હતું, ત્યાં જ એનભિના અવાજથી તેનું ધ્યાન તૂટ્યું.

'રિશાંગ !'

કડાઈમાં ઉકળતા પાણીને બંધ કરી એનભિએ પોતાના હાથ લૂછી લીધા.

'કેમ ? શું થયું ?'

'તું રોકાઈ નહિ શકે શું ? ભણવા માટે અમારાથી દૂર ચાલી જવાથી અમને બધાને ખૂબ મુશ્કેલી થશે.'

'શી મુશ્કેલી થશે ?'

એનભિએ એની પાસે આવીને ત્યાં પાસેની એક લાંબી ઘાસની સળી ઉખાડીને ચાવતાં ચાવતાં કહ્યું, 'અમારે એક નેતાની જરૂર છે.'

રિશાંગ હસવા લાગ્યો — 'અરે વાહ ! નેતા શેને માટે ?'

'તું હસી રહ્યો છે ! પરંતુ અમારી જનતાનાં દુખદર્દ ખૂબ વધી ગયાં છે. અમને

વળતર માટે ધન અપાવવામાં એક સમર્થ વ્યક્તિની આવશ્યકતા છે. નમક, કપાસ, આદુ વગેરે વસ્તુઓની સાચી કિંમત અમને મળતી નથી. એ બધી બાબતો માટે પણ કોઈ ઉપાય કરવાની જરૂર છે.'

રિશાંગે જવાબ આપ્યો — 'સૌથી પહેલી આપણને જરૂર છે શિક્ષણની.'

'જૂઠી વાત. સ્કૂલ - કાલેજમાં ભણીને તમે લોકો અંગ્રેજી શીખશો. નોકરી પણ મળશે તમને લોકોને. પણ અમારું શું થશે ?' — અત્યંત ક્ષુબ્ધ થઈ જઈને એનભિએ કહ્યું.

'રિશાંગ હવે ઊઠીને બેઠો થઈ ગયો. બોલ્યો, —' 'નહિ, ભાઈ નહિ !'

તું તો ફાનિટફાંગ જેવી વાતો કરી રહ્યો છે. શિક્ષણ તો આપણે લેવું જ જોઈએ. ગમે તેવું પણ આવતા બે વર્ષમાં એક વિદ્યાલય તો સ્થાપવું જ પડશે.'

'વિદ્યાલયની સ્થાપના થાય ત્યાં સુધી શું લોકો ધીરજ રાખી શકશે ?'

— એનભિએ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

રિશાંગે એના ઉદાસ, ઊતરી ગયેલા ચહેરા પર ધ્યાન કેન્દ્રિત કરી એનાં હૃદયના ભાવોને સમજવાનો પ્રયત્ન કર્યો, પણ તે કશું સમજી શક્યો નહિ. આજકાલ બધા લોકો એનભિ જેવા જ થઈ ગયા છે. કોઈ ગંભીર અશાંતિએ એ લોકોના હૃદયને ઝકઝોરી હલાવી દીધું છે. અભાવો, મહામારી અને બે-ઘર થઈ જવાની ચિંતા - એ બધાંથી એમના જીવનાકાશમાં વિષાદના કાળાં વાદળ છવાઈ ગયાં છે; ક્યાંય ઇન્દ્રધનુષ્ય નજરે ચડતું નથી. દુઃખ અને પીડાથી વિક્ષુબ્ધ થયેલાં તેમનાં મન વિનાશકારી બની ગયાં છે — કોઈ અજાણ્યા, અપરિચિત શત્રુની સામે એમના હૃદયમાં પ્રતિહિંસાની આગ ભભૂકી ઊઠી છે. એ શત્રુ છે કોણ ? તેમને એની પણ ખબર નથી. આ અભાવ, મહામારી અને આશ્રયહીનતાથી કેવી રીતે છૂટકારો મળે ? એની પણ એમને ખબર નથી. પણ પોતાની અંદરના આવેગથી પ્રેરાઈને તેઓ પોતાની જ ધૂનમાં આગળ વધવાને ઇચ્છી રહ્યા છે — પોતે જ પસંદ કરેલા એક વિનાશક મહાયજ્ઞ તરફ — જ્યાં માણસ બીજાઓને કાપી નાંખવામાં, મારી નાંખવામાં અને બધું જ નષ્ટભ્રષ્ટ કરી દેવામાં જ આનંદનો અનુભવ કરે છે. માનવજાતિની એ નિરાશાજનક આવેગની વાતોનો વિચાર કરતાં રિશાંગનું હૃદય કંપી ઊઠે છે. તો શું માનવી ધીરજપૂર્વક, સ્થિર ચિત્તથી સુસભ્ય યોજના દ્વારા ઉન્નતિ કરવાનું અને શિક્ષણ પામી સમજદારીપૂર્વક ઊંચે જવાનું, મહાન બનવાનું વિચારી જ નથી શકતો ? શિક્ષણ, સેવા-ભાવના પ્યાર વગેરે સદ્‌ગુણોનું મૂલ્ય શું હવે આ પૃથ્વી પરથી લુપ્ત થઈ ગયું છે ? એક નિરર્થક શૂન્યતાએ તેના હૃદયને પૂરેપૂરું કચડી દીધું.

એનભિ ત્યાંથી ઊઠીને ફરીથી ઉકળતા મીઠાવાળા પાણીની કઢાઈ પાસે ચાલી ગયો. કઢાઈમાં ઉકળી રહેલા પાણીને કડછાથી હલાવીને તે ફરીથી રિશાંગની પાસે આવ્યો અને બોલ્યો, 'જે લોકો કોહિમાથી પાછા ફર્યા છે તે લોકો શું કહે છે તે તું જાણે છે ?'

'શું ?' — કોઈ પણ ભાવપરિવર્તન વિના રિશાંગે પૂછ્યું.

'તેઓ કહે છે કે વિડેશ્યેલીની વાતોથી સામાન્ય લોકો અભિભૂત થઈ ગયા છે. અને હવે એની વાત પ્રમાણે જ ચાલવાનું નક્કી કરી લીધું છે.'

'એટલે ફરીથી યુદ્ધ ?'

'આમ જીવતાં રહેવા કરતાં તો મરી જવું જ વધારે સારું છે' — એ ઉદાસીનતા ભરેલું હાસ્ય હસતાં હસતાં એનભિએ કહ્યું.

'તું પણ એ જ વિચારે છે ?'

'એ વિશે એનભિ કશું બોલ્યો નહિ.'

પરંતુ રિશાંગ જોઈ શક્યો કે એના ચહેરા પર એકાએક વિદ્વેષની કઠોર છાયા છવાઈ ગઈ છે. એને એમ લાગ્યું કે ભણવા-ગણવાની ઇચ્છા આજના માનવીના મનની મરુભૂમિમાં જઈ સૂકાઈ ગઈ છે. હવે એના મનનો માત્ર વિનાશક આવેગ જ સૃષ્ટિના નિરાશાભર્યા માહોલમાં અંધ અને ઉન્મત્ત બનીને નિર્દ્વન્દ્વપણે વિચરી રહ્યો છે. એણે ફરી મોં ઉઘાડી કશું જ કહ્યું નહિ.

ચૂપચાપ બેઠા બેઠા એણે જોયું — ઉપરના મુક્ત, શાંત, ભૂરા આકાશના દક્ષિણ ખૂણામાંથી ઊઠી આવેલાં કાળાં વાદળો (અશુભ સૂચક)ને ગર્જન કરતાં આવતાં. આકાશના એક ખૂણામાં એક એવા મહાવિનાશકારી તોફાનના આવવાનો સંકેત સ્પષ્ટપણે લક્ષિત થઈ ઊઠ્યો છે. એક આશંકાથી રિશાંગનું હૈયું થર થર કાંપવા લાગ્યું. માનવસમાજમાં શાંતિની સ્થાપના કરવાવાળી અને અશાંતિ ઉત્પન્ન કરવાવાળી વિનાશકારી શક્તિઓની વચ્ચે આજે જે સંઘર્ષ ચાલી રહ્યો છે તેનો જ જાણે કે આકાશમાં એક કાળો સંકેત કોઈએ ફેલાવી દીધો છે.

એનભિએ પણ એ સંકટસૂચક કાળા વાદળને જોયું, પરંતુ એ વિશે તે ચૂપ જ રહ્યો, પોતાના મોઢામાંથી એણે એક શબ્દ પણ બહાર ન કાઢ્યો.

આ રીતે એકાએક જે એક ચૂપકીદીનું વાતાવરણ થઈ ગયું હતું તે તેને કઠવા લાગે છે. આ અશુભ મૌનની વેદનાથી એનું મન અંદર ને અંદર જલી રહ્યું હતું, છતાં પણ કોઈ એક અનિવાર્ય એવી શક્તિ હતી જેણે એનો કંઠ અવરુદ્ધ કરી દીધો હતો. રિશાંગ સાથે ચર્ચા કરી, તર્ક-વિતર્ક કરી પોતાના પક્ષનું સમર્થન કરતી વાતો કરવાનું તેને માટે અસંભવિત છે, પણ એનાં હૃદયમાં આજે જે વિનાશ કરી દેવાનો આવેગ ચડી આવ્યો છે તે કોઈ અ-જ્ઞાત કારણે આકાશમાં કાળા વાદળના આ રૂપમાં પ્રકટ થઈ રહ્યો છે. મરઘીનાં બચ્ચાં જેમ પોતાની માના કલેજાને વળગીને ગરમી મેળવવાનો પ્રયત્ન કરે છે તેમ હમણાં સુધી આ સફેદ વાદળોના ઢગલા જાણે અચાનક જ હવે માણસોના હૃદયમાં ધીખી ઊઠેલી વેદનાની રાખ અને લાવાથી ધૂંવાડા જેમ કાળાં પડી ગયાં છે.

'અશુભ કાળું વાદળ આકાશમાં ઘેરાઈ આવ્યું છે.'

એનભિએ પાછળ ફરીને જોયું તો હુક્કાની નાળમાંથી લાંબા લાંબા કસ ખેંચતા ઈયેંગમાંશ જ જાણે પોતે પોતાને જ આ વાત કહી રહ્યા છે. તેઓ ક્યારે આવીને એની પાછળ ઊભા રહી ગયા હતા તેની તો એને કશી ખબર જ પડી નહોતી.

લાગે છે કે સ્વયં રિશાંગને પણ ઇયેંગમાંશના અહીં આવી પહોંચવાની વાતનો કોઈ અંદાજ લગાવી શકતો નથી.

'તમે ક્યારે આવ્યા, પિતાજી ?' — રિશાંગે આશ્ચર્યપૂર્વક પૂછ્યું.

આકાશમાં ઉમડતા કાળા વાદળ તરફ જોઈને ઈયેંગમાંશે કહ્યું, 'કાલ જ.'

'ભોજન તો કર્યું હતું ને ?' — રિશાંગે પૂછ્યું.

'હા, કર્યું હતું.'

'ઘરે બધાં કુશળ તો છે ને ?'

'હા બધા કુશળ છે.'

રિશાંગ અને એનભિ બંનેએ જોયું કે ઈયેંગમાંશ બિલકુલ અન્યમનસ્કભાવે જવાબ આપી રહ્યા છે, કારણ કે એમની બંને આંખો તો પેલા કાળા મેઘના ટુકડા પર એવી તો ટીકી રહી છે કે જાણે તે ગુંદરથી ચોંટાડી ના દીધી હોય ! તે બંને પણ પેલાં કાળાં વાદળાંને ક્રમશઃ વધતાં જતાં જોઈને આતંકનો અનુભવ કરવા લાગે છે.

'દક્ષિણ તરફનાં વાદળ ક્યારેય આવાં કાળાં નથી થયાં' — રિશાંગે મનોમન વિચારી નિષ્કર્ષ કાઢ્યો.

'પિતાજી ! તમે એ કાળાં વાદળોમાં શું જોઈ રહ્યા છો ?'

'એનો અર્થ એ કે ઉત્તર દિશા તરફથી યુદ્ધનો પ્રવાહ આવશે.' ઇયેંગમાંશે કહ્યું.

'યુદ્ધ તો હજુ હમણાં પૂરું થયું છે' — રિશાંગે જવાબ આપ્યો.

'છતાં પણ યુદ્ધ જેવી કોઈ ઘટના અવશ્ય ઘટશે' — દૃઢ વિશ્વાસપૂર્વક ઈયેંગમાંશે કહ્યું.

એનભિએ પૂછ્યું — 'એવું જ થશે એવી વાત તમે કેવી રીતે જાણી ?'

'એ તો આપણા પૂર્વજોની આપણી પરંપરાથી પ્રાપ્ત થયેલી જનચેતનાનો વિશ્વાસ છે' — નાળ ખેંચી ખેંચીને પીતા ઈયેંગમાંશે કહ્યું — 'મારા પિતાજી વગેરે પણ તેમના બાળપણથી એવું જ કહેતા આવ્યા છે કે દક્ષિણ દિશાના આ વાદળ આવા જ કાળાં થઈ ગયાં હતાં અને એ પછી જ પેલું મહાયુદ્ધ થયું.'

રિશાંગે કહ્યું — 'જેમ જેમ ઉંમર વધતી જાય છે તેમ તેમ માનવી આવી રહેલી આપત્તિની ગંધ સહજ જ પકડી શકે છે. કેવી રીતે પકડે છે તે તો હું બતાવી શકતો નથી, પણ એ સાચું કે તે જરૂર પકડી પાડે છે.'

'તમારી ઉંમર કેટલી થઈ છે ?' એનભિએ પૂછ્યું.

'ત્રણ વીસુ (એટલે કે સાઠ વર્ષ)'

તે પછી થોડી વાર સુધી ત્રણે જણ શાંત બેસી રહ્યા. રિશાંગ પોતાના ગામના સમાચાર જાણવા માટે અકળાયો હતો, ખાસ કરીને ફાનિટફાંગના સંબંધે. એ વિશે ઈયેંગમાંશને પૂછ્યા પછી જ્યારે તે બરાબર સમજી ગયો કે ખરેખર જ તે વિડેશ્યેલીની સાથે ચાલી ગયો છે ત્યારે તેનું મન અચાનક જ ખૂબ કઠોર થઈ ગયું. એનાં મનમાં પણ કાળા વાદળનો એક ટુકડો ઉમડતો તેની નજર સમક્ષ આવ્યો.

એકાએક ઈયેંગમાંશે કહ્યું — 'હું તને અહીંથી ઘેર લઈ જવા માટે આવ્યો છું.'

'પણ કેમ ? હું તો પોતે છેવટે આવવાનો જ છું.' — આશ્ચર્યચકિત થતાં રિશાંગે કહ્યું.

તે દરમ્યાન ગરજતાં વાદળોને કારણે વરસાદ જલદીથી શરૂ થવાની સંભાવના સમજી જતાં એનભિ બહારથી બધાં જ વાસણ-વસ્તુ વગેરે ઉઠાવી ઉઠાવીને પાસેનો એક ઝાકળિયામાં મૂકતો જતો હતો. ફક્ત ચૂલા પર ચડાવેલી કઢાઈ કે જેમાં મીઠાનું પાણી ઉકળી રહ્યું હતું તેને થોડી વાર સુધી ત્યાં પડી રહેવા દીધું.

'તારી માએ બોલાવ્યો છે.'

'કેમ ?'

'પેલી છોકરી સાથે તારું નામ જોડી લોકો તારી બદનામી કરી રહ્યા છે.'

'કોની સાથે ? ખુટિંગ્લાની ?'

'ના રે ના, જેને જાપાની સૈનિક ઉઠાવીને લઈ ગયો હતો, તેની સાથે.'

'ગામના બધા જ લોકો શું પાગલ થઈ ગયા છે ?' જાણે કોઈ અજ્ઞાત કારણથી ઈયેંગમાંશ આ વખતે ખડખડાટ હસવા લાગ્યા.

'તમે પણ તેમાં વિશ્વાસ કરો છો ?' — રિશાંગે પૂછ્યું.

'અરે વાહ ! પોતાના બેટાને હું ઓળખી શકતો નથી - શું એમ તું વિચારી રહ્યો છે ? તું ક્યારેય આટલો નીચે ન જાય — એ હું બરાબર જાણું છું. છતાં હું બીજા જ કોઈ કારણથી તને તરત જ લઈ જવા આવ્યો છું.'

'કયા કારણથી ?'

'તારે હવે ભણવા માટે જવું જોઈએ. ડા. બ્રુકે મને કાલે જ જણાવ્યું કે વર્ગમાં નામ લખાવવામાં મોડું થઈ ગયું છે.'

વર્ગમાં પ્રવેશ લેવાનો નિર્ધારિત સમય હવે ચાલી ગયો છે એ વાતનો ખ્યાલ રિશાંગને હવે આવ્યો. આ કામમાં પોતા દ્વારા જ કરવામાં આવેલી બેપરવાઈ સમજીને તે પોતે પોતાને માફ કરી દેવા લાયક ન રહ્યો. તે એક ઝટકે ઊઠીને ઊભો થયો અને બોલી ગયો — 'પિતાજી, ચાલો હવે જઈએ; હવે વધારે રોકાવાનો સમય રહ્યો નથી. હું આજે જ નીકળી જઈશ.'

ઈયેંગમાંશે આશ્ચર્યચકિત થઈ રિશાંગના ઠીંગણા કદના શરીર તરફ જોયું. એમણે લક્ષ્ય કર્યું કે પાછલા પંદર દિવસોમાં જ સતત ભારે પરિશ્રમ કરવાને કારણે એનું મોં સૂકાઈ ગયું છે, પણ અવાજમાં એક એવી દૃઢતા સ્પષ્ટ થઈ હતી કે જે સાંભળીને એનાં દૃઢ મનોભાવો માટે કોઈ પણ પિતા પોતાના એવા પુત્ર માટે અંતરતમ મનથી શુભેચ્છાઓ દઈ શકે, એને માટે ગર્વ લઈ શકે.

આજકાલ દેશ માટેનો ભાવ બધો નષ્ટ થઈ ગયો છે. ખૂબ જ ખરાબ સમય આવી ગયો છે. બધા નવયુવાનો જ્યારે વિદેશયેલીની પાછળ લટ્ટુ થઈ એનો સાથ પકડી રહ્યા છે ત્યારે પણ રિશાંગના મનમાં શિક્ષણ પ્રાપ્ત કરવા માટે આટલી જીવંત ઝંખના જોઈ ઈયેંગમાંશ હૃદયથી પ્રસન્ન થયા. એમણે કહ્યું, 'બરાબર છે, ચાલો.'

આટલી વાત કહેતાં જ ઇયેંગમાંશ પોતાના હુક્કાની બુઝાઈ ગયેલી આગને ફરીથી

સળગાવવાના ઉદ્દેશ્યથી આગનો અંગારો લેવા એનભિની પાસે પહોંચી ગયો. એક સળગતા લાકડામાંથી આગનો કકડો લાવી પોતાની ચલમ ભરી દઈ મસ્તીપૂર્વક લાંબા લાંબા કસ ખેંચી પી લીધા પછી, કઢાઈમાં ઉકળી રહેલા ઊભરાઈ જતાં પાણી તરફ જોતાં જોતાં તેમને આટિબની વાત યાદ આવી ગઈ. તે બોલી ઊઠ્યા —'

'અરે ઓ ! એણે મીઠા માટે કહ્યું હતું ?!'

'કેટલું જોઈએ ?' એનભિએ પૂછ્યું.

'જેટલું આપવું હોય તેટલું આપ. કાળું મીઠું ખાતાં ખાતાં એનો સ્વાદ કંઈ જુદો થઈ ગયો છે' — વિનોદમાં ઇયેંગમાંશ હસવા લાગ્યા.

એનભિ થોડે દૂર આવેલી એક નાની કોટડીમાં જઈ થોડી વાર માટે નજરથી અદશ્ય થઈ ગયો. એમાંથી નીકળીને જ્યારે આવ્યો, ત્યારે તેના હાથમાં એક ઝોળી લટકી રહી હતી. ઝોળીમાં મીઠું હતું.

એનભિના હાથમાંથી પોટલી લઈ લીધા પછી ઇયેંગમાંશ રિશાંગ તરફ ફર્યા અને સહજ જ પૂછી બેઠા — 'તારું બધું કામ પૂરું થઈ ગયું ને ? હવે નીકળી જવામાં મોડું નહિ થાય ને ?' 'હમણાં જરા રોકાવ. હજુ તો તે આવી જ નથી' — રિશાંગે કહ્યું.

'પ્લેગની મહામારી — એ મૂઈ ગઈ ક્યાં ?'

'આવી જશે, જરા રોકાઈ જાવ ને' એમ કહી રિશાંગ શારેંગ્લાના નામની જોરજોરથી બૂમ પાડવા લાગ્યો. તે પછી પણ જ્યારે કોઈ જવાબ ન મળ્યો ત્યારે પરેશાન થઈ જઈને રિશાંગે કહ્યું - 'તમે થોડી વાર અહીં ઊભા રહો; હું એને લઈ આવું.'

ઈયેંગમાંશ ફરી કશું બોલ્યા નહિ, શારેંગ્લાને બોલાવી લાવવા માટે રિશાંગ ત્યાંથી ખૂબ દૂર ચાલી ગયો.

'વડીલ, રિશાંગના વિવાહ કરાવી દો.' આશ્ચર્યપૂર્વક ઈયેંગમાશે એનભિ તરફ જોયું. વિચારવા લાગ્યા કે હજુ મૂછમાં દૂધવાળો આ બાળક મને ઉપદેશ આપી રહ્યો છે. છતાં એમણે કહ્યું — 'ઠીક છે, પણ હજુ થોડું રોકાવ. પહેલાં ભણવાનું તો પૂરું કરી આવે.'

— થોડી વાર ચૂપ રહ્યા પછી એમણે પૂછ્યું — 'પણ તેં આ વાત કરી શા માટે ? રિશાંગે તને કંઈ કહ્યું છે ?'

એનભિએ કહ્યું — 'પેલી જે છોકરી છે ને, તે બહુ સારી નથી.'

'હં' કહીને ઈયેંગમાંશ હુક્કો પીતા પીતા શાંત જ રહ્યા. પેલાની વાત પર એમણે પોતાનો કોઈ વિચાર પ્રકટ કર્યો નહિ.

ક્ષિતિજની ધારે કાળા વાદળા હતાં તે બધાં ફરીથી ઉખ્રુલ ગામના રસ્તા પર આગળ વધવા લાગ્યા. હવામાં થોડો થોડો બફારો લાગતો હતો. ઈયેંગમાંશ રહીરહીને કાળાં વાદળાં તરફ જોઈજોઈને દીર્ઘ નિઃશ્વાસ કાઢી રહ્યા હતા. રિશાંગ વિચારી રહ્યો હતો કે બીજાં બધાં વાદળોની જેમ આ વાદળનો ખંડ ક્ષણજીવી છે, જે જલદીથી હટી જવાનો છે. એવા વાદળના એ ખંડ તરફ જોઈ મનોમન એ પણ કંઈક અશુભ

જ અનુભવી રહ્યો હતો.

પણ કાળા વાદળના એ ખંડને જોઈ શારેંગ્લાનું મન ઉત્સાહપૂર્વક નાચી ઊઠ્યું. આખરે તે પોતે જ કેમ કશું બતાવી શકતી નથી ? કારણ વિના જ તોફાન ચડી આવતાં, અગાઉ કોઈ આગાહી વિના જ આકાશમાં કાળા વાદળનો ઉદય થતાં, ધૂમકેતુની જેમ વિનાશની સૂચના દેતાં, મહામારી ફેલાવવાવાળા એ સંક્રમિક પ્રભાવથી અને યુદ્ધની વિભીષિકા દ્વારા મનુષ્યને શક્તિહીન, પાંગળો બનાવી અસહાય સ્થિતિમાં પટકાવી દેવામાં, એટલે કે કોઈ પણ સ્થિતિમાં, માનવીને કોઈ અજ્ઞાત શક્તિની સામે પરાજીત થતો, હારતો જોઈ એનું મન અકારણ જ નાચી ઊઠે છે. માણસને અ-સ્વાભાવિક અવસ્થામાં ફસાતો, આકુળવ્યાકુળ થતો, અથવા તરફડતો જોઈ એનું હૃદય સમવેદનાથી રડી ઊઠે છે અને સંભવતઃ એમાં તે એક અસ્વાભાવિક તૃપ્તિ કે સંતોષનો પણ અનુભવ કરે છે. પોતાના જ ઢાંચામાં ધરતીને ઘડી લેવા માટે એનું મન આતુર થઈ ઊઠે છે.

બહુ સમય સુધી એ ત્રણે જણાં આમ જ ચૂપચાપ ચાલતાં રહે છે. કોઈના મોંમાંથી કશી વાત ના નીકળી. ઉપર તરફ ચડતી, પછી નીચે ખીણ તરફ ઊતરતી ઊંચી-નીચી પગદંડી પર આગળ વધી રહેલાં પગલાંઓથી ઊઠતા અવાજ સિવાય બીજો કોઈ પણ અવાજ આવતો નથી. એટલે સુધી કે ડાળો પર ચીં ચીં કર્યા કરતી ચકલીઓ પણ જાણે થોડા સમય માટે ચીં ચીં કરવાનું ભૂલી ગઈ હતી.

શારેંગ્લા વિચારી રહી હતી — બીજું વિશ્વયુદ્ધ પૂરું થઈ ગયા પછી શાંત થઈ ગયેલા ગામની ગોદમાં એને માટે એક નાની સરખી જગ્યા અને સામાજિક સ્વીકૃતિ પામવાનું પણ કદાચ મુશ્કેલ બની જશે. શક્ય છે કે ગાિંખુઈ હજુ થોડા દિવસો સુધી એને આશ્રય આપે, પણ એ આશ્રય ક્ષણજીવી જ હશે. તે પોતાની નજર સમક્ષ સ્પષ્ટ જોઈ શકતી હતી પોતાની એક અત્યંત અસહાય, નિરાશ્રય સ્થિતિની છબિને, — જેમાં તે પોતાની કૂખમાંથી જન્મેલા નવજાત નાના શિશુને પીઠ પર કપડાના ઝોલામાં બાંધી, આ ઘેરથી પેલે ઘેર ભિક્ષાની ઝોળી ફેલાવે છે અને ઠોકરો ખાતી ભટકતી રહી છે. એ ભયાનક કલ્પનાનું દૃશ્ય મનમાં ઊઠતાં જ એનું કાળજું થર થર કંપવા લાગે છે. ત્યાં આકાશમાં કાળાં વાદળ પોતાની અંદર ખૂંપી જતી તીખી નજરોથી એ વખતે તેમને જોઈ રહ્યાં હતાં.

રિશાંગના મનમાં કલકત્તા શહેર અને ત્યાં આવેલા પેલા મહા-વિદ્યાલયની તસવીર ઝગમગી રહી હતી. એના હૃદય પર આવીને ચોંટી રહ્યાં હતાં અજ્ઞાત, રહસ્યમય અને અત્યંત વિસ્તૃત, વિશાળ મહાનગરનાં સ્વપ્નો — જ્યાં શ્રમની, સભ્યતાની અને ઉન્નતિની પ્રાણવંત નદી વહી રહી છે. એ પ્રાણવંત નદીનાં ઊંડાણમાં ડૂબકી મારીને તે જ્ઞાનનાં, સભ્યતાનાં અને ઉન્નતિનાં નવાં સ્વપ્નાં પોતાના હૃદયમાં સમાવી, એમને પોતાના હૃદયમાં ભરી લઈ, પોતાની પેલી ફળદ્રુપ ટાંખુલ નગા ભૂમિમાં ફેલાવી દેશે. પરિણામે, એક દિવસ એનાથી અહીં પણ એક નવું જીવન મહેંકી ઊઠશે.

ઈયેંગમાંશને થાક લાગતો હતો. રસ્તે ચાલવાના પરિશ્રમથી કલાન્ત-શ્રાન્ત થઈ

જવાથી ઉછળી રહેલા શ્વાસોચ્છ્વાસ જ્યારે બહુ જલદી જલદી આવવા-જવા લાગ્યા ત્યારે પોતાની છાતીને શાંત પાડી તે વિચારી રહ્યા હતા — આ સંસારમાં પોતાની અંતિમ મંજિલ પર પહોંચી રહેલા, પૂર્ણ થઈ રહેલા, પોતાના આ ટૂંકા જીવનની કથા. એક દિવસ, કદાચ તે એક દિવસ પણ ખૂબ નજીક આવી પહોંચ્યો છે — જ્યારે આ જર્જરિત - વૃદ્ધ અત્યંત ઘરડું શરીર આ માટીમાં મળી જશે. એ પછી કદાચ સ્વર્ગલોકને માટે અથવા નર્કને માટે પ્રસ્થાન કરશે એમનો એકલો આત્મા....

મૃત્યુ પછીની આ સ્થિતિ સંબંધે વિચારતાં જ એમનું હૃદય થર થર કંપવા લાગ્યું.

બહુ જલદીથી શિર પર ચડી આવેલા મૃત્યુનું સ્મરણ થઈ આવતાં, તેમનામાં જીવન પ્રત્યે કોઈ પણ પ્રકારનો મોહ બાકી રહ્યો નહિ. આ એક એક ડગલું ઉઠાવી ઉઠાવીને પગ રાખવો, કદમ આગળ ધપાવી ચાલવું, મીઠું લઈ જવું, પુત્રને કલકત્તા ભણાવવા મોકલવા માટે ગામથી ચાલીને હુઇનિંગ સુધીની વીસ માઈલની મજલ પગે ચાલીને કાપી લેવાનું નક્કી કરવું, ગાઠિંખુઈની સાથે ઝઘડા - તકરાર - દલીલો કરવાનું — એ બધુંય એમને એક ભારે મોટો અભિનય કરવા જેવું લાગવા માંડ્યું.

અચાનક પુત્રના નવજવાન બલિષ્ઠ દેહ તરફ નજર પડતાં જ એમને મનોમન ઈર્ષ્યા આવી ગઈ. આ પહાડ — પર્વતીય ધરતીના આ ભાગ પરથી એમનો પોતાનો દેહ એક દિવસ અસ્તિત્વહીન થઈ જશે, જે રીતે આજે નાજેક અસ્તિત્વહીન થઈ ગયા છે. એ સ્થળે વળી નવા માણસો આવશે. એમનાં હાવ-ભાવ અને આચાર-વ્યવહાર પણ નવાં હશે. એ લોકો કદાચ આ વાત પૂરેપૂરી ભૂલી પણ જશે કે ઈયેંગમાંશ એક દિવસ સાક્ષાત્, સ-શરીર આ પર્વતીય ઢોળાવ પર ભ્રમણ કરતા હતા, ફરી રહ્યા હતા. ઈયેંગમાંશ મનોમન પોતાને ખૂબ એકલા અનુભવવા લાગ્યા હતા. ઉપરની ચઢાઈ ચઢતાં ચઢતાં એ લોકો હવે એક એવી જગ્યા પર આવી પહોંચ્યાં હતાં કે જ્યાંથી નજર નાંખતા ઈયેંગમાંશે અનુમાન કર્યું કે આ રસ્તો સીધો જ પેલા અશુભસૂચક કાળા વાદળના ખંડને સ્પર્શી રહ્યો છે અને આવો વિચાર આવતાં જ એમનાં શરીરનાં રોમરોમ ખડાં થઈ ગયાં. હાથમાં પકડેલી લાકડીને જોરથી માટીમાં ખોસી તે ઊભા રહી ગયા. તે પછી બોલી ઊઠ્યા — 'અરે, જોતો નથી ? એ રહ્યો કાળા વાદળનો ટુકડો.'

રિશાંગના મનનું સ્વપ્ન તૂટી જઈ ટુકડેટુકડા થઈ, ચૂરેચૂરા થઈ વિખરાઈ ગયું. તે આશ્ચર્યચકિત થઈ સ્તબ્ધ બની ગયો. કાળા વાદળનો ટુકડો એટલો નજીક હતો કે જાણે હાથ લંબાવી એને તે સ્પર્શી શકતો હતો અને એ વિચારતાં જ એનું મન એક ઘેરા વિષાદમાં ડૂબી ગયું. તે એકાએક બોલી ઊઠ્યો — 'જોઈ રહ્યો છું'. હાથ લંબાવીને પકડી શકાય એટલે જ છે — એકદમ નજીક !'

શારેંગ્લા ખિલખિલાટ હસવા લાગી. એનાં હાસ્ય પર વિસ્મય પામતા ઈયેંગમાંશે પૂછ્યું — 'જોઉં છું કે હસ્યા જ કરે છે; પણ શા માટે ?'

'હસું નહિ તો શું કરું ?' રડું ?'

'તું શું આ કાળા વાદળને જોઈને આનંદનો અનુભવ કરી રહી છે ?'

એમના એ પ્રશ્નનો શારેંગ્લાએ કોઈ જવાબ ના આપ્યો, પણ મનોમન અત્યંત દુઃખી થઈ આતુર અવાજે 'હે ભગવાન, હે ભગવાન્' એમ પ્રભુને પોકારવા લાગી.

ઘણે દૂરથી કોઈ જંગલી મરઘાનો બાંગ પોકારવાનો અવાજ સંભળાયો અને પછી આકાશમાં વિમાનના ઉડ્ડયનની જેમ, ધનુષ્યના આકારમાં બગલાંઓની એક ટોળી પાંખો ફફડાવતી ઊડી ગઈ. શારેંગ્લા પાસેથી પોતાના પ્રશ્નનો જવાબ મેળવવાની રાહ જોયા વિના જ ઈયેંગમાંશે રિશાંગને કહ્યું — 'આજે હું મને પોતાને બહુ ઘરડો થઈ ગયો હોઉં એમ અનુભવું છું. લાગે છે કે હવે બહુ વધારે દિવસો હું જીવીશ નહિ.'

'કેવી વાતો કરો છો ?' રિશાંગે સામો પ્રશ્ન કર્યો.

'ના, બેટા ના, માનવી સદા સર્વદા તો જીવતો નથી રહેતો. મરતાં પહેલાં મારી એવી બહુ ઇચ્છા છે કે તારી...' આટલું કહી વૃદ્ધ અટકી ગયા.

'શી ઇચ્છા છે ?' રિશાંગે આશ્ચર્યપૂર્વક પૂછ્યું.

'તારી વિવાહ કરવાની ઉંમર થઈ ગઈ છે.' શરમથી લાલ થઈ ગયેલા ચહેરાથી પરેશાન થતા રિશાંગે શારેંગ્લા તરફ એક વાર જોઈ પોતાનું માથું નીચું નમાવી દીધું.

'મોટા બાપા બરાબર જ કહી રહ્યા છે. શરમાઈ કેમ રહ્યો છે ? મોટા બાપા, એનાં લગ્ન કરાવી જ દો.' એક નિઃશ્વાસ નાંખતા નાંખતા શારેંગ્લાએ કહ્યું.

ઈયેંગમાંશે શારેંગ્લાના ચહેરાની એકેએક રેખાનું અને એની વાતોના એકેએક ભાવનું સૂક્ષ્માતિસૂક્ષ્મ નિરીક્ષણ-પરીક્ષણ કરી જોઈ લીધું કે એની વાતોમાં કોઈ ગુપ્ત સંકેત કે ઉપહાસ કે છળ તો નથી ને ? એની સચ્ચાઈ પર પૂરો વિશ્વાસ પડતાં તેમણે કહ્યું — 'હું પણ એમ જ વિચારું છું.'

'કન્યા તો પસંદ છે જ ?' શારેંગ્લાએ જણાવ્યું.

'કોણ ?'

'ખુટિંગ્લા' — માંડ શારેંગ્લાએ વાત કહી.

શારેંગ્લાના એ દ્વિધાભર્યા ઉચ્ચારણ પાછળ રિશાંગે એક અવાંછિત ઈર્ષ્યાનો સંકેત જોયો, એ વાત એના કઠોર મુખમંડળને જોતાં જ સમજાઈ ગઈ.

'એની સાથે તો આનું લગ્ન હું કોઈ પણ સંજોગોમાં થવા નહિ દઉં.'

'કેમ પિતાજી ?' આશ્ચર્યપૂર્વક રિશાંગે પૂછ્યું.

એ દરમ્યાન કાળા વાદળનો ટુકડો બહુ દૂર આકાશની ગોદમાં ક્રમશઃ લુપ્ત થઈ ગયો હતો. વાદળોની વચ્ચે વચ્ચેની થોડી થોડી ફાંકોમાંથી નીકળી નીકળીને સૂર્યનાં કિરણો ઝગમગતા-ચમકતા આ આખા વનપ્રાંત પર પડી રહ્યાં હતાં. ટેકરા ઉપર થોડે દૂર સુધીના સમતલ રસ્તા પર ચાલતાં ચાલતાં, એકાએક ઈયેંગમાંશ રિશાંગ સાથે પોતાના ઝઘડા-વિવાદોની દુઃખદ વાતોનું વર્ણન કરવા લાગ્યા. એમની પૂરી વાત સાંભળી લીધા પછી રિશાંગે કહ્યું — 'પણ અમારી બેની વચ્ચે તો વાગ્દાન થઈ ગયું છે.'

'થઈ જ ના શકે ! એ....'

'વાગ્દાન દઈ વચનબદ્ધ થઈ જવાનું શું કોઈ મૂલ્ય નથી ?' — ક્રોધપૂર્વક રિશાંગે

પૂછ્યું. રિશાંગને આ રીતે ક્રોધે ભરાયેલો જોઈ ઈયેંગમાશે ચૂપકીદી લઈ લીધી. શારેંગ્લાએ પણ મોંમાંથી એક શબ્દ બહાર કાઢ્યો નહિ.

એક વાર ફરીથી ચૂપકીદીમાં એમની બધી વાતો ગૂમ થઈ ગઈ.

પિતા અને પુત્રની વચ્ચે એ વખતે બે યુગોનું વ્યવધાન આવીને ઊભું રહ્યું હતું. ઈયેંગમાંશ પોતાના મનમાં રિશાંગને આ પ્રકારના મનોભાવ લાવવા માટે માફ કરી શક્યા નહિ. ગાઠિંખુઈની સાથે એમના વંશની, ધર્મની અને ગામની જે બહુ પુરાણી દુશ્મનાવટ ચાલી આવી છે, જે બહુ જ પુરાણા ઝઘડા-મુકદ્દમા ચાલતા આવ્યા છે, એ વિવાદને કોઈ મૂલ્ય કે મહત્ત્વ આપવા માટે રિશાંગના તૈયાર ન હોવાને કારણે રિશાંગ પર એમને ભયાનક ક્રોધ ચડી આવ્યો.

જીવનમાં ઈયેંગમાંશનો સૌથી મોટો ઉદ્દેશ્ય હતો : પ્રભુ ઈશુનાં વચનોનો પ્રચાર કરી ટાંખુલ નગાભૂમિમાં એમની પવિત્ર જ્યોતિ ફેલાવી દેવી. એ ઉદ્દેશ્યની પૂર્તિ માટે એમણે ગિરજાઘર બનાવડાવ્યું હતું અને એ માટે યોગ્ય જગ્યા પસંદ કરવા માટે એમને પુરાણા ગામ સાથે ઝઘડો - વિવાદ કરવા પડ્યા હતા. પ્રભુ ઈશુનો ધર્મ એમને માટે માત્ર એક સાધારણ પ્રકારનું આચરણ અને અનુષ્ઠાન જ નહોતાં પણ ધર્મ એમના અને ઈસાઈ નગા ગામોના વૃદ્ધ સન્માનિત વ્યક્તિઓના જીવનનો આધાર હતો. તે એમ વિચારી રહ્યા હતા કે એને સહારે જ તેઓ બિલકુલ સાચી રીતે સત્યના માર્ગે આગળ વધતા જઈ શકશે : જીવનની સીમા પાર કરીને, મૃત્યુના પેલા કિનારા સુધી : એક પેઢીથી બીજી પેઢી સુધી. ઈયેંગમાંશ મનોમન એવી આશા રાખતા આવ્યા હતા કે એમણે ધર્મ અને શ્રદ્ધાની જે જ્યોતિ જલાવી છે તેને ઉત્તરાધિકારના ક્રમમાં રિશાંગને સોંપીને જશે, જે એને પછીની પેઢી સુધી આગળ લઈ જશે, પરંતુ આજે એ આશા ચૂરેચૂરા થઈ ગઈ.

એક વિષાદભરી નિરાશાએ તેમના હૃદયને ઘેરી લીધું.

જ્યારે આ ચૂપકીદી અસહનીય થઈ ઊઠી ત્યારે એને તોડતી શારેંગ્લા બોલી — 'શી વાત છે મોટા બાપા ? તમે એકદમ શાંત કેમ થઈ ગયા ?'

'તમે નવયુવક-નવયુવતીઓના કોઈ આશયને હું સમજી શકતો નથી.' — અવરુદ્ધ કંઠે એમણે કહ્યું — 'તમને લોકોને, તમારાં મનને આ મહાયુદ્ધે દૂષિત કરી દીધાં છે.'

એમની આ વાત સાંભળી શારેંગ્લાને સખત આઘાત લાગ્યો. એણે પોતે પોતાને અપમાનિત થયા હોવાનો અનુભવ કર્યો. જે અપમાન એણે જીવનભર સહેવાનું છે એ અપમાનને સહન કરવા એણે અત્યારથી જ તૈયાર થઈ રહેવું જોઈએ. એણે કહ્યું — 'આ મહાયુદ્ધને શું અમે બોલાવ્યું હતું ?'

આ મહાયુદ્ધને અસલમાં કોણે બોલાવ્યું હતું એ ઈયેંગમાંશ જાણતા નથી. એ લોકોએ તો કોઈનેય બોલાવ્યા નહોતા, તેમ છતાં પૂર્વ તરફથી આવી પહોંચ્યા જાપાની અને પશ્ચિમ દિશાએથી ઊમટી પડ્યા મિત્રરાષ્ટ્ર — બે આખલાની લડાઈમાં જે રીતે ઝાડોનો ખુરદો નીકળી જાય તેવી રીતે એ લોકો પણ માર્યા ગયા. મહાયુદ્ધનો માર સહી લીધા પછી પણ દુકાળ, મહામારી, સ્વેચ્છાચાર, ઉચ્છૃંખલતા અને અનેક પ્રકારની ચિત્રવિચિત્ર

ચિંતાઓ વગેરે. એ બધામાં દબાઈ-પીસાઈ એ લોકો જ દીન-હીન, દુર્બળ અને અ-સહાય બની ગયા. પણ એ બધાંની વિરુદ્ધ તેઓ કેમ રુકાવટ કે વિરોધ લાવતા નથી ?

'પ્રચંડ પ્રવાહવાળા ઝરણાંનાં પાણીની ધારાને કોણ રોકે છે ?' કોઈ એની વિરુદ્ધ દીવાલ ઊભી કરી શકતા નથી' — ઈયેંગમાંશે મનોમન વિચાર્યું. જૂઠા તર્ક-વિતર્ક કરવાથી કોઈ લાભ નથી. હવે તો જે કંઈ બની રહ્યું છે તેને જ ભાગ્યલેખ માની મરવા માટે તૈયાર રહેવું એ સૌથી સારો માર્ગ છે, શ્રેષ્ઠ સાધન છે. આ વખતે એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના ઈયેંગમાંશે બિલકુલ મૌન ધારણ કર્યું.

બપોરની વેળાએ કાળા વાદળનો ટુકડો પૂરેપૂરો ઊડી તો ના ગયો, પણ બિલકુલ ઝાંખો થઈ ગયો. આકાશમાં જે ઘનઘોર ઘટા છવાઈ ગઈ હતી તે ખસી ગઈ; વાતાવરણ સ્વચ્છ થઈ ગયું. જંગલની નીચેની વાંકીચૂકી પગદંડી પર સૂર્યનાં કિરણો પ્રસરવા લાગ્યાં. એ જગ્યાની લાલ રંગની માટી કિરણોના સ્પર્શથી સોનાની જેમ ચમકવા લાગી.

કેટલાક જંગલી છોડવાઓની પાસે પહોંચી રિશાંગ એકદમ ઊભો રહી ગયો. શારેંગ્લાએ જોયું કે એની દૃષ્ટિ અજાણ્યા છોડનાં પાંદડાંઓ પર ચોંટી ગઈ છે.

'શું જોઈ રહ્યો છો ?' — શારેંગ્લાએ પૂછ્યું. ઈયેંગમાંશ પણ અટકી જઈ ઊભા રહી ગયા.

'આ છોડને ઓળખી શક્યા છો કે નહિ ?' — રિશાંગે પૂછ્યું.

ઈયેંગમાંશ બહુ ધ્યાનપૂર્વક અત્યંત ગંભીરતાથી એ છોડની પાંદડીઓને, એની સુગંધને જોવા-પારખવા લાગ્યા. પછી બોલી ઊઠ્યા :

'ચાના છોડ છે.'

'હું પણ એ સમજી શક્યો છું. જોરહટ (અસમનું એક પ્રખ્યાત શહેર)ના ચાના બગીચાઓમાં મેં આ પ્રકારના બહુ બધા છોડ જોયા છે.' — રિશાંગે કહ્યું. પોતાની વાત કરતાં કરતાં જ એણે દૂર દૂર સુધી દૃષ્ટિ ફેરવી જોયું કે એ ખીણમાં બહુ દૂર દૂર સુધી, ખૂબ વિશાળ ક્ષેત્રમાં, આ પ્રકારના ઢગલેઢગલા છોડ વિસ્તરેલા છે. અચાનક એના મોંમાંથી નીકળી પડ્યું — 'આપણા આ પહાડોમાં અપાર ધન છૂપાયેલું પડ્યું છે.'

'તું બરાબર જ કહી રહ્યો છે.' — ઈયેંગમાંશ બોલ્યા, 'પરંતુ આપણી પાસે એ સમજીવિચારી શોધી કાઢવાની બુદ્ધિ જ નથી.'

'વાત એમ નથી. મગજ તો છે, પણ શિક્ષણ નથી.' — એમની વાતને કાપી નાખીને રિશાંગે જણાવ્યું — 'અને શિક્ષણના અભાવમાં આપણે કશું કરી શકતા નથી.'

'હું...' કહી ઈયેંગમાંશ ચૂપ થઈ ગયા. થોડી વાર પછી તેઓ ધીરે ધીરે આગળ વધતા જતા, દૂરના પથ્થરના એક શિલાખંડ પર જઈ બેસી ગયા અને ચૂપચાપ એમણે હુક્કો સળગાવી દીધો.

એમને આ રીતે અલગ થઈ ગયેલા અને થાકી બેસી ગયેલા જોઈ શારેંગ્લાએ કહ્યું, 'મોટા બાપાને જરૂર કંઈ થઈ ગયું છે.'

'ડોસાનો સ્વભાવ જ એવો રહ્યો છે' — અનાદરપૂર્વક રિશાંગે કહ્યું.

'તારું મોં તો...'

રિશાંગ ખિલખિલાટ હસવા લાગ્યો — 'આપણા મોટા-વૃદ્ધ લોકો આપણા આ પહાડોની ધરતીમાં અને આપણાં આ વૃક્ષોમાં, જંગલોમાં શી શી સંપત્તિ છૂપાયેલી છે, શું શું છે, તે પણ જાણતા નથી.'

'પણ તમે લોકોય કેટલું જાણો છો ?' શારેંગ્લાએ પૂછ્યું.

'અમે લોકો કંઈ નહિ તો એટલું તો જાણી ગયા છીએ કે કશુંક ને કશુંક છે જરૂર, અને એ કારણે મેં શિક્ષણપ્રાપ્તિને જ સૌથી પહેલું સ્થાન આપ્યું છે.'

વાતચીતના વિષયની ધારાને વાળી લઈ શારેંગ્લાએ પૂછ્યું !

'એનો અર્થ એ કે એને માટે જઈશ જ.'

'હા, બની શકે તો કાલે જ. આમ પહેલેથી જ બહુ મોડું થઈ ગયું છે.'

'તારા ચાલી જવાથી બહુ ખરાબ લાગશે.' રિશાંગ હસવા લાગ્યો.

'બાઈબલ વાંચવાનું; એનાથી બધું બરાબર થઈ જશે.'

શારેંગ્લા ફરી કશું બોલી શકી નહિ. પોતાના મનની વાતો એને કહી સંભળાવાનો પોતાને કોઈ અધિકાર નથી. એના પ્રેમ કરવાનું કે નહિ કરવાનું સારું ગણવાનું કે ખોટું ગણાવાનું — એને કોઈ મહત્ત્વ આપતું નથી, કોઈ પરવા કરતું નથી. પણ તે પોતે પોતાને છેતરી નથી શકતી. રિશાંગને તે પ્રેમ કરે છે. અહીં એટલું અવશ્ય છે કે એનો આ પ્રેમ કોઈ બીજાની સમક્ષ પ્રકટ કરવાને યોગ્ય પ્રેમ નથી. આ પ્રેમ એનાં મનની તિજોરીમાં સચવાયેલા સ્વચ્છ, શુભ, સુકોમલ, સદા ખીલેલા રહેતા સફેદ રંગનું જંગલી ફૂલ છે. મનની અંદર અંદર જ તે ખીલે છે. એની કોમળ મધુર ગંધ આંતરમનમાં જ પોતાની સુવાસ ફેલાવતી રહે છે.

શારેંગ્લાએ જોયું કે હજુ પણ, આટલા સમય સુધી પણ, રિશાંગ એકાંત મનથી ધ્યાનપૂર્વક ચાના એ છોડની તરફ એકીટશે જોઈ રહ્યો છે. એની એ દૃષ્ટિમાં શારેંગ્લા કોઈ પણ પ્રકારનું કોઈ વ્યવધાન નાખી શકતી નથી.

એકાએક ઝડપી પવનનો એક સપાટો આવી પહોંચ્યો. તેણે શારેંગ્લાની ઓઢણી દૂર ફેંકી દેવા ઇચ્છી. પોતાના પાલવને સંભાળી પોતાને સંયત કરી તેણે ઈયેંગમાંશ તરફ જોયું.

પથ્થર પર બેઠેલા ઈયેંગમાંશ પથ્થરના ટુકડાની જેમ જ પડ્યા છે. મોંઢામાંથી કોઈ બોલ નીકળતો નથી; કોઈ પણ પ્રકારની કોઈ પ્રતિક્રિયા નથી. સ્પંદનનું કોઈ ચિહ્ન નથી; માત્ર તેમના હોકામાંથી નીકળતો ધૂમાડો આમતેમ ફેલાઈ રહ્યો છે.

ક્યાંક બહુ દૂર કેતકી પંખીનો સ્વર સંભળાયો, — ! ઓ કેતકી !'

શારેંગ્લાનું હૃદય એક અસહ્ય વેદનાથી કંપી ઊઠ્યું.

# 13

પગમાં ચોંટી જતી લાલ માટી — વરસાદથી ભીનાં થયેલાં પાંદડાં અને ઘરના નકામા કચરાના ઢગલા-જીપ-મોટરો જવાના રસ્તાના છેડા સુધી ફેલાઈ ગયેલાં હતાં. આકાશ એંડી રેશમની ચાદરની જેમ ખરબચડા રેશાવાળું લાગતું હતું. એકલા જ ઊભા રહેલા જાંબુના એક ઝાડની નીચે ઊભું રહેલું એક મિથુન (જંગલી પહાડી સાંઢ જેવું એક જાનવર) ભીનું થતું ઠંડીમાં અકડાઈ ગયું છે. આખી સડક કીચડથી ઢંકાયેલી હતી. ઉપ્ફુલ એક્સપ્રેસ ધીમી ધીમી આગળ જતી પેલા ઝાડ પાસે આવીને અટકી ગઈ અને પૈડાં કીચડમાં ફસાઈ ગયાં. હાથમાં છત્રી લીધેલાં એકબીજાને અથડાતાં યાત્રીઓએ ખૂબ જોરથી ચીસ પાડી.

ખાખી રંગનો ગણવેશ પહેરેલા ડ્રાઈવરે ઊંચે અવાજે બૂમ પાડી કહ્યું — 'તમે બધા નીચે ઊતરી સામેના ટેકરા પાસે ઊભાં ઊભાં રાહ જુઓ.'

દુઃખી થયેલા અને બબડતા પ્રવાસીઓ એક એક કરી બસમાંથી કૂદીને નીચે જમીન પર ઊતરી ગયા. બધા જ કીચડથી લથબથ થઈ ગયાં. પ્રવાસીઓના ઊતરી જવાથી બસનો ભાર થોડો ઓછો થઈ ગયો. ત્યારે ડ્રાઈવરે બસનું એન્જિન સ્ટાર્ટ કર્યું. પહેલાં તો પેલા ઊંડા ખાડામાંથી નહિ નીકળવાની મુશ્કેલીને કારણે પાછલું પૈડું ચૂં ચૂં કરવા લાગ્યું. થોડી વાર પછી કોઈ રીતે બસ કીચડવાળા ખાડામાંથી નીકળી સડક પર આગળ વધી. તે સાથે જ પ્રવાસીઓ પણ ઉત્સાહથી શોરબકોર કરવા લાગ્યા. ગાડીની સાથે સાથે જ તે બધાં પણ સીધું ચઢાણ અને કીચડવાળા રસ્તે ઉપર તરફ ચઢવા લાગ્યા.

પ્રવાસીઓની એ ટુકડીને છેક છેડે આવી રહ્યો હતો રિશાંગ. વારંવાર ગામ તરફ ફરીફરીને જોઈ રહેલા તેણે લાંબો નિસાસો નાંખ્યો. એનાં મનમાં તર્ક-વિતર્ક ચાલવા લાગ્યા — કયા કારણથી આખરે ગાઠિંખુઈ અને ખુટિંગ્લા એને મળવા પણ ન આવ્યાં ? એણે શારેંગ્લા દ્વારા બહુ જ સ્પષ્ટ શબ્દોમાં કહેવડાવ્યું હતું કે તે આ વખતે માત્ર રાત પૂરતો જ ઘેર રહેશે અને પરોઢ થતાં જ પહેલી બસમાં જ અહીંથી કલકત્તા તરફ રવાના થશે. પણ શારેંગ્લા, ગાઠિંખુઈ, ખુટિંગ્લા — એમાંથી કોઈ પણ આવ્યું નહિ. શા માટે ના આવ્યાં ? વારંવાર વિચારવા છતાં પણ તે કોઈ યોગ્ય ઉત્તર મેળવી શક્યો નહિ. તે ચાર વર્ષો માટે કલકત્તા જઈ રહ્યો છે. જતાં પહેલાં કંઈ નહિ તો એક વાર પણ ખુટિંગ્લાને મળવા માટે તેનું મન અધીર થઈ ગયું હતું.

પરંતુ આખી રાત અને વહેલી સવાર બધો જ સમય ડા. બ્રુકની સાથે વાતો કરવામાં જ વીતી ગયો. એટલે સુધી કે માની સાથે મન ખોલીને બેચાર વાતો કરી લેવાનો પણ સમય તેને મળ્યો નહિ.

કાદવ-કીચડથી પોતાને બચાવી લઈ ચાલવાને કારણે આગળ વધવામાં તેને બહુ વાર થઈ જતી હતી. આ પ્રમાણે ચાલતાં જ્યારે તે ટેકરા પર પહોંચ્યોં ત્યાં સુધી, એને કારણે થઈ રહેલી વારથી બસના બાકીના બધા પ્રવાસીઓએ ધીરજ ગુમાવી દીધી હતી તે જેવો બસ પર ચડી રહ્યો હતો કે તેણે જોયું કે ટેકરાની નીચે એક નાની સરખી ઝૂંપડી આગળ આંગણામાં ઊભી ઊભી ખુટિંગ્લા એની તરફ એકીટશે જોઈ રહી હતી : ચૂપચાપ એક પથ્થરની શાંત પ્રતિમાની જેમ. એની આસપાસ બીજી કેટલીક યુવતીઓ પણ ઊભેલી છે.

'ખુટિંગ્લા ... !'

દૂરથી જ ખુટિંગ્લા ઊંચા અવાજે બોલી, 'શું થયું ?'

થોડા જોરથી ડ્રાઈવરે કહ્યું — 'નહિ ભાઈ ! હું હવે વધારે વાર રોકાઈશ નહિ. તમે લોકો બંધ કરો.' આમ કહી એણે ગાડી સ્ટાર્ટ કરી દીધી.

વિવશ બનેલો રિશાંગ પણ ચડી ગયો. તે બોલ્યો — 'સારું .... તો હવે હું જાઉં....'

ખુટિંગ્લાએ મોંઢેથી કશુંય બોલ્યા વિના માત્ર હાથ ઊંચો કરીને તેને વિદાય આપી. ખુટિંગ્લાના મોંએથી નીકળેલા એક શબ્દ સુધ્ધાં રિશાંગ સાંભળી શક્યો નહિ. એનું હૃદય ઉત્સાહહીન બની ગયું.

સડક પર પથરાયેલા કીચડને ઉછાળતી બસ આગળ વધવા લાગી. અહીંથી ઇમ્ફાલ શહેર પિસ્તાળીસ માઈલ દૂર છે. સવારથી સાંજ સુધી આ રીતે સંઘર્ષ કરતાં કરતાં જતાં જતાં રાત્રે જઈને બસ પોતાના અંતિમ ગંતવ્ય સ્થાને પહોંચે — તે પણ, ત્યારે, જ્યારે રસ્તામાં ક્યાંય કોઈ દુર્ઘટના ન બને, અથવા પહાડી રસ્તાની જમીન ધસી ન પડે; અને વળી એ પછી તેય પછીની યાત્રા શરૂ થશે — મહાનગર કલકત્તા તરફ.

વરસાદ ક્રમશઃ વધતો જતો હોવાને કારણે ખુટિંગ્લાને પોતાને જ મનોમન આગળ જવાનું મન થયું નહિ. રિશાંગને મળવાની તેની ઇચ્છા નહોતી એવું નહોતું. પરંતુ શરમ કે રંજ માની લઈ કરેલા માન-અભિમાન અને નિરાશા આદિ ભાવોએ એના મનને કુંઠિત અને શક્તિહીન બનાવી દીધું હતું. રિશાંગના પિતાજીના મનોભાવ સારા નથી, એ બાબતે હવે એને કોઈ સંદેહ રહ્યો નહિ. તે દિવસે તો એણે પોતે જ ઈયેંગમાંશના મનોભાવોનો આભાસ મેળવ્યો હતો, અને તે પછી, પોતાનાં ઘરમાં જ પોતાનાં માતા-પિતા વચ્ચે રોજે રોજ ચાલતી વાતો તેણે છૂપાઈને સાંભળી લીધી છે. આ પરિસ્થિતિમાં રિશાંગને ઘેર જવાનું એ સાહસ કરી શકી નહિ. એને મનોમન આશા હતી કે કદાચ રિશાંગ પોતે જ એને ઘેર આવશે. પરંતુ હવે તો એ આશા પણ ચૂરેચૂરા થઈ ગઈ — રિશાંગ તો ચાલી ગયો... હવે તો કદાચ ચાર વરસ

સુધી મળવાનું પણ થશે નહિ.

વ્યથાથી ખુટિંગ્લાનું હૈયું ભરાઈ આવ્યું. એનું અસ્વસ્થ મન પહેલાં તો બધા દોષોને માટે રિશાંગને જ જવાબદાર ઠેરવવા પ્રયત્ન કરતું રહ્યું પણ એનું અંતરતમમન એ સાથે સહમત થયું નહિ. એનાં અંતર્મને કહ્યું : રિશાંગ એને ક્યારે પણ ભૂલી શકે નહિ અને જો કદાચ તે ભૂલે તો તેનું કારણ છે પેલી પતિતા. એ પડછાયાની માફક એનો પીછો કરી રહી છે. પુરુષનાં ચંચલ મનને લપસી પડતાં કેટલી વાર લાગે ?

નાની સરખી ઝૂંપડીનાં આંગણમાં ઊભેલી ખુટિંગ્લા શારેંગ્લાને એ રીતે તિરસ્કૃત કરી રહી હતી ત્યાં એની એકદમ નજીક આવીને ઊભી રહી ગઈ પાઈશોલા.

— 'શું થયું ?'

ખુટિંગ્લાએ કહ્યું — 'આજે ખૂબ જોરદાર વરસાદ વરસી રહ્યો છે.' ખુટિંગ્લા વાત ફેરવીને વાત કરી રહી છે એ તો પાઈશોલા સહજ જ સમજી ગઈ. એણે ખુટિંગ્લાના હોઠો પર હાથ રાખીને કહ્યું — 'અરે ! આ મરદોની જાતનો કોઈ ભરોસો નહિ. આંખોથી દૂર જતાં જ બધું ભૂલી જાય છે.'

રિશાંગની બીજા પુરુષો સાથે સરખામણી કરવાથી જ ખુટિંગ્લાને ખૂબ ગુસ્સો આવ્યો. પોતાનાં મનમાં તે અનેક પ્રકારની દલીલો કરી રિશાંગને નિર્દોષ ઠરાવવાનો પ્રયત્ન કરવા લાગી. 'પણ કયા કારણે રિશાંગ તેને મળ્યો નહિ ?' જ્યારે ચાર ચાર વરસ સુધી દૂર જવાનું છે તો પછી લગ્ન કરવા વિશે તો એણે કોઈ ચોક્કસ જવાબ આપી જવો જોઈતો હતો. અત્યાર સુધી તે સ્વપ્નું જોઈ રહી હતી — પોતાના એક નાનકડા સુંદર ઘરનું ! પણ રિશાંગની નિષ્ઠુરતાએ એનાં સ્વપ્નને નષ્ટભ્રષ્ટ કરી દીધું. તો શું રિશાંગ ખરેખર નિષ્ઠુર છે ?'

પાઇશોલા એક બેપરવા, ચંચળ યુવતી છે. નવયુવાનો અને નવયુવતીઓ વચ્ચે પ્રેમ થવાની વાતોમાં તેને બહુ વિશ્વાસ નથી. એની દૃષ્ટિએ તો લગ્ન એ એક અચાનક જ બની જતી ઘટના છે. ખુટિંગ્લાના સીધા-સાદા હૃદયની પવિત્ર અનુભૂતિની હાંસી ઉડાવતાં તેણે મજાકમાં કહ્યું — 'સાંભળ, રિશાંગ એની છાતી પર હાથ રાખીને કહી શકશે કે શારેંગ્લાની સાથે એનો ....' આટલું કહી એક ગંદો ઈશારો કરી તે ખિલખિલાટ હસવા લાગી. ખુટિંગ્લા આમ જ ભયભીત બની આસપાસની છોકરીઓ તરફ જોવા લાગી. નસીબ સારું કે એ બધી આ વાત સાંભળી શકી નહોતી. થોડું નારાજ થઈને તેણે કહ્યું, 'હાય ! શું કહી રહી છું તું રે !'

'અરે, વાહ ! આખું ગામ જાણે છે !'

'તારું માથું !' કહી ખુટિંગ્લા ચૂપ થઈ ગઈ. ગામમાં વાત ફેલાઈ ગઈ છે એ તથ્યને તે નકારી નથી શકતી પણ એ વાત પર વિશ્વાસ કરી શકી નહિ.

'તું તો બહુ ભોળી છું' — પાઇશેલાએ મજાકમાં એને કહ્યું —

'મને એવી વાતોમાં વિશ્વાસ પડતો નથી.'

પાઇશેલાએ કહ્યું — 'પંદર દિવસો સુધી બંને જણાં એકસાથે રહ્યાં છે એ વાત તું યાદ રાખ્યા કરજે.'

ખુટિંગ્લાને લાગ્યું કે જાણે એના કલેજા પર કોઈએ સખત ઘા કર્યો છે. અચાનક એના મનમાં શંકા ઊભી થઈ ગઈ, કોણ જાણે છે — કદાચને શારેંગ્લાએ રિશાંગના મનને મોહિત કરી દીધું હોય ! એક પતિત સ્ત્રીનું શું ઠેકાણું ? પોતાનું જેવું મન હોય તેવા જ રૂપે સંસારને પણ જુએ, તો પછી એમાં આશ્ચર્ય ય શું છે ?

એનાં હૃદયમાં શંકાની આગ ભડકી ઊઠી. દૂર પહોંચી ગયેલી ગાડીના એન્જિનનો અવાજ હજુ પણ એના કાન પર અથડાઈ રહ્યો હતો. ઝાડની છાયામાં રહેલું મિથુન પોતાની મસ્તીમાં વાગોળી રહ્યું હતું. ખુટિંગ્લાનું મન એકાએક અન્યમનસ્ક બની ગયું. એનાં હૃદયમાં ધીરે ધીરે ઊઠી રહેલી એક અનિર્વચનીય ઉત્તેજના તેની આંખો સુધી પ્રસરી ગઈ. એકાએક તેની આંખોમાં આંસુ ચમકવા લાગ્યાં. એની આંખો સમક્ષ અત્યંત ક્રૂર અટ્ટહાસ્ય કરતો એક ચહેરો ચમકી ઊઠ્યો અને એ ચહેરો હતો શારેંગ્લાનો, જેણે પોતાના પિતાના આશ્રયમાં રહી પોતાની સાથે જ શત્રુતાભર્યો વ્યવહાર કર્યો ? હાય !

એણે જોયું કે આ દરમ્યાન પાઇશોલા ત્યાંથી જતી રહી હતી.

એ દિવસથી ખુટિંગ્લાના મનમાં શારેંગ્લા પ્રત્યે વિદ્વેષનો ભાવ જાગી ઊઠ્યો. એક જ ઘરમાં રહેવા છતાં, ભોજન વખતે, શયન વખતે, મળવા-હળવાના કોઈ પણ અવસરને ટાળી દઈ તેણે શારેંગ્લાના સાથનો ત્યાગ કર્યો. ક્યારેય તે તેની નજીક નહોતી જતી. શારેંગ્લા પોતા તરફથી પ્રયત્ન કરી જેટલી એની નજીક આવતી હતી તેટલી જ તે તેના દૂર દૂર રહેતી હતી. ખુટિંગ્લાના મનમાં આ આશંકા ખૂબ દૃઢ બનીને પેસી ગઈ કે આ પાપીષ્ઠાએ જ રિશાંગને અવળે માર્ગે ભટકાવી દીધો છે. પોતાની મધ જેવી મીઠી મીઠી ફરિયાદોથી એણે એના ભોળા-ભલા હૃદયને પીગળાવી દઈ પોતાના વશમાં લઈ લીધું છે. એ કારણે હવે રિશાંગ મને છોડીને, મારાથી મોં ફેરવી લઈને, દૂર ચાલી ગયો છે. નારી જ નારીજાતિની અસલ દુશ્મન છે એ વાત આજે તેણે પહેલી વાર અનુભવી. પોતાના પ્રેમી દ્વારા બેવફાઈ થવાથી, તેમજ તેના દૂર ચાલી જવાથી ઊપજેલી વિરહવેદનાની આગ સળગવા લાગી. એના મનમાં એ દૃઢ ધારણા બની ગઈ કે રિશાંગ અને એના સંબંધોની વચ્ચે એક અવરોધની જેમ આવી ઊભી રહી છે — શારેંગ્લા. આમ ઉત્પન્ન થયેલી ઈર્ષ્યાથી એનું મન અત્યંત વ્યાકુળ, વિકળ બની ગયું. શારેંગ્લાની ઉપસ્થિતિ એને માટે અસહ્ય બની ગઈ.

ખુટિંગ્લાના આવા કટુતાભર્યા વ્યવહારને જોઈ આખું કુટુંબ આશ્ચર્યચકિત બની ગયું. આજકાલ સભા-સમિતિઓ, પંચાયતો અને કચેરીઓમાં જવાને કારણે ઘેર પાછા આવવામાં ગાઠિંખુઈને કાયમ મોડું થઈ જાય છે. ઈયેંગમાંશની સમક્ષ પોતાનો વિનયભર્યો પ્રસ્તાવ મૂકવા પછી પણ તેમના વડે તે ઠુકરાવી દેવાથી, પોતાની અભિલાષા નિષ્ફળ ગયા પછીથી ગાઠિંખુઈને ખુટિંગ્લાના લગ્ન વગેરેની સમસ્યાઓથી પોતાનું મગજ બગાડવાનું છોડી દીધું છે. પોતાની હૃદયની વ્યથાને મનોમન દબાવી રાખવાનો તેમણે નિશ્ચય કરી લીધો હતો. કન્યા પોતાના ઘરમાં જ રહી રહી બુઢ્ઢી કેમ ના થાય ! પણ પોતે તો પોતા તરફથી પહેલ કરી ઈયેંગમાંશની પાસે પ્રાર્થનાની ઝોળી

ધરવા હવે ક્યારેય જશે નહિ. આ દરમ્યાન મુકદ્દમાની તારીખનો દિવસ પણ નજીક આવી ગયો છે. મુકદ્દમો લડવાની ઇચ્છા હવે એમના મનમાં મરી ગઈ હતી. છતાં પણ આત્મ-સન્માનની રક્ષા કરવા ખાતર હવે તે મુકદ્દમો પાછો ખેંચી લેવા પણ રાજી નહોતા. તોફાની ઝંઝાવાતના ઘેરામાં આવી ઊડી રહેલાં વૃક્ષોનાં પાંદડાંની માફક, તે કોઈ સહારાના અભાવમાં, ઘટનાઓની ઝડપી પ્રવાહગતિમાં પડી, પેલી ઊંડી ભમરીમાં વહી ગયા.

જોકે રિશાંગે તો એમને મળવા માટે પોતે જ સંદેશો મોકલી બોલાવ્યા હતા, તેમ છતાં એ દિવસે એને મળવા જવામાં એમણે કોઈ ક્ષોભ અનુભવ્યો, પણ જ્યારે એમને એ વાતની ખબર પડી કે રિશાંગ ખુટિંગ્લાને મળવા ના આવ્યો, ત્યારે ખુટિંગ્લા પ્રત્યે એમનું હૃદય કરુણાથી ભરાઈ ગયું. છતાં જ્યારે તેમણે જોયું કે ખુટિંગ્લાએ શારેંગ્લા સાથે વાતચીત કરવાનું, હળવા-મળવાનું સંપૂર્ણપણે બંધ કરી દીધું છે, ત્યારે તો સાચે જ આશ્ચર્યચકિત થઈ ગયા. કોણ જાણે કેમ, એના પ્રત્યે કરવામાં આવતો આ દુર્વ્યવહાર તે સહન કરી શક્યા નહિ.

રિશાંગના ગામમાંથી ચાલી જવાનાને બે અઠવાડિયાં વીતી જવા પછી પણ એમણે પોતાની પુત્રીના વ્યવહારમાં કોઈ પ્રકારનો ફેરફાર થતો જોયો નહિ, ત્યારે ગાઇિંખુઈએ ભોજન પત્યા પછી એને બોલાવીને પૂછ્યું — 'કહો, શું થયું છે ?' શારેંગ્લાને આ ઘરમાં આશ્રય આપ્યો છે તેને કારણે તને શું મુશ્કેલી થઈ છે ?

પોતાના પિતાના આ પ્રશ્નથી ક્ષોભ પામી ખુટિંગ્લાએ કહ્યું — 'તમે એવું જ સમજો છો ?!'

'તો શું થયું છે, તે તો બતલાવ. એ પણ મારી મારી ફરી રહી છે —'

પિતાએ બતાવેલી આ સહાનુભૂતિથી ખુટિંગ્લા ખૂબ જ વિક્ષુબ્ધ બની ગઈ — 'એ ભલી ઓરતની વાત કરી રહ્યા છો ! અરે, એ પિશાચિણી તો ખોળામાં બેસાડી કાળજામાં દાંત ભેરાવે એવી છે !'

'એટલે !?'

'રિશાંગને કોણે બહેકાવ્યો ? શું તમને ખબર નથી ?'

'ના, એનો તો કોઈ દોષ નથી —' ગાઇિંખુઈએ કહ્યું.

'એવું ના હોય તો રહ્યું. પણ, આખું ગામ જાણે છે. બસ, તમે એકલા જ એવા છો જે કશું જાણતા નથી.'

ગાઇિંખુઈએ ધીમેથી કહ્યું —'સારું, હું એને પૂછી જોઈશ.'

ખુટિંગ્લા પગ પછાડતી એક ઝાટકે ત્યાંથી ચાલી ગઈ. ગાઇિંખુઈ સળગતી તાપણી તરફ એકીટશે જોતાં થોડી વાર સુધી સ્તબ્ધ બની બેસી રહ્યા.

તે વખતે ધડ્ ધડ્ કરતી વારામાલા આવીને બોલી, 'એ રડે છે. પણ થયું છે શું ? જરા જઈને જુઓને !'

'કોણ ? ખુટિંગ્લા ?' — આશ્ચર્યથી ગાઇિંખુઈએ પૂછ્યું.

'અરે ના, ના; શારેંગ્લા !'

'સારું, ચાલો, જઈને જોઈએ.'

થોડું ચાલીને બેઠક ખંડનો દરવાજો ઠેલી તે બંને અંદર ચાલી ગયાં. શારેંગ્લા ખરેખર ત્યાં બેઠી બેઠી રડી રહી હતી. આંખોમાં આંસુની ભીનાશ હજુ પણ હતી.

'તને શું થયું છે ?'

શારેંગ્લા કશું બોલી નહિ.

ગાઠિંખુઈ આગળ જઈ એની પાસે બેસી ગયા. પછી ખૂબ સ્નેહપૂર્વક એમણે કહ્યું, 'મારા કોઈ વ્યવહારથી તને ખોટું લાગ્યું છે ?'

'નહિ જી.'

'તો પછી ?'

'ખુટિંગ્લા મારે વિશે જેમતેમ કહેતી ફરી રહી છે.'

'ના, એ એવું કરી ના શકે' — કહી ગાઠિંખુઈ વારામલાના મોં તરફ જોવા લાગ્યા.

વારામલાને ગાઠિંખુઈનો આ વ્યવહાર બિલકુલ ગમ્યો નહિ. આશ્રિતા હોવા છતાં એક ચરિત્રહીન સ્ત્રી પ્રત્યે આ રીતે પ્રેમ બતાવવો તે યોગ્ય નથી. શારેંગ્લા એની છે પણ કોણ ?

એની મનોભાવનાઓને ખોટી જાણી લઈ ગાઠિંખુઈએ કહ્યું — 'તને જો ખરાબ લાગતું હોય તો અહીંથી ચાલી જા. પુત્રીની હિંમત બહુ વધી ગઈ છે.'

'મારી દીકરી તો બરાબર છે. હવે તો એને બાપનો ડર લાગી રહ્યો છે.'

'એટલે તું શું કહેવા માગે છે ?' — આશ્ચર્યચકિત થઈ ગાઠિંખુઈએ પૂછ્યું.

કશીયે વાત કર્યા-કહ્યા વિના, અંદર ને અંદર થનથનાતી વારામલા ત્યાંથી બહાર નીકળી ગઈ. હતપ્રભ જેવા ગાઠિંખુઈ ક્યાંય સુધી શાંત બેસી રહ્યા. તે પછી શારેંગ્લા તરફ ફરી એમણે કહ્યું — 'જો, હવે તું રડ નહિ. તારા રડવાથી મને ખૂબ મુશ્કેલી પડશે.'

અચંબાપૂર્વક શારેંગ્લાએ ગાઠિંખુઈ તરફ એક નજરે જોયું. એને લાગ્યું કે એમની આંખો અને ચહેરા પર વાસનાની એક ઝલક પ્રસરી ગઈ છે. એમની ખેંચાઈ રહેલી માંસપેશીઓ કોઈ અજ્ઞાત ઉત્તેજનાથી કંપી રહી હતી. એમના હોઠો પર એક વિચિત્ર પ્રકારનું હાસ્ય ફરકી રહ્યું હતું. વારામલાની નજરમાં તે વખતે એમનું આ વણમાગ્યું વણનોતર્યું પ્રેમનું ઈજન અને સંકેત ખરેખરાં પકડાઈ ગયાં હતાં.

શારેંગ્લાનું હૃદય એકાએક કંપી ઊઠ્યું, છિઃ છિઃ આ બધી કેવી કેવી વાતોનો તે વિચાર કરવા લાગી ગઈ છે !

ગાઠિંખુઈએ હવે વધારે આગળ જઈ શારેંગ્લાની એકદમ પાસે જઈ, એની પીઠ પર હાથ ફેરવીને કહ્યું — 'લોકો તો બીજાની બદનામી ફેલાવીને મજા કરી લે છે, પણ તે બધા એ વાત ખરેખર નથી સમજતા કે લોહીની ગરમી તો બધામાં હોય છે.'

'એટલે ?' આશ્ચર્યભરી નજરે શારેંગ્લાએ પૂછ્યું.

'હવે એમ જ સમજી લે કે તને જોઈને મારું હૈયું હાલી ગયું છે !'

'છિઃ છિઃ મોટાબાપા ! આ બધું તમે શું બકી રહ્યા છો ?'

એક અદમ્ય આવેગથી ગાઠિંખુઈ હસવા લાગ્યા — 'અરે, તને પણ લાજ-શરમ છે કે નહિ ? હું તો સમજતો હતો કે આદમીનું સુખ શેમાં છે એ તું જાણે છે !'

શારેંગ્લા ખૂબ ગુસ્સે થઈ ગઈ; ચીડાઈને બોલી — 'આજે શું તમે 'યૂ'નો દેશી દારૂ બહુ વધારે ચઢાવી લીધો છે ? આ બધી વાતો તો તમારે વારામલા માસીને કરવી જોઈએ.'

ગાઠિંખુઈ હસવા લાગ્યા : 'વારામલા માટે મારી કોઈ રુચિ રહી નથી.'

'તમે તો મહા નિર્લજ્જ છો, ચલો હટી જાવ અહીંથી' — શારેંગ્લા ખૂબ ક્રોધમાં બોલી.

'તેં જોયું નથી કે શું ?' બહુ મોટી સતી-સાધ્વી બને છે ! ઠીક છે; પણ એ તો બતાવ કે રિશાંગનું મન ખુટિંગ્લા તરફથી ફેરવી કેમ દીધું ?'

'જો તમે આ રીતે મારું અપમાન કરશો તો હું સ્પષ્ટ કહી દઉં કે હું અહીંથી જતી રહીશ.'

ગાઠિંખુઈ આ સાંભળીને શાંત થયા. કશું બોલ્યા વગર શારેંગ્લાના ચહેરા તરફ જોઈ રહ્યા. ખરેખર બહુ સુંદર છે એ. એના ચહેરા પર ઉંમરની રેખાની છાપ પણ પડી નથી. એના સુગઠિત દેહનાં અણુઅણુમાં જાણે યૌવનનું માદક આમંત્રણ છે. ગાઠિંખુઈને તીવ્ર ઇચ્છા થઈ આવી કે તે એને બાહુઓમાં જકડી એક ચુંબન લે. આ વિચાર કરી તે ઊઠીને ઊભા થયા. પછી વધારે આગળ જઈ શારેંગ્લાની બરાબર સામે ઊભા રહી ગયા. એમણે જોયું કે ડરની મારી શારેંગ્લા થરથર કંપી રહી છે.

'કેમ ?' શું થયું ? આટલી કંપી કેમ રહી છું ?'

'તમે એક પિશાચ છો.'

ગાઠિંખુઈ જરા અટકી ગયા; પછી બોલ્યા, 'કેમ, તું મને પ્યાર નથી કરતી ?'

'ના.'

'પણ કેમ હું બુઢ્ઢો છું એટલે ?'

'એક માણસ શું દરેકને પ્યાર કરતો હોય છે ?'

'લાગે છે કે તું તો જાણે સારા ઘરની છોકરીની માફક વાતો કરી રહી છું. પણ તું તો વેશ્યા છો વેશ્યા' — પોતાને અત્યંત અપમાનિત થયેલો જાણી ગાઠિંખુઈએ કહ્યું.

'તમે મારી આવી બેઇજ્જતી શા માટે કરી રહ્યા છો ?'

'સાચી વાત કરી રહ્યો છું. પેલા જાપાનીને છોડતાં જ તું રિશાંગની પાછળ પડી ગઈ. એ તારો સ્વભાવ જ છે.'

'જૂઠી વાત. એ જાપાની સિવાય બીજા કોઈએય મારા દેહનો સ્પર્શ સુધ્ધાં કર્યો નથી.'

ગાઠિંખુઈએ હસીને એની વાતો ઉડાવી દાધી અને બોલ્યા — 'આખું ગામ તારી વાત જાણે છે.'

'એ લોકો મારી વાત બિલકુલ જ જાણતા નથી.'

'શું કહ્યું ?'

'હું કોઈ વેશ્યા નથી. મારા ગર્ભમાં ઈશેવરાનું સંતાન મોટું થઈ રહ્યું છે.'

'અચ્છા — એ ઈશેવૂરાનું જ સંતાન છે એ શું તું બરાબર જાણે છે ?'

'બિલકુલ બરાબર —'

'અચ્છા — તો તું શું વેશ્યા નથી ?'

'નથી.'

એની મશ્કરી કરવા માટે ગાઠિંખુઈએ હસવાનું શરૂ કરી દીધું. થોડો સમય આ રીતે વ્યતીત થયા પછી ગાઠિંખુઈએ એકદમ વિવશ બની અદમ્ય ઉચ્છૃંખલ અને કામાંધ બની ગયા. એમણે શારેંગ્લાને જબરજસ્તીપૂર્વક ખેંચી પોતાની છાતીએ વળગાડી અને પછી એના હોઠ પર જોરથી ચુંબન ચોડતા બોલ્યા — 'અરે, મેં તને મારા ઘરમાં આશરો આપ્યો; એને બદલે તું મને થોડો પ્રેમ પણ નહિ આપે ?'

શારેંગ્લાએ પોતાની સઘળી શક્તિ લગાવી એમની છાતીએથી પોતાને અળગી કરી દીધી. એમનાં બાહુબંધનમાંથી છૂટી તે હિબકાં ભરતી રડવા લાગી. એક સામાન્ય આશ્રયને માટે આજે એને ગાઠિંખુઈની રખાત થવું પડશે ! શું એવું એના ભાગ્યમાં લખેલું હતું ? એનાં હિબકાં બહુ વધી જતાં ગાંઠિખુઈએ થોડી મુશ્કેલી થતી અનુભવી, તે બોલ્યા, 'એમાં રડવાની શી વાત છે ?'

અપમાન અને ઇચ્છા વિનાના આત્મસમર્પણની આ કરુણ ઘટનાએ એના શરીરને જડ અને ઠંડું કરી દીધું. થોડી વાર પછી એના હિબકાં બંધ થઈ ગયાં. તે વખતે અચાનક એક દુર્દમનીય આવેગથી તે આક્રોશપૂર્વક ફૂંફાડા મારતી, ખૂબ કઠોર અવાજમાં ફટકારતી બોલવા લાગી, — 'તમારા લોકોને આશરે આવી પડી છું, એટલે તમે બધા મારું અપમાન કરો છો ? તમારી દીકરીએ આજ પંદર દિવસથી મારી સાથે વાત સુધ્ધાં કરી નથી. મેં જ જાણે રૂપથી ફસાવીને રિશાંગને ભોળવી દીધો ! અને તમે આવીને મારી સાથે રખાત જેવો વ્યવહાર કરો છો. હવે હું તમારા લોકોની પાસે એક ઘડી પણ નહિ રહું' — આટલું કહી તે ઊઠી અને એ કોટડીને એક છેડે રાખેલી ઝોળીમાં એના કપડાં વગેરે જે કાંઈ હતું તે ભરવા લાગી.

ગાઠિંખુઈ એનો આ વ્યવહાર જોઈને અચરજમાં પડી ગયા. શારેંગ્લાને તે જે પ્રકારની સ્ત્રી તરીકે સમજતા હતા તેનાથી તે વાસ્તવમાં તદ્દન ભિન્ન પ્રકારની જ છે. તે ચરિત્રહીન નહિ, પણ સદ્ચરિત્ર સ્ત્રી છે. એમને ખૂબ પશ્ચાતાપ થવા લાગ્યો. પણ મોંઢેથી બોલી એને જતી રોકવાનું તે સાહસ કરી શક્યા નહિ.

શારેંગ્લા જ્યારે સાચે જ જવા માટે નીકળી પડી ત્યારે ગાઠિંખુઈએ પૂછ્યું, 'આટલી રાત્રે હવે કોને ઘેર જઈશ ?'

'તમારે એનું શું કામ છે ?'

ગાઠિંખુઈને કાળા અંધારામાં અને પશ્ચાતાપની આગમાં પડ્યો રહેવા દઈ તે ધીરે ધીરે ત્યાંથી નીકળી ગઈ.

ક્યાં જશે તે ? કોને ઘેર જશે ? હવે કોણ તેને આશરો આપશે ?

શારેંગ્લાની પાસે એ વખતે બાઈબલના પુસ્તક સિવાય બીજી કોઈ સંપત્તિ હતી નહિ.

શારેંગ્લાના ત્યાંથી ચાલી ગયા પછી ગાઠિંખુઈ થોડી વાર સુધી ત્યાં ઊભા રહ્યા, પતિતા નારીમાં પણ એક તેજવંત પ્રાણ છે, એ વાત આજે એમણે જીવનમાં પહેલી વાર અનુભવી. સ્ત્રી જો પોતે જ આત્મસમર્પણ ન કરે તો કોઈ પણ પુરુષમાં એટલું સામર્થ્ય નથી કે તે એનો અપવિત્ર વાસનાની તૃપ્તિની સામગ્રી તરીકે ઉપભોગ કરી શકે. મનોમન તે પોતાનું અપમાન થયાનો અનુભવ કરી રહ્યા હતા. છતાં શારેંગ્લાના વ્યવહારે તેમને આશ્ચર્યચકિત કરી દીધા. દરેક રીતે અસહાય એક સર્વહારા સ્ત્રીના પ્રાણમાં છૂપાયેલી છે માનવીની પેલી દુર્લભ માનસિક શક્તિ, જે શક્તિનાં બળ પર પોતાની મર્યાદા-રક્ષા માટે તે કંઈ પણ ત્યજી દેવા તૈયાર છે. પોતાને મળેલા આશ્રયનો મોહ છોડી દઈ, રાતના ઘનઘોર અંધારામાં ચાલી નીકળેલી શારેંગ્લા પ્રત્યે એમના મનમાં એક અદ્‌ભુત શ્રદ્ધા જાગી. અત્યાર સુધી તે વિચારતા રહ્યા હતા કે શારેંગ્લા એક સાધારણ પતિતાની માફક આસાનીથી વાસનાની શાંતિ માટે પ્રાપ્ય એવી કામાતુર સ્ત્રી છે. પરંતુ એની પણ પોતાની એક ઇચ્છા અને સત્તા છે. થોડી વાર પછી ગાઠિંખુઈ ત્યાંથી ચાલી ગયા.

ગામ વચ્ચેથી ચાલતાં ચાલતાં શારેંગ્લાના મનમાં એવા ભાવ જાગ્યા કે વસ્તુતઃ આ પૃથ્વી અત્યંત હૃદયહીન અને બદલો લેનારી છે. જે બિચારા સમાજની નજરે એક વાર દોષિત બની ગયા તે બધા જાણે સદૈવ અપરાધી જ રહેશે અને એટલું જ નહિ એમને હંમેશ સમાજના અપરાધનો ભાર વહન કરવો પડશે. બરાબર આવી જ મનોભાવનાથી ગાઠિંખુઈ આજ એને તનમનથી ચાહતા હતા કે જાણે તે એક વાસનાપૂર્તિનું એક સાધન છે. આટલી વાત વિચારતાં જ એને પોતાના આ સ્વરૂપવાન સુંદર દેહ પર ઘૃણા ઉપજી. આ દેહમાં પણ પોતાની એક ઇચ્છાશક્તિ અને આત્મા છે એ વાત આ લોકો સમજતા જ નથી. સામાન્ય એવો એક આશ્રય આપવાથી એના બદલામાં પુરુષ એના યૌવનનું મધુ ચૂસી લેવા ઇચ્છે છે. નહિ, નહિ, આ રીતનું અપમાન સહન કરી જીવતા રહેવું એનાથી સારું તો ગળે ફાંસો લગાવી મરી જવું તે છે. એની આંખો સમક્ષ માનવતાના સ્મશાનનું દૃશ્ય ઉપસી આવ્યું જ્યાં પ્રેમ, પૂજા, સહાનુભૂતિ વગેરે ભાવો જરાયે નથી; છે માત્ર પશુઓના જેવી આહાર અને મિથુનની કલંકિત કામના. આજે એને કોઈનો આશરો નથી, સહાનુભૂતિના બે શબ્દો નથી. અત્યાર સુધી જે ઘરમાં આશ્રય લઈ રહી હતી એ ઘરમાંથી જાણે કાઢી મૂકવામા આવી; એ ઘરની કન્યાએ પોતાના પ્રેમમાં વિઘ્ન લાવનારી કહી અને એના બાપે ભગાડી દીધી, કલંકિત વાસનાની દાસી ન બની એ કારણે ઘરમાંથી ભગાડી દીધી; મોં ખોલીને સ્પષ્ટ શબ્દો ઘરમાંથી નીકળી જવા માટે ભલે ના કહ્યું હોય, પણ પોતાનાં આચરણથી તો એ જ કર્યું. હવે એ ક્યાં જાય ? કોણ એને આશરો આપશે ? તે ગાઠિંખુઈને ત્યાંથી બહાર નીકળી આવી છે એ વાત જાણી લોકોનાં

મનમાં કેટલી તરેહ તરેહની શંકાઓ ઊઠશે એનો કોઈ અંદાજ છે ખરો ? હવે તો એ કારણે તે કદાચ બીજે ક્યાંક આશ્રય પામી શકશે નહિ.

કોઈ અજાણ ખેંચાણથી ધીરે ધીરે ખેંચાતી તે ફાનિટફાંગે છોડી દીધેલા ઘરના દરવાજા આગળ જઈને ઊભી રહી ગઈ. ખૂબ સાવધાનીથી એણે એ ઘરનો દરવાજો ખોલ્યો, અને એની અંદર ચાલી ગઈ. આ ગાઢ અંધકારમાં એણે એક અદ્‌ભુત શાંતિનો અનુભવ કર્યો. ધીરે ધીરે હાથ ફેરવતાં ફેરવતાં એણે ફાનિટફાંગની પથારી શોધી કાઢી. તે પછી અંદાજે ફરીથી દરવાજા પાસે ગઈ અને દરવાજો અંદરથી બંધ કરી ચોરની માફક પથારી પર લેટી પડી. થોડી વાર આ રીતે ચૂપચાપ પડી રહ્યા પછી એણે એ પથારી પર પોતાનું એક વસ્ત્ર પાથરી દીધું - ફરી પથારીમાં પડી રહી.

ચારે તરફ ભયાવહ શાંતિ પથરાયેલી હતી. કેવળ એની પથારી નીચે મોટા ઉંદરો અને છછુન્દર ખડબડ ખડબડ કરતા હતા. ડરથી એનું હૈયું કંપી ઊઠ્યું. શરીર પર ચાદર ઓઢી લઈ તે ત્યાં સૂઈ ગઈ.

બીજે દિવસે સવારે ગામના રહેવાસીઓએ જ્યારે એને ત્યાં જોઈ ત્યારે બધા ખૂબ અચંબો પામી ગયા. કોઈએય સ્પષ્ટપણે કશું જ કહ્યું નહિ. પણ તેઓમાંથી થોડાઓએ બસ આટલું કહ્યું — લાગે છે કે ફાનિટફાંગની રખાત બનીને જ તે ત્યાં રહેવા ગઈ છે. પછી તો ? ફાનિટફાંગના નામ પર લોકો થૂ... થૂ કરવા લાગ્યા.

# 14

ફાનિટફાંગે છોડી દીધેલા ઘરમાં શારેંગ્લાને રહેતી જોઈ કોઈએ વાંધો ન લીધો. શારેંગ્લાએ શરૂઆતના કેટલાક દિવસ સંતોષથી ગુજાર્યા. ઘરમાં તે રહેતી હતી અને રહેતો હતો તેનો વિશ્વાસુ કૂતરો આબેઈ. કોઈક રાતે ક્યારેક આબેઈ પથારીમાં તેની છાતીમાં ભરાઈને સૂઈ જતો, તે વખતે તેની છાતી અજાણી પ્રેમભાવનાથી થરથરી ઊઠતી. ત્યારે એને ઈશેવરાની બહુ જ યાદ આવતી અને બહુ યાદ આવતી પોતાના પેટમાં મોટા થઈ રહેલા શિશુની. એ શિશુ વિશે વિચારતાં એને પોતાનું જીવન અર્થપૂર્ણ લાગતું.

સવારથી તે સાંજ સુધી તે ડાક્ટરબહેન સાથે કામ કરે છે. ડાક્ટરબહેન એની સાથે દયા અને સહાનુભૂતિથી વર્તે છે. કેટલાક દિવસો પછી તે ઉખ્રુલની નાની ડિસ્પેન્સરીમાં નર્સનું કામ તેને શિખવાડશે એવું આશ્વાસન પણ આપ્યું છે. એ ટ્રેઇનિંગ મળ્યા પછી તે કશીય તકલીફ વિના નર્સનું કામ કરી શકશે. એ પ્રસ્તાવને તેણે સંમતિ પણ આપી છે.

આજકાલની જેમ તે દાડિયા તરીકે કામ કરીને લાંબુ ચલાવી શકે તેમ નથી. બાળકનો પ્રસૂતિ વખતે અને તે પછી તેને ઘણો ખર્ચો આવશે. નર્સ થવાથી પણ ખર્ચાની ચિંતા રહેશે નહિ. તે ઉપરાંત ડાક્ટરબહેને કહ્યું છે કે એમાં કોઈ ખાસ કામ કરવાનું છે નહિ.

ગાટિંખુઈના ઘરમાંથી નીકળ્યા પછી એ તરફ નજર પણ કરી નથી, અને નજર કરવી પણ શા માટે ? એ લોકોની નજરે તો તે જાણે માણસ જ નથી. તે જાણે એક મહામારી છે. અડી જતાં જ લોકો ટપોટપ મરવા માંડશે. ગાટિંખુઈ જ નહિ, કોઈના પણ ઘેર એ જતી નથી. ડાક્ટરે જવાની મના કરી છે. જોકે તેને ત્યાં લોકો આવે છે. ખરાબ દાનતથી પણ આવે છે. પણ એ કોઈને પ્રોત્સાહન નથી આપતી એટલે જતા રહે છે. ક્યારેક અસમ રાઇફલ્સના એકાદ બે સૈનિકો પણ આવી જાય. તેઓ પણ જરાક મજાકમશ્કરી કરી જતા રહે છે. ક્યારેક ક્યારેક એને થાય છે કે જો દહાડી નહિ મળે તો હું જીવીશ કેવી રીતે ? વેશ્યા થવું પડશે ? ક્યારેક તે પોતાને એકદમ અસહાય અનુભવે છે. એ વખતે બાઈબલ ઉઘાડીને ધ્યાનમગ્ન થઈ એનો પાઠ કરવા લાગી જાય છે. મન ત્યારે શાન્ત પડે છે. ક્યારેક જીવન બસ ખાલી ખાલી લાગે છે. ક્યારેક ઈશેવરાની યાદ આવે છે. તેવે વખતે એને થાય છે

કે કોઈની સાથે દિલ ખોલીને વાતો કરે, પણ તેના પર એવી દયા, કોણ કરે ? પુરુષો તો ઘણા સ્વાર્થી હોય છે. ઘણા ખરા તો ગાદિંખુઈ જેવા માંસલોભી.

એવે વખતે તેના મનમાં રિશાંગની તસવીર ઝબકી જાય છે. તે એટલો સરસ, પવિત્ર, આત્મમુગ્ધ અને નિષ્પાપ છે. તેનો વિચાર આવતાં નિસાસો નીકળી જાય છે. તે અત્યારે શું કરતો હશે. કદાચ મહાનગરમાં નવા મિત્રો, સખીઓ મળતાં તે ગામની વાત ભૂલી ગયો હશે 'કદાચ તે ચોપડીઓમાં મોટાં થોથાંમાં ભરાઈ ગયો હશે, ના, ના, રિશાંગ તો હવે આકાશનો ચંદ્ર છે, હવે તે એટલે દૂર છે કે હાથ લંબાવી અડકી શકાય એમ નથી. તેના બધા મિત્રો હવે વેરવિખેર થઈ ગયા છે. ખાટિંગ બિચારો સેનામાં ભરતી થઈ ગયો. ફાનિટફાંગ વિડેશ્યેલીની પાછળ પાછળ ગયો અને રિશાંગ ગયો મહાનગરમાં. ભાગ્ય જ માણસને ખેંચી જાય છે — એક અજ્ઞાત શક્તિ જ ક્યારેક માણસોનું મિલન કરાવે છે અને પછી છૂટા પાડી દે છે, — એ વચ્ચેથી તેઓ ઝરણાની જેમ આગળ વહેતા રહે છે.

ગામ કેટલાક દિવસોથી ભયગ્રસ્ત છે. ફાનિટફાંગની શોધમાં પોલીસ,, સી.આઈ. ડી.ના અધિકારીઓ ફરે છે. ગામના માણસોએ બી જઈને ખાટિંગને પાછો બોલાવ્યો છે. તેને હાજર રાખી આજે ગામના લોકોની મીટિંગ છે. તે એમને વારંવાર સમજાવે છે — 'અસ્ત્રશસ્ત્ર લઈ લડાઈ કરવાનો અર્થ મોતને ભેટવાનો છે. ખરી વાત તો એ છે કે લડાઈમાં થયેલા નુકસાન માટે વળતર માગવાની છે — પણ તે માટે દરખાસ્ત અરજી બધું કરવાની જરૂર છે. બ્રિટિશ સરકારથી આજ સુધી કોઈ અપકાર થયો નથી, ઊલટાની સુવિધાઓ થઈ છે. રિશાંગના આવતાં જ સ્કૂલ થશે, સ્કૂલ થતાં આપણાં ગામમાં કેળવણીનું અજવાળું પથરાશે, અજવાળું થતાં જ આપણે ઉન્નતિની સીઢી ચડી શકીશું. ઉન્નતિ થતાં બધું જ થશે. તો પછી લડાઈ કરી સ્વતંત્ર થવાની જરૂર જ ક્યાં છે ?'

લોકોએ કહ્યું, 'તું પાછો ગામમાં આવી જા, ખાટિંગ, અમારે એક સારા માણસની જરૂર છે. નહિતર કામધંધા વિનાના ઉદ્દંડ જુવાનિયાઓને વશમાં રાખવાનું અઘરું છે. જોયું નહિ, ફાનિટફાંગે શું કર્યું ?'

ફાનિટફાંગનો વિચાર કરીને ખાટિંગને ચિંતા થઈ. બધાની સાથે ચર્ચા કરીને તેણે નક્કી કર્યું કે રિશાંગ આવે ત્યાં સુધી રાહ જોવાની જરૂર નથી. એક સ્કૂલ શરૂ કરી દેવી જોઈએ.' લોકોએ દરખાસ્તને ટેકો આપ્યો. ખાટિંગે જઈને ખાઈખોને વાત કરી. ડા. બ્રુક સાથે પણ વિચારવિનિમય કર્યો. શિક્ષક મળે તો સ્કૂલ ખોલવી એવી બંને જણાએ સંમતિ આપી. ખાટિંગે શિક્ષક લાવવાની જવાબદારી લીધી. નક્કી થયું કે ચાર મહિના પછી એટલે કે જાન્યુઆરીથી નવા વર્ગોની શરૂઆત થશે. આ ચાર મહિનામાં લોકો મળીને મકાન તૈયાર કરી દેશે.

સ્કૂલ ખોલવાની વાત સાંભળી લોકોને થોડીક રાહત થઈ. પોતે ભલે જંગલી રહ્યા પણ છોકરાઓ તો ઠેકાણે પડશે. પણ વળતરના પ્રશ્ન બાબતે બધાએ અસંતોષ વ્યક્ત કર્યો. ખાટિંગે કહ્યું, 'તમે લોકો થોડી ધીરજ રાખો. હું આ વખતે ચીફ કમિશનરને વાત કરીશ.'

'તું કહીશ ?' લોકો તરફથી ઇયેંગમાંશે પૂછ્યું.

'કહીશ' ખાટિંગે વચન આપ્યું.

લોકોએ સંતોષ વ્યક્ત કર્યો. ખાટિંગે ખાઇખો સાથે ચર્ચા કરીને ઉખ્રુલ ગામમાં એક વિવિંગ સ્કૂલ ખોલવાની યોજના કરી. વિવિંગ સ્કૂલ શરૂ થતાં આપણા ગામના બેએક છોકરીઓ અને બેએક છોકરાઓને ભણાવવાનું કામ મળશે. ખાઇખોએ ઉપરી અધિકારીઓ સાથે વાત કરીને ગુવાહાટીની વિવિંગ સ્કૂલમાં ભણવા માટે એક છોકરી અને એક છોકરા માટે વ્યવસ્થા કરી. છોકરો કોઇ નક્કી ન થયો, પણ બહુ ચર્ચાવિચારણાને અંતે ગાદિંખુઇની પુત્રી ખુટિંગ્લાને બહાર ઉચ્ચ અભ્યાસ માટે મોકલવાનું નક્કી થયું. ગાદિંખુઇ સહેલાઇથી એ દરખાસ્ત માટે સહમત થયો.

'જો ફાનિટફાંગને આ સ્કોલરશિપ આપી શકાય તો બધાં કામ બહુ સહેલાઇથી સિદ્ધ થાય.' ખાટિંગે મનોમન વિચાર્યું 'એથી એને એક દિશા મળશે.' પણ અત્યારે ફાનિટફાંગ છે ક્યાં ?

ગામની પંચાયતમાં ન જવા છતાં શારેંગ્લાને બધી વાતની માહિતી મળી જતી હતી. ખુટિંગ્લાના સદ્ભાગ્યથી તે મનોમન રાજી ન થઇ. તેને થયું કે કોઇ અનાથ ગરીબ છોકરીને તે શિષ્યવૃત્તિ મળવી જોઇએ. એ વાત તેણે ડાક્ટરબહેનને આજે કરી પણ ખરી. પણ ડાક્ટરે કહ્યું, 'જરૂર નથી. તું અધીર કેમ થાય છે. હું તને નર્સ બનાવીશ એમ કહ્યું છે, તે બનાવીશ.' એ પછી તેને શિષ્યવૃત્તિ અંગે કોઇ અફસોસ ન રહ્યો. ખુટિંગ્લા સાથે સ્પર્ધા કરનાર એ વળી કોણ ? તે દિવસે આબેઇ સાથે ઘરે પહોંચતાં ઘણું મોડું થઇ ગયું. ડાક્ટરબહેનને ત્યાં એણે ભોજન કરી લીધું હતું, એટલે રાંધવાનું કોઇ કામ નહોતું. કપડાં બદલીને તે ખાટલામાં પડી, આબેઇ ચૂલા પાસે જઇને બેઠો. થોડી વારમાં તેને ઊંઘ આવી ગઇ.

ઘણી રાત વીત્યે આબેઇના ભસવાનો અવાજ સાંભળીને જાગી ગઇ. કાન માંડી તે સાંભળવા લાગી. કશું નથી. થોડી વાર પછી તેના ઓશિકા તરફની દીવાલ બાજુથી કોઇએ ધક્કો મારીને હળવે સાદે બૂમ પાડી, 'શારેંગ્લા બારણું ઉઘાડ.'

શારેંગ્લાને બીક લાગી. કોણ ?

'બીશ નહિ, ઉઘાડ.'

'અવાજ પરિચિત છે. તોપણ તેને બીક લાગી. 'કોણ છો કહો તો ?'

'ફાનિટફાંગ.'

'ફાનિટફાંગ !' જેને પોલીસ સી.આઇ.ડી. બધા ખૂણે ને ખાંચરે શોધી રહ્યા છે, એ ફાનિટફાંગ ! શું કરવું હવે ! થોડી વાર તે ચૂપ રહી. પછી ધીરે ધીરે જઇ બારણું ઉઘાડ્યું. ફાનિટફાંગ હળવે પગલે અંદર આવ્યો અને બારણું બંધ કરી દીધું. તેના હાથમાં એક રાઇફલ હતી.

'તને ડર નથી લાગતો ?' શારેંગ્લાએ પૂછ્યું.

ફાનિટફાંગે કહ્યું, 'આત્મરક્ષા કેમ કરવી તે હું જાણું છું. આજની રાત રહેવા દઇશ ?' આબેઇ આવી ફાનિટફાંગના પગ ચાટવા લાગ્યો. લાગે છે કે આ મને

ઓળખી ગયો છે.

'ઓળખી ગયો છે. તું અહીં રહે. તારું જ ઘર છે. મારું શું છે ?'

'બીજું બિછાનું છે ?'

'ના. તું બિછાના પર સૂઈ જા. હું નીચે સૂઈશ.'

'ના, હું નીચે સૂઈ જઈશ. બહુ થાકી ગયો છે. દિવસ આખો જંગલમાં હતો.'

'વિડેશ્યેલીનો સંગ શા માટે લીધો છે ? છેવટે કરવાનું શું છે ?'

'આપણે સ્વતંત્ર થવાનું છે. સમજી ?'

તેની વાત વિશે કશો અભિપ્રાય આપ્યા વિના શારેંગ્લાએ કહ્યું, 'અત્યારે વાતો કરવાની જરૂર નથી. બિછાનામાં પડ.' કોઈ બીજું કામ છે ?'

'છે.'

'કોનું ?'

'તારાથી તે થશે.'

'મારાથી ?'

'હા, તારે ત્યાં કેટલાક કાગળપત્ર રાખી મૂકવાના છે.'

'કોને આપવાના છે ?'

'એનભિને અને....'

'અને કોને ?'

'રિશાંગને મોકલવાના છે, મોકલીશ ?'

'મોકલીશ.'

ફાનિટફાંગે ખિસ્સામાંથી કાગળ અને બે પત્રો બહાર કાઢી તેને આપ્યા. શારેંગ્લાએ બહુ સાવધાનીથી ખૂણામાં રહેલી વાંસની પેટીમાં સંભાળીને મૂકી દીધા.

પાછી વળીને જુએ છે તો આછા પ્રકાશમાં ફાનિટફાંગે ઓવરકોટ, લોંગપેન્ટ અને શર્ટ કાઢી નાખ્યા છે. તે ખૂબ પાતળો લાગ્યો.

'તું બહુ દૂબળો થઈ ગયો છે.'

'બહુ તકલીફો વેઠવી પડે છે.'

'આ રીતે શું કામ મરે છે ?'

'સ્વતંત્ર થયા સિવાય જીવનની કંઈ કિંમત નથી.' ફાનિટફાંગ પથારીમાં બેઠો. 'કદાચ મારી વાતને કોઈ સારી નહિ માને. ભલે ન માને. એક દિવસ જ્યારે આપણી સ્વતંત્ર સરકાર બનશે....'

શારેંગ્લાએ કહ્યું — 'શું થશે ત્યારે ?'

'અંગ્રેજો અને અમેરિકનો જેવા આપણે થઈશું. માણસની જેમ જીવી શકીશું.'

'તો એટલા માટે આટલી બધી તકલીફો ઉઠાવે છે ?' ફાનિટફાંગની નજીક જઈ સ્નેહભર્યા અવાજમાં શારેંગ્લાએ કહ્યું, એકાએક તેને થયું કે જે રીતે પોતાના ગર્ભમાં રહેલા શિશુને માટે તે આટલી બધી લાંછના અને દુઃખ જરા પણ ગ્લાનિ વિના સહન કરે છે, તેવી રીતે ફાનિટફાંગ સ્વતંત્રતા માટે તકલીફો ભોગવી રહ્યો છે. તેના

માટે મનમાં સ્નેહ ઊભરાઈ આવ્યો. ફાનિટફાંગે તેની તરફ જોઈ કહ્યું, 'એ લોકોએ તને કાઢી મૂકી ?'

'હા, લગભગ એમ જ —' શારેંગ્લાએ ખરી વાત ન કહી.

'હવે શું કરે છે ?'

શારેંગ્લાએ ટૂંકમાં પોતાની સ્થિતિની વાત કરી. તેની વાત સાંભળી ઊંડી સહાનુભૂતિથી ફાનિટફાંગનું હૃદય પીગળી ગયું. 'તને એ લોકો શી રીતે સમજવાના ?' સમજનાર જ સમજી શકે.' આ શબ્દો ફાનિટફાંગના હૃદયમાંથી ઝરણાની જેમ વહી આવ્યા. તેના આત્મીયતાભરેલા શબ્દોથી શારેંગ્લાનું મન હચમચી ગયું. તેને થયું કે કોઈ પુરુષે આજસુધી આટલી ઊંડી સહાનુભૂતિથી વાત કરી નથી. ફાનિટફાંગ માટે તેના મનમાં પ્રેમ ઊભરાઈ આવ્યો. તેનું દુર્ભાગ્યપૂર્ણ જીવન શારેંગ્લાની આંખો સામે તરી આવ્યું. તેને થયું કે તેનું આ વિદ્રોહી જીવન તેના દુર્ભાગ્યનું પરિણામ છે. એકાએક પોતાના જીવન સાથે તેના જીવનનો બહુ મેળ દેખાયો.

ફાનિટફાંગ શારેંગ્લાને ચૂપ જોઈ સૂવા માટે પથારીમાં લાંબો થયો.

'તારે માટે ઓઢવા ચાદર વગેરે છે ને ?'

'મારું થઈ રહેશે, તું સૂઈ જા.'

શારેંગ્લાના આ ત્યાગથી અભિભૂત થઈને ફાનિટફાંગે કહ્યું, 'પગલી, બહાર એટલી બધી ઠંડી છે ! મરી જઈશ.' 'પગલી' શબ્દે શારેંગ્લાના હૃદયને જાણે ધક્કો માર્યો. અજાણતાં જ તેની આંખમાં આંસુ છલકાઈ આવ્યાં. ફાનિટફાંગે ખાટલા પરથી નીચે ઊતરી તેનો હાથ પકડી ખેંચી લાવી ખાટલા પર બેસાડી. તે પછી કહ્યું, 'રડે છે શા માટે ?'

'ન જાણે કેમ, કોઈ સહાનુભૂતિ બતાવે છે તો મારાથી આપોઆપ રડી પડાય છે — પ્રેમ ન મળતાં...' કહી પોતાના શરીર પરના વસ્ત્રથી આંખો લૂછી નાખી.

ફાનિટફાંગે કહ્યું, 'પગલી' રડે છે શાને ?' તારીમારી એક જ દશા છે. પ્રેમ મળનારાઓને જ મળે છે. ન મળનારાઓને કદી મળતો નથી. આપણા ભાગ્યમાં તો હંમેશ માટે અનાદર અને અવહેલના છે.' એકાએક ફાનિટફાંગે તેને ખભે હાથ મૂકી કહ્યું, 'મેં કોઈને પ્રેમ કર્યો નથી, બીજાએ પણ મને પ્રેમ કયો નથી.'

ફાનિટફાંગની વાતથી શારેંગ્લાનું હૃદય કંપવા લાગ્યું. તેને ઇચ્છા થઈ આવી કે તેને છાતીએ લગાડી તેની આંખ-મોં પર હાથ પસવારી હળવેથી પ્રેમ કરે. પણ સાહસ ન કરી શકી.

'મને નફરત ના કરતી હોય તો મારી એક બાજુએ આવીને સૂઈ જા. ભોંયે તો ઠંડી લાગશે. ભયંકર ઠંડી છે.'

શારેંગ્લાએ તેના શબ્દોનું બરાબર પરીક્ષણ કરી જોયું, 'ના, તેમાં જરાય વાસના અથવા ખરાબ દાનતનો સૂર નથી. એકદમ સહજ સ્વાભાવિક સૂરમાં તેણે વાત કરી છે. તો પણ કશો જવાબ આપ્યા વિના તે ચૂપ રહી. ફાનિટફાંગે કહ્યું, 'હું ઓવરકોટ પહેરી લઉં છું. તું આ ઓઢી લે.' કહી તે ખીંટીએ સરકતો ઓવરકોટ ઉતારી પહેરી

ઊંચે તરફ મોં કરી સૂઈ ગયો.

એક ઊંડો નિઃશ્વાસ નાખીને ધીરે ધીરે ચાદર ઓઢીને શારેંગ્લા પણ ફાનિટફાંગની બાજુમાં સૂઈ ગઈ. થોડી વાર બંને જણ હલ્યા વિના પડી રહ્યાં. તે પછી ધીરે ધીરે શારેંગ્લાએ અનુભવ કર્યો કે ફાનિટફાંગનો હાથ તેની પીઠ પાછળ આવી તેને ધીરે ધીરે નજીક ખેંચે છે. તેણે વાંધો ન લીધો. ધીરે ધીરે ફાનિટની વિશાળ પહોળી છાતીમાં તેનું મોઢું સમાઈ ગયું. તેને થયું કે એ છાતી જ આજે તેનું એકમાત્ર આશ્રય-સ્થાન છે. ફાનિટે પણ એક અભૂતપૂર્વ શાંતિનો અનુભવ કર્યો. નારી દેહના સુકોમળ સ્પર્શથી. ધીમે ધીમે તે હાથ વડે તેના ગાલ મોં પર એક નીરવ સુખનો સ્પર્શ પાથરી દીધો. આંખો બંધ રાખી શારેંગ્લા તે પ્રેમને સહજભાવે ગ્રહણ કરી રહી. કેટલોય સમય આમ વીત્યો. એકાએક કોણ જાણે કેવા આવેગથી તેણે શારેંગ્લાને પોતાની પાસે ખેંચી દૃઢ આલિંગન આપી તેના બે હોઠ પર પોતાના હોઠ જડી દીધા. શારેંગ્લાએ જરા પ્રતિરોધ ન કર્યો.

'મને ચાહે છે ને શારેંગ્લા ?' એકાએક ફાનિટફાંગે પૂછ્યું.

'કહી નથી શકતી.'

'તો આ બધું તને ખરાબ લાગે છે ?'

'ના.'

'તને સુખ થાય છે ને ?'

'ખૂબ.'

'તો પછી મને એક ચુંબન આપ.'

શારેંગ્લાનો સુપ્ત આવેગ એકાએક જાગૃત થયો. તેને ફાનિટને પોતાના બંને હાથમાં જકડી તેના ગાલ પર, મોઢા પર ચુંબનોનો વરસાદ વરસાવી દીધો. તે પછી તો એ બંને જણ વચ્ચે કશું વ્યવધાન રહ્યું નહિ. ફાનિટ તેની છાતી પર માથું રાખીને તેના હૃદયના ધબકાર સાંભળવા લાગ્યો. ધીરે ધીરે તેનો હાથ ચંચલ બની ગયા. એક અદ્ભુત અભિજ્ઞતાની ધ્રુજારીથી શારેંગ્લાનું આખું શરીર કંપી ઊઠ્યું. આજ સુધી પોતાના મનથી કોઈ પુરુષ ઉપર આ રીતે આત્મસમર્પણ કર્યું નહોતું. પણ આજે તેને શું થઈ ગયું, તે એ જરા પણ સમજી ન શકી.

સવારે કૂકડાની બાંગ સાંભળીને શારેંગ્લા જાગી. જોયું - બંને શરીર એકબીજાને વળગીને રહેલાં છે. ફાનિટના વિશાળ સ્થિર દેહને જોઈ તે એક અદ્ભુત મોહાવેગમાં પોતાને ભૂલી ગઈ. તેની વધારે નજીક સરી, પોતાની ઉઘાડી છાતીને તેની છાતીએ અડકાડી એક જોરદાર ચુંબન લઈ બોલી, - 'ફાનિટ, મારા વહાલા !'

ફાનિટફાંગ જાણે મૃત્યુના દેશમાંથી પાછો આવ્યો હોય ! સવારનાં સોનેરી કિરણોના પ્રકાશમાં તેના સુંદર નગ્ન શરીરને જોઈ તેણે એક પરમ વિસ્મયનો અનુભવ કર્યો. એક ચૂમી ભરી તેણે કહ્યું, 'શારેંગ તું મને આમ જ પ્રેમ કરતી રહીશ ને ? હું બહુ અભાગી છું'

'કરીશ, તું પણ પાછો આવીશ ને ?'

'આવીશ.'

'હવે ઊઠ, નહિતર પકડાઈ જઈશ.'

પોતે ત્યાં પડી રહી, ફાનિટે ઊઠી કપડાં પહેર્યાં. એ પછી ખભે બંદૂક મૂકી બોલ્યો — 'જાઉં છું.'

'પેલા કાગળ હું એનભિને આપી દઉં ?'

'હા.'

'તું હવે ક્યાં જઈશ ?'

'જંગલમાં.'

'ફરી ક્યારે આવીશ ?'

'ખબર નથી, પણ આવીશ ખરો.'

ફાનિટફાંગના ગયા પછી શારેંગ્લાએ વિચાર્યું, આ મેં શું કર્યું ? શું આ વેશ્યાવૃત્તિ નથી ? પોતે કહી શકે એમ નથી. વાસનાના આવેગમાં સહજ આત્મસમર્પણ કરવું તે શું પાપ નથી ? તેનું હૃદય કંપી ઊઠ્યું. તે ઊઠીને બેઠી થઈ. બીકથી ધ્રૂજતાં તેણે ધીરે ધીરે બાઈબલ ઉઘાડ્યું. ખુલ્લા બારણામાંથી ઝગમગી ઊઠ્યું નજીકમાં ઈયેંગમાંશે બનાવેલા ગિરજાઘરનું શિખર.

# 15

કલકત્તા પહોંચીને રિશાંગ વાયએમસીએની હાસ્ટેલના ઉપલા મજલા પર અમૂલ્ય અને પી. તમ્બી સાથે એક રૂમમાં રહેવા લાગ્યો. અમૂલ્યનું પોતાનું ઘર ગુવાહાટીમાં હતું અને તમ્બીનું ઇમ્ફાલમાં. ત્રણેય એક વર્ષથી સાથે રહે છે, પણ એકબીજાને હજી સારી રીતે સમજી શક્યા નથી.

અમૂલ્ય કવિ છે. ભણવા કરવા કરતાં કવિતા લખતાં લખતાં ટેબલ આગળ બેસી રાતની રાતો પસાર કરવાનો તેનો સ્વભાવ છે. રિશાંગે તેના જીવનમાં આ પહેલો કવિ જોયો છે. અસમિયા ભાષા સાથે તેનો પરિચય નથી, પણ અમૂલ્ય હાસ્ટેલના વરંડામાં બેસી પોતાની કવિતાઓનો પાઠ કરી તેને અંગ્રેજીમાં સમજાવે છે, તેમાં તેને રસ પડતો. એક કવિતા પ્રિયતમાને સંબોધીને લખી હતી. તેમાં લખ્યું હતું,

*તું એક દૂરની છાયા છે*
*જ્યાં ગ્રીષ્મ પણ શિયાળાની શાન્તિથી રહે છે.*

અર્થ સમજમાં આવતાં જ રિશાંગે કહ્યું, 'જાણે છે અમૂલ્ય, મારી પણ એક પ્રિયતમા છે, એક પહાડી ગામમાં. પણ હું તો એકેય આવી વાત કહી શકતો નથી. પ્રેમની ભાષા શીખી જ નથી શક્યો.'

એ પછી નદીને કિનારે એકાંતમાં ખુટિંગ્લાને કેવી રીતે ચુંબન કર્યું હતું અને તેની સાથે લગ્ન કરવાનું વચન આપ્યું હતું તેની વાત કરી, અમૂલ્ય એના એ પ્રેમનું મુક્ત સહજ વર્ણન સાંભળીને બોલ્યો, 'હું તો પ્રેમની કવિતા લખું છું, તું તો પ્રેમ કરે છે. સભ્યતાએ અમારા શારીરિક પ્રેમને મારી નાખ્યો છે.'

રિશાંગ એની વાતો સાંભળીને હસે છે. 'તારી પ્રિયતમા દેખાવે કેવી છે ?'

એકાએક અમૂલ્યનું મોઢું પડી જાય છે. તેણે કહ્યું, 'મેં એક વિધવા તરુણીને પ્રેમ કર્યો હતો, પણ સમાજે તેની સાથે લગ્ન કરવા ન દીધાં.'

'કેમ ?'

'કોઈ કારણ નથી. કહી અમૂલ્ય હસવા લાગ્યો. પછી કવિતા બોલવા લાગ્યો,'

*તારા બાહુની છાયામાં*
*ક્ષણેક બેસવા માટે*
*રડે છે મારું મન.*

તે પછી તેણે કહ્યું, 'તારું મન રડે છે ?'

'બહુ રડે છે.'

પરંતુ, પી. તમ્બી એક અદ્‌ભુત પ્રાણી છે. તે પ્રેમ, સ્ત્રી, કવિતા આ બધામાંથી એકે ચીજ પસંદ નથી કરતો. છોકરી કે પ્રેમની વાત નીકળતાં તે ભાગી જાય છે. તેનો એક માત્ર મિત્ર છે અવિનાશ, એક સહાધ્યાયી યુવક. તેની પાસે બેસીને તે કલાકો સુધી દેશને સ્વતંત્ર કરવાની યોજનાઓ વિશે વિચારે છે. એક દિવસે તેમની ચર્ચા વચ્ચે કહ્યું હતું, 'સ્વતંત્રતા ન હોય તો શું કામ ન ચાલે ?'

એ સાંભળી સળગી જતાં અવિનાશે કહ્યું, 'અવશ્ય, સ્વતંત્રતા જોઈએ જ.' એની વાત ન સમજાતાં રિશાંગે પૂછ્યું, 'તમે લોકો અમારા લોકો કરતાં ઘણી સુખસુવિધાઓમાં રહો છો. સ્કૂલ-કાલેજ, ટ્રામ, બસ, રેલ બધું તમારે ત્યાં છે.'

'સુખમાં છીએ !' આજથી ત્રણ વર્ષ પહેલાં આવ્યો હોત તો જોવત સુખનો નમૂનો. રસ્તે રસ્તે લોકો ભૂખથી મરી રહ્યા હતા.

'મર્યા હતા !'

'અલબત્ત, તને ખબર નથી ?' એટલું એ જ નહિ, હજારો હજારો યુવતીઓ વેશ્યા થઈ ગઈ. મારી એક બહેન હતી... કહી અવિનાશ ચૂપ થઈ ગયો. સાચી વાત કહેવા જતાં તેને શરમ આવે છે. તે દુકાળમાં જ તેનાં મા-બાપ મરી ગયાં અને બહેન કદાચ કોઈ અજાણી બદનામ ગલીમાં પહોંચી ગઈ. તે નિર્મમ કરુણ ઘટના યાદ આવતાં જ તેને શરીરે જ્વાળા સળગે છે.

રિશાંગ, અમૂલ્ય અને પી. તમ્બીને અવિનાશની વાતો પર અવિશ્વાસ કરવાનું કોઈ કારણ નહોતું. કલકત્તાના છાત્રોમાં તેનું આદરપાત્ર સ્થાન હતું. તેના કહેવાથી વિદ્યાર્થીઓ સરઘસ કાઢતા. તેનાં ભાષણો ધ્યાનથી સાંભળતા. ઘણા વખતથી તેઓ અવિનાશને ઘેર જવાની વાત કરતા હતા, પણ અવિનાશ કહેતો, 'મારે કોઈ ઘર નથી.'

'તો રહે છે ક્યાં ?' પી. તમ્બીએ પૂછ્યું.

'અહીં તહીં.'

એ પછી એ લોકોએ કોઈ પ્રશ્ન ન કર્યો. ખરેખર વાત એમ હતી કે અવિનાશ મધ્યમ વર્ગના એક સામાન્ય કારકુનના પરિવારનો છેલ્લો દીપક હતો. કુટુંબના ઘણા માણસો મરી ગયા હતા, માત્ર એજ બચી ગયો હતો અને એટલો જ એનો પરિચય હતો. મહાનગરમાં ઇન્કિલાબનાં મોજાં ઊછળતાં હતાં. સ્કૂલો-કાલેજો બંધ હતી. આફિસો-કારખાનાંઓમાં વારંવાર હડતાળો પડતી. બધી જગ્યાએ અભૂતપૂર્વ ચર્ચાઓ ચાલતી. રિશાંગ એ દિવસે મોડો જાગ્યો હતો. આગલે દિવસે જ શારેંગ્લાએ મોકલેલી ફાનિટફાંગની ચિઠ્ઠી વાંચી તેને આખી રાત ઊંઘ નહોતી આવી. તેણે લખ્યું હતું :

'વડ ઝૂકી રહ્યો છે અને બધા સજ્જ છીએ. વિડેશ્યેલી અને હું કમરકસીને નીકળી પડ્યા છીએ. તું પણ આવી જા. ભણીને શું કરીશ ?'

ચિઠ્ઠીમાં બીજી ઘણી આડીઅવળી વાતો લખી હતી. તેમાં આ બે વાતો જ મુખ્ય હતી. દાવાગ્નિની જેમ આખા દેશમાં આગ ફેલાઈ છે. પર્વત-મેદાન એકે જગ્યા બાકી નથી.

શારેંગ્લાએ લખ્યું છે :

'હું કુશળ છું. પણ જોઉં છું કે તું એકદમ ચૂપ છે. કલકત્તા જઈ ગામ તરફ પીઠ ફેરવી લીધી છે કે શું ? અમારે ત્યાં તો કેટલા બધા પ્રશ્નો છે.'

શારેંગ્લાએ કોઈ પ્રશ્નની વાત નથી લખી. એવા બધા પ્રશ્નો તો હંમેશાં રહેવાના, એટલે શિક્ષણ પ્રાપ્ત કરી લેવું એ પહેલું કામ હતું.

રિશાંગને એવું હતું કે ગામના પ્રશ્નો કરતાં શારેંગ્લાના પત્રમાં ખુટિંગ્લાની કંઈક વાત આવવી જોઈતી હતી. પણ પત્રમાં એનો કોઈ ઉલ્લેખ નથી, તો તે શું કરે. મનોમન તેને ખુટિંગ્લા પર ગુસ્સો ચડ્યો. એક કાગળ પણ એનાથી નથી લખાતો ?

જાગીને ઊઠ્યા પછી આંખ-મોં ધોઈ એકાએક તેણે કાલેજ સ્ટ્રીટ તરફ જોયું. નીરવ રાજમાર્ગ એક પણ માણસપ્રાણી નહિ. વિસ્મયથી તેની આંખો સ્થિર બની ગઈ અને મનમાં કુતૂહલ છવાઈ ગયું. શું થયું છે મહાનગરીને ? ટ્રામનો ઘરઘરાટ, લોકોનાં ટોળાં, રિક્ષાઓનો કંટાળો આપતો હોર્નનો અવાજ બધું જ ચૂપ છે.

નોકરે આવીને ચા આપી. ચા પીતાં પીતાં રિશાંગે વિચાર્યું, લાગે છે કે આ જ છે ઇન્કિલાબની ભૂમિકા.

થોડી વાર પછી તે મુખ્ય રસ્તા પર ઊતરી આવ્યો. કેટલાક લોકો ભેગા થઈને વાતો કરતા હતા.

'રશીદ અલીને ગોળી મારવામાં આવી છે !' કોઈએ કહ્યું.

'કોણ રશીદ અલી ?' બીજી વ્યક્તિએ પૂછ્યું.

'એક વિદ્યાર્થી' પહેલી વ્યક્તિએ કહ્યું.

'મારી નાખ્યો ?' બીજી વ્યક્તિએ પૂછ્યું.

'હા. વિદ્રોહી નૌસેનાના સૈનિકોનું અભિવાદન કરવા વિદ્યાર્થીઓએ સરઘસ કાઢ્યું હતું.'

એટલું સાંભળતાં રિશાંગના મનમાં બધી વાતો સ્પષ્ટ થઈ ગઈ. તે સમજી ગયો કે આઈ. એન.એ.ના નાવિકોએ કેટલાય દિવસથી બ્રિટિશ સરકાર સામે વિદ્રોહ કર્યો છે. તેમના જહાજ પર હવે યુનિયન જૅક નથી, રાષ્ટ્રીય ઝંડો ફરકે છે.

એટલામાં રિશાંગે જોયું કે કાલેજ સ્ટ્રીટના બીજે છેડે એક મેલું ધોતિયું ફાટેલું પહેરણ પહેરી ઘણા દિવસની દાઢી કર્યા વિનાનો એક માણસ ભૂંગળું લઈ બંગાળીમાં કંઈક બોલતો હતો. રહીરહીને માત્ર ઘોષણા સંભળાય છે : 'ઇન્કિલાબ જિન્દાબાદ.'

બાજુમાં જે ટોળું એકઠું થયું હતું, તેમાંથી અવાજ આવ્યો, 'બેરિકેડ ઊભા કરે છે... ભાગો ભાગો....' એ સાથે જ ટોળું વિખેરાઈ ગયું. બે મિનિટમાં તો આખું દૃશ્ય બદલાઈ ગયું. રિશાંગે જોયું કે પોલીસોએ આવીને પેલા દાઢીવાળા ભદ્રલોકને હાથકડી પહેરાવી પકડીને લઈ ગયા. જરા દૂર લશ્કરની એક ટ્રક દેખાઈ. આ બાજુ બેરિકેડ ઊભા કરી કેટલાક લોકો હેન્ડગ્રેનેડ લઈને ઊભા છે. એક જણના હાથમાં બંદૂક પણ છે.

રિશાંગને લાગ્યું કે હવે અહીં નાની મોટી લડાઈ થઈ જશે.

એકાએક બાજુમાંથી તેણે જોયું તો અમૂલ્ય, તમ્બી અને અવિનાશ ક્યાંકથી આવી

એની બાજુમાં ઊભા રહી ગયા હતા. અવિનાશના હાથમાં તાંબાની કોઈ વસ્તુ ચમકતી હતી.

'આ શા માટે લીધું છે ? રિશાંગે પૂછ્યું.'

'એ લોકોને ઠેકાણે કરીશ.' અવિનાશે કહ્યું.

'એક હેન્ડગ્રેનેડથી કશું નહિ થાય. આ બાજુ આવી જા. એ લોકો પાસે ઘણાં શસ્ત્રો છે.' રિશાંગે કહ્યું.

પણ અવિનાશ રોકાયો નહિ. તે એકાએક દોડીને થોડો આગળ ગયો અને નજીક આવતા ટ્રકને લક્ષ્ય કરી હેન્ડગ્રેનેડ ફેંક્યો. ગ્રેનેડ લાગતાં જ ટ્રકનું ટાયર ફાટી ગયું અને એની સાથે બેરિકેડની પાછળથી ગોળીઓ અને ગ્રેનેડનો વરસાદ વરસ્યો.

રિશાંગે જોયું કે મિલિટરીનો એક સૈનિક બંદૂકનું નિશાન ગોઠવી રહ્યો છે.

રિશાંગે આગળ આવી અવિનાશને ખેંચી એકદમ વાયએમસીએના ગેટમાં લઈ દરવાનને ગેટ બંધ કરવા કહ્યું. એટલામાં અમૂલ્ય, તમ્બી અને બીજા લોકો અંદર આવી ગયા હતા. ઉપરને મજલે પહોંચીને વરંડામાંથી રિશાંગે જોયું બેરિકેડ પાસે હવે કોઈ પણ માણસ નથી. મિલિટરીએ પાઝિશન લીધી છે અને પોલીસવાન ૧૪૪ની કલમની જાહેરાત કરે છે.

તે બધા વરંડાની વચ્ચે પલાંઠીઓ મારીને બેસી ગયા હતા. અવિનાશ અકારણ ઉત્તેજિત થઈ ગયો હતો. તેણે કહ્યું, 'હવે ક્રાન્તિ થશે.' તે સમયે તેનું હૃદય સ્વતંત્રતાના સપનોથી ભરાઈ ગયું હતું.

રિશાંગને લાગ્યું કે તેના ભણવાને આડે સ્વતંત્રતા એક બેરિકેડ બનીને આવી છે. પણ બીજી ક્ષણે તેને લાગ્યું કે આ બેરિકેડ સ્વતંત્રતા છે કે પરતંત્રતા ? ડિગ્રી મેળવી ઘરે પાછો જઈ તે પોતાના ગામમાં નિશાળ ખોલશે, ગામમાં શિક્ષણનું અજવાળું ફેલાવશે અને ખુટિંગ્લાને લઈને એક નાનકડો પ્રેમભર્યો સંસાર વસાવશે.

પરંતુ ભણવા આવીને તો તેને અહીં જોયું કે કોઈ એક પાગલપણાના પ્રભાવ નીચે આખી પૃથ્વી ઇન્કિલાબ ભણી જઈ રહી છે. વિદ્રોહની આ અશાન્ત સ્થિતિમાં કોણ ભણાવશે અને કોણ ભણશે ? રિશાંગના મનનો ઉત્સાહ માટીમાં ભળી ગયો. એકાએક તેણે આકાશમાં જોયું, એક કાળા વાદળે સૂર્યને ઢાંકી દીધો છે. એકાએક તેને યાદ આવી પિતાએ કહેલી વાત, જે એમણે હુઇનિંગથી પાછા વળતાં આકાશમાં કાળામેઘને જોઈ કરી હતી. આવનારી વિપત્તિઓનો તે સંકેત હતો. એ વાત સાચી પડી. જ્યાં ત્યાં લડાઈ અને ઇન્કિલાબ. પણ ના. પૃથ્વી પર લડાઈ, ઇન્કિલાબ આ બધાં એક-બે દિવસ માટે જ રહે છે, પણ શિક્ષણ અને જ્ઞાન તો હંમેશ માટે છે.

પણ જે ઇન્કિલાબે રિશાંગને મનને સંકુચિત બનાવી દીધું હતું તે ઇન્કિલાબે અવિનાશના મનનાં બધાં બંધન ખોલી નાખ્યાં હતાં. એ વિશે વાત કરતાં કરતાં પણ જાણે તે પોતાના મનની બધી વાતો કહી શકતો નથી. થોડી વાર પછી અવિનાશ થાક્યો. વરંડામાં જ તે લાંબો થઈ સૂઈ ગયો. એ જ સ્થિતિમાં ત્રણે ઊંઘી ગયા. રિશાંગ જાગ્યો ત્યારે અવિનાશ વગેરે કોઈ નહોતું. ત્યારે એણે નિરાંતનો શ્વાસ લીધો,

આ મહાનગર માટે તેને ભારે કંટાળો આવી ગયો હતો. મનમાં દુઃખ અને વિષાદની છાયા લઈને રિશાંગ થોડી વાર ત્યાં બેસી રહ્યો.

નીચે બૂમબરાડા સાંભળી તેણે વરંડામાંથી નીચે જોયું, લશ્કરની એક ટ્રક સળગી ઊઠી છે. ડ્રાઈવરે તેમાંથી કૂદીને પોતાનો જીવ જેમતેમ બચાવ્યો. તેણે જોયું કે હોસ્ટેલના દરવાજા પાસે અવિનાશ ઊભો છે. સેનાના બે અફસરો સાથે બોલાબોલી ચાલે છે. પાસે અમૂલ્ય અને તમ્બી પણ છે. રિશાંગ પણ દોડતો નીચે ઊતર્યો.

અવિનાશની સામે જઈ એણે પૂછ્યું, 'શું થયું અવિનાશ ?'

'આ લોકો મારા પર શક કરે છે.'

'કયા કારણે ?'

'કારણ શું હોય ? કહી તે ખડખડાટ હસવા લાગ્યો - સેનાના એ આફિસરોએ એકબીજાની સામે જોયું -'

એક આફિસરે રિશાંગ તરફ જોઈને કહ્યું, 'યુ ગેટ ઇન ઓર આઈ ફાયર.'

'આને ગિરફતાર કરશો ?'

'યસ. તે આફિસરે કહ્યું.'

તમ્બીએ કહ્યું, 'તો અમે નહિ જઈએ.' તમ્બી નિર્ભીક ભાવે આગળ વધ્યો અને આફિસરની સામે ઊભો રહી ગયો અને બોલ્યો.

'ફાયર અન્ડ ગીવ અસ ફ્રિડમ.'

આસપાસ ઊભેલા લોકો ઉત્તેજિત થઈ ગયા. આફિસર પણ મુંઝાયો. કોઈએ મોટે સાદે બૂમ પાડી : ક્વીટ ઇન્ડિયા, ક્વીટ ઇન્ડિયા.

રિશાંગે જોયું કે હવે આવી બન્યું. તેણે દરવાનને દરવાજો ઉઘાડવાનો કહી એકદમ તમ્બીને અંદર ખેંચી લીધો. બીજા કોઈએ અવિનાશને પકડીને તેને બાજુની અંધારી ગલીમાં લીધો, બાકીના બધા આજુબાજુ ભાગી ગયા. અમૂલ્ય પણ અંદર આવી ગયો.

મિલિટરી ગોળીઓ છોડી રહી હતી, પણ સદ્ભાગ્યે કોઈને શરીરે વાગી નહિ. રિશાંગ ધીરે ધીરે ઉપરને મજલે આવી ગયો. તેણે તમ્બીને એક જગ્યાએ બેસાડી ઠપકો આપતાં કહ્યું, 'તમ્બી, આજે તું મરી ગયો હોત તો કોનો વાંક ગણાત ? જીવન કંઈ અમસ્તું જ છે ?'

તમ્બીના હૃદયમાં હજી ઉત્તેજના ભરી હતી. આવેગથી તેની છાતી હાંફતી હતી. તે કશું બોલ્યો નહિ.

'જો ઉત્તેજનાથી કશું વળતું નથી, અવિનાશ અને તમે બે મૂરખાઓ એક ટ્રક સળગાવી અને પછી છાતીમાં ગોળીઓ ખાઈને સ્વતંત્રતા નહિ મેળવી શકો.'

'બાયલા !' તમ્બી ગર્જી ઊઠ્યો.

રિશાંગને ગુસ્સો ચડ્યો, 'હું બાયલો નથી. કદી જીવનમાં તેં બંદૂક પકડી છે ?'

તમ્બી કંઈ કહેવા જતો હતો. અમૂલ્યે તેને અટકાવ્યો, 'ઝઘડો કરવાનો શો અર્થ છે ? અવિનાશની તપાસ નથી કરવાની ?'

અવિનાશનું નામ કાને પડતાં બંને ચૂપ થઈ ગયા. દરવાનને પૂછપરછ કરીને

માહિતી મેળવી કે અવિનાશને ગલીમાં લઈ જઈ એક ટુકડી તેની સુરક્ષામાં મૂકી છે. એને પછી લઈ આવવો સારો.

'એ તો બિલકુલ પાગલ જેવો થઈ ગયો છે.' રિશાંગે કહ્યું.

તમ્બી અને અમૂલ્ય ચૂપ રહ્યા.

ચારે તરફથી જાતજાતની અપ્રિય ખબરો આવવા લાગી. ચિતપુર હરીસન રોડના ચાર રસ્તે ઉત્તેજિત લોકો પર ગોળીઓ છોડવામાં આવી છે — એ પહેલા ખબર આવ્યા. એ પછી ખબર આવ્યા કે હાજરા રોડ પર સેનાની ટ્રકો સળગાવવામાં આવી છે અને એ પછી તો મોં-માથા વિનાની અફવાઓ ફેલાવા લાગી.

છાત્રાલયમાં રસોઈયા અને બીજા નોકરોને તે દિવસે રજા હતી. આખા બજારમાં હડતાળ પડી ગઈ હતી. હવે તો ચાનો એક પ્યાલો અને બાજુની દુકાનમાંથી ચોરી છૂપીથી લાવેલાં બિસ્કિટથી રાતનું વાળુ કરી લેવું પડશે.

'ભારત વર્ષની સ્વતંત્રતા માટે એવું માનજો કે એક ટંકનો ઉપવાસ કર્યો છે.ળ કોઈએ પોતાનો વિચાર વ્યક્ત કરતાં કહ્યું.

એ ત્રણે પોતપોતાના વિચારોમાં ડૂબેલા હતા. ચા વગેરે પી તેઓ ત્યાં જ સૂઈ ગયા. બહાર સુમસામ શાન્તિ હતી અને ગાઢ અંધારું ફેલાયેલું હતું. પોતાની જગ્યાએથી રિશાંગ ધીમે ધીમે બહાર આવી વરંડામાં ઊભો રહ્યો. તેને પોતાના ગામ ઉખ્રુલની યાદ આવી ગઈ. આ વખતે ત્યાં પાઇનવન, પહાડો પરથી વહેતાં ઝરણાં, નાની નાની ઝૂંપડીઓ અને ઝાકળિયાં બધું જાણે નિદ્રામગ્ન છે. ક્યાંક એક ઘરની છાપરી નીચે સૂતેલી ખુટિંગ્લા તેનું સ્વપ્ન જોતી હશે, ન પણ જોતી હોય. ગામને છેવાડે રહેલા ફાનિટફાંગના ઘરમાં એકલી શારેંગ્લા ઢળી પડી હશે. ત્યાં દૂર અજ્ઞાત નગા વસ્તીમાં બીજા દિવસના સંગ્રામની યોજના ઘડી ફાનિટફાંગ અને વિડેશ્યેલી વગેરે સૂતા હતા.

પરિચિત ધરતીની આ અકલ્પનીય ઊંધી સીધી વિરોધી સ્થિતિ પર તેનું હૃદય વ્યથા પામતું હતું. મનમાં પોતે જે સપનાં સજાવ્યાં હતાં તે બધાં જાણે વિલીન થઈ ગયાં. આ બાજુ તેના બે મિત્ર અમૂલ્ય અને તમ્બી સોડ તાણીને સૂઈ ગયા છે.

ત્યાં દરવાજા પાસે કોલાહલ સંભળાયો. એક મોટરગાડી આવીને ઊભી રહી જવાનો અવાજ પણ આવ્યો, એ પછી ઝઘડાનો ઊંચો અવાજ આવ્યો.

'શું થયું ?' કહી રિશાંગ નીચે ઊતરવા જતો હતો, એટલામાં તો નીચેથી પગથિયાં પર વધતો જતો શોરબકોર અને નજીક આવતાં પગલાંનો અવાજ સંભળાયો. રિશાંગ ત્યાં જ ઊભો રહી ગયો. કોઈએ વરંડામાં વીજળીનું બટન દબાવી દીવો કર્યો. પ્રકાશ થતાં જ રિશાંગે જોયું કે સ્ટ્રેચરમાં કોઈને સુવાડીને લાવવામાં આવી રહ્યો છે. તેણે આગળ વધીને પૂછ્યું, 'કોણ છે ?'

'અવિનાશ.'

જે માણસે આ વાત કહી તેના મોઢા ભણી ધ્યાનથી જોતાં રિશાંગને લાગ્યું કે આ માણસ તો બિલકુલ અપરિચિત છે. એના ગળામાં સ્ટેથોસ્કોપ લટકતું હતું એ ઉપરથી તે સમજી ગયો કે તે ડાક્ટર હશે.

'શું થયું છે એને ?'

'ડેડ સિન્સ ટેન મિનિટ્સ'.

'હા ! મેડિકલ કૉલેજ આગળ કોઈ વ્યક્તિએ છોડેલી ગોળી ખાઈને તે પડ્યો હતો. મેં જઈને જોયું તો બાજુમાં એક ટ્રક સળગી રહી હતી.'

'પછી ?' ઉદ્વિગ્નતાથી રિશાંગે પૂછ્યું.

'મેં તેને પૂછ્યું તારું ઘર ક્યાં આવ્યું ? જવાબમાં એણે કહ્યું કે મારું કોઈ ઘર નથી. પણ એક વાર તેને મોઢે વાયએમસીએ હાસ્ટેલનો ઉચ્ચારણ કર્યું હતું. તેને આધારે અહીં લાવ્યો.'

'તમે એને ઓળખો છો ?'

'અરે, આ માણસને કોણ ઓળખતું નથી ? - આટલું કહીને ડાક્ટર પાર્કમાં સ્થાપેલી પ્રતિમાની જેમ સ્તંભિત ઊભા રહી ગયા. રિશાંગે અવિનાશના નીરવ મોઢા તરફ, ફેલાયેલી બે આંખો તરફ અને નિષ્પ્રાણ હાથપગ ભણી જોયું. પેટનો ખાડો લોહીથી ભરાયેલો હતો.'

'અવિનાશ રે, આ રીતે તું મોતને કેમ ભેટ્યો રે ભાઈ ! તારામાં અનેક ગુણો હતા.' રિશાંગ મનોમન બોલતો રહ્યો.

'બ્રુટ્સ'— બાજુમાં કોઈએ ચીસ પાડી.

ડાક્ટરે એકાએક કહ્યું, 'હી ડાઈડ, સો ઘેટ વી મે લીવ.'

એ વિષાદભરી, દેશપ્રેમથી ભરેલી ઘડીમાં બધાએ ડાકટરની વાતનો વિશ્વાસ કર્યો, પણ રિશાંગ એટલી સહેલાઈથી ડાક્ટરની વાત સ્વીકારી શક્યો નહિ. તેણે વિચાર્યું કે અવિનાશ જો મરવા જ માગતો હતો તો બરાબર કિલ્લેબંધી કરીને લડવું જોઈતું હતું, આવી રીતે નહિ. ભણેલા માણસો કદાચ ભૂલી ગયા છે કે લડાઈ એટલે શું ? લડાઈ એટલે આવો કોઈ વિક્ષોભ માત્ર નથી, લડાઈ ખરેખર શું ચીજ છે, એ તે જાણે છે, તેમ છતાં તે ડાક્ટરની વાતનો કોઈ વિરોધ કરી શક્યો નહિ.

ખબર મળતાં જ અમૂલ્ય અને તમ્બી મડદા પાસે આવી એકનજરે નિર્વાક્ બની તાકી રહ્યા. એ બે મિત્રોનાં હૃદય જાણે ડાંગર ખંડાતી હોય એમ ધડકી રહ્યાં. એ બે મિત્રો જ નહિ, પેલો ભોજપુરી પહેરાવાળો જે જીવનમાં કદી નહોતો રડ્યો, તેનો કંઠ પણ ભરાઈ આવ્યો હતો અને તેની બંને આંખમાંથી આંસુ પડતા હતાં. બાકીના બધા પથ્થરની મૂર્તિ જેમ સ્થિર ઊભા હતા.

બધાંની નજર અવિનાશના મૃતદેહ પર હતી. પણ અવિનાશની નજર ત્યારે આકાશ ભણી હતી. સતત આકાશ ભણી નજર.

પી. તમ્બીની આંખોમાંથી આંસુ સરી પડ્યાં. અમૂલ્યે પણ ઊંડો નિસાસો નાખ્યો.

આમનેઆમ કેટલોક સમય વીતી ગયો. મુખ્ય માર્ગ પરથી કોઈએ નારો ગજવ્યો :

'ઇન્કલાબ જિન્દાબાદ !'

રિશાંગે જોયું કે આકાશમાં લાલ સૂર્ય ધીમે ધીમે ઉપર આવી રહ્યો છે.

# 16

ચંદ્રનો પ્રકાશ શહેરની સુશીલ નારીના જેમ ઘાસ પર પથરાયેલો જોઈ રિશાંગ ચકિત થઈ ગયો. સાંજ આવી અને ચાલી ગઈ. ચારે તરફ ચંદ્રની કોમળ જ્યોત્સનામાં પ્રકૃતિ નગરની કામાતુર અભિસારિકાની જેમ ચંચળ દેખાય છે. બહુ દૂરથી નેપાળી લોકગીતનો સૂર વહી આવે છે. આસપાસનાં તાલ વૃક્ષ બાલિગંજની કોઈ આધુનિકતાના અંબોડા જેવાં સુંદર લાગે છે. તેમનો પડછાયો સામેના લેકના સ્વચ્છ પાણીમાં પડે છે, જાણે કોઈ પ્રિય પ્રતીક્ષારત ષોડશીના પારદર્શી રેશમી બ્લાઉઝની ચમક. રહી રહીને બે એક પથભ્રષ્ટ લહેરો લેકની ધારે બેઠેલા યુવકની છાતીમાં યુવાનીનું સ્પંદન જગાવે છે.

એકાએક રિશાંગનું મન રડી પડ્યું. તેને લાગ્યું કે લેકની ધારે પથરાયેલી આ ચાંદની જાણે એક પ્રકારની શહેરી માયા છે, જે માયા તેની છાતીમાં રહેલા પાપને ઢાંકી રાખે છે. જે અમૂલ્ય સાથે તે રોજ અહીં આવતો તે અમૂલ્યને શહેરના ગુંડાઓએ ક્રૂરતાથી રહેંસી નાખ્યો. તેની નજર સામે જ. અમૂલ્યની છાતીમાં તેઓએ એટલે કે કલુ ટોલાની સાંકડી ગલીના લાલઘૂમ આંખોવાળા ગુંડાઓએ છૂરો હુલાવી દીધો. ક્ષણેક માટે તેણે ચીસ પાડી અને પછી તેનો નશ્વર દેહ ધૂળમાં ઢળી પડ્યો. તેને મારી નાખી તેઓ પલાયન થઈ ગયા. નિઃસહાય બનીને રિશાંગ પોતાના મિત્રનું ખૂન થતું જોઈ રહ્યો. ભાગી ગયેલા ગુંડાઓને શોધવાનો તેણે નિષ્ફળ પ્રયાસ કર્યો હતો.

આજે એ વાતને મહિનો થયો. તેઓ ચિત્તરંજન એવેન્યુની દિશામાંથી વાય.એમ.સી.એ. તરફ આવી રહ્યા હતા. ધાર્યું પણ નહોતું કે આ દરમ્યાન કલકત્તાના માણસોનું મન ભ્રાતૃ હત્યાની ક્રૂર આકાંક્ષાથી કલુષિત થઈ ઊઠ્યું હતું. ધાર્યું નહોતું કે હિન્દુ મુસલમાનને અને મુસલમાન હિન્દુને જુદા જુદા ધર્મના હોવાને લીધે મારી નાખી શકે છે. જંગલમાં જેમ સિંહ હરણાંને મારી નાખે તેમ શસ્ત્રધારીઓ નિઃશસ્ત્ર માણસોને મારી નાખે છે. નિઃશસ્ત્ર માણસની રક્ષા કરવા કોઈ પોલીસનો સિપાઈ કે સૈનિક નથી. તે વખતે તે નગા હોવાથી બચી ગયો. તે કરુણ દૃશ્ય આંખની સામે જોયા કરતાં તે પોતે મરી ગયો હોત તો સારું થાત. પણ એમ થયું નહિ. તે લોહી નીગળતો મૃતદેહ લઈને વાય.એમ.સી.એ. આવ્યો હતો.

એની સાથે પી. તમ્બી પણ રડી પડ્યો, નાના છોકરાંની જેમ બીજા બંગાળી, પંજાબી અને દક્ષિણ ભારતીય લોકોએ પણ સંવેદના પ્રકટ કરી. પણ તે કરુણ મૃત્યુની

વ્યથાનો રિશાંગે જેવો અનુભવ કર્યો, તેઓ બીજા કોઈએ કર્યો નહિ હોય. તે મૃત્યુનું દૃશ્ય તેના અંતરમાં એકદમ ચોંટી ગયું. પોતાના માણસો પોતાના માણસને વિના કારણે આ રીતે મારી નાખે ? પાંચ છ દાયકા પહેલાંના ઉન્મત્ત નગા લોકો જે માત્ર બદલો લેવાની ભાવનાથી આમ કરતા.

એક મહિનાથી રિશાંગ એકલો એકલો ફરે છે. વાંચવા-લખવામાં મન પરોવાતું નથી. અવિનાશના મૃત્યુએ તેના મનમાંથી શિક્ષણ અને જ્ઞાનથી મળતા વિશુદ્ધ આનંદની સ્પૃહાને અળપાવી દીધી હતી. આ વખતે અમૂલ્યના મૃત્યુથી તેને વર્તમાન જીવન પર સંદેહ પેદા થયો. તેના મનમાં ડા. બ્રુકના શબ્દો વારંવાર પડઘાવા લાગ્યા :

'કલકત્તા જાઓ. ભણો. વિચાર કરો. એક દિવસ એમાંથી જ તે મહાન અસ્ત્ર મળી આવશે !' પણ ક્યાં છે તે શાંતિનો મહામંત્ર, જે મંત્ર માણસને પશુપ્રવૃત્તિથી વેગળો રાખે. તેના મનમાં વિચારો ઊઠવા લાગ્યા અને તે સાથે કલકત્તાની આ વિષમ ધરતી પરથી મન ઊઠી ગયું. પી. તમ્બી એ દરમ્યાન ઇમ્ફાલ પહોંચી ગયો હતો — ઘેરથી તાર આવતાં. પણ રિશાંગને કોઈનો તાર મળ્યો નહોતો, કેમ કે ઘેર તો કોઈ જ જાણતું નહોતું કે કલકત્તા કેવી જગ્યા છે, એટલે કોઈને તાર કરવાનો વિચાર પણ ન આવે.

આજે તે લેકને કાંઠે બેસી રડી રહ્યો છે, આંખથી નહિ, મનથી. આ વિરાટ નગરનાં માણસો જાણે બધાં કલાન્ત, જડ અને જિઘાંસુ. તેઓ અંદર અંદર કપાઈ મરવા માગે છે. હાથમાંની ગ્રેનેડ બુઝાઈ ગઈ છે, હવે હાથમાં ચકચકે છે છૂરો. અંગ્રેજો સામેનો વિદ્રોહ આજે ઠંડો પડી ગયો છે, મહાનગરી આત્મહત્યામાં ડૂબેલી છે.

એક ફેરિયો શીંગ વેચતો વેચતો ત્યાંથી પસાર થઈ ગયો. રિશાંગ એની પાસેથી ઘણી વાર શીંગ ખરીદતો, પણ આજે લીધી નહિ. મન જ ન થયું. થોડી વાર પછી નજીકમાં એક તરુણ અને તરુણી આવ્યાં. અંધારામાં તેઓ અંતરમાં ભેગો થયેલો પ્રેમનો ઊભરો ઠાલવતાં હતાં. કોમળ અસ્ફુટ અને આવેગભર્યા વાર્તાલાપના જે શબ્દો તેના કાન પર પડતા હતા તે તેની આંખો આગળ એક અસંગત દૃશ્ય ઊભું કરતા હતા. તેને થયું કે આજે આ વિશાળ લેકની ધારે તેની પાસે ખુટિંગ્લા હોત તો તેની સાથે પ્રેમાલાપ અટકાવી તેને કહેત : 'અમૂલ્ય અને તેની હત્યા કરનારાઓના ઉદ્ધાર માટે પ્રાર્થના કર ખુટિંગ્લા.' આવો વિચાર કરતાં કરતાં એનું મન જરા હળવું થયું.

પણ ખુટિંગ્લાના મનની શી સ્થિતિ છે, તે આજ દોઢ વરસ પછી તે જાણતો નથી. દોઢ વર્ષની અંદર તેને ખુટિંગ્લાના સમાચાર મળ્યા હતા, ખાટિંગના એક પત્રમાંના એક વાક્યથી માત્ર. તેને સ્કાલરશીપ આપીને ગુવાહાટીની વિવિંગ સ્કૂલમાં મોકલવામાં આવી છે. આ એક વાક્ય જેટલી જ એક માત્ર ખબર મળી છે, પણ તે ખબરમાં તેના હૃદયની ગોપન કોઈ વાત નથી. તેના હૃદયની ગોપન વાતના જે સમાચાર આપી શકે એમ છે તે આ દરમ્યાન ખુટિંગ્લાથી દૂર ચાલ્યો ગયો છે. આ તરફ તેના અંતરમાં જે બીજા એક પુરુષ માટે આકર્ષણ જાગ્યું છે તેની ખબર તેને

એના પિતાના પત્રથી અચાનક મળી હતી. ખુટિંગ્લા આજ દોઢ વરસથી તેના હૃદયનાં દ્વાર કોઈ કારણથી બંધ રાખીને બેઠી છે. પોતાને પણ તેને પત્ર લખવાની ઇચ્છા થઈ નહોતી, કેમ કે તે તરફથી કોઈ સમાચાર નહોતા.

ઘાસના હુંફાળા નરમ આચ્છાદન પર તે ચૂપચાપ પડ્યો રહ્યો. ઉપર તરફ જોતાં થયું કે ચંદ્રની આંખમાં આંસુ છે. પૃથ્વી જાણે એક વિસ્તરેલી સમભૂમિ છે અને આકાશ જાણે એક વિશાળ ચંદરવો. તેના મનમાં એક નવો વિચાર આવ્યો. પહાડી વિસ્તાર દેખાતી ચાંદની રાતની પૃથ્વી જાણે યુવાન સ્ત્રીની છાતી સમાન સુરમ્ય ઢોળાવવાળી, જ્યારે આ કલકત્તા લેકને કાંઠેની પૃથ્વી મૃતદેહને ઓઢાડેલું સફેદ કફન. ધીરે ધીરે તેના મનમાં આ જીવન, સભ્યતા અને શિક્ષણ તરફના કંટાળાનો ભાવ જાગ્યો. અહીં પ્રેમ પણ જાણે મૃત્યુની બીજી બાજુ ન હોય ! નજીક બેઠેલાં પ્રેમી-પ્રેમિકાને તે અંતઃકરણથી ક્ષમા કરી શકશે નહિ.

દૂરથી કોઈ અજ્ઞાત ફૂલની સુગંધ વહી આવતી હતી. શહેરી વિસ્તારનાં ફૂલો તેને ગમતાં નથી. આ બધાં ફૂલોની સુગંધમાં જાણે પ્રકૃતિનો સ્વાભાવિક આવેગ ખીલી ઊઠતો નથી. આજે તેનું મન ઉત્ફુલ પાઇનવનોની પેલી ઉચ્છલ નિર્જનતા માટે વ્યાકુળ બની ગયું. જંગલી ગુલાબ, ચંપો અને નાનાં નાનાં ફુટુકા ફૂલો જાણે હાથ લંબાવી તેને ઈશારા કરતાં હતાં. નદી તીરના તે પથ્થર, ત્યાં તેણે ખુટિંગ્લાને બે બાહુમાં જકડી આત્મવિસ્મૃત થઈ ચુંબન કર્યું હતું — તે પથ્થરની તેને યાદ આવી. તેના કશાયને ન ગણકારતા વાળનો તે સ્પર્શ હાથની શિરાએ શિરામાં તે અનુભવી રહ્યો. તેનું હૃદય એકાએક ભારે શૂન્યતા અનુભવવા લાગ્યું. પ્રાણોમાં જાણે શિયાળાની જડતા તોડી પવનની એક પ્રબળ લહેર વહેવા લાગી.

એકાએક તેને કાને પડી આત્મવિસ્મૃત આવેગમાં વિહ્વળ તરુણ અને તરુણી વચ્ચેની વાતચીત...

'શ્યામલી !'

'ચંચલ, પાણી તરફ નજર કર. તેનાં બુદ્‌બુદોની સાથે જાણે મારું આ હૃદય.'

'અને હું તે પાણી પર ફેલાયેલ ચંદ્ર.' પાણીની લહેરીઓ પર ચંદ્રનું નૃત્ય બતાવી ચંચલે કહ્યું.

'એ ચંદ્રની જેમ તું મારા હૃદયમાં ચિરકાલ માટે રહીશ ને ?'

'જ્યાં સુધી આ લેક, ચંદ્ર અને ફૂલોની સુગંધ છે.'

એ પછી નીરવતા. બંને કાળા દેહને રિશાંગે સ્તંભિત થઈ જોયા કર્યું.

બંને જાણ એકબીજાને સ્થિર નજરે તાકી રહ્યાં હતાં. હાથ, મોં, શરીરમાં કોઈ હલનચલન નથી — આ નીરવતા અને નિશ્ચલતાથી રિશાંગને આશ્ચર્ય થયું. પણ પછી બીજી જ ક્ષણે તેને થયું કે આ પણ સત્ય છે. નરહત્યા જેમ આ સભ્યતાના જીવનચાંચલ્યની ફલશ્રુતિ છે, તેવી રીતે આ નિઃશબ્દતા અને નિશ્ચલતા પણ કદાચ પ્રેમનો પ્રકાશ છે. બંનેય તેને અસંગત લાગ્યાં.

નજીકના હૉસ્પિતાલમાં રાત્રિના આઠના ટકોરા પડ્યા. લેકને કિનારે આરામ કરવા

લોકોમાંથી એક એક કરી ઊઠવા લાગ્યા. ચાંદની વધારે ગાઢ અને ચંચલ તથા વિષાદ ભારે થઈ ઊઠ્યો. નજીકમાં બેઠેલાં પેલાં પ્રેમિક પ્રેમિકાની વાતચીતની વચ્ચે વચ્ચેની નીરવ ક્ષણો કંટાળો પેદા કરતી હતી. તેને અમૂલ્યની યાદ આવી. આ ઘાસ ઉપર બેસીને જ અમૂલ્યે તેને કવિતા સંભળાવી હતી. ડી.એચ. લોરેન્સની કવિતા. નજીકની વાતચીતની વચ્ચેની નીરવ ક્ષણોમાં તેના મનમાં વીતેલા દિવસની સ્મૃતિ જાગી ઊઠી અને મનમાં અમૂલ્યનો મીઠો સ્વર વહી આવવા લાગ્યો :

*We've made a great mess of love*
*Since we made all ideal of it.*
*The moment I swear to love a woman,*
*A certain woman all my life*
*The moment I begin to hate her...*

રિશાંગને પોતાને નવાઈ લાગી કે કંઈ વિચાર કર્યા વિના જ અમૂલ્યનો કંઠસ્વર ફરીથી કેમ વહી આવ્યો. એ દિવસે તેણે અમૂલ્યને કહ્યું હતું, 'કવિ ખોટું કહે છે, અમૂલ્ય.'

અમૂલ્યે હસીને કહ્યું હતું, 'આ છે લેકને કિનારેનો પ્રેમ, સમજ્યો, તારા પર્વતનો વન્ય પ્રેમ નથી.'

તે દિવસે એ સમજી નહોતો શક્યો કે અમૂલ્યની ઉક્તિમાં કેટલું સત્ય છે. પણ આજે તે પેલા નિશ્ચલ અને દેહ-નિરપેક્ષ પ્રેમને જોઈ એને લાગ્યું કે આ પ્રેમ ફૂલદાનીનો છે અથવા કબરનાં ફૂલ છે. એમાં ગરમ લોહીની માદકતા નથી. તેને આ સભ્યતા પર નફરત થઈ આવી. નિષ્ક્રિય પ્રેમની પેલે પાર જે સરલ, દૈહિક, સુંદર પ્રેમ છે, તે પ્રેમ આ મહાનગરીએ જોયો નથી. જોશે પણ નહિ.

એકાએક કશોક આર્તનાદ સાંભળી તે ઊભો થઈ ગયો. જોયું તો નજીકમાં એક ગુંડાએ પ્રેમીનું ગળું દબાવ્યું છે અને પ્રેમિકા ગળું ફાડીને ચીસો પાડી રહી છે. એક ક્ષણની પણ વાર લગાડ્યા વિના રિશાંગ ત્યાં દોડી ગયો અને જોરથી ગુંડાની ડોક પકડી. બીજી બધી વાતો એ ક્ષણે તે ભૂલી ગયો. પ્રેમિકના ગળા ઉપરથી ગુંડાનો હાથ આપોઆપ છૂટી ગયો, રિશાંગે ગુંડાની ડોક એવી સખત રીતે પકડી હતી કે તે એ ક્ષણે બેભાન જેવો બની ચીસો પાડવા લાગ્યો. રિશાંગને થયું કે આ સભ્યતા માટે તેના મનમાં જે આક્રોશ હતો, અમૂલ્ય અને અવિનાશની હત્યા બાબતે જે દબાઈ રહેલી ઇચ્છા હતી, તે બધું જાણે તેના હાથની મૂઠીમાં આવી ગયું હતું.

'શું કરો છો ?' પેલી છોકરીના બેત્રણ વાર કહ્યા પછી તેને જાણે ભાન આવ્યું. ગુંડાની ડોક પરથી બંને હાથ છૂટી ગયા. જોયું તો ગુંડો એકદમ બેહોશ થઈને પડ્યો.

પ્રેમી ગભરાતાં ગભરાતાં બોલી ઊઠ્યો — 'ગુડ ગાડ ! ઈઝ હી એલાઈવ ?'

રિશાંગે ગુંડાના નાક આગળ હાથ ધર્યો. શ્વાસોચ્છ્વાસ બરાબર ચાલતા હતા. 'ના મર્યો નથી' — એમ પ્રેમીને કહી તે ગુંડાના મોઢા તરફ ધ્યાનથી જોઈ રહ્યો. તેના મોઢાની કોઈ આગવી વિશેષતા નહોતી.

બીજા બે પાંચ ભદ્રજનોનો પહેરવેશ હોય એવો એનોય પહેરવેશ હતો. એ પછી

એણે સ્થિર ઊભા રહી કૌતુક ભાવે પેલા પ્રેમી યુવાન તરફ નજર કરી. ખરેખર બે વચ્ચે તલમાત્ર ફેર નહોતો. બંનેય સરખા જ. એક જણ ગુપ્ત રીતે હત્યા કરી શકે છે અને બીજો જરાય પ્રતિવાદ કર્યા વિના મૃત્યુને સ્વીકારી લે છે. એ જ ફેર.

રિશાંગના અજાણ્યાને અપરિચિત ચહેરા ભણી જોઈ યુવાને પૂછ્યું —

'તમારું નિવાસસ્થાન ક્યાં છે ?'

'મણિપુરના પહાડોમાં.'

'તો તો તમે...'

'હા, નગા છું.' પ્રેમીના મોઢા તરફ જોઈ હસીને રિશાંગે કહ્યું.

વિસ્મય અને આતંકથી બંનેની આંખો પહોળી થઈ ગઈ.

'તો તમે માથું કાપનાર નગાના વંશધર છો ?' — બી ગયેલી શ્યામલીએ પૂછ્યું.

રિશાંગને ગુસ્સો આવ્યો. 'બીશો નહિ, તમારું માથું નહિ કાપું.'

'ગુસ્સે થઈ ગયા ?' શ્યામલીએ કહ્યું, 'અમારી એ ખોટી ધારણા છે કે દરેક નગા માથાં કાપવા ટેવાયેલો છે.'

યુવક હવે ગુંડાની વાત ભૂલી જઈને બોલ્યો, 'એન્થ્રોપોલોજીમાં તમારા લોકો વિશે વાંચ્યું છે. તમારો ખૂબ ખૂબ આભારી છું. તમે ન હોત તો —' કહી તે અટકી ગયો. રિશાંગે જોયું, ચંચલે ખિસ્સાની છેક અંદર રહેલા પાકિટના અસ્તિત્વનો ખ્યાલ કરી લીધો છે. 'બહુ પૈસા નથી, વળી ગરીબ માણસ છે તો — એ લઈ લેતાં ભારે તકલીફ પડત.'

રિશાંગને એકાએક સંદેહ થયો કે ગુંડાનો હેતુ તેમની શાંતિ નષ્ટ કરવાનો હતો. પણ મનની વાત મનમાં રાખી તે આ કાયર યુવકની પાસેથી જેટલા જલદી જવાય તેમ વિચાર કર્યો. જવા જેવો પગ ઉપાડ્યો કે શ્યામલીએ પૂછ્યું, 'જશો કે ? ચાલો અમારે ઘેર ચાલો. મા તમને જોઈને રાજી થશે.'

રિશાંગે છોકરી ભણી જોયું. સુંદર બારીક સિલ્કની સાડીથી તેનો ત્રિભંગીમયદેહ વીંટળાયેલો છે. એ દેહમાં યૌવન કરતાં વધારે તો છે મન નામે એક વિલાસી છલના. 'નહિ આવું' એમ તે ન કહી શક્યો.

તે પછી લેકની કિનારે કિનારે તેમણે રસ્તો લીધો. રસ્તે તે કશું બોલ્યો નહિ. તેને યાદ આવ્યું કે અમૂલ્ય અને તમ્બીએ તેને અવિનાશને ઘેર જવાનો ખૂબ આગ્રહ કર્યો હતો. બંગાળી પરિવારના સંપર્કમાં આવવાની તેના મનમાં ઇચ્છા પણ હતી. તે આશા પૂરી થાય એ પહેલાં અમૂલ્ય મૃત્યુની પાર અને તમ્બી પોતાના દેશમાં પહોંચી ગયા. આજે તે એકલો બંગાળી પરિવારમાં જઈ રહ્યો છે.

દૂરની નેપાળી વસ્તીમાંથી હજી લોકગીતોનો મનોહર સૂર વહી આવતો હતો. ચંચલ અને શ્યામલી કેટકેટલી વાતો કરતાં હતાં. નગાલેન્ડની મનોરમ અને ભયંકર ઘટનાઓની કાલ્પનિક વાતો.

ધીમે પગલે આગળ વધી તેઓ ડાબી તરફ વળ્યાં. તે પછી થોડું સીધું ચાલી તેઓએ એક ઘરમાં પ્રવેશ કર્યો. બહારના ઓરડામાં એક પાર્ટિશન કરી એક નાનું

બેઠકખાનું બનાવ્યું હતું. ત્યાં તેઓ એક આસન પર બેઠાં. થોડી વાતચીત પછી શ્યામલીએ અંદર જઈ માને રિશાંગના આવ્યાની વાત કરી. એ પછી તેણે ચા-નાસ્તો કરાવ્યો.

ઘડિયાળમાં નવ વાગી રહ્યા હતા. શ્યામલીને ઘરે આવી રિશાંગને એક તૃપ્તિનો અનુભવ થયો. ઘણા દિવસથી તેણે કોઈ યુવતી કે સ્નેહાળ મહિલા સાથે (શ્યામલીની માએ રિશાંગની સાથે ખૂબ વાતો કરી હતી) બેસી આ રીતે વાતચીત કરી નહોતી. જીવન એકદમ શુષ્ક લાગતું હતું. શ્યામલીની માએ તેમની જીવનરીતિ વિષે ઘણા બધા નવાઈ પમાડે તેવા પ્રશ્નો કર્યા હતા. એમનું માનવું હતું કે નગા લોકો એટલે ભયંકર લડવૈયા, તેઓ આખો વખત લડાઈ કર્યા કરતા હોય છે, જંગલમાં વાઘસિંહ સાથે રહેતા હોય છે. તેણે કહ્યું કે તેના ગામમાં પણ માણસો ઘરસંસાર માંડી જીવનનિર્વાહ કરે છે. બધો વખત લડાઈ કરતા નથી. તેઓ કહેવાતા સભ્ય લોકો કરતાં સોગણા સારા છે એ કહેવાનું પણ તે ભૂલ્યો નહિ. તેને સૌથી વધારે ગમ્યો શ્યામલીનો પ્રશ્ન :

'ગુંડાને પકડવા જતાં તમને બીક ના લાગી ?'

'કેમ ?' હું તમારા ચંચલ જેવો નથી ?'

ચંચલે શરમાતાં શરમાતાં ત્રાંસી નજરે એક વાર રિશાંગ તરફ જોયું, તેના પૌરુષ ઉપર કટાક્ષ કરી તેનું અપમાન કરવાનો તો ઈરાદો નથી ને. રિશાંગે તેની દુર્બળતા પકડી પાડી અને તે મોઢું દબાવી હસવા લાગ્યો.

શ્યામલીની મા બહુ વાર બેઠાં નહિ. તેમની પાસે નિરાંતે વાતો કરવાનો વખત પણ નહોતો. એને રાંધવા કરવાનું હતું. એ પછી રાષ્ટ્રધ્વજની સિલાઈનું કામ હતું. એટલે વાત પતાવી તે ઘરમા ગયાં.

રિશાંગ વાતચીતમાં એટલો બધો ડૂબી ગયો કે રાતના કેટલા વાગ્યા તેનોય ખ્યાલ રહ્યો નહિ. દીવાલની ઘડિયાળમાં એકાએક દશના ટકોરા થતાં તે ચોંક્યો. બોલ્યો — 'ઘણું મોડું થઈ ગયું.' તેની સચકિત આંખો સામે જોઈ શ્યામલી ધીમું હસી. કેમ જાણે રિશાંગને જલદી જવા દેવાની તેની ઇચ્છા નહોતી. તેણે કહ્યું, 'આજે અહીં રહી જાઓ.'

અવાક્ બની રિશાંગે પૂછ્યું, 'અહીં ?'

'તેમાં અવાક્ થવા જેવું શું છે ?' હું, તમે અને ચંચલ મળી પાર્કમાં ધ્વજવંદન જોવા જઈશું.

'કેટલા વાગ્યે ?'

'રાતે બાર વાગ્યે.'

'હં..., પાગલ થયાં કે શું ?' વિસ્મિત થઈ રિશાંગ બોલ્યો.

'કેમ ?' આજે બ્રિટિશ સરકાર આપણને શાસન સોંપવાની નથી ? તમને ખબર નથી ?'

'હું જાણું છું, પણ મારા મનમાં આનંદ નથી.'

'કેમ ?' નવાઈ પામી શ્યામલીએ પૂછ્યું.

રિશાંગે તેના તરફ સ્થિર નજરે જોયું. તે પછી કહ્યું, 'હું કહું તો તમે વિશ્વાસ કરશો ? કેટલીક વેદનાગ્રસ્ત વાતોથી મારું મન ભારે થઈ ગયું છે.'

'કરીશ.' આશ્વાસનની વાણીમાં શ્યામલીએ કહ્યું.

આશ્વાસન મળતાં રિશાંગે ગળું ખોંખારી આખી વાત શરૂઆતથી કરી. પહેલાં અવિનાશની વાત, પછી અમૂલ્યની વાત, તેના પછી વિડેશ્યેલીની વાત —

વાત પૂરી થતાં શ્યામલીને તેની આંખો તરફ સહાનુભૂતિપૂર્વક નજર કરી. તેના મનોભાવમાં ફેરફાર થયો. તેની નજરે હવે સ્પષ્ટ દેખાયું — રિશાંગના કઠોર વ્યવહાર પાછળ સંતાઈ રહેલ એક ઉદાર માણસ. તે જોઈ શકી કે નગા લોકો વિશે અતિશયોક્તિભરી કલ્પના કરી એ લોકોના ખરા રૂપને તે સમજી શકી નહોતી. નગા પણ માણસ છે. માત્ર માણસ છે એટલું જ નહિ, તેમની સંવેદના અને સહનશક્તિ આપણા લોકો કરતાં પણ વધારે છે.

રિશાંગ અને શ્યામલીને એકબીજાની નિકટ થતાં જોઈ ચંચલ દુઃખી થયો. અવહેલનાથી તેના મનમાં રોષ જાગ્યો પણ મોઢેથી કશું બોલ્યો નહિ. તેણે માત્ર કહ્યું, 'હું જાઉં છું' — અને એ કહેતાંની સાથે તે ઊઠ્યો.

હસીને શ્યામલીએ તેનો ઝભ્ભો ખેંચી તેને બેસાડી દીધો, 'બેસો બેસો. રિસાવાની જરૂર નથી.'

રિશાંગે કહ્યું, 'બેસો મિત્ર, હું તમારી શ્યામલીને ઝૂંટવી લેવાનો નથી.'

આ નિખાલસ અને સહજ એવી વાતથી શ્યામલીને આનંદ થયો. તેના મનમાં થયું કે આ લેકની આસપાસ રહેતા પુરુષો સિવાય પણ પર્વત કન્દરાઓમાં બીજા પણ એવા પુરુષો રહે છે જેના આકર્ષણથી કોઈ સ્ત્રી સહેલાઈથી દૂર ન રહી શકે. સાથે એ વાત પણ સમજી કે આવી જાતના પુરુષો લાંબા સમય માટે નથી, એઓ ઘર ગૃહસ્થીના માણસ નથી, સામયિકભાવે એકાદ દિવસ માટે રસતૃપ્ત થવા માટે બરાબર.

થોડી વાર પછી શ્યામલીની માએ તેમને ખાવા બોલાવ્યાં. રિશાંગ આ દરમ્યાન કલકત્તાના ખાનપાનથી ટેવાઈ ગયો હતો. તે દિવસે શાકાહારી ખાવાનું આયોજન થયું હતું. ભાત, દાળ, શાક, ભજિયાં, ચટણી, ક્રીમ અને રસગુલ્લાં બસ. જમતી વખતે શ્યામલીની મા એકાએક બોલી ઊઠી, 'એઓ તો દુઃખ વેઠતાં વેઠતાં જ ગુજરી ગયા. ઊઠતાં-બેસતાં-ખાતાંપીતાં એમની તો માત્ર એક જ ચિંતા હતી કે દેશને કેમ કરી સ્વતંત્ર કરવો, તેમને મોઢે તો હંમેશા રહેતી માત્ર નેતાજીની જ વાત.'

'નેતાજી ?' રિશાંગે પૂછ્યું.

'હા. નેતાજીની ખબર નથી ?' આઈ.એન.એ. સંગઠિત કરી ભારતને સ્વતંત્ર કરવા તેમણે સંગ્રામ કરેલો.' શ્યામલીની માએ કહ્યું.

ખાવાનું બંધ કરી રિશાંગે કહ્યું, 'નેતાજી તો અમારા એ વિસ્તારમાં થઈને જ દેશમાં પ્રવેશ્યા હતા.'

'શું ?' શ્યામલીની માએ નવાઈ પામી પૂછ્યું.

'હા, અમારી તરફ બધા લોકો એમને જાણે છે.' એ પછી રિશાંગે વિડેશ્યેલીની લડાઈની વાત વિસ્તારથી કરી.

'તેઓ આજે હવે લડાઈ બંધ કરશે.'

'કરી શક્યા નહિ. પણ લડાઈ પર મને હવે આસ્થા રહી નથી.'

'તમે ગાંધીજીના ચેલા છો ?' ચંચલે આ વખતે પૂછ્યું.

'ના.'

એ પછી કોઈ બોલ્યું નહિ. રિશાંગને આ બધી વાતોથી ગમ્યું.

શ્યામલીની માએ કહ્યું કે તેના પતિ સાથે નેતાજીના કેવો ગાઢ સંપર્ક હતો, નેતાજી સાથે તેઓ કેટલી વાર જેલ ગયા હતા. જેલમાં કેવી રીતે તેઓ બીમાર થયા અને પછી ગરીબીમાં સપડાઈ તેઓ કેવી રીતે ગરીબીમાં માંડમાંડ ટકી રહેતા.

ભાતની સાથે સાથે તે વાતોને પણ ગળા નીચે ઉતારવા લાગ્યો. આ કુટુંબ જાણે તેને પોતાનું લાગ્યું. શ્યામલી અને ચંચલ વિશે બેએક મજાકો પણ કરી. ચંચલના મનમાંથી રિસનો ભાવ દૂર થઈ ગયો હતો અને તેને બદલે એક પ્રકારના સ્નેહભાવથી તેનું અંતર ભરાઈ ગયું.

જમાડ્યા પછી શ્યામલીની મા પોતે સીવેલો રાષ્ટ્રધ્વજ લઈને બહાર નીકળી. ધ્વજ બે હાથ પહોળો અને ત્રણ હાથ લાંબો હતો. વચ્ચેનું ચક્ર સૂર્યની જેમ ચમકતું હતું.

શ્યામલી લોકોએ છત ઉપર બધાને બોલાવી લઈ એક લોખંડના દંડ ઉપર ધ્વજ ફરકાવ્યો. પવનમાં ધ્વજ ફરકવા લાગ્યો. બરાબર એ જ ક્ષણે નીચે ઘડિયાળમાં બાર વાગ્યા.

ચારે બાજુથી કેટલીક તોપોનો અવાજ સંભળાયો. નજીકના પાર્કમાંથી 'જનગણમન'નો ધ્વનિ આવ્યો. બાલિગંજના ઘેર ઘેર દીપમાળાઓ દીવાળીની જેમ ઝગમગી ઊઠી. બાજુના ઘરમાં રેડિયો બજી ઊઠ્યો, રેડિયોમાં સંભળાઈ નવા ભારતના નવજન્મની ઘોષણા.

મંત્રમુગ્ધ થયેલા રિશાંગે એક વાર ચારે તરફ જોયું. તે પછી પાસે ઊભેલી શ્યામલીના મોઢા તરફ જોયું. એક નવી પ્રાપ્તિ અને આશાથી તેનાં આંખ-મોં નાચી ઊઠ્યાં હતાં. રિશાંગ પણ એક નવી ઉત્તેજનાથી ચંચળ બની ગયો. રોજેરોજ જેની ઇચ્છા કરી હતી તે સ્વતંત્રતા ખરેખર શું પ્રાપ્ત થઈ ગઈ છે !

અપ્રત્યાશિતભાવે શ્યામલીએ તેનો હાથ પકડી કહ્યું, 'ચાલો આપણે પાર્કમાં જઈએ.' રિશાંગને થયું કે ચચંલના મોઢા પર ફરી રીસનો ભાવ દેખાય છે. તેણે શ્યામલીનો હાથ ચંચલના હાથમાં પકડાવી દઈ કહ્યું, 'લ્યો, તમારી વસ્તુ તમે જ રાખો.'

ભોંદારામ ચંચલના મોઢા પર હાસ્ય છવાયું. શ્યામલી પણ ખડખડ હસવા લાગી. દૂરથી વૈદિક મંત્રનો પાઠ સંભળાવા લાગ્યો. શ્યામલીની માના હાથ ઉપર ઊઠતા રિશાંગે જોયા.

શ્યામલીની સાથે આખી રાત પાર્કમાં હસતાં, ગીતો ગાતાં વીતાવી દીધી તેના

સાન્નિધ્યથી રિશાંગના મનમાં કોણ જાણે એક નવા પ્રકારનો ઉલ્લાસ અને આકાંક્ષા જાગી ઊઠ્યાં, પણ તે બરાબર પકડી શક્યો નહિ. નારીના સાન્નિધ્યમાં પોતાને આત્મવિસ્મૃત આનંદમાં ડુબાડી રાખવાની ઇચ્છા બધા પુરુષોના મનમાં હોય છે, ખાસ તો એ નારી જ્યારે તેને માટે એક નવી ઉપલબ્ધિ હોય. સાચી વાત તો એ છે કે શહેરની છોકરીની આ સંયત ચંચલતા, દેહનિરપેક્ષ સંસર્ગ અને સહાનુભૂતિ જોઈ તે મુગ્ધ થઈ ગયો હતો. વચ્ચે વચ્ચે દૂર અસહાયભાવે તાડના થડિયાની જેમ ઊભેલા ચંચલ તરફ જોતાં તેને દુઃખ થતું હતું, પણ બીજી જ ક્ષણે તે પોતાને સમજાવતો હતો — 'ના, ના, મેં તો તેને કોઈ પણ રીતે તેની ન્યાયી પ્રાપ્તિથી વંચિત કર્યો નથી.' શારેંગ્લાની સાથે પણ તેણે એક દૂરત્વ જાળવ્યું હતું. રિશાંગ પોતે જાણે છે કે આ મહાનગરમાં તો તે માત્ર બે દિવસનો મહેમાન છે. તે પછી તો તેને ફરી ખુટિંગ્લાની પાસે જવાનું છે. અહીં આ લોકો તેના હમેશના સ્નેહીજનો નથી. ઊલટાનું તેઓ તો તેને એક કૌતુકની વસ્તુ હોય તેમ જુએ છે. શ્યામલી પણ તેની બહેનપણીઓ સાથે પરિચય કરાવતાં કહેતી — 'જો, નગા સાથે પણ અમારી કેવી મિત્રતા છે !' એ રીતેના શ્યામલીના મનમાં એક ગર્વનો ભાવ જાગતો, એવું રિશાંગને લાગ્યું હતું.

રાત પાર્કમાં વીતાવી સવારમાં પ્રભાતફેરીની સાથે તેઓ હાજરા રોડ પર આવી આગળ વધ્યાં, તે પછી ચૌરંઘી થઈ કાલેજ સ્ટ્રીટ તરફ. આખો રસ્તો હરિધ્વનિ, શંખધ્વનિ, પુષ્પવૃષ્ટિ, સૂત્રોચ્ચાર, ધ્વજવંદન અને ગીતોથી ગાજતો હતો. તે વિરાટ સરઘસમાં તે અને શ્યામલી એક જ હારમાં આગળ વધતાં હતાં. ચાલતાં ચાલતાં રિશાંગની આંખો સામે વહી આવ્યું એક નવું કલકત્તા જેને આજ દિન સુધી વાય.એમ.સી.એ.માં રહી ઓળખી શક્યો નહોતો. આજે માણસો જાણે આનંદથી ઉન્મત્ત છે, આજે ઊંચી અટ્ટાલિકાઓ અને ઝૂંપડીઓમાં એક નવા જાગરણનો સૂર બજી ઊઠ્યો હતો. આ મુક્તિપાગલ મહાનગરીમાં માણસ કેવી રીતે જાનવર થઈ શકે, કેમ અવિનાશ અને અમૂલ્યની હત્યા થઈ શકે — એ વાત એ સમજી શક્યો નહિ. એને માટે એ એક મોટો કોયડો બની રહ્યો.

કાલેજ સ્ટ્રીટ પહોંચી રિશાંગ ચંચલ અને શ્યામલીને લઈને એક રેસ્તોરાંમાં ગયો. ચાનાસ્તો કરી તેઓ ગયાં અને રિશાંગ વાય.એમ.સી.એ.માં પાછો આવ્યો.

પોતાના રૂમમાં આવ્યા પછી તેણે જોયું તો તેના નામનો તાર હતો.

'કમ શાર્પ — ખાટિંગ.'

એ જરાય સમજી ના શક્યો કે ખાટિંગ કેમ બોલાવે છે. ગઈકાલ સાંજ સુધી તેના હૃદયમાં આ મહાનગર માટે કંટાળાનો ભાવ હતો. શ્યામલીને મળ્યા પછી જીવન પ્રત્યે એક આસ્થાનો ઉદય થયો હતો. શ્યામલી જાણે શરદઋતુની સવારનું સ્વચ્છ ઝાકળ. તેના સ્પર્શથી મનમાં સુકાઈ ગયેલી ધરો (દુર્વા) જાણે ફરી લીલી બની ગઈ હતી. એવે વખતે ખાટિંગનો ટેલિગ્રામ ક્યાંથી આવ્યો ? રૂમમાં બેસીને તેણે ઘણો વખત વિચાર કર્યો પણ કંઈ સમજાતું નહોતું. એ પછી તે સ્નાન કરવા ગયો.

સ્નાન કર્યા પછી તેણે શ્યામલીને એક પત્ર લખી વિદાય માગવાનું વિચાર્યું. પણ વિદાય લેવાનું કોઈ તર્કસંગત કારણ તે શોધી શક્યો નહિ. તેમ છતાં એક પત્ર લખ્યો. ખાસ કોઈ વાત નહોતી માત્ર એટલું - 'એક અનિવાર્ય કારણને લીધે જવું પડે છે. ખોટું ન લગાડશો.' બીજી જ ક્ષણે તેણે વિચાર્યું કે એક અનિમંત્રિત, માત્ર એક રાતની પરિચિત વ્યક્તિ પાસે આવાં પત્ર લખવાનો અધિકાર છે ખરો ? તેમ છતાં મનની એ ડામાડોળ સ્થિતિમાં તેણે પત્ર લખ્યો. પણ સરનામું લખવા જતાં તેને યાદ આવ્યું કે શ્યામલીની અટક અને ઠેકાણું તો તેની પાસે છે નહિ. મનની અશાંતિમાં તેણે પત્રના ટુકડે ટુકડા કરી નાખ્યા. ફોન પણ કેવી રીતે કરે ? શ્યામલીનો નંબર તે જાણતો નથી. એટલે હવે તો પોતાના ત્યાં ગયા સિવાય વિદાય લેવાનો બીજો કોઈ ઉપાય નહોતો.

રૂમમાં આમતેમ ઊંચુંનીચું કરવામાં તેણે સાંજ પાડી દીધી, સાંજ પડતાં તેનું મન માન્યું નહિ. ટ્રામમાં બેસી લેકને કિનારે આવી પહોંચ્યો. ત્યાંથી અનુમાને શોધતો શોધતો તે છેક શ્યામલીના ઘર સુધી આવી પહોંચ્યો. ઘરમાં પેસતાં જ શ્યામલીને બૂમ પાડી કે તરત જ ઉત્તર આવ્યો, 'બેસો.'

થોડી વાર પછી જ્યારે શ્યામલી બહાર આવી ત્યારે તેની આંખોમાં, મોઢા પર, પહેરવેશમાં જે ગઈ કાલનું આકર્ષણ હતું તે આજે નહોતું. તેણે આવી કહ્યું, 'ઓહ તમે ! શું થયું ?'

'હું જાઉં છું, વિદાય લેવા આવ્યો છું.'

'એમ, ખરેખર ! ઊભા રહો, માને બોલાવું.' બોલતાં બોલતાં તે અંદર ગઈ. કેટલીક વાર પછી શ્યામલી અને તેની મા બંને સાથે બહાર આવ્યાં. માએ નમસ્કાર કરી આશીર્વાદ આપ્યા. પછી ઉપદેશના બહાને કહ્યું, 'જેને ઘરબાર છે, તેમણે ઘેર જઈ લગ્ન કરી ઘરસંસાર માંડી સુખેથી રહેવું જોઈએ.' એ પછી કહ્યું, 'શ્યામલીનાં લગ્ન પણ વૈશાખ મહિનામાં થશે.'

રિશાંગે શ્યામલીના મોં તરફ જોયું. શરમથી તેનું મોઢું લાલચોળ થઈ ગયું હતું.

'શ્યામલી ?'

'શું ?'

'મને નિમંત્રણ મોકલશો ને ?'

'આવશો કે ?'

'કહી શકતો નથી.' શ્યામલીએ કહ્યું. 'તમારું સરનામું આપતા જાઓ.' એ પછી રિશાંગે સરનામું આપ્યું અને લીધું પણ ખરું. વાત પૂરી થઈ ગઈ. એટલે તે જવા ઊભો થયો. આગળ જઈ દરવાજા આગળ શેરીમાં પગ મૂક્યા. એ પછી વિષાદઘેર્યા મનથી ફૂટપાથ પર આવી પાછા વળીને જોયું તો શ્યામલી એના તરફ તાકી રહી છે. સહજ સ્નેહની નજર. જાણે એક શારેંગ્લા જ જોઈ રહી છે. આંખમાં મોઢા પર રાતનું વિસ્મય આનંદ જાણે કશું નથી. વિદાયની વેદનાએ એની નજરને ગંભીર કરી દીધી હતી. તે ઊભો રહી ગયો.

શ્યામલી દરવાજેથી અંદર ગઈ અદૃશ્ય થઈ ગઈ. રિશાંગે વિચાર્યું, 'કદાચ હવે આ જનમમાં એને મળવાનું નહિ થાય.' મન વિષાદથી ભરાઈ ગયું.

રાત્રે ગાડીમાં બેસતાં અમૂલ્ય, અવિનાશ અને શ્યામલીના ચહેરા તેની નજર સામે તરવરી રહ્યા. અમૂલ્ય અને અવિનાશ મહાનગરના નરકકુંડમાં પેલા આતતાયીઓના નરમેધ યજ્ઞમાં બળીને રાખ થઈ ગયા. શ્યામલી એજ મહાનગરમાં જાણે એક અવરુદ્ધ પ્રેમની ધારા. જતાં પહેલાં એ ધારામાંથી એક ઘૂંટડો શીતળ જળ પીને તેનું દગ્ધ હૃદય થોડું શાંત થયું છે અને ક્રોધથી લાલ બંને આંખો જાણે આંસુથી કોમળ બની છે. વિદાયની નજરે મહાનગર ભણી ફરીથી જોયું. કદાચ હવે આ નગરમાં આ રીતે આવવાનું બનશે નહિ. આવવાનું થાય તોપણ અમૂલ્યની કવિતા, અવિનાશનો હાથ-બામ્બ અને શ્યામલીનો અનપેક્ષિત પ્રેમ હવે મળવાનો છે ? બે દિવસ માટે મહેમાન થઈને આવશે અને પાછો ફરી જશે. પણ આ પ્રેમ અને સંઘર્ષની સ્મૃતિ કદાચ જિંદગીપર્યંત તેના મનમાં રહેશે. જેટલા દિવસ આ ધરતી પર તે રહેશે — તે લેકને કાંઠેની ધરતી હોય કે ઉખ્રુલના નદી કાંઠેની ધરતી હોય — તેટલા દિવસ આ સંઘર્ષ વારંવાર તેના જીવનમાં જાગતો રહેશે. જો પ્રેમ જયી બને તો તેના મૃત્યુ પછી પણ તે પ્રેમનો ક્રોસ ઉપાડીને જશે સર્વ માણસો. આ વખતે છાતી ઠોકીને તે ડા. બ્રુકને કહી શકશે આ મહાનગરીના હૃદયમાંથી મેળવેલો આ બોધમંત્ર.

ગાડી ધીમે ધીમે અસમ ભણી ચાલવા લાગી.

# 17

ખાટિંગે અમસ્તો જ ટેલિગ્રામ કર્યો નહોતો. ઘરે પહોંચતાં જ માએ તેને છાતી સરસો ચાંપી રડારોળ શરૂ કરી દીધી. તેમને ત્યાં રહી વિધુર જીવન માસ્તર નિશાળમાં નોકરી કરતા હતા, તેમનો દીકરો કનસેંગ વારંવાર તેમને ખેંચી કહેવા લાગ્યો, 'દાદી રડશો નહિ, દાદાને સારું થઈ જશે.' રિશાંગે ઇમ્ફાલમાં બધી હકીકત જાણી હતી. ખાટિંગે તેને એક અઠવાડિયા પહેલાં તેના પિતા અને ગાઠિંખાઈ વચ્ચે જે કજિયો થયો હતો તે વાત કહ્યા પછી, તેના મનમાં ફરી પ્રેમ અને નિષ્ઠુરતાનો પ્રબળ સંઘર્ષ શરૂ થયો. કજિયાનું કારણ તો પેલો જૂનો જમીનનો ટુકડો હતો. ઇયેંગમાંશો પાસે વિફલમનોરથ અને અપમાનિત થયા પછી લગ્નની બધી આશા ત્યજી દઈ જે દિવસે ગાઠિંખુઈ ગુસ્સામાં આંધળો થઈ ગયો હતો, તે દહાડેથી કજિયો ફરી શરૂ થયો હતો.

નક્કી કરેલા દિવસે ખાઈખોની કોર્ટમાં ખટલો શરૂ થવા છતાં કશી સુનાવણી થઈ નહોતી. ગાઠિંખુઈ અને ઇયેંગમાંશ પોતપોતાની વાતને વળગી રહ્યા હતા. એ પ્રમાણે એક વર્ષ વીતી ગયું. એ પછી કોઈએ બંધાયેલ ગિરજાને તોડવાનું શરૂ કર્યું. ગિરજા તોડવાનું કામ ઘણા દિવસ ચાલ્યું. ઈયેંગમાંશના માણસોએ દુરાચારીને પકડવાનો કેટલાક દિવસ પ્રયત્ન કર્યો, એક દિવસ પકડાયો. પણ ખરો, પણ પકડાતાંની સાથે જ ઈયેંગમાંશ અને તમના માણસો પર લાઠીઓથી આક્રમણ થયું. ઈયેંગમાંશની છાતી પર એક પ્રહાર આવી પડ્યો. કોણે તેમના પર લાઠી ચલાવી તે પકડાયું નહિ, આજ સુધી પણ નહિ. જખમી થયેલાઓમાં ઈયેંગમાંશ સિવાય બાકીનાઓને સામાન્ય ઈજા થઈ હતી. તેઓ બધાને તો સારું થઈ ગયું પણ ઈયેંગમાંશની તબિયત દિવસે દિવસે બગડતી જતી હતી. એક દિવસે ડાક્ટરે કહ્યું, ઈયેંગમાંશનું મૃત્યુ નજીકમાં છે. આ સાંભળતાં જ તરત ઇમ્ફાલથી ખાટિંગે રિશાંગને તાર કરી દીધો. તાર મળતાં જ રિશાંગ આવી પહોંચ્યો.

માને સાન્ત્વના આપી રિશાંગ સીધો જ હૉસ્પિતાલમાં ગયો. હૉસ્પિતાલને દરવાજે તેને શારેંગ્લાએ રોક્યો, 'જરા ઊભો રહે.'

'શું કરે છે ?'

'સિલાઈ કરું છું.'

'શું સીવે છે ?'

રિશાંગે શાન્ત ચિત્તે પૂછ્યું.

શારેંગ્લાએ આ વખતે રિશાંગની આંખોમાં જોયું. રિશાંગનો ચહેરો એકદમ દુબળો થઈ ગયો હતો. તેના ગોળ ગાલ એકદમ બેસી ગયા હતા. હાથની નસો દેખાતી હતી, બંને આંખો જાણે થાકી ગઈ હતી.

'ઘા.'

રિશાંગે હવે કશું પૂછ્યું નહિ.

બહાર ઊભા રહી તેણે બીજી તરફ ઉદાસ મનથી જોયા કર્યું. એ પછી એકાએક બોલ્યો, 'કશું થયું છે શું ?'

શારેંગ્લા ચૂપ રહી. રિશાંગને સંદેહ થયો. તેણે ફરી પૂછ્યું, 'શું થયું છે તે તો કહે.'

'તારા પિતાજી હવે નહિ બચે.' શારેંગ્લાએ બીતાં બીતાં કહ્યું.

'કેમ ?'

'અહીં જેટલી સારવાર થઈ શકે તેટલી ડાક્ટરે કરી છે. પણ —'

'પણ શું ?'

'તું તારી માને કહેતો નહિ.'

'નહિ કહું, કહે.'

'ડાક્ટર કહે છે કે કલકત્તા સિવાય બીજી કોઈ ઇસ્પિતાલમાં એમને સારું નહિ થાય.'

'હં' કહેતાં જ રિશાંગ બેચેન થઈ ગયો. તે ઇસ્પિતાલના વરંડામાં હવે સ્થિર રહી શક્યો નહિ. અંદરથી એક ભારે વેદનાગ્રસ્ત ચિત્કાર સંભળાયો. વરંડામાં થોડી વાર આંટાફેરા કર્યા પછી ફરી અનુનયપૂર્વક શારેંગ્લા તરફ જોયું. શારેંગ્લા પાસેથી કોઈ પ્રત્યુત્તર ન મળતાં તે અસહાયભાવે બેંચ પર બેસી પડ્યો. ઇસ્પિતાલની સામે પારિજાત પરથી ખરેલાં ફૂલોથી નીચેની જગા સફેદ થઈ ગઈ હતી. તેની પાસેના યુકેલિપ્ટસ અને પાઇનનાં ઝાડ ગગનચૂંબી થઈ ગયાં હતાં. તેમના વચ્ચેથી મ્લાન સૂર્યના સાન્ધ્ય પ્રકાશથી ઊંચીનીચી ગિરિમાલા શોભિત થયેલી દેખાતી હતી. ક્યાંક કોઈ તમરું સતત એકધારા સૂરે બોલતું હતું. પહાડો શુદ્ધ શ્વેત વાદળોનું વસ્ત્ર પહેરીને નિર્વિકાર ભાવે ઊભા હતા. એકાએક પવનના એક સપાટાએ રિશાંગને હલાવી દીધો. શારેંગ્લા રિશાંગની પાસે સરી આવી પવનના ધક્કાથી બચવા તેના પહેરણને સજ્જડ રીતે પકડી રાખ્યું. એકાએક રિશાંગને લાગ્યું કે શારેંગ્લાની બંને આંખો ઘણી ઊંડી ઊતરી છે. છોકરી બીમાર હોય એવી લાગે છે, મોઢા પર પણ પહેલાંના જેવી ચમક નથી.

'શું થયું છે તને ?' સહાનુભૂતિપૂર્વક રિશાંગે પૂછ્યું.

શારેંગ્લા ફિક્કું હસી, પણ કશું બોલી નહિ. રિશાંગ તેની ચુપકીદી સહન ન કરી શક્યો. તેને લાગ્યું કે તેની અનુપસ્થિતિના સમયમાં શારેંગ્લાના સ્વભાવમાં કોઈ અઘટિત ફેરફાર થઈ ગયો છે. કદાચ વાસનાની દાસી બનીને પોતાને યૌવનના ઉપભોગમાં ડુબાડી દીધી છે. કદાચ તે ખરેખર આ દરમ્યાન પતિત થઈ ગઈ છે. સ્ત્રિયાચરિત્ર અજ્ઞેય રહસ્ય છે.

ચુપકીદીની કેટલીક ક્ષણો વીત્યા પછી અંદરથી લેડી ડાક્ટર આવી અને કશી ભૂમિકા બાંધ્યા વિના જ કહ્યું, 'રિશાંગ આવી ગયો !'

'આવ્યો છું બહેનજી !' બાપુને કેમ છે ?' ઉત્કંઠાથી રિશાંગે પૂછ્યું.

'તન્દ્રામાં છે.'

'હું એક વાર જોઈ આવું —' કહી તે ઊભો થઈ ગયો.

'જા, પણ જગાડતો નહિ.'

રિશાંગે જઈને જોયું કે ઈયેંગમાંશ નામનો માણસ નામથી માત્ર જીવે છે. જાણે એક વિરાટ નરકંકાલ તેની નજર સામે પડ્યું છે. કલકત્તાના ફૂટપાથ પર પડેલા ભિખારીઓના જેવો ભયંકર ચહેરો બાપાનો થઈ ગયો છે. એકાએક શારેંગ્લાના શબ્દો તેને યાદ આવ્યા — 'કલકત્તા સિવાય બીજી કોઈ ઇસ્પિતાલમાં તેમને સારું નહિ થાય.' પણ કલકત્તા લઈ જઈને ઇયેંગમાંશની ચિકિત્સા કરાવવાનું રિશાંગનું ગજુ નથી. તે ઉપરાંત હવે સમય પણ ક્યાં છે ? તેના મનમાં થયું કે તે મોટો અપરાધી છે — બાપને બચાવવા જેટલા પ્રયત્નો કરવા જોઈએ એટલા એ કરી શકતો નથી, કેમ કે તે ગરીબ છે, સામર્થ્યહીન છે.

બાપા તરફ કેટલીક વાર જોઈ રહ્યા પછી તેને અસહ્ય લાગવા માંડ્યું. બહાર આવીને જોયું તો લેડી ડાક્ટર ઘરે ગયાં છે. શારેંગ્લા જ તેની અધીરતાથી રાહ જોતી હતી.

'જોઈ આવ્યો ?'

'હા, જોઈ આવ્યો.'

શારેંગ્લા ચૂપ રહી. રિશાંગ ધીરે ધીરે વરંડામાંથી ઊતરી રસ્તા ઉપર આવ્યો.

'મારે ઘેર એક વાર આવીશ ?' શારેંગ્લાનો અવાજ સાંભળી તેણે પાછા વળી જોયું.

'આવીશ, પણ પછીથી.'

ઘણા દિવસ પછી આ લાલ માટીના રસ્તા પર તેનાં પગલાં પડી રહ્યાં છે. ફરી વાર તેની ટેવાયેલી આંખોથી ઉખ્રુલની આ રમણીય સંધ્યાનું રૂપ જોયું. ફરીવાર તેણે જોઈ પાઈનની લીલી હાર. ધૂળ ઉડાડતો પાગલ પવન લહરીનો ઉલ્લાસ અને વેદનામિશ્રિત સ્વર ફરી તેને કાને સંભળાય છે. બેએક મનોહર પતંગિયાંની પાંખોમાં ફરી તેની ખોવાયેલી મુગ્ધતા પામે છે. પણ આ પ્રકૃતિની અંતરિયાળ છે વેદનાનો ઊંડો શ્વાસ, ઉખ્રુલના દરેક ઘરમાં જીવન અને મૃત્યુ, સ્નેહ અને સહૃદયતાનું નિષ્ઠુર દ્વન્દ્વ ચાલે છે. તે દ્વન્દ્વ દિવસે દિવસે મૂર્ત અને ભયંકર થતું જાય છે. રિશાંગનું જાણે માથું ફરવા લાગ્યું.

ઘરમાં પેસતાં જ તેણે સાંભળી મેંડોલિનનો મૃદુ સ્વર ઝંકાર. કોણ મેંડોલિન વગાડી રહ્યું છે !

મેંડોલિનનો મૃદુ સ્વર સાંભળતાં સાંભળતાં તે પથારીમાં પડી કેટલી વાર સૂઈ રહ્યો. સૂરના સૂક્ષ્મ ઝંકારે તેના વેદનાકરુણ મનમાં આવેગનો સંચાર કર્યો. એકાએક

ત્યાં દૂરથી એક દુઃખની પવનલહરીએ આવી તેના મનના સુખ-સ્વપ્નને છિન્નભિન્ન કરી નાખ્યું. લડાઈ પછી તેમનું નાનું આ ઘર જેમતેમ ઊભું રહ્યું છે. તેના બાપાએ ગિરજા બનાવવામાં જ તેમનો મોટો ભાગનો સમય ખર્ચ્યો હતો, અને છેવટે એ જ તેમના મૃત્યુનું કારણ થઈને રહ્યું. એમના મૃત્યુ માટે જવાબદાર છે ગાઠિંખુઈ - ખુટિંગ્લાના બાપા, એ વાત પર વિચાર કરતાં કરતાં તેના મનમાં પ્રેમ અને દ્વેષનું દ્વન્દ્વ શરૂ થયું. તે એટલું તો સમજ્યો કે આ ઘટના પછી ખુટિંગ્લાની સાથે મિલન અશક્ય છે. તેની આશા એકદમ છોડી દેવી પડશે. આ વિચાર આવતાંની સાથે તેનું અંતર એક પ્રબળ આઘાતથી ક્ષતવિક્ષત થઈ ગયું. બાપાના મૃત્યુ માટે જે જવાબદાર વ્યક્તિ છે, તેની જ પુત્રીને તે ચાહતો હતો ! આથી કરુણ બીજી કઈ દુર્ઘટના હોઈ શકે ?

ઊલટાનું હવે તે ગાઠિંખુઈ ઉપર વેરનો બદલો લે તો જ લોકો તેને મરદ કહેશે, નહિતર પછી કહેશે નામર્દ. આ વિચારથી તેને આખે શરીરે પરસેવો પરસેવો થઈ ગયો. માણસ હજીય પશુ જ રહ્યો છે, તે એક હિંસ્ર, લોહી તરસ્યું, નિષ્ઠુર પશુ છે. ક્યાંક જો પ્રેમની શાંતિ દેખાય છે તો તે માત્ર નિષ્ઠુરતાને ઢાંકી રાખવા માટે છે.

તે એ રીતે થોડીવાર પડી રહ્યો. એ પછી માએ તેને ખાવા બોલાવ્યો. તે ઊભો થઈ ચૂલા આગળ આવી બેઠો. તેના અને જીવન માસ્તરના માટે તેની માએ થાળીમાં ખાવા પીરસ્યું. પોતે એક થાળીમાં ભાત લઈ કનસેંગને ખવડાવવા લાગી.

જીવન માસ્તર ત્યારે પણ તન્મય થઈ મેન્ડોલિન વગાડતા હતા. માએ તેમને બોલાવ્યા એટલે તેઓ પણ થાળી આગળ આવીને બેઠા અને સહજભાવે રિશાંગ તરફ જોવા લાગ્યા.

માએ કહ્યું, 'આ આપણા નવા માસ્તરસાહેબ છે, રિશાંગ.'

એ દરમ્યાન રિશાંગે જીવન માસ્તર અને કનસેંગની હાજરીની નોંધ લીધી હતી.

જીવન નવી હાઈસ્કૂલના હેડમાસ્તર હતા, કનસેંગ તેમનો દીકરો.

'બાપુને જોઈ આવ્યો ?' તેના બોલવાની રાહ જોયા વિના રિશાંગને જીવન માસ્તરે પૂછ્યું.

'જોઈ આવ્યો.'

'કેમ છે હવે ?'

'ઠીક નથી.'

બંને જણ ચૂપચાપ ખાવા લાગ્યા. કનસેંગ જાતજાતની હા-ના કરી ખાવામાં મોડું કરતો હતો. તેનો તેજસ્વી ચહેરો અને વાતચીતની ચપળતાથી રિશાંગ મુગ્ધ થઈ ગયો. કુતૂહલ દબાવી ન શક્યો. તેણે પૂછ્યું. 'આની ઉંમર કેટલી છે ?'

'છ વર્ષની, જીવન માસ્તરે કહ્યું.'

'એની મા કોણ છે, તે જાણો છો ?' રિશાંગની માએ પૂછ્યું.'

'કોણ છે ?'

'વિડેશ્યેલીની બહેન.'

'વિડેશ્યેલી ?' વિસ્મય પામી રિશાંગ બોલ્યો. 'તમે તો ગુવાહાટીના રહેવાસી છો !'

'ગુવાહાટીનો છું, પરંતુ ઘર ત્યજી અનેક સમયથી કોહિમામાં શિક્ષક થઈને આવ્યો હતો. ત્યાં તેની સાથે લગ્ન કર્યું હતું.'

'તેમના અવસાનને કેટલો સમય થયો ?'

'છ વર્ષ.'

'હં.' રિશાંગ ખાવાનું ભૂલી ગયો. રિશાંગે આશ્ચર્યથી તેમની તરફ જોયું, પણ કશું પૂછ્યું નહિ. આ માણસ કંઈક જુદી જાતનો લાગે છે.

આ પછી બંને જણે જમવાનું પૂરું કરી મોં ધોયું. જીવને ગામમાં ફરવા જવા માટે કહ્યું. રિશાંગે તેમાં સંમતિ આપી. થોડી વાર પછી બંને જણે ઘર બહાર નીકળી ગામને રસ્તે ડગલાં ભર્યાં. વરસાદની મોસમ પૂરી થઈ હતી. અત્યારે ઠંડી પડે છે. રસ્તા પર રેત જામી છે. ઘરની આગળ અને રસ્તેથી ઢોળાવ તરફ વળી ગિરજા પાસે જઈને ઊભા રહ્યા.

'બાપુને કોણે માર્યું ?' રિશાંગે પૂછ્યું.

જીવને ખિસ્સામાંથી એક સિગારેટ કાઢીને સળગાવી. તે પછી કહ્યું, 'તપાસ કરવા છતાં કોઈ પકડાયું નથી.'

'પણ ખાટિંગે મને કહ્યું કે ગાઠિંખુઈએ —'

'કેવી રીતે કહી શકે ?' જીવને જવાબ આપ્યો.

'કેમ ?'

'ગાઠિંખુઈ કહે છે કે તેણે માર્યું નથી. બીજા કોઈએ ઝગડાનો લાભ લઈને પ્રહાર કર્યો છે.'

'તે સોગંદ ખાઈને કહે છે ?'

'હા.'

રિશાંગ સહજભાવે તેની વાત માની શક્યો નહિ. બીજું કોણ તેના બાપાને મારી શકે ? તેણે ગિરજા તરફ જોયું. ગિરજાના શિખરથી માંડી તેના દરેક ભાગ પર આક્રમણનાં ચિહ્નો છે. દરેક ચિહ્ન જાણે ઈશુના દેહ પર પડેલા ઘાનું ચિહ્ન છે. યુગે યુગે ઈશુને લોકો આ રીતે શસ્ત્ર પ્રહાર દ્વારા આઘાત કરી, યંત્રણા આપી મરણનો ક્રોસ ઉપાડવા બાધ્ય કરતા આવ્યા છે. પણ એ લોકો ઈશુનો પ્રેમ-સંદેશ ગ્રહણ કરતા નથી. ગ્રહણ કરતા નથી તેમનો વિશ્વબંધુત્વનો સંદેશ. પણ તેનો દૃઢ વિશ્વાસ છે કે એક દિવસ તેમનો સંદેશ ગ્રહણ કરી લોકો આ પૃથ્વીને સ્વર્ગના રાજ્ય તરીકે સ્થાપિત કરશે. ગિરજાનો ચહેરો જોતાં જોતાં આંખમાં આંસુ સાથે તેના અંતરમાં ઉદિત થઈ પ્રથમ સૂર્યની ચિરંતન જ્યોત.

જીવને સિગારેટ પીતાં પીતાં કહ્યું, 'જાણે બળિયા નીકળ્યા હોય એવું ગિરજા દેખાય છે.'

'ના. હું શું વિચારું છું કહું ?'

'શું ?'

'આ પવિત્ર ગિરજાઘર પર માણસોએ કરેલા નિષ્ઠુર ડાઘ માટે જવાબદાર કોણ છે ?'

જીવનને નવાઈ લાગી. નગાને મોઢે આવો ગંભીર દાર્શનિક પ્રશ્ન સાંભળી તેને આશ્ચર્ય થયું. બીજી ક્ષણે એકાએક ઉલ્લાસથી તેનું હૈયું નાચી ઊઠ્યું. 'હું જો સાચી વાત કરીશ તો તારા ધર્મપ્રવણ હૈયાને આઘાત લાગશે.'

'નહિ લાગે. હું જાણવા ઇચ્છું છું કે ઈશુના ગિરજાને આટલું બધું મહત્ત્વ શા માટે આપવામાં આવે છે ?' જાણે દર રવિવારે ગિરજામાં બેસીને ઈશ્વર પાસે પ્રાર્થના કરવાથી પૃથ્વી પર સ્વર્ગનું રાજ્ય સ્થાપિત થશે ! અંતરના ગંભીર આવેગથી રિશાંગ એક પાયાનો પ્રશ્ન કરી બેઠો હતો. તે સાથે તેના મનમાં ઘોર મથામણ ચાલતી હતી. 'સમગ્ર ટોંખુલ વિસ્તારમાં અવનતિ જોવા મળે છે. એક બાજુ ગરીબાઈની ચપેટમાં માણસો દુર્દશાગ્રસ્ત છે અને બીજી બાજુ આવા લડાઈઝઘડા છે. ઉખ્રુલના આકાશમાં એક કાળું વાદળ ઘેરાયું છે. ગિરજા કેન્દ્રમાં રાખીને વડીલો વચ્ચે ઝઘડો શરૂ થયો ત્યારે જ ગિરજાનો પાયો હલી ઊઠ્યો હતો. આજે સ્વાભાવિક રીતે જ આપણા મનમાં પ્રશ્ન થાય કે ઝઘડાથી શો ફાયદો થયો ? આ ગિરજા દ્વારા આપણને વિશ્વભ્રાતૃત્વનો સંદેશો મળવો તો દૂર રહ્યો ઊલટાનું તેણે ગામમાં ઝઘડાનાં મૂળ નાખ્યાં. ગામમાં આવાં સો ગિરજા ઊભાં થાય તોપણ ઈશુનું સ્વપ્ન પૂરું નહિ થાય. આ ગિરજાને ખંડિત કરવાને બદલે તેને જમીનદોસ્ત જ કરી નાખવું જોઈએ. ગિરજા મોટું છે કે માણસ ?'

જીવન તો અવાક્ બની રિશાંગના ચહેરા ભણી જોઈ રહ્યો હતો. એ સાથે તેના વિચારની દૃઢતા અને સાહસિકતાથી મુગ્ધ થયો. તેના મનમાં થયું કે ઘણા દિવસથી આવા એક માણસની ખોટ હતી જે નગા હોવા છતાં પોતાને પહેલ પરથમ માણસ તરીકે ઓળખાવા માગે છે. જીવને કહ્યું, 'માણસ મોટો છે. વળી બીજી એક વાત. રેનોલ્ડ નેવારે શું કહ્યું છે તે જાણે છે ?'

'શું કહ્યું છે ?'

'બધાથી ઈશુ અને તેની કરુણા જ સૌથી મોટી છે. બાકી બધું મિથ્યા છે. તારા બાપુને હું આ વાત ન સમજાવી શક્યો.' સિગારેટનો કસ ખેંચતાં જીવને કહ્યું. ઊભા ઊભાં થાકી જતાં તે ગિરજાના આંગણાંમાં જ બેસી પડ્યો.

'તો પછી તમે બાપાને આ બધું કરતાં વાર્યા કેમ નહિ ?'

જીવન માસ્તર સ્વાભાવિક ભાવે હસવા લાગ્યા. રિશાંગને ગુસ્સો ચડ્યો. કહ્યું, 'હસો છો કેમ ?'

'કોઈ લાભ નહોતો. નગા માણસો એટલે પથ્થર. વિડેશ્યેલીને કેટલું સમજાવ્યું કે આ બધું છોડી દે, એમાં કોઈનું કલ્યાણ નથી. હિંસાને રસ્તે માણસ ઉન્નતિ કરી શકતો નથી. તેણે શું કહ્યું — જાણે છે ?'

'બાયલા, નગા વિશે તું શું જાણે ?'

'પણ મારા બાપાને ઝઘડો મિટાવી દેવા તમે કહ્યું ત્યારે એમણે શું કહ્યું ?'

'એ જ એક વાત. નગા વિશે હું કંઈ જાણતો નથી. ગાદિંખુઈએ પણ એ જ

એક જવાબ આપ્યો. ખરી વાત શી છે તે તું જાણે છે ?'

'તમે લોકો હજી નગા છો, માણસ થયા નથી.'

'માસ્તર !' ગુસ્સે થઈ રિશાંગે કહ્યું.

જીવન માસ્તર ફરી હા... હા... કરતા હસવા લાગ્યા. 'સાચી વાત કહેતાં મને બીક લાગતી નથી. તમને લોકોને જે સ્વરાજ જોઈએ છે તે મને કેમ આપતા નથી ? ગાંધીજીએ શું કહ્યું હતું — નિર્ભીકતા એ જ સ્વરાજ છે.'

ગાંધીજીની વાત આવતાં જ રિશાંગ ચૂપ રહી ગયો.

હસવાનું રોકી જીવન માસ્તર નિર્લિપ્ત ભાવે ડુંગરોની હારમાળા તરફ જોઈ રહ્યા. ચાંદનીમાં પર્વત, આકાશ અને દિગંતવ્યાપી ધરતી ઉજ્જ્વળ થઈ ઊઠ્યાં છે. આવી ચાંદનીમાં હંમેશાં તે માણસને, પૃથ્વીને એક વિરાટ રૂપમાં જોવા ઇચ્છે છે. અસમીયા માણસના મનમાં કાલજયી પહાડો માટે જે આકર્ષણ છે એ જ મુગ્ધતા તેની નજર સામે માનવતાનો વિશાળ ભંડાર ખુલ્લો કરી દે છે. એ કારણે એક દિવસ સહજ જીવનનાં બધાં સુખો અને આનંદ ત્યજી દઈ કેટલાંક વર્ષો પહેલાં તે નીકળી પડ્યા હતા કોહિમાને રસ્તે, તે દિવસે તેમના પ્રાણનાં અનેક રુદ્ધ દ્વારો ખુલી ગયાં હતાં. ગ્રેજ્યુએટ થયા પછી તેમનાં મા-બાપ તેમને એક નોકરી અપાવી, લગ્ન કરાવી અને મધ્યમ વર્ગનું જીવન જીવવાનો માર્ગ અપનાવી લેવા આગ્રહ કરતાં હતાં. બાપા રિટાયર્ડ હેડમાસ્તર હતા. પણ તે વખતે અનેક અસમીયા યુવકોના અંતરમાં ગાંધીજીની સમાજસેવા અને 'આમાર સંરક્ષણી' આંદોલનનું આહ્વાન હતું. એ રીતે કઈ એક ઉત્તેજનાની ક્ષણે સદ્ગત માધવચંદ્ર બેજ બરુવાએ તેના પ્રાણમાં ઉદ્દીપ્ત કરી હતી નગાઓ અને પર્વત પ્રત્યેની પ્રીતિ. મા-બાપના વાંધાવચકા ગણકાર્યા વિના લડાઈ પહેલાં તેઓ કોહિમા પહોંચી ગયા હતા. પણ ધીમે ધીમે નગાઓ પ્રત્યેના પ્રેમમાં તે ડૂબી ગયા. એક દિવસ એકાએક ખનમા ગામે જતાં વિડેશ્યેલીની અસમીયા જાણતી બહેન રણી સાથે તેમની મુલાકાત થઈ. પ્રથમ મુલાકાતે જ પ્રેમમાં પડ્યાં. અને પછી પરણી ગયાં. ઘરપરિવાર અને હિંદુ સમાજ તેમણે છોડી દીધાં. આ અસાધારણ કામથી તેમને એક અદ્ભુત પ્રકારનો આત્મસંતોષ થયો હતો અને એ બાબતે કદી પસ્તાવાનો ભાવ જાગ્યો નહોતો. પણ એક દિવસ રણીનું અવસાન થયું. તેમના પ્રેમના ચિહ્ન રૂપે રહી ગયો કનસેંગ. તે સાથે શરૂ થયો વિડેશ્યેલીનો નગાઓ માટે ભયંકર સ્વાધીનતા — સંગ્રામ. તે દિવસે તેમને પછતાવો થયો. જે નગાઓ માટે ધર્મ, જાતિ, સમાજ ત્યજી દીધાં હતાં ભાઈચારાની આશાથી, એ જ નગા લોકો ભારતવાસીઓથી પોતાને જુદા ગણાવી જુદી રીતે વિચારતા થઈ ગયા. જ્યારે તેમણે જોયું કે આ સ્વાધીનતાને નામે નગાઓના મનમાં એક સુસ્પષ્ટ 'નગાચેતના' જાગી છે. તેઓ તેનો તીવ્ર પ્રતિવાદ કરવા લાગ્યા. વિડેશ્યેલીને જઈને તેમણે આ સર્વનાશી વિભેદભાવની ચર્ચા કરી. ત્યારે વિડેશ્યેલીએ હસીને કહ્યું, 'તમે નગા વિશે કશુંય સમજતા નથી.' જાણે માણસ તરીકે નગાઓનો પરિચય નગા નામમાં જ સમાપ્ત થઈ જતો ન હોય. આ ઊંડો આઘાત સહન ન થતાં તેઓ ઇમ્ફાલ શહેરમાં આવી

પહોંચ્યા અને ત્યાં અચાનક ખાટિંગની યોજના વિશે સાંભળ્યું. આગળપાછળનો વિચાર કર્યા વિના કોહિમા હમેશ માટે ત્યજી દઈને તેઓ રહી ગયા ઉમ્રુલની આ નવી સ્થપાયેલી હાઈસ્કૂલના હેડમાસ્તર થઈને. તેમ છતાં તેમનું મન ગુવાહાટી ભણી ન ખેંચાયું. વચ્ચે વચ્ચે તેમને મા અને બહેનોના પત્ર મળે છે, તેના જવાબો પણ લખે છે. પણ આજ દશ વરસથી કોઈને મળવાનું થયું નથી. ખુટિંગ્લા જ્યારથી ગુવાહાટીમાં રહેતી થઈ છે ત્યારથી તેમનો પોતાના ઘર સાથે ફરી સંબંધ સ્થપાયો છે. ખુટિંગ્લા જ્યારે પોતાને ઘેર પત્ર લખતી ત્યારે તેમાં હંમેશાં અરુણાની વાત લખતી. અરુણા જીવન માસ્તરની કાલેજમાં ભણતી નાની બહેન હતી. તેમ છતાં તેમને ઘેર પાછા ફરવાની ઇચ્છા થઈ નહોતી.

તેમને આ પર્વત વિસ્તારમાં રહેતા માણસો પોતીકા લાગતા હતા, પોતાનાં સગાંવહાલાં બહુ યાદ આવતાં નહોતાં. વિડેશ્યેલીએ તેને આઘાત આપ્યો હતો છતાં આ પર્વતપ્રીતિ અને અહીંના માણસો પ્રત્યેનો પ્રેમભાવ તેમના મનમાંથી ઓછાં થતાં નહોતાં.

ઉમ્રુલમાં આવ્યા પછી જીવનમાસ્તરના મનમાં જીવનના પ્રયોજન વિશેનો ગંભીર પ્રશ્ન જાગ્યો હતો. શાળાના સમય પછી ફુરસદવેળાએ તેઓ મેંડોલીન વગાડતા કે પછી મહાપુરુષોનાં જીવનચરિત્રો વાંચતા. ધીમે ધીમે તેમના મનમાં એક એવી ઉદાર નિર્લિપ્તતા પેદા થઈ કે અલ્લાહ, ગાડ, ભગવાનમાં તેમને કોઈ ભેદ ન દેખાયો, બધા એકસરખા સુંદર અને આવશ્યક છે એમ કહેવામાં એમને વાંધો નહોતો. તેઓ શ્રદ્ધા ભાવથી ગાંધીજીના અંતિમ વરસોના શાન્તિ અભિયાનના પ્રસંગને યાદ કરતા હતા. નગા વિસ્તારમાં ધીમે ધીમે વધતી જતી હિંસા, અશાંતિ, સંઘર્ષ અને મુક્ત જાતીય સહચારને અટકાવવા તેઓ પોતાની બુદ્ધિ પ્રમાણે કોઈ એક મહાન અસ્ત્ર શોધતા હતા. તેમની ઇચ્છા હતી કે નગાઓને ઘેર ઘેર જઈ શાન્તિનો અમોઘ સંદેશ પ્રચારિત કરવાની. કોહિમામાં તેમણે જોયું હતું કે વિડેશ્યેલીએ ધ્વંસનું કેવું આયોજન કર્યું છે. તે જોતા આવ્યા હતા કે નગા ગામમાં ગુપ્ત હિંસાની કેવી તૈયારીઓ ચાલતી હતી. યુદ્ધનું કાળું વાદળ આકાશમાં કોઈ પણ ઘડીએ છવાઈ જશે.

રિશાંગે જોયું કે નવા માસ્તરસાહેબ અવિનાશની જેમ જીવન પ્રત્યે નિરાસક્ત છે અને અમૂલ્યની જેમ દૃષ્ટિસમ્પન્ન છે. એક ક્ષણે તેના મનમાં કલકત્તા મહાનગરમાં હંમેશને માટે જે બે મિત્રોને ખોઈને તે આવ્યો છે, તે બંને એકીસાથે ફરી ઉદય પામ્યા ! આ ભાવનાશીલ અને નિરાસક્ત લોકો માણસને જે નવી રીતે જુએ છે, તેથી તેના અંતરમાં જો થોડો ઘણો પણ તણખો પડ્યો હોય તો તે પ્રજ્વલિત થઈ ઊઠે છે, એ બાબતે રિશાંગના મનમાં સંદેહ રહ્યો નહિ.

તે કલકત્તામાં હતો ત્યારે ગાંધીની વાતો સાંભળી હતી, પણ કદી તેમની વાતો સમજવાનો પ્રયત્ન કર્યો નહોતો. આંખોથી જે જોતો, કાનથી જે સાંભળતો, પાઠ્યપુસ્તકોમાં જે વાંચતો, મનમાં જે પ્રસંગ અનુસાર સમજતો — તે જ તેને માટે પૂરતું હતું. તેણે સાંભળી હતી ગાંધીજીએ નોઆખલીમાં કરેલી પદયાત્રાની વાત, પણ કોઈ દિવસ અનુભવ્યું નહોતું કે આ શાન્તિ માટેનો આ એક મહાન પ્રયત્ન છે — એટલે સુધી

કે અમૂલ્યની હત્યા પછી પણ અનુભવ્યું નહોતું કે હિંસાથી હિંસાનું શમન થતું નથી, શાંતિથી જ માણસનું મન શાંત થાય છે. આજે પણ જીવન માસ્તરને મોઢે ગાંધીજીનું નામ સાંભળી તે ન સમજી શક્યો કે નગા વિસ્તારના ગામેગામમાં પ્રજ્વલિત થયેલા હિંસાના ઉન્મત્ત દૈત્યને મનની શક્તિથી પણ વશ કરી શકાય છે. જીવન માસ્તર બરાબર જ કહે છે કે નગા લોકો લાઠીની ભાષા સિવાય બીજી ભાષા જાણતા નથી.

બંને જણ થોડી વાર ચૂપ રહ્યા. જીવને એક સિગારેટ સળગાવી અને તે ધુમાડો કાઢવા લાગ્યા.

રિશાંગ વિચારવા લાગ્યો કે, 'નિર્ભીકતા એ જ સ્વરાજ' શબ્દોનો ખરો અર્થ શું છે. દરેક જણ પોતપોતાની રીતે નિર્ભીક છે. શત્રુ અને મિત્ર બન્ને નિર્ભીક હોઈ શકે. પણ તેમાં ન્યાય અન્યાયનો વિવેક કરીને ન્યાયના માર્ગનું અનુસરણ કરવાનું સૌથી વધારે કઠણ છે. નગાઓ માટે હિંસા — ખાસ તો ન્યાય માટે હિંસા — કરવાની નવાઈ નથી. સદીઓથી તેઓ માણસનું મસ્તક કાપવાની પરંપરા માનતા આવ્યા છે.

આજે પણ નાજેક અને વિડેશ્યેલી વચ્ચે એ બાબતે કોઈ મતભેદ નથી. નગા બધા બંદૂક, તીર, લાઠી ચલાવી શકે છે. ગાઠિંખુઈ, વિડેશ્યેલી, ઈયેંગમાંશ બધાય માને છે કે અન્યાયનો પ્રતિકાર લેવાનો એકમાત્ર રસ્તો હિંસાનો છે, જે રસ્તાનો આશ્રય લેતાં આજે રિશાંગનાં બાપાનું મૃત્યુ થવામાં છે. એ રસ્તાનો આશ્રય લઈને આજે વિડેશ્યેલી તેમની જન્મભૂમિ માટે વ્યાપક નરહત્યા અને હિંસાનો ધુમાડો ઊભો કર્યો છે. તે હિંસાનું નગ્નરૂપ તેણે જોયું હતું કલકત્તાના રાજમાર્ગ ઉપર ! ગોળી અને છૂરાથી તેના બે અંતરંગ સહાધ્યાયી મિત્રોનું અકાલ મૃત્યુ થયું. આ હિંસા શા માટે ? — તે એ જાણતો નથી. પણ તે હિંસાને જ સદીઓથી માણસ જરૂરી નિષ્ઠુરતા રૂપે સ્વીકારતો આવ્યો છે. મહાપુરુષોની વાણી આજ સુધી કોઈના અંતરમાં ગંભીર ભાવે સ્વીકૃતિ પામી નથી. આજે તે નિષ્ઠુરતાને જીવન માસ્તર અને બીજા બે-ચાર જણા નગા ભૂમિમાંથી હાંકી કાઢી શકશે ? નિષ્ઠુરતાનો સામનો કરવા માટે પ્રેમનું મહાન અસ્ત્ર તૈયાર કરવાની શક્તિ તેઓની પાસે છે ?

કદાચ છે. કદાચ ઈશુની કૃપા થતાં તેમના હૃદયમાં પેલી હિંસા પર વિજયી થનાર પ્રેમની શક્તિ આજે જ જાગી ઊઠી શકે. પણ પોતે તેને પાત્ર છે ? એક વિચિત્ર પ્રશ્નની સામે ઊભો હોવા છતાં તેના મનમાં થયું કે આવી યોગ્યતા ત્યાગ અને સાધનાને રસ્તે મેળવી શકાય છે. આ પથના પથિક થવા માટે સૌ પ્રથમ તો તેના પિતાના હત્યારાને ક્ષમા કરવા માટે મનને તૈયાર કરવું પડશે. યુક્તિ અને પ્રીતિના પથે ગાઠિંખુઈને પાછો લાવીને સત્યપંથે ચલાવવો પડશે. કદાચ તે માટે તેના નાતીલાઓની ગાળો પણ તેને ખાવી પડે. કદાચ ખ્રિસ્તી જનમતના વિરોધમાં જઈને આ ગિરજાને અહીંથી ખસેડી લેવું પડે. પણ એથી શું બધું પૂરું થશે ? શાન્તિની કૂચમાં એક દિવસ વિડેશ્યેલીને ઈશ્વરને નામે, ધરતીને નામે અને માનવસમાજને નામે નિઃશસ્ત્ર કરવો પડશે.

અને આ લક્ષ્ય પથને છેડે છે એક સુંદર પ્રતિમા — જેનું નામ છે ખ્રુટિંગ્લા. તેનો

પ્રેમ પ્રત્યેક ક્ષણે રિશાંગને અજ્ઞાતપણે આ પથને છેડે ખેંચી જાય છે. આ પથ જ કદાચ ઈશ્વરનો પથ છે, એવું એ માને છે. શારેંગ્લાએ હુઇનિંગ ગામમાં તે દિવસે બેઠાં બેઠાં બાઈબલનો જે અંશ વાચ્યો હતો તે આજે મહાન સત્ય રૂપે તેને પ્રતીત થયો. તેને જાણે સંભળાયું : 'મારી આજ્ઞા છે, દરેક જણ બીજા જણને એ રીતે ચાહે જેમ હું તમને ચાહું છું.' . . . તે પછી તેને કાને શબ્દો પડ્યા, 'મહત્તર પ્રેમ એટલે શું ? જે પ્રેમ પ્રેમીજનને માટે જીવનદાન કરવાની શક્તિ મેળવી આપે એ જ મહત્તર પ્રેમ.'

એ સાથે રિશાંગના મનમાં પ્રશ્ન થયો — માણસને શું એવા નિઃસ્વાર્થ ભાવે ચાહી શકાય ? હૃદયને તળિયે સુધી પહોંચી જઈ તેણે વિચાર્યું કે જે પવિત્ર ભાવથી હું ઈશુનું સ્મરણ કરું છું, ખુટિંગ્લાને પણ શું એવા પવિત્ર ભાવથી ચાહી શકીશ ? ખુટિંગ્લાની વાત યાદ આવતાં તેના ભરપૂર યૌવનનું આકર્ષણ તેને ચંચલ કરી રહ્યું. તેના લાલ હોઠે ચુંબન કરવા માટે, તેના દેહ સાથે પોતાનો દેહ જડી દેવા માટે તે એક તીવ્ર વ્યાકુળતાનો અનુભવ કરી રહ્યો. ઈશુનો પ્રેમ અને રિશાંગનો પ્રેમ ક્યારેય એક થઈ શકશે ? તે કહી શકતો નથી. એ પછી પિતાના હત્યારાને જે દિવસે દ્વિધાહીન ભાવે ક્ષમા કરી શકશે, ત્યારે તે શું તેને પ્રેમ કરી શકશે ? પિતાના હત્યારાને ચાહવાની આધ્યાત્મિક શક્તિ શું તેની પાસે છે ? પિતાના જ હત્યારાને માત્ર નહિ, કલકત્તામાં અમૂલ્યના ખૂની અને ચંચલ પર હુમલો કરનાર પર તેનો જે ક્રોધ સળગી ઊઠ્યો હતો અને વેર લેવાની ઇચ્છા થઈ આવી હતી, તે ક્રોધ અને વેર લેવાની વૃત્તિ તે આ જ સુધી છોડી શક્યો છે ? ફરી તેના મનમાં ઈશુની વાણી ગુંજી ઊઠી — 'તમારા મિત્રને પ્રેમ કરો અને તમારા શત્રુને પ્રેમ કરો.'

આ પરમ વ્યર્થતાની વેદનાથી એકાએક તેનું હૃદય કંપી ઊઠ્યું. તેને પોતાનેય ખબર ન પડે તેમ ખંડિયેર ગિરજાના ઊંચા આંગણામાં ઘૂંટણિયે પડી તે પ્રાર્થના કરી રહ્યો, 'પ્રભુ, મને ચાહવાની શક્તિ આપો.' વારંવાર પ્રાર્થનાના આ શબ્દો બોલતાં બોલતાં ક્ષણેક માટે તે પ્રેમ અને દ્વેષના દ્વન્દ્વથી જર્જરિત આ પરિચિત ધરતીની વાત ભૂલી ગયો. ભૂલી ગયો કે તેના બાપા મરણપથારીએ પડ્યા છે, જીવન માસ્તર તેની પાસે ઊભા છે અને સંધ્યાના અંધકારથી પૃથ્વી ધીરે ધીરે ઢંકાઈ રહી છે.

જીવન માસ્તર તેની પ્રાર્થનાની વાણી સાંભળીને અને તેને આત્મસંયત રૂપમાં જોઈને વિસ્મયવિમુગ્ધ ભાવે તેના તરફ જોઈ રહ્યા. તેમના મનમાં થયું — છેવટે નગાભૂમિ પર એક નવા માણસને શોધી કઢાઓ છે.

થોડી વાર પછી રિશાંગ જ્યારે ઊઠ્યો ત્યારે તેના મનમાં એક અભૂતપૂર્વ નિશ્ચિંતતાનો ભાવ હતો, એટલું જ નહિ — ગતાનુગતિક જીવન વચ્ચે એક વિશિષ્ટ સુંદર જીવન રચવાની સાધના જેવું અઘરું બીજું આ પૃથ્વીમાં કશું નથી એવી સમજણનો ભાવ પણ હતો.

રિશાંગે એકાએક જીવન માસ્તરને પ્રશ્ન કર્યો, 'સાધારણ માણસ અસાધ્ય સિદ્ધ' કરી શકે ?'

'કરી શકે.'

'પણ સદાય જોતો આવ્યો છું કે તે જન્મ લે છે અને મૃત્યુ પામે છે. જ્યારે કોઈ નવા ભાવનો ઉદય થાય છે, ત્યારે મનમાં આ જ પ્રશ્ન જાગે છે.'

જીવનમાસ્તર ફરી અસ્વાભાવિક ભાવે હસવા લાગ્યા. રિશાંગે ગુસ્સો કરી પૂછ્યું, 'હસો છો કેમ ?'

'પહેલાં કામ કરો. નિર્ભીકતા એ જ સ્વરાજ છે.' એક વિજ્ઞ દાર્શનિક પંડિતની જેમ જીવનમાસ્તર બોલ્યા.

આ વખતે રિશાંગને જીવન માસ્તરની 'સ્વરાજ'ની વ્યાખ્યાનો એક અર્થ સમજાયો. સ્વરાજ એટલે કર્મ કરવાનું સાહસ. મનના બધા ભયો દૂર કરીને કર્તવ્યપથ પર આગળ વધવું એનું જ નામ સ્વરાજ ! જો તે સ્વરાજ હોય તો તેને ગ્રહણ કરવામાં તેને કશો વાંધો નહોતો. જોકે એકદમ વાંધો નહોતો એવું પણ નથી. સ્વરાજ જો માણસોના નવજીવનનું એક સ્વપ્ન હોય, તો તે સ્વપ્નમાં છે દેશની સમ્પત્તિનો ઉદ્ધાર કરવાનો એક મોટો પ્રયત્ન. રિશાંગ કંઈ નહિ તો એટલું તો વિચારે છે કે રેલગાડી, યંત્રો, વીજળી, પાકાં ઘર, સારા રસ્તા, સ્કૂલ, કૉલેજ, હૉસ્પિતાલ — આ બધાં વિના સ્વાધીનતા નકામી છે. કદાચ આ બધાં પહેલાં જરૂર છે તે સ્વાધીનતાનો પથ સુગમ કરવા માટે એક દળ, શાન્તિસેના અને સ્વાધીનતાવ્રતી માણસોની, જેઓ નિર્ભીક ભાવે દેશ, સમાજ અને ધરતી પર નવજીવનની પ્રતિષ્ઠાનો મજબૂત પાયો ચણી શકે. જીવનમાસ્તર જો એટલા માટે સૈનિકોનું એક દળ ઊભું કરવાની વાત કરતા હોય તો તે બરાબર છે. રિશાંગ વધારે દલીલો કરવા નથી ઇચ્છતો; કારણ તેના મનમાં શાન્તિ સૈનિક બનાવાના માર્ગમાં પડતી દુર્બળતાને દૂર કરવાનો સંકલ્પ જાગી ઊઠ્યો હતો. પહેલો સંકલ્પ તો તેણે હત્યારાને ચાહવા માટેની શક્તિ વધારવા માટે — એટલે કે સમાજના શત્રુઓને ચાહવા બાબતે કર્યો.

એકાએક તે બોલ્યો, 'જીવનમાસ્તર !'

'કેમ ?'

'શું પોતાના પિતાના હત્યારાને કોઈ ચાહી શકે ?'

'ચાહી શકે.'

'કેવી રીતે ?'

'તેની પાસે પસ્તાવો કરાવીને.'

'ખ્રિસ્તી રીતે ?'

'જે રીતે થાય તેમ.'

એ પછી વાતચીત અટકી ગઈ.

બે જણા ધીરે ધીરે ગામને રસ્તે ચાલવા લાગ્યા. ચાંદનીમાં આજે પહેલી વાર એક વિશ્વવ્યાપી શક્તિનો રહસ્યમય પ્રભાવ રિશાંગે અનુભવ્યો. માળો ભૂલ્યું એક વનવાસી પંખી બાજુના એક વૃક્ષ પરથી ઊડી સૂરના તરંગો વહેવડાવતું અનિર્દિષ્ટ દિગંતમાં ઊડી ગયું. તેના ધ્વનિતરંગોથી ગિરજાના આંગણામાં ખીલેલાં મેરીગોલ્ડ ફૂલ જાણે ચકિત થઈ ગયાં. બાજુના એક ઘરમાં દીવો બળતો હતો. ત્યાં ગૃહિણીએ

ખવડાવવાનું મોડું કરતાં સુવ્વરનાં બચ્ચાં કિકિયારી કરતાં હતાં. તે સાંભળી રિશાંગના મનમાં એક અબૂઝ મમતાનો ભાવ ઉદય પામ્યો. બહુ દૂર ગાઠિંખુઈએ ટીંબા પર બનાવેલુ નવું ઘર કોઈ અજાણ્યા વનમાં પંખીનો માળો હોય એવું લાગતું હતું.

તે ક્ષણે તેના મનમાં ગાઠિંખુઈ પ્રત્યે કોઈ પ્રકારના ક્રોધ કે આક્રોશનો ભાવ હતો નહિ. પણ આ મનોગત ભાવ કેટલો શુદ્ધ છે તેની પરીક્ષા તો જે દિવસે તેના બાપા મૃત્યુ પામશે, તેની મા છાતીફાટ રુદન કરશે અને તેનાં સગાંવહાલાં બદલો લેવા કાયદાનો આશ્રય લઈને ખૂનીને ગિરફતાર કરાવવા માટે આગ્રહ કરશે તે વખતે થશે.

નીરવ ધ્યાનમાં મગ્ન થઈ તેઓ આગળ વધતા હતા. થોડે દૂર ગયા પછી તેઓ ઉપર ભાણી જવા લાગ્યા. એ વખતે જીવનમાસ્તર એકાએક બોલ્યા, 'તે દિવસે અહીં વિડેશ્યેલીની સાથે ભેટ થઈ હતી.'

'વિડેશ્યેલીની સાથે !' રિશાંગ ચમકી ઊઠ્યો. પણ બીજી જ ક્ષણે તે અકારણ ભયની વાત વિચારી ક્ષોભ પામ્યો — ખાસ તો નિર્ભીકતા જ જો સ્વરાજ હોય.

'તે આવ્યો હતો નાજેકના આત્માને ભગાવવા માટે. તે નાજેકનો થિલોકાપા (પ્રતિનિધિ) હતો ને ?'

'હં - તો આ નાજેકની કબર નહિ ?'

'હા, એ.'

કબર પાસે જતાં રિશાંગ એક અસહ્ય ઉત્તેજનાથી ધ્રૂજવા લાગ્યો. આ નાજેક હતા તેમની નગાચેતનાના પ્રતિભૂ. વિડેશ્યેલી તેમનો એકમાત્ર ઉત્તરાધિકારી હતો. થોડી વાર પછી રિશાંગે પોતાની જાતને સંભાળી લીધી અને જીવન માસ્તરને પૂછ્યું, 'તે પકડાયો નથી ને ?'

'ના, રાતે જ તેનું કામ હતું. મશાલ લઈને નદી સુધી બધા તેની સાથે ગયા હતા. એ પછી નદી પાર કરી જંગલમાં પ્રવેશ્યો.'

'જંગલમાં તેમનો કેમ્પ છે ?'

'હા.'

એકાએક રિશાંગે પૂછ્યું, 'ફાનિટફાંગ ક્યાં છે ?'

જવાબ આપ્યા વિના જીવનમાસ્તર હસવા લાગ્યા.

રિશાંગથી રહેવાયું નહિ. 'હસો છો કેમ ?'

'તેની સાથે શારેંગ્લાનું બદનામ જોડાઈ આખા ગામમાં વગોવાય છે. કહે છે કે ક્યારેક રાતે રાતે આવે છે.'

રિશાંગનું મન શારેંગ્લાના અધઃપતનની વાત સાંભળી વિષાદમગ્ન થઈ ગયું, પણ તે કશું બોલ્યો નહિ. માત્ર હૃદયથી વારંવાર તેના ઉદ્ધારની પ્રાર્થના કરતો રહ્યો. એક વાદળાએ ચંદ્રને ઢાંકી દીધો હતો. થોડી વાર જાણે અજવાળા અંધારા વચ્ચે સંતાકુકડી રમાવા લાગી પહાડોની છાતી પર.

'તેને એક મરેલું બાળક પણ જન્મ્યું હતું, બે મહિના પહેલાં.' જીવનમાસ્તરે હસતાં

હસતાં જ કહ્યું. રિશાંગે જોયું કે જીવન માસ્તરના હસવામાં સહાનુભૂતિ નહોતી પણ તે સાથે કશો વ્યંગ નહોતો. એ સાથે તેની આંખો સામે શારેંગ્લાનું બીમાર દુબળું શરીર તરવરી ઊઠ્યું. એ કારણે કદાચ તેના દુબળા પડવાની વાત કહેતાં તે ખમચાઈ હતી.

શારેંગ્લાના પતનની વાત તેણે કલકત્તામાં જ સાંભળી હતી. પણ વાત આટલી આગળ વધી ગઈ હતી, તે તે જાણતો નહોતો. શારેંગ્લા પ્રત્યે તેનામાં સહાનુભૂતિ અને દયાનો ક્યારેય અભાવ નહોતો, અને કદાચ આજે પણ નથી. પણ પ્રેમ — જે પ્રેમ તેને સદ્‌માર્ગ પર લઈ આવી શકે તે પ્રેમ આજે પણ એ બિચારીને મળ્યો નથી.

આખું ગામ અવનતિને માર્ગે ઊતરી ગયું છે !

નાજેકની કબર પાસે બેસી જીવન માસ્તરે શારેંગ્લાની જીવનકથા વર્ણવી — કેવી રીતે ખુટિંગ્લા ને ગાઠિંખુઈના કઠોર વ્યવહારથી તેણે છેવટે ફાનિટફાંગના પરિત્યક્ત ડેરામાં આશરો લીધો અને ફાનિટફાંગના પ્રેમમાં પડી — તે બધી વાત વિસ્તારથી કહી, એ સાંભળી રિશાંગને નવાઈ લાગી. તેણે પૂછ્યું, 'તમે આ બધી હકીકત જાણી કેવી રીતે ?'

'શારેંગ્લાએ જ કહી છે.'

'શારેંગ્લાએ ?'

'હા, આ ગામમાં કોઈ મારી આગળ કશી વાત સંતાડતું નથી.'

'હું'

'મેં તેને સદ્‌માર્ગ પર ચાલવા કહ્યું છે.'

'કેવી રીતે ?'

'મેં તેને સેવિકા થવા કહ્યું છે.'

'હું.'

'પણ તે સંસારનો મોહ છોડી શકતી નથી.'

'કેમ ? તેણે હવે તમારા પર નજર ઢાળી છે કે શું ?'

'ના, મારા છોકરા પર.' કહી જીવનમાસ્તર ખડખડાટ હસવા લાગ્યા.

'છોકરા પર ?'

'તેની છાતીને ઠંડક આપે એવા એક દીકરાની જરૂર છે. બાઈમાણસ તો ?' — અભિભૂત માણસની જેમ જીવનમાસ્તર બોલ્યા.

'તમે તેને શું કહ્યું ?'

જીવનમાસ્તર ચૂપ રહ્યા.

રિશાંગે આગળ એકેય પ્રશ્ન ન કર્યો. આ વાત જ ઘણી નાજુક છતાં ગંભીર અને રહસ્યપૂર્ણ હતી. એ વિશે વાત ન કરવી જ સારી. પણ જીવનમાસ્તર તેને સદ્‌માર્ગ પર લાવવાનો પ્રયત્ન કરે છે, તે જાણી તે મનોમન રાજી થયો. શારેંગ્લાના પતનથી તે કદી સુખી ન થઈ શક્યો હોત.

રિશાંગે ગામની બીજી બધી બાબતો વિશે ઘણા પ્રશ્નો કર્યા. નિશાળ કેમ ચાલે

છે, ગાહિંમુઇ અને વિડેશ્યેલી વચ્ચે જોગાજોગ છે કે નહિ, ફાનિટફાંગ ગામમાં ક્યાં ક્યાં કામ કરે છે અને લોકો વિડેશ્યેલીની વાતો કેવી રીતે ગ્રહણ કરે છે વગેરે. પ્રશ્નોના જવાબથી રિશાંગને સંતોષ થયો. તેને થયું કે હજી પણ તેના ગામમાં વિદ્રોહનો ગરમ પવન ફૂંકાવો શરૂ થયો નથી. ફૂંકાવાને હવે વધારે સમય નહિ લાગે તે પણ ખરું. અનેક દિવસોનો સંચિત ક્રોધ અને બદલો લેવાની ભેગી થયેલી વરાળ માણસોના હૃદયને સ્તરેસ્તરમાં ભેગી થઈ ગઈ છે. આ પર્વતવાસી નગાઓ પર અત્યાચારો પણ ઓછા થયા નથી ! મહાયુદ્ધે તેમને લોકોને ઘરમાં જ વનવાસ આપ્યો, ભંડારો ખાલી કર્યા, ઘરબાર-સંપત્તિ બધું બોમ્બવર્ષા કરી ખતમ કર્યું. એ પાછળ આવી ભયંકર મહામારી. લશ્કરે અને સરકારે વળતર માટે વચનો આપ્યાં હતાં, તે નુકસાનીના વળતરની આશામાં તેમના અર્ધા ભૂખ્યા અને બેઘર બનેલા પ્રાણ આજે વ્યાકુળ થઈ ઊઠ્યા છે. ખાઈખોને ગામની પંચાયત વારંવાર પૂછાવે છે કે બહુ દિવસથી જેની રાહ જોઈએ છીએ તે વળતર તેમને ક્યારે મળશે ? ખાઈખો કહી શકતો નથી. અને એ જ આશ્વાસનમાં વચનો વચ્ચે યુદ્ધ કરનાર સરકાર ગઈ, હવે આવી રાષ્ટ્રીય સરકાર. યુનિયન જેકની જગ્યાએ ઉખ્રુલની સરકારી કચેરીએ હવે તિરંગો ઊડવા લાગ્યો. તે વખતે પણ તેમણે નવી સરકાર પાસેથી વળતરની આશા રાખી હતી. પણ આજદિન સુધી તે બાબતે કશું જોવા મળ્યું નથી. આ બાજુ વિડેશ્યેલીનું અવિરામ પ્રચાર કાર્ય ચાલે છે. ગામડેગામડે, તેમના દુર્ગમ ગામોમાં રણશિંગાં બજું બજું થઈ રહ્યાં છે અને જો થોડો દિવસ આમ વધારે ચાલશે તો સમગ્ર નગાભૂમિમાં દવાગ્નિ સળગી ઊઠશે અને ફરી યુદ્ધ થશે.

વિડેશ્યેલીનો માર્ગ ભૂલભરેલો છે. નવી સરકાર આવી છે, સ્વાધીન સરકાર, તેની પાસે સહકારની ભાવનાથી આગળ વધવું જોઈએ. પણ રિશાંગનું અનુમાન છે કે વિડેશ્યેલી આ નવી સરકારને સ્વતંત્ર સરકાર તરીકે સ્વીકારવા તૈયાર નથી; તેના મનમાં તો ઝળકી ઊઠ્યું છે રોમાંચકર નગા સ્વાધીનતાનું એક કલ્પના-રાજ્ય. ધાર્મિક ખ્રિસ્તીઓને શ્રદ્ધા છે કે આ ધરતી પર એક દિવસ એક અનુપમ સ્વર્ગનું રાજ્ય જન્મ લેશે. એવી કલ્પના તેની પણ છે, પણ ચાલીશ કોટિ જનતાથી જુદા પડી એક મૂઠી નગાઓ જ કેવી રીતે સ્વાધીનતા પ્રાપ્ત કરશે અને કેવી રીતે એ સ્વાધીનતાની મદદથી આ દુર્ગમ પર્વતમાળાને માણસોના સ્વપ્નરાજ્યમાં પરિણત કરશે, તે તે કહી શકતો નથી. વળી જે માર્ગ ગ્રહણ કરી વિડેશ્યેલી તે લક્ષ્ય સુધી પહોંચવા માગે છે, તે માર્ગ માણસની ભયંકર નિષ્ઠુરતાનો માર્ગ છે. માત્ર એટલું જ નહિ, જીવન માસ્તર કહે છે તે પ્રમાણે, દેશની સમગ્ર જનતાથી તેમને અલગ પાડીને માત્ર નગાચેતનાના બળ ઉપર સંગઠિત કરી સંઘર્ષના માર્ગે લઈ જવાનું જે એક કરુણ પરિણામ આવશે, તે વિડેશ્યેલી જોઈ શકતો નથી, તે આંધળો છે.

તેને એ રસ્તેથી પાછો વાળવો જ પડશે. નહિતર તેમનો અતીત, વર્તમાન અને ભવિષ્ય - બધાં મૃત્યુના અને નિષ્ઠુરતાના દંશથી ખતમ થઈ જશે. આ નગાભૂમિના શોષિત નગાઓના હૃદયમાં પહેલાં તો જગાડવો પડશે પ્રેમ અને માનવતાનો પવિત્ર મંત્ર.

નાજેકની કબર પાસે તેઓ પંદરેક મિનિટ બેઠા.

નજીકના કન્યાઓના આવાસગૃહમાંથી એક મધુરકંઠી ગાયિકાનું ગીત વહી આવ્યું. તરત રિશાંગને યાદ આવ્યું કે કબરની પેલી બાજુની ટેકરીના ઢાળ પાસે પેલી નદી છે, જેને કિનારે તેણે મોહમુગ્ધ બની પહેલી વાર ખુટિંગ્લાને પ્રેમની પ્રથમ ચૂમી ભરી હતી.

'ખુટિંગ્લા !' ઉચ્ચારી તડાક્ કરતો ઊભો થઈ એક અસહ્ય આવેગ અને નીરવ યંત્રણામાં કબરને ઢાળેથી ઊતરી તેણે નદીકિનારે જવાની ઇચ્છા કરી.

'ક્યાં જાય છે ?'

કશુંય બોલ્યા વિના રિશાંગ આગળ ચાલતો રહ્યો. ચાલતો ચાલતો તે જ્યારે નદીના કિનારે પેલા નિર્જન સ્થળે પહોંચ્યો કે તેનું અંતર રડી ઊઠવા લાગ્યું. ઉપર પાઇનની ડાળીઓ વચ્ચેથી ગળાઈને ચાંદની ધરતી પર પથરાઈ હતી. પથ્થરો સોનેરી થયા છે, નદીનું પાણી થયું છે રૂપેરી. ઉપર એક કુમળી લતા વધતી વધતી ઝાડ પરથી ઝૂકી પડી પાણીને સ્પર્શવા ચહે છે. તેને યાદ આવ્યું કે કેવી રીતે પોતાને ભૂલી જઈ ખુટિંગ્લાએ અહીં બેસી ગીત ગાયું હતું, તે પછી ખુટિંગ્લાએ તેને જોઈને તેનો તિરસ્કાર કર્યો હતો અને નજીકની એક મોટી શિલા પાસે ઇચ્છા કરીને ઊભી રહી ગઈ હતી. તે દિવસે તેણે કુમારી કન્યાનું આજ સુધી કોઈને ન આપેલું એવું સર્વસ્વ રિશાંગને સંપૂર્ણપણે ધરી દીધું હતું. તેનું હૃદય હજી પણ તે ક્ષણ માટે પાગલ છે. પણ તેમનાં લગ્ન થવાની આશા નહીંવત્ થતી ગઈ છે. પિતાની હત્યા કરનારની છોકરી સાથે તેનાં લગ્ન કદી થવાનાં છે ?

જીવનમાસ્તર આવી તેની પાસે ઊભા રહ્યા. રિશાંગ ભણી નજર કરતા બોલ્યા.

'શું થયું ?'

રિશાંગે કહ્યું, 'એક પ્રતિજ્ઞાની વાત યાદ આવી છે.'

જીવનમાસ્તર ફરીથી અસ્વાભાવિક રીતે હસ્યા અને કહ્યું.

'મને ખબર છે.'

'શી ખબર છે ?'

'ખુટિંગ્લાને આપેલું વચન ને ?'

'હા, તમને કેવી રીતે ખબર ?'

'તારા બાપુએ જ કહ્યું હતું.'

'બાપુએ જ બધું ધૂળધાણી કર્યું.'

જીવનમાસ્તર ફરી ખડખડાટ હસી પડ્યા, બેજવાબદારપણે બોલ્યા.

'બાપાઓ માટે શા માટે રાહ જુએ છે ?'

'એટલે ?'

'એટલે કે બંને જણના મનનો મેળ છે, તો કરો કંકુના.'

'પણ સમાજના રિવાજ પ્રમાણે —'

'એ બધી ખોટી વાત. બાપાઓનો કજિયો. તમારે લોકોને શું ?'

'નગાઓનો રિવાજ તમે નથી જાણતા ?'

'હું જાણું છું'. દૃઢ સ્વરે જીવન માસ્તરે કહ્યું, 'દરેક સમાજમાં કેટલાક નિરર્થક રિવાજ હોય છે. તેવા રિવાજ તોડવા ઘટે.'

'તમે શું કરવાનું કહો છો ?'

'લગ્ન કરો.'

'પણ —'

'કોઈ પણબણ નહિ. જો બંને પરસ્પરને ચાહો છો તો પછી આમ આગળ -પાછળનો વિચાર કરવાથી શો ફાયદો ? બાપદાદાઓના કજિયાને આપણે વારસામાં ન લેવો જોઈએ.'

રિશાંગ કશું બોલ્યો નહિ. તેને લાગ્યું કે જીવન માસ્તરની સલાહ પ્રમાણે કામ કરતાં તેના મનમાં એક મોટા વિદ્રોહની અને હૃદયમાં એક નવીન શક્તિની જરૂર છે. પિતૃ હત્યારાની પુત્રી છે એટલે શું તેના પ્રેમને ત્યજી દઉં ? ખુટિંગ્લાને આપેલા વચનનો ભંગ કરવાનો તેને શો અધિકાર છે — ખાસ તો તે દિવસના અચાનક મિલન પછી ? તેની વિવેકબુદ્ધિને આઘાત લાગ્યો. તે સમજ્યો હતો કે ખુટિંગ્લા પ્રત્યેનો તેનો પ્રબળ પ્રેમ જરા પણ ઓછો થયો નથી. વળી એકનિષ્ઠ મન અને તેના માટે અનુરાગ ન હોત તો તે શા માટે ઘર છોડી વિદેશિની થાય ? જોતાંવેંત આંખમાં વસી જાય એવી તેના જેવી તરુણીને આમ ગામ છોડી વિદેશિની થવાનું કોઈ પ્રયોજન નહોતું — જો તેના મનમાં પ્રેમનું ઊંડું આકર્ષણ ન હોય તો.

પણ વાત થઈ કે તે ગામના પાંચ જણને સમજાવી શકશે કે ખુટિંગ્લાને જીવનસંગિની કરીને પણ તે ઈયેંગમાંશ પ્રત્યે પિતૃભક્તિ બતાવવામાં કોઈ ત્રુટિ નહિ કરે.

'બહુ બીક લાગે છે કે ?' જીવન માસ્તરે એકાએક પૂછ્યું.

રિશાંગે કશું ન કહ્યું.

'જો બીક લાગતી હોય તો તારો પ્રેમ ઊંડો નથી.'

'જીવન —'

જીવન માસ્તરે ફરી તેમનું ખડખડાટ મુક્ત હાસ્ય વેર્યું. અદ્ભુત રીતે વર્તે છે એ. 'પ્રેમની પરીક્ષા પ્રેમી માટે જીવનની આહુતિ આપવામાં રહેલી છે.' તેમણે કહ્યું.

'તમે પણ એ માનો છો ?'

'માનું છું. વિડેશ્યેલીની બહેનને ચાહવા જતાં ઘરબાર, કુટુમ્બ, સમાજ આ બધું મારે છોડી દેવું પડ્યું હતું.'

આશ્ચર્ય પામી રિશાંગ તેમની બંને આંખોમાં જોઈ રહ્યો. તેમની આંખોમાં જરા જેટલું કપટ નહોતું. મોઢું સરળ અને આત્મવિશ્વાસથી પરિપૂર્ણ હતું. પોતાનો ધર્મ, સમાજ અને માન્યતાઓનો પરિત્યાગ કરીને એક નગા કન્યા માટે પોતાનું જીવનનું સમર્પણ કરનાર એક અપૂર્વ સાહસવીર યુવાનની તે કલ્પના કરી રહ્યો. તે સાથે શ્રદ્ધાથી તેનું માથું જીવનમાસ્તર પ્રત્યે ઢળી રહ્યું. તેને લાગ્યું કે નગા સમાજની સાંકડી વાડોની બહાર નીકળી એક નવા જીવનમાં પદાર્પણ કરવાનો તેનો સમય આવી ગયો છે.

# 18

એક નિર્ધારિત ભાગ્યની જેમ ઘટનાઓનું ચક્ર ઘુમવા લાગ્યું. દશ દિવસ પછી ઈયેંગમાંશનું અવસાન થયું. ત્યારે આસો મહિનો હતો, રિવાજ પ્રમાણે તેમને કબરમાં દફનાવવામાં આવ્યા. રિશાંગની મા ખૂબ રડી. સગાંવહાલાં તેમને સાન્ત્વના આપવા આવ્યાં. પહેલાં તો પોતાની સમવેદના પ્રકટ કરી અને પછી એ સાથે રિશાંગને બદલો લેવાની યાદ અપાવી. પિતાના ખૂનનો બદલો ખૂનથી લેવો જોઈએ. પરંતુ જે સગાંવહાલાં ઉગ્ર મિજાજનાં નહોતાં તેમણે કહ્યું કે ખૂનનો બદલો ખૂન એવું રાખવાની જરૂર નથી. વાત છે મુકદમો ચલાવી વળતર માગવાની. સાન્ત્વના આપવા ખાઈખો પણ આવ્યો હતો, તેણે પણ મુકદમો ચલાવવાનો સંકેત કર્યો. ડા. બ્રુક પણ સહાનુભૂતિ પ્રકટ કરવા આવ્યા અને કહ્યું, 'હવે ભણવા ન જવું હોય તો બાપે શરૂ કરેલું ગિરજાઘર પૂરું કર.'

બધાંને રિશાંગે હસતે મોંઢે વિદાય આપી. પણ કોઈનીય સલાહ સ્વીકાર્યા વિના તે જીવન માસ્તરના ઓરડામાં બેસી બાઈબલ અને ગાંધીજીની ચોપડીઓ વાંચવા લાગ્યો. મનોમન તેણે નક્કી કર્યું હતું કે તે કોઈ પ્રકારનો બદલો લેશે નહિ. બદલો લેવાથી બાપા પાછા આવવાના નથી અને નગાઓ વચ્ચે એકતાનો ભાવ પણ નહિ જાગે. મનોમન તેણે સંકલ્પ કર્યો કે પ્રાણાન્તે પણ તે હિંસાનો મારગ લેશે નહિ. તેની માએ તેનો નિષ્ક્રિય મનોભાવ જોઈને જરૂર શરૂઆતમાં તેનો તિરસ્કાર કર્યો પણ પછી તેનો દૃઢસંકલ્પ જોઈ પોતાના ભાગ્યને દોષ આપી અગાઉની જેમ ઘરના કામકાજમાં ધ્યાન આપવા લાગી. નાતીલા અને કુટુંબીઓ એને બાયલો કહી ઉપહાસ કરવા લાગ્યા અને પિતૃભક્તિ વગરનો કહી નિંદા કરવા લાગ્યા. પણ એ તરફ એણે ઊંચી નજર સરખી પણ કરી નહિ. તેનું મન એકાએક દૃઢ બની ગયું. એટલે સુધી કે એની દૃઢતા જોઈને જીવનમાસ્તર પણ નવાઈ પામ્યા, પણ પ્રશંસાથી તેમનું મન રાજી થયું. બરાબર આવા જ માણસની જરૂર છે, નગાઓના સમાજમાં. એથી કદાચ તેમની સંકીર્ણતા પ્રત્યે એમની આંખો ઊઘડે. એક દિવસે ડા. બ્રુકે ફરી આવીને તેણે ગિરજાઘર પૂરું કરવાની વાત કરી. એ વખતે એણે સ્પષ્ટભાવે જવાબ આપ્યો, 'માફ કરજો.' એ કામ હું કરવાનો નથી.'

'કેમ ? આટલો ખર્ચો કર્યા પછી —'

'એ ગિરજા માણસને ઈશુની પ્રેમવાણી પ્રદાન નથી કરતું.'

'રિશાંગ.'

'નહિ સાહેબ, માફ કરજો. એ ગિરજાએ જ અમારા ગામમાં ભાગલાનાં બીજ રોપ્યાં છે. તેમાં પ્રભુ ઈશુ રહી શકે જ નહિ.'

'એ વાતો તારા કરતાં હું વધારે જાણું છું.'

'હું કશી દલીલબાજીમાં ઉતરવા નથી માગતો. ક્ષમા કરો. મારે માટે પ્રેમ એજ ધર્મ છે, ગિરજાઘર નહિ.' — કહેતો કહેતો તે ડૉ. બ્રુક પાસેથી ધીરે ધીરે દૂર સરી ગયો. ડૉ. બ્રુક સાથે કદાચ એની આ છેલ્લી મુલાકાત હતી. રિશાંગના જવાબથી ડૉ. બ્રુકને એટલો બધો આઘાત લાગ્યો કે એ દિવસથી એનું મોઢું જોવા પણ તે રાજી નહોતા. કેટલાક દિવસો પછી રજાઓ લઈ પત્ની પાસે અમેરિકા ચાલી ગયા. લાગે છે કે ગિરજાઘર બનાવી ઈશુની વાણીનો પ્રચાર કરવાની તેમની પરિકલ્પના તે દિવસ તેમના મનમાં એકદમ બુઝાઈ ગઈ. નગા લોકોમાં આમેય વિદ્રોહનો પવન વાવા લાગ્યો હતો, એમાં જો રિશાંગના જેવો આજ્ઞાંકિત છાત્ર અને સાચો ખ્રિસ્તી પણ આવો મનોભાવ ધારણ કરે, તો તેઓ કોનો સાથ લઈ ઈશુની વાણીનો પ્રચાર કરે ? મન પર નિરાશાનો બોજ લાદી તેઓ બને એટલી જલદીથી ઉખ્રુલ છોડીને જતા રહ્યા.

રિશાંગના વ્યવહારથી ગામના બધા માણસોને પણ નવાઈ લાગી. ખાઈખોએ આવી એકાદ સારી સરકારી નોકરી લઈ લેવાની સલાહ આપી. પણ એની વાત પણ રિશાંગે નકારી કાઢી. આસપાસના ગામના લોકોએ તેની પાસે આવી અનેક વાતો કરી. તેમને કઈ કઈ વાતોનો અભાવ છે. ટાંખુલ નગાઓનાં ગામ પાસેનાં જંગલો વિડેશ્યેલીના માણસોથી ઉભરાય છે. તેઓ રાતે રાતે જંગલની એમની છાવણીમાંથી આવે છે અને ગામના જુવાનિયાઓને ફોસલાવીને ખેંચી જાય છે. નગા યુવાનોને કહેવામાં આવે છે કે નાજેક વિડેશ્યેલીને આ અભિયાન માટે આશીર્વાદ આપતા ગયા છે. નગા લોકો જો સ્વતંત્ર નહિ થાય તો તેમનું કશું વળવાનું નથી. રિશાંગ ધ્યાનથી એમની વાતો સાંભળે છે અને પછી કહે છે, 'વિડેશ્યેલીની વાત હું માનતો નથી. કદી કોઈની સામે હથિયાર ઊંચકવાનું આપણે માટે યોગ્ય નથી.'

ગામના લોકો એથી સંતુષ્ટ થતા નથી. તેઓ પૂછે છે, 'તો પછી આપણે રસ્તાઓ, હૉસ્પિતાલો, સ્કૂલો કેવી રીતે મેળવીશું ? વળતર ક્યારે ચુકવાશે ?'

રિશાંગે જોયું કે જવાબ આપવો સહેલો નથી. પણ તે લોકો સાથે વાતચીત ચલાવતો રહ્યો. કેવી રીતે કશું આંદોલન કર્યા વિના તેમની બધી વસ્તુઓ મળી રહે. તે ચર્ચામાં તેણે જીવનમાસ્તરને પણ બોલાવ્યા. બે-ત્રણ દિવસ સુધી ચર્ચા-વિચારણા ચાલતી રહી. દરખાસ્ત રજૂ કરવાથી, ડેપ્યુટેશન મોકલવાથી હજુ સુધી કંઈ વળ્યું નથી. લોકોમાં અસંતોષ ફેલાઈ ગયો છે. એવી સ્થિતિમાં જો કોઈ રસ્તો ન દેખાતો હોય તો વિડેશ્યેલીની પાસે જશે જ. અને એનો અર્થ લડાઈ.

'કંઈક કરવું જોઈએ.' રિશાંગે એકઠા થયેલા લોકોને કહ્યું.

'પણ શું ?' લોકોએ પ્રશ્ન કર્યો.

'આપણે બધા ઇમ્ફાલ જઈ ચીફ કમિશનરને મળી એક મેમોરેન્ડમ આપીએ.' — રિશાંગે કહ્યું.

લોકોએ કહ્યું, 'બધાં ગામોની એક સભા બોલાવીએ તો સારું. નહિતર પછી ઘરના —'

એ રીતે આવતા માગશરમાં એકાદ ગામમાં દરેક ગામના લોકોની સભા બોલાવવાનું નક્કી થયું. ત્યાં સુધીમાં ટાંખુલ ગામમાં કોઈએ વિડેશ્યેલીનો સંપર્ક ન રાખવો એવો અનુરોધ રિશાંગે કર્યો. માગશરમાં ભરાવાની મીટિંગની વાત સાંભળી લોકો કંઈક સંતુષ્ટ થયા.

ટાંખુલ નગા ગામોના ઘણા લોકો તેને મળવા આવવા લાગ્યા. એ લોકોની વાતચીતમાં તેના પર તેમનો ઊંડો ભરોસો દેખાતો હતો. અનેક ટાંખુલ નગા યુવાનો યુવતીઓ, ડોસા-ડોસીઓ — દૂર દૂરના કદી નહિ જોયેલાં ગામોના — તેમનો પણ રિશાંગ પર એક સહજ વિશ્વાસ સ્થપાતો જતો હતો. આ વિરાટ જનતાનો એને ભલે પ્રત્યક્ષ પરિચય ન હોય, માત્ર અંતરનો પરિચય હતો. તેમ છતાં એ બધાને જાણે તે પોતાની આંખો સામે જોતો હતો. તેની કલ્પનામાં વિડેશ્યેલીના માણસો તરફ આ ભલાભોળા ગ્રામીણ લોકોના મનમાં જે ભય અને આતંકનો ભાવ પેદા થયો છે, તેનું ચિત્ર દેખાવા લાગ્યું. એ લોકો આ બિચારાઓને એવાં વચનો આપે છે કે તમે લોકો અમારામાં આવી જાઓ, અમને સાથ આપો — તો તમારે જે જે ચીજવસ્તુઓનો અભાવ છે, તે બધી મળશે. આ વિસ્તારમાં વિડેશ્યેલી અને તેના સાથીદારો જ દગાબાઝ છે એવું નથી, જગતના રાજકારણીઓનો મોટો ભાગ પણ એવો જ છે. એ બધા ભોળી પ્રજાને મોટાં મોટાં વચનો આપે છે, વાયદાઓ કરે છે, પણ પ્રજાને ભાગે તો આવે છે મૃત્યુ, ભૂખ અને મહામારી. આવા ભલાભોળા માણસોને રિશાંગ હવે જાણીબુઝીને છેતરાવા નહિ દે. જ્યાં સુધી પોતે જીવશે ત્યાં સુધી તેમને સમજાવશે — 'વિડેશ્યેલીનો માર્ગ ખોટો છે, ઈશુનો માર્ગ જ સારો છે.'

એ વખતના છાપામાં, સમાચાર છપાતા હતા કોમી દાવાનળમાં સળગીને રાખ થઈ રહેલા આપણા દેશના માણસો વચ્ચે પ્રેમના સંદેશનો પ્રસાર કરતાં રસ્તે રસ્તે ફરી રહેલા મહાત્મા ગાંધી વિષે. કદાચ ઈશુના શિષ્યો પણ આટલી સુંદર રીતે શાંતિ અભિયાન ચલાવી ન શકે. તે કલકત્તામાં જોઈને આવ્યો છે કે કેવી રીતે અમૂલ્યની હત્યા થઈ. એ હત્યાકાંડ બંધ કરાવવા માટે એ કશું કરી શક્યો નથી. — અત્યારે બિચારા વૃદ્ધ ગાંધી કલકત્તાના માર્ગો પર ફરીફરીને હિંસોન્મત્ત આતતાયીઓનું હૃદય-પરિવર્તન કરી રહ્યા છે. તે પણ હવેથી એવું જ કામ કરશે. પછી જે થવું હોય તે ભલે થાય.

આખો કારતક રિશાંગે ખેતરમાં જઈને ડાંગરમાંથી નિંદામણ કાઢ્યું. ફૂરસદનો સમય વચ્ચે વચ્ચે જ્યારે મળે છે ત્યારે જીવન માસ્તરના ઓરડામાં બેસી પુસ્તકો વાંચે છે. પણ પુસ્તકમાં તેનું મન ચોંટતું નથી. વારંવાર તેના મનમાં લોકોને આપેલાં વચનની વાત, ઈશુની પ્રેમવાણીનો પ્રચાર કરવાના ઉપયોગની વાત અને વિડેશ્યેલીની

પકડમાંથી લોકોને કેવી રીતે મુક્ત કરવા તેની વાત ઊઠતી હતી. વિચાર કરી કરીને પણ તેનો કોઈ ઉપાય દેખાતો નથી. કેટલીક વાર તે કનશેંગ કે જીવન માસ્તરની સાથે ગામમાં ફરવા નીકળી પડતો. પણ ગામમાં કોઈના ઘરે જતો નથી. શારેંગ્લા બોલાવતી એટલે ઘણુંખરું તેને ઘરે જતો. તેના કૂતરા સાથે રમતો અને એ રીતે કનશેંગને શારેંગ્લા સાથે વાતો કરવાનો અવસર આપતો. પરંતુ પોતે તેની સાથે અગાઉની જેમ મોકળા મનથી વાતો નહોતો કરી શકતો. વાત કરે તોપણ તેના અપવિત્ર જીવનને પવિત્ર કરવાની વાત કરતો. શારેંગ્લા પણ એ સાંભળીને રડી પડતી પણ કશો પશ્ચાત્તાપ નહોતી કરતી. એ ગુસ્સાને લીધે રિશાંગને અગાઉની જેમ સારી નથી લાગતી.

સૂતી વખતે તે હંમેશાં બાઈબલ વાંચતો. જ્યારે જીવનમાસ્તર મેંડોલિન વગાડતા ત્યારે તે વિમુગ્ધ બનીને સાંભળતો. જીવન માસ્તરમાં મેંડોલિનવાદનની અદ્ભુત શક્તિ છે એ કારણે નહિ, બસ એમ જ. મનની અશાન્ત સ્થિતિમાં સંગીત ગમે છે. વળી જીવનમાસ્તર હંમેશાં વિષાદના સૂરો જ છેડતા.

કેટલીક વાર તે જીવન માસ્તરની પાસે તેમના ઓરડામાં બેસીને કલકત્તાની વાતો કરતો. એ વખતે મા પણ આવીને બેસતી, કંઈક કહેતી, કંઈક સાંભળતી.

એક દિવસ કારતક મહિનાની આવી બેઠકમાં તેની માએ કહ્યું,

'બેટા, હવે તું લગ્ન કરી લે. હું તો ઘરડી થઈ ગઈ છું, વિધવા છું, બહુ જીવવાની નથી.'

વિધવા હોવાથી વધારે જીવવાનું નથી અને મા ઘરડી થાય એટલે પુત્રે જલદીથી લગ્ન કરી લેવું જોઈએ — એવી દલીલ જોરદાર નથી એ રિશાંગ જાણે છે. તેમ છતાં માના મનમાં સારું લાગે એ હેતુથી તેણે કહ્યું, 'છોકરી શોધી કાઢ, લગ્ન કરીશ.'

'સાચું કહે છે ?'

રિશાંગની છાતી ધડકી ઊઠી. અસહાય ભાવે તેણે જીવન માસ્તરની આંખમાં જોયું તેની મુશ્કેલી સમજીને જીવન માસ્તરે કહ્યું, 'માસી એણે તો છોકરી પસંદ કરી રાખી છે.'

'કોણે ?'

'ખુટિંગ્લા.'

'એ છોકરી સાથે લગ્ન કરીશ ?'

'માસી, બિચારી છોકરીમાં શો દોષ છે ? જે દોષ છે, એના બાપનો છે.'

'તેમ હશે, પણ કલંક ક્યાં જશે ? પેઢી દર પેઢી એ તો રહેવાનું.'

'માસી, તમે બહુ જૂનવાણી બની ગયાં છો.'

'શું ?'

'હા. છોકરા-છોકરીને એમની ઇચ્છા પ્રમાણે લગ્ન કરવા દો, બાકીની માથાકૂટ કરવાનો શો અર્થ છે ?'

મા કશું બોલી નહિ. એ દિવસે એ વાત ત્યાં બંધ થઈ ગઈ હોત. પણ પછી

રિશાંગે કહ્યું, 'મા, પાપની નફરત કરવી જોઈએ, પાપીની નહિ.

'એટલે ?'

'મા, તું ચિંતા ન કરતી. તને પૂછ્યા વિના હું કશું કરવાનો નથી.'

માને નિરાંત થઈ. પુત્રને આશીર્વાદ આપી ત્યાંથી ઊભી થઈ ગઈ. એટલામાં કનશેંગ દોડતો દોડતો આવી પહોંચ્યો. 'દાદીમા, તમારી પેલી મહેમાન મને લઈ જવા માગે છે.'

'ક્યાંની મહેમાન ?'

'કૂતરાવાળી મહેમાન.'

થોડી વારમાં પોતાના કૂતરા સાથે શારેંગ્લા અંદર આવી. રિશાંગે જોયું કે શારેંગ્લાના ચહેરાનો રંગ ફિક્કો થઈ ગયો છે, એમાં લાંબા વાળ ઝીંથરાં જેવા બની ગયા છે. શરીર પર એક પાતળી ચોળી ને કેડ પર એક રંગીન વસ્ત્ર બાંધેલું છે. બાજુમાં પડેલ એક આસન ખસેડી તેના પર શારેંગ્લા બેસી ગઈ. તેની પાછળ પોતાની જીભ બહાર કાઢી આબેઈ પણ અંદર આવી પહોંચ્યો. તેણે રિશાંગની પીંડીઓ સુધી વહાલ બતાવ્યું, પછી એક જગ્યાએ બેસી ગયો.

'તે મને ઓળખી ગયો છે.' રિશાંગે કહ્યું.

'તે માણસ કે રસ્તો એક વાર જોઈ લે પછી ભૂલતો નથી. એની એ અદ્દભુત શક્તિ છે'

એટલામાં બહાર સુવ્વર ચીસો પાડવા લાગ્યાં. રસોડામાં મુરઘીઓ કકબક કકબક કરવા માંડી. રિશાંગની માને ઊઠવું પડ્યું. તેમને ત્યાં બેસવાનું કહી તે બહાર ગઈ.

સૂરજ ખાસ્સો ઊંચે ચડ્યો હતો. જીવન માસ્તરનો નિશાળે જવાનો સમય થઈ ગયો હતો. તેઓ પણ કપડાં બદલવા ત્યાંથી ઊભા થયા અને શારેંગ્લાની વિદાય માગી. માત્ર થોડો સમય કનશેંગ સ્થિર રહ્યો. તે આબેઈને આશ્ચર્યથી જોઈ રહ્યો હતો.

આ વખતે રિશાંગે શારેંગ્લાને પૂછ્યું, 'સવારે સવારે જ આવી ગઈ છે ને, વાત શી છે ?'

'એક સમાચાર છે.'

'કહે.'

'કાલ રાત્રે ફાનિટફાંગ આવ્યો હતો.'

'રાત્રે ?'

'હા.'

'પછી શું થયું ? કઠોર અવાજમાં રિશાંગે કહ્યું.'

'તે ઘણી વાતો કરતો રહ્યો.'

'હં....'

'તારા પર વિડેશ્યેલી ગુસ્સે છે ?'

'શા માટે ?'

'તેં મીટિંગ રાખી છે ને એટલે.'

'હું સભા બોલાવું છું, એમાં એને શું ?'

'એના કામમાં અડચણ પડે છે.'

'પડી શકે.' શાન્ત ભાવે રિશાંગે કહ્યું.

'થોડો ચેતતો રહેજે. એ લોકો બહુ ખરાબ છે.'

રિશાંગ હસવા લાગ્યો.

'તને બીક લાગતી નથી ?' શારેંગ્લાએ પૂછ્યું

'બીક લાગવા જેવું મારે શું છે ? મારું કામ હું કરતો રહીશ.'

'ન કરે તો ન ચાલે ?'

'કેમ ? ફાનિટફાંગે જરૂર તને...?'

'ના, ના, એ શા માટે કહે ? હું જ કહું છું.'

'તેની સાથે તારી પહેલાંના જેવી દોસ્તી નથી ?'

'ના,' શારેંગ્લાએ ધીમેથી કહ્યું.

'કેમ ?'

શારેંગ્લા થોડી અટકી, પછી કહ્યું, 'હું એને કંઈ ચાહતી નહોતી. તેની દુર્દશા અને દુઃખ જોઈ એના પર દયા આવી હતી.'

'હવે દયા નથી કરતી ?'

'કરું છું. પણ હવે આ જીવનનો મને કંટાળો આવ્યો છે.'

'કેમ ?'

'કહી શકતી નથી. મરેલો પુત્ર થયા પછી જીવન કડવું બની ગયું છે. કેટલીક વાર વિચારું છું કે કનશેંગ જેવા છોકરાને રાખી તેને પાળીપોષીને મોટો કરું.'

'ફાનિટફાંગની સાથે લગ્ન કેમ કરી લેતી નથી ?'

'ના, એની સાથે ઘર નહિ માંડું.'

'હં.'

'મારે એક આધારની જરૂર છે, રિશાંગ. ફાનિટફાંગ એક પશુ છે. તેના મનમાં તો કશું નથી. તે જાણે વિડેશ્યેલીની બંદૂક માત્ર છે.'

'શું જીવન માસ્તર કનશેંગ તને આપશે ?'

'પૂછવાથી કંઈ નહિ થાય. એ માણસનો પણ આધાર તો એ જ છે.'

'હા.'

'એ ઘણા સજ્જન માણસ છે.'

'હં — તો હવે તું શું કરીશ ?'

'ફાનિટફાંગ બળવાખોરોની છાવણીમાં જઈ નર્સ થવાનું કહે છે.'

'તેં શું કહ્યું ?'

'કહ્યું કે નહિ જાઉં.'

'તેણે શું કહ્યું ?'

'તેણે કહ્યું કે તમારા લોકોની વાતો સાંભળીને હું એવી થઈ ગઈ છું. એટલે તો તેણે કહ્યું કે વિડેશ્યેલીનો તારા પર કેટલો બધો ગુસ્સો છે.'

'નહિ જઈને સારું જ કર્યું. અહીં જ નર્સ બનીને રહે. એકને એક દિવસે કનશેંગ તને મળશે.'

નવાઈ પામી શારેંગ્લાએ પૂછ્યું, 'કેવી રીતે ?'

'જીવન માસ્તર જુદી જ જાતના માણસ છે. છોકરાને ઉછેરીને મોટો કરવાનું એમને ફાવે એવું નથી.'

'હં.' આશાભરી નજરે શારેંગ્લાએ કનશેંગની આંખોમાં જોયું. શારેંગ્લા તરફ જોતાં કનશેંગે હસીને કહ્યું, 'શું જોઈ રહ્યાં છો ?'

'તને.'

'મારીશ' કહી કનશેંગે હાથ ઉઠાવ્યો.

શારેંગ્લાએ હસી પડી કહ્યું, 'મારી સાથે આવીશ.'

કનશેંગે પૂછ્યું, 'મને વહાલ કરશો.'

'કરીશ.'

'કેટલું કરશો ?'

'ખૂબ જ.' કરી બે હાથ પહોળા કરી તેને પોતાની છાતીમાં લઈ ગાલે અને મોઢે ચૂમીઓ વરસાવી રહી, શારેંગ્લા. અતૃપ્ત માતૃત્વની તેની સુપ્ત કામનાઓ એકાએક ઊછળી ઊઠી. કેટલીક વાર એ સ્થિતિમાં રહ્યા પછી કનશેંગ માટે અસહ્ય બનતાં તે એના ખોળામાંથી કૂદીને નીકળી ગયો.

'હું તમારી સાથે નહિ આવું.'

'તો પછી ક્યાં જઈશ ?'

'ગુવાહાટી.'

'ગુવાહાટી ? નવાઈ પામી શારેંગ્લાએ પૂછ્યું.

'ફોઈ છે, દાદાજી છે, ગુવાહાટીમાં.' કહી કનશેંગ ત્યાંથી ભાગી ગયો.

શારેંગ્લાનું મોઢું અકારણ કાળું પડી ગયું. 'જીવન માસ્તરનું ઘર ગુવાહાટીમાં છે શું ?'

ગુવાહાટીનું નામ નીકળતાં જ રિશાંગનું મન વ્યથિત થઈ ઊઠ્યું. ખુટિંગ્લા સાથે તેનાં લગ્ન થશે કે નહિ તેની એને ખબર નથી. તેનીય કશી ખબર મળતી નથી. કોઈ ભૂલથી પણ આજકાલ તેને ખુટિંગ્લાની વાત કરતું નથી, કદાચ કુટુંબનો મનોભાવ સમજી કે પછી તેના સ્વભાવમાં આવેલા ભારે પરિવર્તનને જોઈ રિશાંગ જે નિષ્ઠાથી બાઈબલની કે ગાંધીજીની ચર્ચા કરે છે, દરેક કામમાં જે રીતે એક નવો દૃષ્ટિકોણ અપનાવે છે, ચર્ચા કરે છે, દરેક કામમાં જે રીતે વિચારી વિચારીને વાત કરે છે — એથી કેટલાક લોકો તેનાથી દૂર થતા ગયા છે. પણ આ થોડા લોકો સિવાય તેણે અજાણ્યા અપરિચિત અને વિરાટ જનસમુદાયને નજીક ખેંચ્યો છે. તે બધાની સાથે સભાઓમાં વાતો કરે છે — તાપણી આગળ બેસી તાપતા બે માણસોની જેમ નહિ

— પણ દૂરથી. એ રીતે લોકો સાથે તેણે નિર્વૈયક્તિક છતાં ઊંડા વિશ્વાસ પર આધારિત સંબંધ સ્થાપિત કર્યો છે. લોકો માટે તે હવે એક સાધારણ નહિ પણ જન-માનવ છે. તે જાણે જન્મ-મૃત્યુ, લગ્ન-પ્રેમ વગેરેના ચક્રમાં ઘૂમનારો એક સામાન્ય ઘરેલું માણસ નથી. તે પોતે નવાઈ પામ્યો છે. આજકાલ તે ગામનો મુક્ત ચંચલ યુવાન નથી રહ્યો. ગમે તેમ ફરાય નહિ, ગમે તેની સાથે મન ખોલીને વાત પણ થાય નહિ કે કોને તે ચાહે છે ને કોની સાથે લગ્ન કરવા માગે છે. તેના મનની સ્વતંત્રતા જાણે સીમિત થઈ ગઈ.

'શું થયું ?' ચૂપ રહી ગયો છે તે શું ?

'મનમાં લાગે છે કે જાણે ઘરડો ડોસો થઈ ગયો છું.'

'કેમ ? હસી પડી શારેંગ્લાએ પૂછ્યું.'

'લોકો ઘરડા માણસની જેમ મારી પાસેથી સલાહ લે છે. પણ હું પોતેય એક સામાન્ય માણસ છું, તેનો વિચાર કરતા નથી.'

'તું કોઈને પોતાની વાત કહેતો નથી.'

'પણ કહું કોને ?'

'મને કહે.'

'તને ?'

'મારા ઉપરથી તારો વિશ્વાસ ઊઠી ગયો છે કે શું ?' એકાએક શારેંગ્લાની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં. પતિત સ્ત્રીનો સહોદર જેવો મિત્ર પણ ત્યાગ કરે છે. પણ હું તારે વિશે વિચાર્યા વિના રહી શકતી નથી. મનમાં વિચારું છું કે તું મારી પવિત્ર ઇચ્છા અને ઈશ્વરજ્યોતિની પ્રતિમૂર્તિ છે.'

'શારેંગ્લા ! એની આ વાતો અસહ્ય બની જતાં રિશાંગે કહ્યું, 'હું તારા પર દયા કરું છું. તને ચાહી શકતો નથી.'

શારેંગ્લાની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. જેમતેમ કરી આંસુ લૂછી સ્વસ્થ થઈ તેણે કહ્યું, 'જાણું છું' પણ પતિતાને પણ એક આત્મા હોય છે.

રિશાંગ ચૂપ રહ્યો.

'તું આ પાપનું જીવન છોડી પ્રેમમય જીવન અપનાવી શકીશ ?'

અત્યંત સ્નેહના સ્વરે રિશાંગે પૂછ્યું.

'કેવી રીતે અપનાવી શકું ? જ્યાં જ્યાં જાઉં છું, ત્યાં મારું શરીર પાપમાં લિપ્ત થઈ જાય છે. છૂટવાનો કોઈ ઉપાય જ નથી. તને શું એવું લાગે છે કે આ બધું મને ગમે છે ?'

રિશાંગને એકાએક લાગ્યું કે શારેંગ્લાનો આત્મા પુનરુદ્ધારનો પથ શોધવા આકુળવ્યાકુળ છે. તેના મનમાં જે ક્રોધ રાગ હતાં તે ક્ષણમાં અદૃશ્ય થઈ ગયાં. તેની અને પોતાની વચ્ચે જે સામાજિક દીવાલ હતી તે દૂર થઈ ગઈ. તેને લાગ્યું કે જાણે ક્ષણેક માટે, પણ તેઓ બંને એક ગંભીર આધ્યાત્મિક માર્ગે આવી ઊભાં છે. તે ભૂલી ગયો સ્થાન, કાલ અને પાત્રનું વ્યવધાન. તેણે કહ્યું, 'શારેંગ્લા, તું ભગવાન

ઈશુનું એકાન્તભાવે શરણ લે. તેઓ તને પથ દેખાડશે.'

શારેંગ્લાએ રિશાંગને કહ્યું, 'પણ ભગવાનનું સ્મરણ કરતાં પહેલાં વારંવાર આંખો સામે આવે છે કે એક મુખ.'

'શું ?'

'હા.'

'તારા મુખમંડલમાં મને ભગવાન દેખાય છે. બરાબર એ જ વાત, જે ભગવાન ઈશુએ કરી હતી — એક વ્યક્તિ બીજી વ્યક્તિને એવી રીતે ચાહે, જે રીતે હું તમને ચાહું છું.'

'પણ હું તને ચાહતો નથી, શારેંગ્લા — હું ખુટિંગ્લાને —'

'જાણું છું.'

'તો આ બધી વાત મને ના કરતી, હું પણ માણસ છું. —'

રિશાંગની વાણી એટલી કરુણ હતી કે શારેંગ્લા બી ગઈ. જાણે હમણાં કોઈ અઘટિત ઘટના બની જશે, પણ એ તેની ભૂલ હતી. રિશાંગ એ રીતે જ બેઠો રહ્યો.

શારેંગ્લા પણ ચૂપ બેઠી રહી. પછી આ બાબતે કશી વાત ન કાઢી. થોડી વાર પછી કહ્યું, 'ખુટિંગ્લા સાથે હજી લગ્નનું વિચારે છે ?'

'વિચારું છું. હું તેને ભૂલી શકતો નથી.'

'પણ તારા ઘરે અને એના ઘરે -'

'જાણું છું. પણ જો તે સમ્મત થાય —'

'તો તું લગ્ન કરીશ ?'

'કરીશ.'

'સમાજની બીક નથી.'

'ના.'

શારેંગ્લાને સમજાયું કે રિશાંગના અંતરમાં રહેલા પ્રેમની શક્તિ અજેય છે, તે અજેય શક્તિની તે અધિકારિણી બની શકી હોત જો બીજું વિશ્વયુદ્ધ ન આવી પડ્યું હોત. 'પણ હવે વિચાર્યે શો લાભ ?'તેણે મનોમન પોતાને સાન્ત્વના આપી.

એકાએક તેણે પૂછ્યું, 'હું ખુટિંગ્લાને લખું ?'

'તું લખે ?'

'હા.'

'તારી સાથે —'

'મારી સાથે એને કંઈ નથી. બાપા સાથે છે. એ ઉપરાંત હું જો આ કામ નહિ કરું તો બીજું તો કોઈ નથી.'

રિશાંગના હૃદયે અનુભવ કર્યો કે આજે શારેંગ્લા જ તેની એક માત્ર હિતૈષી મિત્ર છે. તે એના એકાકી મનની બધી વાતો જાણે છે અને તેની જરૂરિયાત પૂરી કરવા તે બધું કરવા તૈયાર છે. તે ક્ષણે શારેંગ્લાના બધા દોષ માફ કરવાનું તેનું મન થયું. કૃતજ્ઞતાથી તેનું હૃદય ભરાઈ જવા છતાં રિશાંગે પોતાને મુખેથી એક વાર પણ

સહાનુભૂતિ પ્રકટ ન કરી. તેણે પૂછ્યું, 'તું એને પૂછી શકીશ ?'

'હા.'

'પણ આજ ત્રણ વરસ થયાં, એણે એક અક્ષરેય મને લખ્યો નથી. મળી પણ નથી.'

'તે ભારે સ્વાભિમાની છે. હજાર હોય પણ એ છે ગામના મુખીની છોકરી.'

'હં.' શારેંગ્લાના છેલ્લા શબ્દોમાં રહેલા વ્યંગને એ સારી રીતે સમજી ગયો હતો. 'હું પણ લખી શકતો નથી. ઘણો પ્રયત્ન કર્યો. એક જાતનો ડર હતો — એ શું વિચારશે —'

'પ્રેમમાં ભય હોય છે જ.' મજાકના સ્વરે શારેંગ્લાએ કહ્યું. તેના મોં પર સહજ રંગ અને સાધારણ ભાવ ફરી પાછા આવ્યા.

રિશાંગને આઘાત લાગ્યો. તેના હૃદયમાં રહેલા પ્રેમની ધારા આવેગથી વહેવા જતી હતી ત્યાં શારેંગ્લાના ચહેરાનો રંગ અને ભાવ જોઈને તે થંભી ગઈ.

એકાએક રિશાંગનું છલકાતું હૃદય ચૂપ થઈ ગયું.

'શું થયું તને ?' વિસ્મયથી શારેંગ્લાએ પૂછ્યું.

'ના, કશુંય થયું નથી.' એકાએક તે બહાર જવા તૈયાર થયો. 'હું જરા ખેતરે જઉં છું. મોડું થઈ જશે.'

'તમારા લોકોનું નીંદવાનું કામ પૂરું થયું નથી ?'

'ના.'

'થોડુંય બેસવાનો સમય નથી ?'

'ના.'

'આજે ન જાય તો ન ચાલે ?'

'કેમ ?' વિસ્મય અને મુંઝવણથી રિશાંગે પૂછ્યું. બહારથી નિર્લજ્જ પવનની એક લહર ખુલ્લે દરવાજેથી અંદર આવી. શારેંગ્લાના કેશ ફેણ ફેલાવતા ઊંચા થઈ ગયા.

'તને છોડવાનું મન થતું નથી.' એક અદમ્ય આવેગને વશ થઈ ખુટિંગ્લાએ કહ્યું.

'મને પકડી રાખવાની તારી શક્તિ નથી.' ગુસ્સે થઈ રિશાંગે કહ્યું.

'જરૂર.' શારેંગ્લાનો ઉત્તપ્ત આવેગ એકાએક શમી ગયો. તે સ્વસ્થ બની. એ પછી તેણે કહ્યું, 'નહિ જવાથી નહિ ચાલે ?

'ના.'

'પણ હું તને ચેતતા રહેવાનું કહું છું.'

'કઈ બાબતે ?'

'વિકેશ્યેલી બાબતે.'

'જા જા પગલી, નકામી વાત ના કર.' — કહી શારેંગ્લાના જવાબની રાહ જોયા વિના તે બહાર નીકળી ગયો. ઉદાસ મનથી શારેંગ્લા ત્યાં થોડી વાર બેસી રહી. એ પછી એક લાંબો નિસાસો નાખી તેણે કહ્યું — 'આબેઈ, ચાલો હવે જઈએ.'

આબેઇ ઊઠીને ઊભો થઈ ગયો. રિશાંગની માની વિદાય લઈ તે ધીરે ધીરે

હોસ્પિતાલ ભણી વળી.

ખાખી પેન્ટ, શર્ટ, બૂટ અને કપથી સુશોભિત થઈ ખભે કોદાળી લઈ રિશાંગ મા પાસે આવ્યો. મા કનશેંગને શાંગમિયાંગની પરીકથા સંભળાવતી હતી. તે સાંભળતાં જ વર્ષો પહેલાંની તાપણી પાસેના વાતાવરણમાં તેનું મન પહોંચી ગયું. તે વખતે માએ તેને શાંગમિયાંગની પરીકથા કહી હતી. ઘરમાં તે પહેલું બાળક હતો. પરણાવી દીધેલી બંને બહેનો તે વખતે નાની હતી. મા તે વખતે કહેતી હતી શાંગમિયાંગની બીક લાગે એવી વાત. તેનું આખું શરીર ટાંખુલ પર્વતમાળા જેટલું પહોળું હતું. તેનો ડાબો હાથ પહોંચતો સિન્દુન નદી પાસે તો જમણો છેક નગા પહાડોની સરહદ સુધી. પગ હોય થોબાલમાં તો માથું છેક શિરઈ પર્વત પર. વિરાટ દૈત્ય જાણે. તે જ્યારે નાકેથી શ્વાસ છોડતો તો એના વેગમાં માણસો દૂર ફેંકાઈ જતા.

એક વખત એવું બન્યું કે કેટલાક કુંભારો શાંગમિયાંગના શરીર પર ચડીને છેક તેના નાકની પાસે પહોંચી ગયા. એ વખતે તેણે અંદર શ્વાસ લીધો. તે બધા એક ઝપાટામાં નાકની અંદર પહોંચી ગયા. એની નાકમાં રહેલા વાળ એમને ગાઢ જંગલ જેવા લાગ્યા. એક દાતરડું લઈ તેમણે ઝાડપાન કાપી જગ્યા સાફ કરી ત્યાં રસોઈ કરવા ચૂલો બનાવી તે પર હાંડી ચડાવી દીધી.

એટલામાં એક ઘટના બની. વાળ વળવાને કારણે શાંગમિયાંગના નાકમાં સળવળાટ થયો. એથી એને છીંક આવી ગઈ. છીંકના વેગથી નાકમાં રહેલા કુંભાર અનેક જોજન દૂર જઈને પડ્યા. પછી એ કુંભારોને ખબર પડી કે તેઓ શાંગમિયાંગના શરીરે ચડી ગયા હતા.

'મા.'

'કહે બેટા'

'વાઘભેંસની વાતો આને કહી છે ખરી કે નહિ ?'

મા જરા શરમાઈ. 'કહી છે.'

'શાંગમિયાંગ હોત તો કેટલું સારું થાત ?'

'ધત્'

'તે એક છીંકથી જ જાપાનીઓ, બ્રિટિશરો અને વિડેશ્યેલી સાથે બધાને હાંકી કાઢત.'

માને હસવું આવ્યુ. 'તું ખેતરે જાય છે કે નહિ ?'

'હા.'

'જા, વેળાસર પાછો ફરજે.'

'ભલે.'

કેટલીક વાર સુધી તે આ વિશે વિચારતો રહ્યો. મા વિશે વિચારતાં વિચારતાં ખુટિંગ્લા પણ યાદ આવી. આજકાલ રસ્તે જરાસરખી નિર્જનતા મળતાં તેની કલ્પના દોટ મેલે છે, ખુટિંગ્લા પાસે. તેના સુગઠિત શરીરની સુગંધ તેને આવે છે, ઝાકળના

સ્પર્શથી ભીનાં થયેલાં શરદ અને હેમંતના અરડૂસીનાં પત્તાંમાં. એકાએક તેનું મન એક અજાણી કામનાથી ભીંજાઈ ગયું. 'ખુટિંગ્લા, ખુટિંગ્લા, મારા ચાંદલિયા, તું ક્યારે આવીશ મારી છાતીએ' — તેનું હૃદય તીવ્ર ઇચ્છાથી બેચેન થઈ ગયું. તેને ખુટિંગ્લાને પોતાના મનની વાત એક પત્રમાં લખવાનું મન થઈ આવ્યું. મનની વાત કહેવામાં કોઈ દોષ નથી. ઊલટાનું ન કહેવામાં જ તેને પક્ષે એક અન્યાય થઈ રહ્યો છે. એક પુરુષ માણસ થઈને કેમ એણે એના વિરહી મનને એક વાર માટે પણ મિલનને માટે વ્યાકુળ ન કર્યું ? ખભે કોદાળી લઈ રિશાંગે નજર કરી ચારે તરફની પ્રકૃતિ ભણી. ઉપરનું આકાશ, અને તેનું મન એ બંને જાણે એક વિરાટ નીરવ નિસ્તબ્ધતામાં ડૂબી ગયાં છે. તે પોતે જાણે કોઈ એક અદૃશ્ય શક્તિમાંથી નીકળેલું એક પહાડી ઝરણું છે જે વહેતું વહેતું અનંત વિશાળ આરપાર વિનાના સાગરમાં પોતાને ભેળવી દે છે. અનાસક્ત પ્રેમની એક દુર્વાર કરુણ અને સુંદર ધ્વનિ આવી તેને કાને પડે છે. 'હું તેને ચાહું છું, ભગવાન, જેમ તું મને ચાહે છે.'

કોને ? ખુટિંગ્લાને ?

ના, ના.

તો પછી શારેંગ્લાને ?

ના, ના.

તો પછી કોને ?

એક વિરાટ અનામી સત્તાને — કદાચ તેનું નામ વિશ્વમાનવ છે !

આ અનુભૂતિની વેદનાથી તેનું હૃદય કંપી ઊઠ્યું. થોડી વાર રહી તેણે ફરી વિચાર્યું — પર્વતો જ જ્ઞાનના જનક છે. મોજેસ અને ઈશુ બંનેએ પોતાના ઉપદેશનો પ્રચાર પર્વત પરથી કર્યો હતો. એકે કહ્યું હતું — 'શત્રુનો તિરસ્કાર કરો.' બીજાએ કહ્યું હતું 'શત્રુને પ્રેમથી જીતી લો.'

થોડી વાર પછી નીચે ઊતરી આવી ધીમે ધીમે રિશાંગે નદી પાર કરી. તે પછી એક બોડિયા ડુંગર પર ચડી તે ફરી નીચે ઊતર્યો. ત્યાં છે તેનું ખેતર. એક વળાંક લઈ નદી બરાબર એ તરફ વહે છે. પરંતુ ખેતર અને નદી વચ્ચે એક નાનકડું જંગલ છે. નજીકના ખેતરમાં લોકો નીંદવામાં વ્યસ્ત છે. રિશાંગ પણ પોતાને કામે લાગ્યો.

ત્રણેક કલાક સતત નીંદામણ કાઢ્યા પછી તેને થાક લાગ્યો. ડાંગરના નવા છોડવા પવનમાં ડોલી રહ્યા હતા. આવેગમાં આત્મવિસ્મૃત બની એક છોડને હાથમાં લઈ એકદમ પ્રેમથી ચૂમી રહ્યો. બરાબર આ રીતે જ માણસનો જન્મ થાય છે. લગ્ન પછી જ્યારે નારીના ગર્ભમાં પુરુષનું બીજ પડે છે ત્યારે નવું શિશુ ગર્ભમાં આકાર ધારણ કરે છે. એક દિવસ તે આ ડાંગરના છોડની જેમ ભૂમિષ્ઠ થાય છે. માણસની એક ઉંમર થાય પછી તે એકલો પોતે જીવવાથી સંતુષ્ટ નથી થતો. પોતાને ફરી પામવા પ્રયત્ન કરે છે નારીના ગર્ભમાં. શિશુ-સંતાનમાં માણસ પોતાને ફરી જોવા ઇચ્છે છે.

ક્યાંકથી કબૂતરોનો કરુણ સ્વર સંભળાયો. આ સ્વર સાથે તેનું મન દૂર દૂર વહી ગયું.

'ખુટિંગ્લા, તને શું યાદ નથી આવતી ડાંગરના ખેતરની, લગ્નની —'

તેણે એક નિશ્વાસ છોડ્યો.

'બાપરે, મરી ગયો રે !' નદી તરફથી સંભળાયો એક પુરુષનો અવાજ. સાથે સાથે કોઈ સ્ત્રીનો આર્તનાદ પણ સંભળાયો.

રિશાંગ ચીસની દિશામાં અધ્ધર શ્વાસે દોડી ગયો. થોડી ક્ષણો દોડ્યા પછી થોડું જંગલ પાર કરી નદીને કાંઠે પહોંચી ગયો. જોયું તો એક વિશાળકાય પુરુષનું પેટ લોહીથી લાલ થઈ ગયું છે. તેણે એકદમ પાસે જઈને જોયું તો ગાહિંખુઈ છે !

તેના પિતાનો ખૂની ગાહિંખુઈ !

બાજુમાં વારામલા કિંકર્તવ્યવિમૂઢ બની તેને કંઈક કહેવા ઇચ્છે છે, પણ કહી શકતી નથી.

ગાહિંખુઈ વેદનાથી બૂમો પાડતો હતો. પેટમાંથી લોહીનો ફુવારો વછૂટ્યો હતો. એ દૃશ્ય જોઈને રિશાંગ પહેલાંનું બધું ભૂલી ગયો. તેણે ફડાક દઈને શરીર પરથી પહેરણ કાઢી, તેને ફાડી બે ભાગ કરી બંને ભાગ જોડી એક લાંબો પાટો તૈયાર કર્યો. એ પછી ગાહિંખુઈના શરીર પર રહેલું લાલ પહેરણ કાઢી એને દડાની જેમ ગોળ વાળી પેટના ફાટેલા ભાગ પર રાખી તેના પર પાટો જોરથી બાંધી દીધો. લોહી ઓછું થયું.

એ પછી એણે વારામલાને પૂછ્યું — 'દાવ છે ?'

વારામલાએ કહ્યું — 'હા, છે છે.' અને પછી બાજુમાં પડેલા ગાહિંખુઈને દાવ ઉપાડી રિશાંગને આપ્યું.

દાવ લઈ રિશાંગે કહ્યું, 'મોટી મા, તમે ત્રણ લોકોને બોલાવો. ખેતરમાં છે.'

કશુંય બોલ્યા વિના ચૂપચાપ બારામલા ત્યાંથી દોડી ગઈ. રિશાંગ નજીકના જંગલમાં જઈ કેટલાંક વાંસ કાપી લાવ્યો. સાથે કેટલીક વેલીઓ પણ ખેંચી લાવ્યો. એ પછી ગાહિંખુઈના ઘવાયેલા શરીર પાસે ચૂપચાપ બેસી એક માંચી બનાવવી શરૂ કરી. દશ મિનિટમાં તો વાંસની માંચી તૈયાર થઈ ગઈ. આવે વખતે પણ કોઈ માણસને આવેલો ન જોઈ રિશાંગ અધીરો બની ગયો. તેના હાથપગ અને આખે શરીરે માણસનું તાજું લોહી હતું. જરા આગળ જઈને તેણે બૂમ પાડી :

'મોટી મા !'

'આવું છું.'

રિશાંગે જઈ નદીના પાણીમાં પોતાના બંને હાથ બરાબર ધોયા. જોયું તો વહેણ અટકાવવા નદીમાં પાળ બાંધી હતી. પાણીમાં કીચડ થયો છે અને મરેલી માછલીઓ ઉપર તરે છે.

તે સમજી ગયો. 'તો આ લોકોએ માછલીઓ મારવા જુઈટોપ — ડાયનેમાઇટ ફોડ્યો હશે. પણ જો બરાબર ફોડતાં ન આવડતું હોય તો શા માટે ફોડ્યો ?

ખરેખર ગાઠિંખુઈનો ઘા જીવલેણ હતો. અસહ્ય વેદનાથી તે બૂમો પાડે છે. શરીરમાં જાણે જરાય ચેતન જ નથી.'

હાથમાં થોડું પાણી લઈ રિશાંગે ગાઠિંખુઈના આંખ-મોઢું ધોયાં. એકાએક ગાઠિંખુઈએ બૂમ પાડી — 'પાણી'

નદી ભણી જતાં રિશાંગે કોપાત નામે પહાડી ઝાડ ઉપરથી એક મોટું પાંદડું તોડી તેનો દડિયો બનાવી પાણી ભરી લાવી ધીમે ધીમે ગાઠિંખૂઈના મોઢામાં ટોયું. જીભથી પાણી ચાટતાં ચાટતાં તે ફરીથી કણસવા લાગ્યો.

વારામલા સાથે ત્રણેક જણ આવી પહોંચ્યા. ગાઠિંખુઈની દશા જોઈને તેઓ 'હાય, હાય ! અરે ! અરે !' કરવા લાગ્યા. એ ત્રણે ગાઠિંખુઈના પક્ષના માણસો હતા. રિશાંગને ત્યાં જોઈ નવાઈ પામ્યા. પણ કંઈ મંતવ્ય પ્રકટ કર્યું નહિ. ઉલટાનું જ્યારે તેણે ગાઠિંખુઈને ઉપાડી માંચી પર રાખવાનું કહ્યું તો એ ત્રણે લોકોએ અત્યંત કૃતજ્ઞતાથી તેમ કર્યું.

એ પછી વારામલાને આગળ આગળ ચાલવાનું કહી રિશાંગે અને બાકીના ત્રણેયે માંચી ખભે ઉપાડી. તેમનું શરીર જાણે વજનદાર પથ્થર હોય એવું બધાયને લાગ્યું.

આખે રસ્તે વારામલા કહેતી ગઈ કે કેવી રીતે જુઈટોપ ફૂટતાં એકાએક પેટમાં વાગી.

'તમે કેવી રીતે બચી ગયાં ?'

'હું દૂર હતી.'

'જતાં જતાં બચી ગયાં.'

'તેમને બદલે મેં જ જુઈટોપ ફોડ્યો હોત તો સારું થાત.' વારામલા રોતાં રોતાં કહેવા લાગી. 'તેમના વિના હું કેવી રીતે રહી શકીશ.'

'સારું થઈ જશે. હવે શાન્ત થાઓ.' બીજી વ્યક્તિએ કહ્યું.

'આટલું પણ થયું તેય રિશાંગને લીધે જ.' ત્રીજી વ્યક્તિએ કહ્યું.

'એ ના હોત તો આજે શું નું શું થાત ?' વારામલાએ કૃતજ્ઞતાથી કહ્યું.

આ અંગે કોઈ કશું ના બોલ્યું. બોલે પણ શું ? ગાઠિંખુઈની સાથે એ ચારે જણ ઈયેંગમાંશના મૃત્યુને માટે જવાબદાર છે, તે કહેવાની જરૂર હતી ખરી ? મુકદ્દમો ચાલ્યો હોત તો એ બધાંને સજા થઈ હોત, એમાં સંદેહ નથી. પણ ઇયેંગમાંશનો આ દીકરો અદ્‌ભુત છે. એણે કશું ન કર્યું. તેનાં ચાલચલન, હાવભાવ નગા જેવાં નથી, એક દેવતા જેવાં છે. માંચી ઉપાડીને આવતાં તેમણે કશું કહ્યું નહિ, પણ તેમનાં અંતર રિશાંગ માટે ડર, ભક્તિ, લજ્જા અને કૃતજ્ઞતા ભાવોથી છલકાઈ ગયાં હતાં. આવા માણસ પર ગુસ્સો જ ન થઈ શકે. આવા લોકો પ્રેમ અને સહાનુભૂતિથી માણસોને વશ કરી લે છે.

સાંજ પડી ગઈ. ગાઠિંખુઈને હૉસ્પિતાલમાં ભરતી કરાવતાં. ડૉક્ટર સાહેબાએ તેમને એજ બિછાનામાં રાખ્યા, જે પર ઇયેંગમાંશને રાખવામાં આવ્યા હતા. એક અપ્રિય ભાવ રિશાંગના મનમાં જાગી ઊઠ્યો. ડૉક્ટરને ઘટનાની વાત કર્યા પછી તે

બહાર નીકળી આવ્યો. ઇસ્પિતાલમાં કોઈને રહેવા દેવામાં આવતા નથી. છેવટે શારેંગ્લા અને ડૉક્ટર સિવાય ત્યાં કોઈ ન રહ્યું.

વીજળી વેગે ગામ આખામાં ગાઠિંખુઈને થયેલા અકસ્માતની અને રિશાંગના સદ્‌ભાવની વાત ફેલાઈ ગઈ. કેટલાકે એ વાતને વખાણી તો કેટલાકે વખોડી.

ગોધૂલિ વેળાએ માને આ સમાચાર આપ્યા. તો પહેલાં તો મા કશું બોલી નહિ. પણ પછી છેવટે સમજી કે ગાઠિંખુઈને એની મૃતઃપ્રાય હાલતમાં છોડી દઈને રિશાંગ ચાલ્યો આવ્યો હોત તો બદનામી થાત. ઇસ્પિતાલમાં લાવીને સારું કર્યું.

ચા બા પીધા પછી રિશાંગે સમાચાર જણાવતાં ખુટિંગ્લાને એક પત્ર લખ્યો. તેમાં એના પિતાને નડેલા અકસ્માતની વાત તો લખી, પણ પોતાના હૃદયની ગોપન વાત લખવાની રહી ગઈ. 'માત્ર તારા આવ્યા પછી બધું કહીશ' એમ લખી છેલ્લે પત્ર પૂરો કર્યો હતો. પરબીડિયાને બરાબર ગુંદર ચોડી જાતે જ પોસ્ટ ઓફિસે ટપાલ કરી આવ્યો.

પોસ્ટ ઓફિસેથી પાછા આવતાં રસ્તે ખંડેર જેવા બની ગયેલા ગિજારઘરના ઘાસ પર જીવન માસ્તર મળી ગયા.

'તેં આજ ઘણું મોટું કામ કર્યું.'

'જાણું છું.' નમ્ર ભાવે રિશાંગે કહ્યું.

'પિતાના હત્યારાને જીવાડવાનો પ્રયત્ન કરવો એનાથી મોટો ધર્મ પૃથ્વી પર છે શું ? તું ખરેખર મોટો માણસ છે.'

એકાએક ગિરજાઘરની જર્જરિત ખંડેર હાલત જોઈને રિશાંગ એક અજ્ઞાત પીડાથી રડી ઊઠ્યો.

તેના રૂદનનો સ્વર જીવન માસ્તરને કાને સ્પષ્ટ રીતે સંભળાયો. જીવન માસ્તરના મનમાં થયું કે રિશાંગના પ્રાણમાં એક નવા માણસનો જન્મ થયો છે, એક મોટા માણસનો.

# 19

માગશર આવું આવું છે. ડાંગર વાઢવા હજી લોકો ખેતરમાં ઊતર્યા નથી. તેમ છતાં માણસોના મનમાં આનંદનો હિલ્લોલ નથી, ચારે તરફ એક કરુણ પરિસ્થિતિ છે. ઘરેઘરમાં કલ્પાન્ત છે. ગાઇિંખુઈનું મૃત્યુ થયે આજે ત્રણ દહાડા થયા છે. જેટલા દિવસ જીવતા રહ્યા, પોતાના ભાગ્યમાં લખેલું દુઃખ ભોગવતા રહ્યા. ક્યારેક ક્યારેક ભાન આવતું ત્યારે તે ખુટિંગ્લા વિશે પૂછતા, પણ એ વખતે રિશાંગને જોઈને નવાઈ પામતા, પણ થોડી ક્ષણો માટે. તેમના મૃત્યુથી થોડો વખત તો આખા ગામમાં શોકની છાયા ફરી વળી, પણ પછી તે પણ અદશ્ય થઈ ગઈ.

આજકાલ દિવસો તો જેમતેમ વીતે છે, પણ રાતો ભયંકર બની જાય છે. મૃત્યુનો વાઘ ક્યાં છુપાઈને બેઠો છે અને ક્યારે માણસ પર તરાપ મારશે તેનું કોઈ ઠેકાણું નથી. કેટલાક દિવસથી ઉખ્રુલ ગામ સરકારી સૈનિકોથી ભરાઈ ગયું છે. તેઓ શાંતિથી રહે છે, રાતે પહેરો ભરે છે. ઉખ્રુલ ગામ ધીમે ધીમે વિદ્રોહીઓનો અડ્ડો બની ગયું છે, એવો સંદેહ છે.

રિશાંગને લાગ્યું કે ફરી ખરાબ દિવસો આવી ગયા છે. શિક્ષણ અને શાન્તિનું સોનેરી સપનું એકાએક રોળાઈ ગયું અને તેનું સ્થાન એક નિષ્ઠુર સંઘર્ષે લીધું છે, તેમ છતાં તેણે મનને દૃઢ રાખ્યું છે. આ સંઘર્ષ બંધ કરવા માટે હુઇનિંગમાં લોકોની એક સભા રાખી હતી, તેમાં ત્રણ દિવસ બાકી છે. તેમાં તે સંઘર્ષની ચર્ચા કરશે અને લડાઈના વળતર અંગે શો ઉપાય કરવો તેની પણ ચર્ચા કરશે. માણસોનાં મન અશાન્ત અને હૃદય અસ્થિર બની ગયાં છે. તેઓ એક નવો શાન્તિનો માર્ગ શોધે છે.

તે દિવસે તેણે ત્યજાયેલા ગિરજાઘર વિશે મનમાં વિચાર્યું, તેમાંથી ખરેખર ભગવાને વિદાય લઈ લીધી છે. તેને લાગ્યું કે ભગવાન તેના અંતરમાં છે, બહાર નથી. એ ભગવાન જ તેને વિપત્તિઓથી ભરેલા આ પ્રેમમાર્ગ પર ચાલવાની શક્તિ આપશે.

તે દિવસે રવિવાર હતો. રિશાંગ બેઠો બેઠો પોતાના ગામના ભૂત, ભવિષ્ય અને વર્તમાન વિશે વિચારતો હતો. તેના ગામમાં બધું હોવા છતાં જાણે કશું નથી.

એટલામાં ટપાલી એક પત્ર આપી ગયો, ઘણા દિવસથી જેની આશા રાખી હતી, તે પત્ર. પત્ર તેણે ખોલ્યો.

'વહાલા રિશાંગ,

કેટલોય વખત વીતી ગયો છે, તને કલકત્તા ભણવા ગયાને. ત્યાંથી પાછા આવીને તેં તારા પિતાનું મૃત્યુ જોયું. તું મારા પિતાને ક્ષમા કરીશ, એ હું જાણું છું - હું નહિ કહું. મારા પિતાએ મારી વાતનો કદી વિચાર જ ના કર્યો.

હા, જૂઠી વાત કહેવાથી શું લાભ ? તારા પર મને બહુ ગુસ્સો આવ્યો હતો. લાગ્યું હતું કે બધા પુરુષો એવા જ છે. એક વાર પણ તને સમજાયું હોત કે સ્ત્રીઓનું હૃદય કેવું હોય છે ! તમે લોકો તેનું હૃદય સળગાવીને ચાલ્યા જાઓ છો, પણ એ પછી એ જ્વાળા ધીમે ધીમે બળતી રહે છે, તેની ખબર પણ રાખો છો કે ?'

બિચારી, ખરેખર એકદમ બિચારી ! રિશાંગના મનમાં દયાનો એક અદ્ભુત ભાવ જાગ્યો. તેની આંખો સામે મીઠી વાતો કરતાં કરતાં ખુટિંગ્લાના બે લાલ હોઠ ધ્રૂજી ઊઠ્યા. ખુટિંગ્લા એના પત્રમાં પણ જાણે વાત કરતી જાય છે :

'મેં રજાઓ લીધી છે. પણ આવવા કોઈ સોબત નથી. કાલે આખો દિવસ તપાસ કરતાં એક માણસ મળી ગયો છે — જીવન માસ્તરનો ભાઈ. તે અને એની બહેન અરુણા મારી સાથે આવશે. તેમની સાથે કેવી રીતે ઓળખાણ થઈ હશે, કહી શકીશ ? આશ્ચર્યકારક ઘટના છે. મારી હોસ્ટેલ અરુણાના ઘરની પાસે જ છે. તેમને ત્યાં ઘણી વાર આવવા-જવાનું થતું. અરુણાની મા, પિતાજી, ભાઈ બધાં એક નગા છોકરી મળતાં ખૂબ ખુશ થયાં, જાણે એક દુર્લભ વસ્તુ ના મળી હોય ! મને શરમ પણ આવતી હતી અને ગુસ્સો પણ આવતો હતો. પછી જ્યારે મને ખબર પડી કે એમના કુટુંબનો સૌથી મોટો છોકરો જીવન બરુવા નગા પહાડોમાં જઈને પોતાના ઘરગૃહસ્થી વસાવી રહે છે, ત્યારે મને ખૂબ આશ્ચર્ય થયું. વાતવાતમાં મેં આપણા ગામના જીવન માસ્તરની વાત કાઢી. હવે એ લોકો એમને મળવા ખૂબ આતુર છે. જ્યારે એમણે સાંભળ્યું કે હું ગામ જાઉં છું તો અરુણાના માતાપિતા અરુણા અને એના ભાઈને મારી સાથે મોકલે છે. જીવન માસ્તરને આ ખબર આપજે.'

રિશાંગની બંને આંખો સ્થિર થઈ ગઈ. જીવન માસ્તરની વાત આ દરમ્યાન તેણે જાણી લીધી હતી. તેનાં ભાઈબહેન આવશે એ જાણી તેને નવાઈ લાગી.

ક્યાં ? જીવન માસ્તરે તો કદી પોતાના પરિવાર વિશે વાત જ નથી કરી !

જીવન માસ્તર ખરેખર અસાધારણ માણસ છે. પોતાના કુટુંબકબીલાને છોડીને અપરિચિત અને અબુઝ સમાજને અપનાવી લેવાની ક્ષમતા ગમે તેનામાં નથી હોતી. તે આ સમાજના રહેવાસી બની, અહીંની છોકરીને પરણીને અહીં જ રહી ગયા — આ વાત જે સાંભળશે તે એમના સાહસનાં વખાણ કરશે. પણ એથીય મહત્ત્વની વાત તો એ છે કે જીવન માસ્તરના સુસંસ્કૃત અને સભ્ય મને નગા સમાજને આદર્શ રાખી અપનાવ્યો છે, પણ એ સમાજની નિષ્ઠુરતા ગ્રહણ કરી નથી અને લાગે છે કે કરશે પણ નહિ.

'મારે અહીંથી નીકળવાના ત્રણ દિવસ બાકી છે. મન ઉતાવળું બની ગયું છે. પિતાજીને શું થયું હતું ? મા બહુ રડી નહોતી ને ? ભારે મજબૂત મનની છે. કોણ જાણે, આજે પરોઢિયે અહીં ટેકરી પર (અમારી હાસ્ટેલ ઉજાન બજારના ટેકરી પર છે) ગઈ રાતે એક પૂંછડિયો તારો જોયો હતો. અસમિયા છોકરીઓ કહે છે કે પૂંછડિયા તારાનું ઊગવું અશુભ છે. ત્યારથી મન વ્યાકુળ બની ગયું છે, તેમ છતાં પરમ દિવસે કે ચોથે દિવસે નીકળીશ ?'

રિશાંગે એક ઊંડો નિસાસો નાખ્યો. પત્ર નાખ્યે આજે ચાર દિવસ થયા છે, અને ખુટિંગ્લા ગુવાહાટીથી આજે નીકળે તો પરમ દિવસ સુધીમાં આવી જશે, પણ ત્યાં સુધીમાં બાપાના મૃતદેહનાં દર્શન નહિ કરી શકે. તેને બદલે જોશે પથ્થરોનો એક ઢગલો, અને વિધવા માના લાલ વાળ. તે જોઈ ખુટિંગ્લાને જે દુઃખ થશે તેના વિચારથી તે દુઃખી થયો. વળી એ જે દિવસે આવશે; તે દિવસે પોતે હુઇનિંગ હશે, મીટિંગ માટે.

'તને યાદ આવે છે નદી કાંઠેની વાત ! તે દિવસની વાત યાદ આવતાં હું અરુણાની સાથે લુઈતને કિનારે કિનારે ફરવા નીકળી પડું છું. લુઈત જાણે મારા મનની વાત સમજે છે. તેના તરંગોમાં મારી વેદનાના પરપોટા ઊઠે છે. મન કાશ ફૂલની જેમ તેના પર તરતું ચાલ્યું જાય છે. એવે વખતે અરુણા ફેરવી ફેરવીને પ્રશ્ન કરે છે. એક દિવસ મેં તેને તારી વાત કરી દીધી... ઓહ, હવે વિચારતાં શરમ આવે છે, કેવી રીતે એ વાત કરી દેવાઈ ?'

રિશાંગને પોતાને પણ શરમ આવી. જ્યારે અરુણા અહીં આવશે ત્યારે તેને જોઈને કદાચ હસશે. છિ, છિ, આ વાત બીજાને કહેવાની શી જરૂર હતી ?

'તને મળવા મન વ્યાકુળ બની ગયું છે. ક્રિસમસ આવી રહી છે. મનને કૈંક થઈ જાય છે, સમજાવી શકતી નથી.'

તો તો તે આવતી ક્રિસમસમાં લગ્ન કરવા માગે છે. એમ ન હોત તો શું કામ લખત કે ક્રિસમસ આવી રહી છે, મનને કૈંક થઈ જાય છે. જો એના મનમાં હોય તો મને તો વાંધો નથી. પણ બે દળ વચ્ચે ફરી મેળ થશે ખરો ? એ કહી શકે એમ નથી.

'શું મળ્યું છે ?' જીવન માસ્તરે સ્કૂલમાંથી આવી હેટ બિછાનામાં રાખી પૂછ્યું.

'ગુવાહાટીથી પત્ર છે.' પોતાની ખુરશીમાં બેઠે બેઠે જ રિશાંગે કહ્યું.

'ગુવાહાટીથી ?' વિસ્મયથી જીવન માસ્તરે પૂછ્યું.

'હા. પરમ દિવસ સુધીમાં તમારાં ભાઈબહેન અહીં આવી જશે.'

'કોણે લખ્યો છે ?' પરમ વિસ્મયથી જીવન માસ્તરે પૂછ્યું.

'ખુટિંગ્લાએ. તેમની સાથે આવશે.'

'તેને મારું ઘર કેવી રીતે મળ્યું ?'

'મારું ઘર' શબ્દ જીવન માસ્તરને મોઢેથી પહેલી વાર સાંભળી રિશાંગ નવાઈ પામ્યો. હજી પણ એમનો ઘર માટેનો પ્રેમ લુપ્ત થયો નથી એ વાત એને તરત

સમજાઈ ગઈ. તેણે જવાબ આપ્યો, એની હૉસ્ટેલ તમારા ઘરની પાસે છે.'

'હં,' કહી જીવન માસ્તરે ઊંડો નિસાસો નાખ્યો. 'એ લોકો ન આવત તો સારુ હતું.'

'કેમ ?' રિશાંગે આશ્ચર્યથી પૂછ્યું.

'ના, કંઈ નહિ' કહી જીવન માસ્તર ચૂપ રહી ગયા.

રિશાંગ ન રહી શક્યો, તેણે ફરી પૂછ્યું, 'કહો શું કહેવા જતા હતા ?'

'એ લોકો મને જોઈને દુઃખી થશે.'

'કેમ ? નગા થઈ ગયા છો માટે ?'

'ના, પોતાનો તથાકથિત ધર્મ, જાત આ બધું છોડી દીધું છે એ માટે.'

રિશાંગ ચૂપ રહ્યો.

'ક્યારેક ક્યારેક વિચારું છું કે એ લોકોની મુલાકાત થયા વિના જ મરી જાઉં તો સારું.'

'કેમ ?'

'હું તમારા લોકોની સાથે, તમારા લોકો વચ્ચે રહીને મરવા માગું છું.'

'ધીમે ધીમે એ લોકો તમારી વાત, તમારી ભાવનાઓને સમજશે.' રિશાંગે કહ્યું.

'એ લોકોને મળ્યા વિના સુખી છું.' કહી એક ઝટકા સાથે ઊઠી અંદર જતા રહ્યા. તેમની વાતો સાંભળીને રિશાંગને નવાઈ લાગી. જીવન માસ્તરને ઘર માટે પ્રેમ છે છતાં ઘરના માણસોને મળવા નથી માગતા. કદાચ ઘરના માણસો પર તેમની રીસ પણ ચઢી હોય કે આટલા દિવસ સુધી તેમની ખબર પણ ન લીધી. કોઈ કાગળ-બાગળ પણ ના લખ્યો. પણ હિન્દુ સમાજની સાથે નગાનું મિલન એટલી સહજતાથી કેવી રીતે થઈ શકે ? તેને માટે એકલા જીવન માસ્તરના કુટુંબને દોષ આપવાથી શો લાભ ? જે થાય તે, અરુણા વગેરે અહીં આવી જશે, પછી બધું બરાબર થઈ રહેશે.'

થોડી વાર પછી તે કનશેંગને લઈને ઇસ્પિતાલમાં ગયો. ત્યાં શારેંગ્લા એકલી ખુરશીમાં બેસીને ઉદાસ ભાવે વિચાર કરતી હતી — કદાચ ગાહિંખુઈ વિશે. એક દિવસ તેના પર જે રીતે અત્યાચાર કરવા તૈયાર થયો હતો, તે વાત કદી ભૂલી શકવાની નથી. એ પછી ઈયેંગમાંશની જે રીતે હત્યા કરાવી, તે વાત પણ એ ભૂલી શકતી નથી. તેને તો કોઈ પણ માણસ ક્ષમા ન કરી શકે. કદાચ નાજેક પણ આવા પ્રકારના પાપથી લિપ્ત ન થાત.

કનશેંગને આવેલો જોઈ શારેંગ્લા ખુરસી પરથી ઊઠી આગળ વધી અને તેને પોતાના બંને હાથમાં લઈ છાતીએ ભીડી તેના ગાલો પર ચુંબન કરી પ્રેમથી બોલી, 'મારા બબુ !'

'માસી લેમનચુસ આપશો ?'

'આપીશ, થોડી વાર પછી.'

'કાકા કહે છે કે મારી ફોઈ આવશે.'

'ક્યાંની ફોઈ'

'ગુવાહાટીની.'

ગુવાહાટીની વાત સાંભળી શારેંગ્લાનું મન મ્લાન થઈ ગયું. ગુવાહાટીના માણસો આવીને કનશેંગને જો લઈ જશે તો, તો તો એનું સર્વસ્વ ચાલ્યું જશે. કનશેંગ માટેનો મોહ — તેને પાળીપોષી મોટો કરવાની આકાંક્ષા હજી એણે છોડી નથી. આશ્ચર્ય પામી તેણે પૂછ્યું,

'કોણ આવવાનું છે, રિશાંગ ?'

'જીવન માસ્તરનાં ભાઈ અને બહેન. અને —'

'અને કોણ ?'

'ખુટિંગ્લા.'

શારેંગ્લાના મનમાં અંધકાર છવાઈ ગયો. તેણે પોતે ખુટિંગ્લાને એક પત્ર લખ્યો હતો, એ પત્રમાં એણે રિશાંગની જ વાતો લખી હતી, પણ તેનો કોઈ જવાબ મળ્યો નહોતો. કદાચ ખુટિંગ્લાએ પોતાને જવાબને યોગ્ય ન માની હોય.

'એટલે કે ખુટિંગ્લા આવશે.'

'હા.' રિશાંગે કહ્યું.

'તો તો આવતી ક્રિસમસમાં જ....'

'પગલી ! બાપા હમણાં જ મરી ગયા છે —'

શારેંગ્લા ચૂપ રહી. પછી બોલી 'મારા પત્રનો એણે કોઈ જવાબ ન આપ્યો.'

'જવાબ ન આપ્યો ?'

'ના.'

થોડી વાર સુધી બંને બીજી વાતો કરતાં રહ્યાં. છેવટે કનશેંગને લઈને રિશાંગ પાછો જવા નીકળ્યો. શારેંગ્લાએ એકાએક પૂછ્યું.

'મારી વાત યાદ છે ને ?'

'કઈ ?'

'સાવધાનીપૂર્વક હરેફરે છે ને ?'

રિશાંગ હસ્યો. કશું બોલ્યો નહિ. એ પછી પૂછ્યું,

'ફાનિટફાંગ ક્યાં છે ?

શારેંગ્લાએ આ વખતે જવાબ ન આપ્યો.

'કોઈ ખાસ ખબર છે ?'

'લડાઈ શરૂ થઈ ગઈ છે.'

'ક્યાં ?'

'બહુ દૂર, આપણા ટાંખુલ ગામની પૂર્વમાં'

'વારુ !'

# 20

તે દિવસે પરોઢિયે ઊઠીને રિશાંગે સૌથી પહેલાં જીવન માસ્તરને જગાડ્યા. ઘરના માણસો આવે છે — એ જાણ્યા પછી જીવન માસ્તરના જીવનમાં એક મોટું પરિવર્તન આવ્યું છે. ત્રણ દિવસ તો તે સ્કૂલે ન ગયા. 'તબિયત ઠીક નથી' કહી પોતાના ઓરડામાં પુરાઈ રહી ફરી ફરી પુસ્તકો વાંચતા રહ્યા છે. વચ્ચે વચ્ચે કાગળ પર કશું લખતા જાય છે. અવસર મળતાં રિશાંગની સાથે ચર્ચા કરે છે એટલે કે તે અનગેળ બોલે જાય છે અને રિશાંગ સાંભળે છે.

કેટલીક વાર પોતાની પત્નીને યાદ કરી રડે છે, અને કહે છે, 'એ મને ખૂબ પ્રેમ કરતી હતી. પરંતુ બદલામાં હું એને નહિ, તેની વચ્ચેથી પ્રસ્ફુટિત અન્ય કંઈક ચીજને ચાહતો હતો. મેદાનોમાં ન મળે એવી કંઈક ચીજ —'

નવાઈ પામી રિશાંગ પૂછતો, 'કઈ ચીજ, બરાબર સ્પષ્ટ કરો.'

જીવન માસ્તર હસતા, 'પ્રેમ એક જંજીર છે.'

'જંજીર ?' ખૂબ નવાઈ પામતો રિશાંગ.

'હા, નાનપણથી જ એવી ઇચ્છા હતી કે ધરતી પર જેટલી ચીજો છે, એ બધી ભેગી કરવાની. એ પછી લખવાની —'

'એમાં શું - હજી પણ કરી શકો છો.'

'ના, હવે ના કરી શકું.'

'કેમ ?'

'શાન્તિ નથી. યુદ્ધમાં માણસો વાંચી નથી શકતા. બહુ બહુ તો શાન્તિની કામના કરી શકે છે.'

રિશાંગે જીવન માસ્તરની આંખમાં જોયું. જીવન માસ્તરની આંખોમાં એક ચમક દેખાઈ, પેલી એક સહજ અનુભૂતિ — જેવી અનુભૂતિ તેને કલકત્તામાં થઈ હતી — પેલા વિપ્લવ અને સામ્પ્રદાયિક હુલ્લડ વચ્ચે. ખરી વાત છે, જ્ઞાનચર્ચા કરવા માટે માણસને શાન્તિની જરૂર છે, પણ એથી પ્રેમને એક જંજીર કહેવી એ અન્યાય છે.

'સાચી વાત છે. પણ પ્રેમ જંજીર કેવી રીતે ?'

જેને પ્રેમ કરીએ, તેમની દુર્બળતાઓ આપણને દુર્બળ બનાવી દે છે.'

'એટલે ?'

'તે જેને સારું કહે છે, એ વખતે એ જ સારું લાગે છે.' કહી જીવન માસ્તર ફરી

ખડાખડાટ હસી પડ્યા, રિનિની વાત લે. રિનિએ ધન કમાવવું સારું છે એ ન કહ્યું હોત તો હું માસ્તર ન થયો હોત.'

'શું થયા હોત ?'

'એમ સમજ કે ચિંતન કરતો હોત. નવાં નવાં કામ કરનાર એક સામાન્ય છતાં પૂરો માણસ.'

'તો તમારા મત પ્રમાણે જે તમને ચાહે છે, તે તમારા પથની બાધા છે ?'

'હા, બાધા છે. એટલે તો હું આ કેટલાય સમયથી શાંતિથી રહેતો હતો, પણ એ લોકો જો આવશે, તો મને ભારે અશાન્તિ થશે.' એક વિચિત્ર ભયથી જીવન માસ્તરનું મોં ફિક્કું પડી ગયું. જાણે ભાઈ કે બહેનની યાદ સુધ્ધાં એક ઝેરી દંશ જેવી જીવલેણ ન હોય.

'જાઓ, જાઓ ! તેઓ તમારાં આત્મીયજન છે.'

'જીવનમાં આત્મીય •કોણ અને પરાયું કોણ એ હું જરાય સમજી શકતો નથી. પણ એમના આવવાથી કંઈક ન થવા જેવું થઈ જશે.'

'ચલો, જાઓ હવે.' કહી રિશાંગે તેમને સાન્ત્વના આપી.

ખરેખર તેમની વાતો અબૂઝ અને ભયપ્રદ લાગતી રહી. ગઈ આખી રાત પથારીમાં તરફડતાં વીતાવી હતી. રિશાંગ તેમના મનની સ્થિતિને સમજતો હતો અને ખુટિંગ્લાની રાહ જોતું તેનું મન જીવન માસ્તરની વેદનાથી ઉદાસ બની ગયું હતું. સવારે ઊઠીને તે હુઇનિંગ જવા તૈયાર થઈ ગયો. આજે તેમની સભા છે. પણ જતા પહેલાં જીવન માસ્તરને થોડુંક સમજાવવાની જરૂર તેને લાગી.

જીવન માસ્તરને જગાડીને તેણે કહ્યું,' તમે આ રીતે વિચાર્યા ન કરો.'

જીવનમાસ્તર હસ્યા, 'તું જવા નીકળ્યો કે ?'

એટલામાં માએ બંનેને ખાવા બોલાવ્યા. રિશાંગે કહ્યું, 'ઊઠો ખાઈ લઈએ.' નાના છોકરાની જેમ જીવન માસ્તરે આજ્ઞા માની અને હાથ-મોં ધોઈ અંદર આવ્યા. બે થાળીઓમાં ખાવાનું પીરસ્યું હતું. જીવન માસ્તર ત્યાં પહોંચ્યા કે રિશાંગ એક પ્રાર્થના કરી રહ્યો. જીવન માસ્તરે શાંતિથી સાંભળી. એ પછી બંને ચૂપચાપ ખાવા લાગ્યા.

કનશેંગ બહારથી સુવ્વરના એક બચ્ચાને પકડી લાવ્યો અને દાદીમાના ખોળામાં રાખી કહ્યું, 'દાદીમા, શાંગમિયાંગ સુવ્વરના બચ્ચાને ખાય કે ના ખાય ?' બધાં હસવા લાગ્યાં. રિશાંગની માએ કહ્યું, 'અરે મૂરખ, શાંગમિયાંગ તો એક ટંકે સો બચ્ચાં ખાઈ જાય.'

'તે ક્યાં રહે છે ?'

કનશેંગના આ પ્રશ્નનો જવાબ આપવો મુશ્કેલ હતો. છેવટે તેણે કહ્યું.

'તારા રિશાંગ કાકાને પૂછ.'

'રિશાંગ કાકા, તમે શાંગમિયાંગ જોયો છે ?'

'હા, જોયો તો છે, રિશાંગે કહ્યું.'

'કેવો છે ?'

'આ બધા પહાડ ભેગા કરવાથી જેટલા મોટા થાય, એટલો મોટો છે તે ?'

'ઓ હો !'

રિશાંગની માના ખોળામાંથી સુવ્વરનું બચ્ચું નાસતું જોઈ કનશેંગ પણ દોડતો પાછળ ગયો. રિશાંગે જોયું કે જીવન માસ્તરની આંખોમાંથી ટપટપ આંસુ પડે છે.

'કેમ શું થયું ?'

રિશાંગની મા પણ પાસે આવી, પછી એમને ઠપકો આપતી હોય એમ બોલી,

'મરદ માણસ આમ ન રૂવે.'

જીવન માસ્તરે કહ્યું, 'રિશાંગ ! હું ક્યારેક ક્યારેક વિચારું છું કે આ નગા પણ ન થયો ને અસમીયા પણ ન બની શક્યો. હું નહિ હોઉં પછી એનું શું થશે, એ વિચારતાં જ દુઃખ થાય છે.'

'ગાંડા છો, એ જ અસલ માણસ થશે.'

'અસલ માણસ !'

'હા, તમે તો હંમેશાં કહેતા રહ્યા છો — માણસ તો માણસ, પછી એને નગા, અસમીયા કે અંગ્રેજ કહેવાથી લાભ શો ? બધા માણસો પરસ્પર ભાઈભાઈ છે.'

ખાઈ લીધા પછી હાથ-મોં ધોઈ રિશાંગે કહ્યું, 'ખુટિંગ્લા વગેરે આવે ને તેની સાથે મારી વાત નીકળે તો કહેજો સારો છું. હવે પરમ દિવસ સુધીમાં આવી જઈશ.'

'અને તમે આમ મોં લટકાવીને ના રહેતા. તમારા ભાઈ-બહેનને મારે ઘેર ઉતારજો.'

'ભલે.'

કોઈના આવવાનો પગરવ સંભળાતાં વાતચીત અચાનક બંધ થઈ ગઈ. રિશાંગે જોયું, શારેંગ્લા છે અને સાથે તેનો કૂતરો આવે છે. શારેંગ્લાનો ચહેરો ને બે આંખો ધોળાં ફક થઈ ગયાં છે.

'શું થયું શારેંગ્લા ?'

'તું ના જઈશ.'

'કેમ ?'

'નહિ જવાનું એટલે નહિ, કેમ હું કહી ના શકું ?' તેના અવાજમાં એક ગભરાટ હતો.

'શું થયું ?' બીકથી રિશાંગની માએ પૂછ્યું.

'કશું કહી શકતી નથી, પણ ગઈ કાલે એ લોકો ગુસપુસ કંઈક ચર્ચા કરતા હતા.'

રિશાંગની માએ પૂછ્યું, 'કોણ ? ગાઠિંખુઈના લોકો ?'

'ના, ના. ફાનિટફાંગ વગેરે.'

'એ લોકોની સાથે તારો સારો એવો સંપર્ક છે ?'

'ના મોટી મા. મારો સંપર્ક નથી. તેઓ મને —' શારેંગ્લા અટકી ગઈ.

રિશાંગ તેની તકલીફ સમજી બોલ્યો, 'બેસ તો ખરી.'

શારેંગ્લા એક બાજુના વાંસના સ્ટૂલ પર બેઠી. બાજુમાં આબેઈ નિશ્ચલ ભાવે

ઊભો રહ્યો.

'કહે હવે, શું થયું ?'

'કહી તો દીધું. મને લાગે છે કે મીટિંગ કરવાની વાત જાણી છે ત્યારથી તારા પર એ લોકો ગુસ્સે છે. આમ કરવાથી તેમને આંદોલનમાં જોડાવા માણસો મળતા નથી. એટલે સભા ન થવા દેવા એ લોકો ગમે તે કામ કરવાના.'

શારેંગ્લાની વાત સાંભળી રિશાંગની માએ બેચેન બની કહ્યું, 'તું ના જઈશ, રિશાંગ.'

રિશાંગે કહ્યું, 'ના, હવે મીટિંગ બંધ નહિ રાખી શકાય.'

શારેંગ્લાએ પૂછ્યું, 'તો તો તું જવાનો જ.'

'હા, જઈશ ?'

શારેંગ્લાએ કંઈક વિચારીને પછી કહ્યું, 'સાથે કેટલાક માણસોને લઈ જા; નહિતર પોલીસ —'

રિશાંગે ક્ષણેક શારેંગ્લાના મોં સામે જોયું, પછી બોલ્યો, 'જોઉં છું, માણસો મળે છે કે નહિ. પણ પોલીસ — ના. પોલીસને સાથે લેતાં તો એ લોકોને બહાનું મળી જશે. કહેશે કે સરકારના ગુપ્તચર છે.'

શારેંગ્લાએ કહ્યું, 'તો પછી આબેઈને સાથે લઈ જા.'

'ભલે.'

અંદરના ઓરડામાં જઈ કપડાં બદલી રિશાંગ બહાર આવ્યો. એ પછી જીવન માસ્તરનાં ભાઈબહેનનું સ્વાગતસત્કાર કરવા શું કરવાનું છે, તેની વાત કરી. પણ માએ કહ્યું, 'હું એકલી નહિ કરી શકું. શારેંગ્લા, તું પણ આવતી રહેજે.'

'આવી જઈશ, મોટી મા.' શારેંગ્લાએ કહ્યું. પછી જીવન માસ્તર તરફ જોઈ એણે પૂછ્યું — 'કનશેંગની ફોઈ એને લઈ જશે ?'

શારેંગ્લા તરફ જોયા વિના જીવન માસ્તરે નિર્વિકાર ભાવે કહ્યું, 'ના.'

'લઈ ગયા વિના છોડશે ?' ઘણી આશાથી શારેંગ્લાએ પૂછ્યું.

'ના, ના. એ લોકો મારાં કોઈ નથી. કનશેંગ પણ એ લોકોનો નથી.'

'કનશેંગ નગા છે, નગા.' જીવન માસ્તર લગભગ ચીસ પાડતા હોય એમ ઉત્તેજિત સૂરે બોલ્યા અને પછી અર્ધપાગલની જેમ રસોડાની બહાર નીકળી ગયા. રિશાંગને બીક લાગી કે અરુણા વગેરેના આવ્યા પછી જીવન માસ્તર ખરેખર કશુંક અઘટિત કરી ન બેસે તો સારું. એટલામાં તો ખભે થેલો સરકાવી જીવન માસ્તર ત્યાં આવી પહોંચ્યા. બોલ્યા, 'ચાલ, હું પણ તારી સાથે આવું છું.'

'કેમ ? સ્કૂલમાં ભણાવવાનું ચાલે છે અને અરુણા વગેરે પણ આવવાનાં છે.'

'ના, હું તારી સાથે જ આવીશ.' તેમનો અવાજ એકદમ પાગલ માણસ જેવો થઈ ગયો હતો.

રિશાંગ કશું બોલ્યો નહિ.

એટલામાં ક્યાંકથી કનશેંગ આવી પહોંચ્યો. તેણે પિતાનું ખાખી પાટલુન પકડી

કહ્યું, 'બાપુ, તમે જશો તો હું રડીશ.'

'અરે જા જા,' તેના ભૂરા કોમળ નગા વાળ પર હાથ ફેરવતાં જીવન માસ્તરે કહ્યું, 'હું તો પરમ દિવસે આવી જઈશ.'

'ઊંહું, તમે નહિ આવો.'

'હું ના હોઉં તો દાદી મા તો છે ?'

'નહિ બાપુ, તમારે અહીં રહેવું પડશે.'

જીવન માસ્તર એને ખોળામાં ઉપાડી લીધો. થોડી વાર તેને લાડ કરી પછી બોલ્યા, 'મા વિના છોકરા-છોકરી બધું નકામું છે !' પછી ઊંડો નિસાસો નાખ્યો.

તેમની વાત સાંભળી રિશાંગની માએ કહ્યું, 'એની મા નથી તો અમે તેને નથી રાખતાં. કેવી વાત કરો છો ?'

હવે જીવન માસ્તરે કહ્યું, 'તમે ખોટું ન લગાડશો. હું તમારી વાત નથી કરતો. પણ મને હંમેશાં એ વાતની બીક રહે છે કે હું નહિ હોઉં પછી કનશેંગનું શું થશે ?'

શારેંગ્લા કહેવા જતી હતી કે હું છું ને. પણ કશું બોલી ના શકી. ત્યાં એકાએક રિશાંગે શારેંગ્લાને કહ્યું, 'તો પછી તું જ કનશેંગની દેખરેખ રાખજે આ દિવસોમાં.'

'ભલે' કહી કનશેંગને તેણે ખોળામાં લેવા હાથ લાંબા કર્યા. પણ કનશેંગ ગયો નહિ. જીવન માસ્તરે તેને છેવટે શારેંગ્લાના ખોળામાં આપી કહ્યું, 'હવે તું આ માસીના ખોળામાં રહે. હું આ વખતે તારે માટે પંખીનાં પીછાંનો મુકુટ લાવીશ.'

'નહિ લાવો તો ?'

'લાવીશ લાવીશ.'

'તો પછી હું શાંગમિયાંગને પકડી લાવવા જાઉં ?' રિશાંગે કહ્યું.

નવાઈ પામી કનશેંગે રિશાંગ તરફ જોયું ! રિશાંગ શું શાંગમિયાંગને પકડી લાવી શકશે ?

ઉખ્રુલની ભાગોળે થઈ વહેતી ઇરિલ નદી સુકાઈ શોષાઈ વિરહિણી પ્રિયાની જેમ અસ્તવ્યસ્ત વેશ ધારણ કરેલી અને મલિન બની ગઈ છે. રિશાંગ ક્ષણેક માટે નદીને કિનારે ઊભો રહ્યો અને પાણીમાં પોતાના પડછાયાને ધ્રૂજતો જોઈ કંપી ઊઠ્યો. જીવન માસ્તરે બાજુના ભોજવૃક્ષ નીચે પડેલું એક પાંદડું લાવી નદીના પ્રવાહમાં ફેંક્યું. પાંદડું વહેતું વહેતું જોતજોતામાં પ્રવાહના વેગમાં અદશ્ય થઈ ગયું. એકાએક જીવન માસ્તરને બ્રહ્મપુત્રનો બળવાન ધીરગંભીર અને વિશાળ જળપ્રવાહ યાદ આવી ગયો.

એટલામાં ત્યાં કેટલાક લોકો આવી પહોંચ્યા. તે લોકો ખેતીનું કામ પતાવી પછી ઉત્સવ વિશે વાતો કરતા આવતા હતા. રિશાંગને જોઈ તે લોકોએ વાત બંધ કરી કહ્યું, 'પાર થઈ જાઓ.'

નદી પાર કરી તેઓ કિનારેના એક રસ્તે આવી પહોંચ્યા. સ્વામીભક્ત ચોકીદારની જેમ આબેઈ એ બાજુએ રિશાંગની રાહ જોતો હતો. એ લોકોએ એ રસ્તે ડગ માંડ્યાં કે તરત આબેઈએ ભસવાનું શરૂ કરી દીધું.

નવાઈ પામી રિશાંગે તેને પૂછ્યું, 'શું થયું આબેઈ ?'

આબેઈના ભસવા તરફ ધ્યાનથી જોઈ એક ભાલાધારી નગા યુવકે કહ્યું,

'આને કદાચ કોઈ દુષ્ટ માણસની ગંધ આવતી લાગે છે.'

રિશાંગની છાતીએ જાણે ઝટકો વાગ્યો. એ ત્યાં જ ઊભો રહી ગયો. તેને શારેંગ્લાના શબ્દો યાદ આવ્યા, અને સાથીદારોને કહ્યા. તેમણે કહ્યું, 'આવી ખબર હોત તો સાથે બંદૂક લેતા આવ્યા હોત.'

'હજી પણ લઈ આવો.' બીજી વ્યક્તિએ કહ્યું.

'હવે ઘણું મોડું થઈ ગયું છે. હાથમાં ભાલો તો છે, જે થવાનું હશે તે થશે, હવે આગળ ચાલો.'

છેવટે બધાએ પગ ઉપાડ્યા. નિર્વિકાર ભાવે જીવન માસ્તર આગળ ચાલતા હતા. આબેઈએ ફરી ભસવાનું શરૂ કર્યું. 'અરે એ, ચૂપ કર. એકી ઝટકે ભાલો ઘુસાડી દઈશ, નહિ ઓળખતો હોય મને !' પહેલી વ્યક્તિએ કહ્યું.

આબેઈ ખરેખરનો શાન્ત થઈ ગયો. તે અને તે લોકો ફરી જંગલના નિર્જન ઊંચે જતા રસ્તે આગળ વધ્યા. રિશાંગે જોયું કે હજી એકાદ માઇલ આમ ને આમ ઊંચે ચડવાનું છે. એકાએક તેણે જીવન માસ્તર તરફ જોયું. તેઓ જાણે દોડતા જતા હતા. તેમને એમ પગ ઉપાડતા જોઈ રિશાંગને સાચે જ તેમના પ્રત્યે સ્નેહ જાગ્યો. આ કઠણ પહાડો ચડવામાં નગાઓ પણ ફેં ફેં થઈ જાય, પણ જીવન માસ્તર તો લહેરથી ચડી રહ્યા છે. તેમના તન કે મન પર કોઈ ભાર જણાતો નથી.

પહાડ પર ચડતાં જીવન માસ્તર એક અપૂર્વ શાન્તિનો અનુભવ કરતા હતા. આ નિર્જન, ઉપર જતા, વાંકાચૂકા પહાડી રસ્તે ચડતાં ચડતાં વચ્ચે વચ્ચે તે આકાશ ભણી જોવાનો આનંદ અનુભવતા હતા. મન, દેહ અને આત્મા જાણે સ્વર્ગની દિશામાં યાત્રા કરી રહ્યાં છે અને સાથે છે ધર્મરાજ યુધિષ્ઠિરનો કૂતરો - આ કલ્પિત સ્વર્ગયાત્રાના ઉચ્છ્વાસમાં તેમનું સમગ્ર અંતર પ્રસન્ન બની ગયું. જીવન માસ્તરનો અશાન્ત આત્મા, તેમનું અશાન્ત જગત અને અશાન્ત મન સકળ થોડી વાર માટે શાન્ત થઈ ગયાં. રસ્તાની બંને બાજુના ભીના ઘાસ પર તે લોકોના પગ પડતાં છપ્ છપ્ અવાજ થતો હતો. લાલ રંગના રસ્તાની માટી પર ધૂળ નહોતી. આ ધ્યાની નીરવ રસ્તે શિયાળાની ઋતુનાં કોઈ ચિહ્ન નહોતાં. માત્ર પવનની એકાદ લહેરખી આવતાં નાહરનાં પાન, પાઈનની રંગીન કળીઓ, વેલના ટુકડા અને પતંગ જેવા પહોળા અજાણ્યા ઝાડનાં પાંદડાં ખરી પડતાં હતાં. રહીરહીને દૂર દૂરથી કેતકી પંખીનો સ્વર સંભળાતો હતો.

ચાલતાં ચાલતાં જ્યારે જીવન માસ્તર પહાડની ટોચે પહોંચી ગયા, ત્યારે થાકી ગયા હતા. એક મોટા ખડક પર તેઓ બેસી ગયા. બીજા લોકો પણ થાક લાગતાં જીવન માસ્તરને અનુસર્યા. એટલામાં આબેઈએ ભસવાનું શરૂ કર્યું. ધીમે ધીમે એનું ભસવાનું વધી ગયું. રિશાંગે પૂછ્યું, 'આબેઈ, તને શું થયું છે ? એક નગા યુવકે કહ્યું,

'લાગે છે કે એને ક્યાંકથી માણસની ગંધ આવી રહી છે.' કહ્યું, કોઈ કશું બોલ્યું

નહિ. પછી એક નગા યુવકે કહ્યું, 'હવે તો જે કોઈ સામે આવે, આવવા દો, પાછા જવાનો હવે વખત નથી.'

પહેલા યુવકે કહ્યું, 'તો હવે ચાલીએ.'

ફરીથી તેઓએ પગ ઉપાડ્યા. જંગલના પાંદડે પાંદડે સૂતેલા ભયનો નિર્જન નિઃશ્વાસ ધ્વનિ તેમને કાને આવતો હતો. માત્ર જીવન માસ્તર એક અનિશ્ચિત ભાગ્યની છત્રછાયામાં આગળ વધવાનો અવસર મળતાં એક અનિર્વચનીય અને ઊંડા આનંદનો અનુભવ કરતા હતા. તેમનું સમગ્ર જીવન એકએકથી ચડિયાતાં દુઃસાહસોની રોમાંચકારી ગતિનો જાણે સરવાળો છે. ભણીગણીને લોકો થાય જજ કે મુનસફ, જીવન બન્યા નગા પહાડોમાં માસ્તર. બીજા લોકો જાતજાતના દાવપેચ લડાવી પોતાથી નાની સુંદર યુવતી સાથે લગ્ન કરી પોતાનું એક ઘર વસાવતા હોય છે, પણ એમણે તો આ બધું છોડી એક નગા કન્યા સાથે લગ્ન કર્યું. આ સમાજમાં તેઓ એક અપવાદ છે. સંપત્તિ, સુખ, શાન્તિ તેમના ભાગ્યમાં નથી, છે માત્ર નવાં સાહસોનો રોમાન્સ. આજે તેઓ ખરેખર પોતાને મુક્ત અનુભવતા હતા. તેમને લાગ્યું કે જીવન તો આગળ ને આગળ જતી એક લાંબી વાટ છે. તેમના જીવનમાં ગતિ સિવાય બીજી કોઈ ગતિ નથી. તેની પરિસમાપ્તિ પણ થશે આ ગતિમાં જ, અકસ્માતે, એ પછી કદાચ ફરી ગતિનો આરંભ થશે. મરણોત્તર વિશાળ બ્રહ્માંડની મોઝાર.

હવે તેઓ નીચે ઊતરવા માંડ્યા. રિશાંગનું મન ધાર પરની ભીની શિલાઓ પર જામેલી શેવાળ, ફૂટતા નેતરનાં નવાં પત્તાં અને મંદારનાં લાલ ફૂલોની નમેલી ડાળીઓ ભણી હતું. આજે એને ઘર છોડીને આવવાની ઇચ્છા ન હતી. તેના હૃદયમાં હતી ખુટિંગ્લાની તસવીર. તેને કહેવા માટે આટલા દિવસથી ભેગી કરી રાખેલી માન-અભિમાન, આનંદ-કૌતુકની વાતોથી તેનું મન છલોછલ હતું, તેના હોઠ પર ખુટિંગ્લાના બે હોઠના સ્પર્શ વિહ્વળતા હતી અને કલ્પનામાં હતી એક સોનેરી ઘરની છબી. આ સૌંદર્યમય પરિવેશમાં ખુટિંગ્લા ન હોવાથી તેનું ખુટિંગ્લા-વ્યાકુળ મન ક્રંદન કરી રહ્યું હતું.

નીચે ઊતરતા ઊતરતા એ લોકો હવે સમતલ પર આવી પહોંચ્યા. અહીં ખેતરોમાં લહરાતી ડાંગરની સોનેરી કલગીઓ જોઈ તેમનું મન એક સહજ આવેગથી આંદોલિત થઈ ઊઠ્યું. લચી પડેલી કલગીઓ પાકવામાં હતી. રસ્તાની બાજુમાં ખેતરોમાં ગામની સ્ત્રીઓ ક્યાંક ડાંગર વાઢી રહી છે. બે-એક પુરુષ વાઢેલી ડાંગરના પૂળા બાંધે છે. તેમને જતા જોઈ કેટલાક લોકો થંભી ગયા. તેમાંથી એકને રિશાંગે ઓળખી કાઢ્યો.

'રેંગુઈ !'

'ગુરુજી, ક્યાં જશો ?'

'હુઇનિંગ'

'સાંભળ્યું છે કે ત્યાં ભારે ધમાલ છે.'

'શાની ?'

'એનભિ અને ફાનિટફાંગે ઘોષણા કરી છે કે એ મીટિંગ કરવા દેવાના નથી.'

'મીટિંગ કેમ નહિ થાય ? થશે જ.'

એ લોકો પછી કંઈ બોલ્યા નહિ. પછી થોડી આમતેમ વાત કરી રિશાંગ લોકો હુઇનિંગ તરફ આગળ વધ્યા. બીજા તેને અનુસર્યા.

અલબત્ત સૌની આગળ હતો આબેઈ. હવે તેમને ફરી પહાડ ચડવાનો હતો. જીવન માસ્તર પોતાની ધૂનમાં કોઈ બસૂરું ગીત ગાતા હતા. રિશાંગ હવે મીટિંગ વિશે વિચારી રહ્યો હતો. ફાનિટફાંગ અને એનાભિ સાથે એની ઘણા વખતથી મુલાકાત થઈ નથી. વિડેશ્યેલી સાથે રહીરહીને એ લોકો હવે કેવા થઈ ગયા છે, એ અંગે એ કહી શકે એમ નથી. કદાચ તેઓ પણ વિડેશ્યેલીની જેમ ઉગ્રવાદી બની ગયા હશે. તેઓને જોઈએ છે એક જુદી જાતની, ન સમજાય તેવી સ્વતંત્રતા — અને તે મેળવવા ઇચ્છે છે નિર્મમ, નિષ્ઠુર લડાઈથી. ના, ના. આ એક રોમાંચકારી ગાંડપણ વિશે એ લોકોને સાવધ કરી દેશે. પછી પોતાનું જે થવું હોય તે થાય.

સૂરજ ત્યારે નમવા માંડ્યો હતો. થોડી વાર ચૂપચાપ ચાલ્યા પછી તેઓ ટોચ પર જઈ પહોંચ્યા. આબેઈ ફરી ભસવા લાગ્યો. તેના વારંવાર ભસવાથી રિશાંગના મનમાં સંદેહ થયો. તેણે આ વખતે સાવધાનીથી જંગલની ચારે તરફ સારી રીતે નજર દોડાવી, પણ કંઈ સમજમાં આવ્યું નહિ. પરંતુ એ વાતનો સંદેહ ન રહ્યો કે કોઈક એમનો આ જંગલમાં છાનેમાને પીછો કરી રહ્યું છે. કદાચ —

તેણે તરત બધા સાથીઓને ભેગા કરી પોતાના સંદેહ વિશે વાત કરી. બધાએ પણ એવી જ આશંકા વ્યક્ત કરી અને સાથે બંદૂક ન લાવવા અંગે પસ્તાવો કરવા લાગ્યા. એકાએક જીવન માસ્તરે કહ્યું કે હવે અહીં મોડું કરવું સારું નથી. ઝડપથી પગ ઉપાડો.'

એ સિવાય બીજો ચારો પણ ન હતો, મન પર આવનારી વિપત્તિનો એક પડછાયો લઈ તેઓ ફરી આગળ વધ્યા. એક ભારે ઉત્તેજનાથી આબેઈ અને જીવન માસ્તર આગળ આગળ જઈ રહ્યા હતા. પાછળ પાછળ રિશાંગ. આમેય એક તો પહાડી રસ્તો હતો, એક એક પગલું સાચવીને ચડવામાં વાર લાગતી હતી. ધીમે ધીમે સાંજ પડી ગઈ. દૂર એક ફર્લાંગ આગે દેખાયું હુઇનિંગ ગામ. રિશાંગની નજરે પડ્યાં ખારા પાણીનાં પહાડી ઝરણાં. તેને હવે હાશનો અનુભવ થયો. હવે આ એક વળાંક છે, વળાંક વટાવતાં જ હુઇનિંગ ગામ.

જીવન માસ્તર થાકી ગયા હતા. બીજા પણ હવે થાક્યા હતા અને ધીમે ધીમે આગળ વધતા હતા. સંધ્યાનાં લાલ કિરણો અરણ્યનાં વૃક્ષોનાં પોલાણોમાંથી સરી રંગોની વીંટીઓ રચતાં હતાં. રિશાંગનું મન હળવું ફૂલ હતું. તેને યાદ આવ્યું કે અત્યાર સુધીમાં કદાચ ખુટિંગ્લા ઉપ્રુલ પહોંચી ગઈ હશે —

એકાએક અણધારી ઘટના બની ગઈ. આબેઈ જોરજોરથી ભસવા લાગ્યો. જીવન માસ્તર તો આત્મવિસ્મૃત બની રસ્તે આગળ ને આગળ વધી રહ્યા હતા. એકાએક કેટલાક માણસો બાજુના અંધારામાંથી રિશાંગ પર કૂદી પડ્યા. તેમની સાથેના બીજા કેટલાકે નગાઓને બંદૂક બતાવીને નિઃશસ્ત્ર કરી દીધા. એ લોકોએ રિશાંગની આંખે

અને મોઢે પટ્ટીઓ બાંધી દીધી અને પેલા નગાઓને ત્યાંથી તરત જતા રહેવા કહ્યું. જો ન જતા રહે તો મારી નાખવાની ધમકી આપી. રિશાંગના સાથીઓએ તેમને રિશાંગને છોડી મૂકવા વિનંતી કરી, પણ તેનું કંઈ પરિણામ ન આવ્યું. તેમણે રિશાંગને છોડ્યો નહિ.

ત્યાં આબેઈ અને જીવન માસ્તર દોડતા પાછા આવ્યા.

'રિશાંગને છોડી દો.'

'તું કોણ છે ?' એક રાઈફલવાળાએ કરડાકીથી પૂછ્યું.

'હું જીવન માસ્તર છું.'

'તું અહીં કેમ આવ્યો છે ? આ નગાઓ સાથે રહીને શું કરીશ ?'

'હું પણ નગા છું. હું વિડેશ્યેલીનો બનેવી છું.'

'તોય નહિ બને. રિશાંગને પકડવા માટે વિડેશ્યેલીએ પોતે અમને કહ્યું છે.'

'એને છોડી દે.'

'નહિ.'

'છોડવો જ પડશે.'

'નહિ છોડીએ.'

એકાએક આબેઈએ કૂદકો મારી બે માણસનું ગળું પકડી લીધું. એ સાથે બીજા કોઈએ એને ગળેથી પકડી નીચે ખેંચ્યો. અને ભાલાનો પ્રહાર કરી આબેઈને નીચે નાખ્યો. વેદનાથી આબેઈ ઢળી પડ્યો. જીવન માસ્તરથી આ જોયું ન ગયું, તેમ ઉત્તેજિત થઈ રિશાંગને છોડાવવા ગયા. પણ પેલા લોકોએ તેમને પણ રિશાંગની જેમ બાંધી દીધા. એ પછી એ બંનેને ખભે નાખી અંધારામાં અદશ્ય થઈ ગયા.

રિશાંગની સાથે આવેલા લોકો અસહાય બની દેડકાના મૂતરથી પલળેલી ગાય*ની જેમ થરથર કંપતા રહ્યા. એ પછી તેઓ ખબર આપવા ગામમાં ગયા. ગાઢ અંધારામાં એ લોકોને તેઓ ઓળખી શક્યા નહોતા. તેઓ રિશાંગ અને જીવન માસ્તરને કઈ દિશામાં લઈ ગયા, તે પણ કહી શક્યા નહિ. ગાઢ અંધારામાં એ લોકો તો જાનવરની જેમ રસ્તો ખોળી લે છે. હા, તેઓ જાનવર છે —

ત્યાં એકલો પડી રહ્યો આબેઈ, — વિશ્વાસુ, સ્વામીભક્ત, એક લડવૈયો. કેટલીક વાર પીડાથી કણસતો કણસતો તે જેમતેમ ઊભો થયો. પછી ધીમે ધીમે પણ દઢતાપૂર્વક રિશાંગને લઈ જનાર ટોળકીનાં પગલાં સૂંઘતો સૂંઘતો આગળ વધ્યો. ભાલાની અણી પાછલે પગે નીચેના ભાગમાં વાગી હતી, જેથી તે લંગડાતો લંગડાતો ચાલતો હતો, એક ઠંડાં પવનના ઝાપટાએ સુમસામ જંગલને ખળભળાવી દીધું.

---

* અસમમાં એવી લોકમાન્યતા છે કે છલાંગ મારતો દેડકો જો કોઈ જાનવર પર મૂતરે તો તે જાનવરને ટાઢિયો તાવ ચડી જાય છે અને તે થર થર કંપવા લાગે છે. – અનુવાદક.

# 21

રસ્તે થયેલા અકસ્માતની વાત સાંભળીને દૂર દૂરના ગામેથી ભેગા થયેલા લોકો શોકાતુર બની ગયા. બધાએ વિડેશ્યેલી, ફાનિટફાંગ અને એનભિનો ધિક્કાર કર્યો અને એનો પ્રતિકાર કરવા માટે તૈયાર થયા. પણ કેવી રીતે આ પ્રતિકાર કરવો એ બાબતે કશું નક્કી કરી શકતા નહોતા. પરંતુ જીવને જોખમે પણ ટાંખુલ નગા ગામમાં વિડેશ્યેલીના પ્રભાવને રોકવા તૈયાર થયા. બીજે દિવસે તેઓ ફરી ઉખ્રુલમાં ભેગા થયા અને ખાટિંગની પાસે સમાચાર મોકલ્યા કે તે જેમ બને તેમ જલદી પાછો પહોંચી જાય. આ બાજુએ ખાઈખોએ અસમ રાઈફલ્સની એક ટુકડી મોકલીને રિશાંગની શોધ કરાવી.

રિશાંગના અપહરણના સમાચાર જ્યારે તેની માને મળ્યા ત્યારે તે એકદમ ગાંડા જેવી થઈ ગઈ. એટલે સુધી કે કનસેંગની પહેલાં જેમ ખબર રાખવાનું પણ તેને માટે મુશ્કેલ બની ગયું. છેવટે શારેંગ્લાને કનસેંગને પોતાની છાતીએ વળગાડી કેટલાય દિવસ રિશાંગની મા સાથે રહેવું પડ્યું. તે દિવસે રિશાંગને જવા દીધો એ વાતે તે મનમાં ને મનમાં પછતાવા લાગી. તેની પેલી થોડી દુર્બળતાને લીધે જ તેને પોતાના જીવનના એક માત્ર શ્રદ્ધાપાત્ર અને મિત્ર રિશાંગને ખોવા વારો આવ્યો અને શું તેણે એકલીએ ખોયો છે ? તેની મા પોતાના એકનાએક છોકરાને ખોઈ બેઠી છે અને તેમનો સમાજ તેમના એકમાત્ર સાચા સેવકને. સાથે સાથે ખુટિંગ્લાએ...

તે લોકોએ અત્યાર સુધીમાં તો તેને મારી નાખ્યો હશે તો ? પોતાના વાળ ધોતાં ધોતાં ખુટિંગ્લા વિચારતી હતી. તે દિવસે સ્મૃતિવિજડિત નદીને તટે સ્નાન કરતી વેળા ખુટિંગ્લાને થયું હતું કે જાણે તેના શરીરે દાહ લાગ્યો છે, હૈયું જાણે હાહાકાર કરી રહ્યું છે. કેટલી બધી આશા હતી મનમાં — આવતાં જ એની સાથે આગામી ખ્રિસ્તી માસે મિલન ઉત્સવ બાબતે મન ખોલીને વાતો કરશે, પણ અહીં આવ્યાને બીજે જ દિવસે આ દુર્ઘટના બની ગઈ, જેને લીધે હવે —

ના, એ વાત વિચારતાં જ તેને બીક લાગે છે. તે મનોમન રિશાંગના કુશળમંગળ માટે પ્રાર્થના કરવા લાગી.

માથું ધોઈ વાળ સારી રીતે બાંધી લીધા પછી ખુટિંગ્લાને જરા હળવું લાગ્યું. તેણે જાણે તાજગીનો અનુભવ કર્યો. પણ મન તો વહેલી સવારે વનજંગલમાં પડેલા બરફની જેમ જામેલું રહ્યું. દુઃખથી છાતી ફાટ ફાટ થાય છે, પણ એક ટીપું આંસુ

બહાર નથી પડતું.

તે ઊભી થઈ. ઘડામાં પાણી ભરીને કેટલુંક ઊંચે ચઢી. કાલથી તેમના ગામમાં નવાન્નનો ઉત્સવ શરૂ થશે. ઘેર ઘેર માંસ પકાવ્યું હશે, ભોજન થશે. મલ્લકુસ્તીના દાવ થશે. દોરડાખેંચની રમત રમાશે.

ગામના બધા લોકો બે દિવસની રજા લઈ ખેતીમાં થયેલ કઠિન શ્રમનો થાક દૂર કરશે. પરંતુ રિશાંગ વિના તેના હૃદયમાં તો ઉત્સવનો આનંદ છે જ નહીં. હજુ થોડી વાર પહેલાં જ માએ તેને ગામમાં જઈ મિથુન અને ડુક્કરના માંસનો, પોતાના કુટુંબનો ભાગ લઈ આવવા કહ્યું હતું. પરંતુ તે ગઈ નહીં. જાય પણ કેવી રીતે ? રિશાંગ વિના તો તેનું મન આગ લાગેલા કાશ ના સૂકા જંગલ જેવું થઈ ગયું છે. જ્યાં બધું જ બળીને —

રિશાંગનું થયું શું ?

ચોક્કસ ફાનિટફાંગ વગેરેએ જ તેને રસ્તામાં પકડી લીધો છે. તે સૂમસામ રસ્તા પર થોડી વાર સુધી તે ધીરે ધીરે આગળ વધતી છેવટે એક કાંટાળા વૃક્ષ નીચે પહોંચી. ત્યાં જ અચાનક બાજુની એક ઝાડીની આડશે સંતાયેલ કોઈ વ્યક્તિનો અવાજ તેના કાને સંભળાયો — 'ખુટિંગ્લા ?'

નામ સાંભળતાં જ તેણે તે બાજુ નજર નાખી તો જોયું કે ખૂબ જ થાકેલી હાલતમાં ફાનિટફાંગ ખાખી વર્દી પહેરી, ખભે બંદૂક મૂકી, તેનાથી એટલે દૂર અને એવી જગ્યાએ સંતાઈને ઊભો છે કે જ્યાંથી તે પોતાને સુરક્ષિત રાખી શકે. ત્યાં જ ઊભો ઊભો તે હાથ હલાવી સંકેત દ્વારા ખુટિંગ્લાને પોતાની પાસે બોલાવી રહ્યો છે. ભયને લીધે ખુટિંગ્લાના શરીરનું રુંવેરુંવું કાંપી ઊઠ્યું. તે ઝડપથી ઘર તરફ નાસી જવા ચાહતી હતી, પરંતુ ત્યાં જ ફાનિટફાંગે અત્યંત કરુણ અવાજમાં વિનંતી કરી — 'ખુટિંગ્લા, ડરવાની કોઈ જરૂર નથી. જરા આમ આવ તો !'

તેની વાત પર વિશ્વાસ મૂકી તેણે ઘડાને વૃક્ષની આડશે એવી રીતે મૂક્યો કે કોઈ જોઈ ન શકે. પછી કોઈ પણ આનાકાની કર્યા વિના તે ઝાડીની આડશે ચાલી ગઈ. ત્યાર બાદ તેઓ બંને તે અત્યંત ગાઢ જંગલમાં થોડી વાર તે જ રીતે આગળ વધતાં રહ્યાં. છેવટે, તેણે એક મોટી શિલાના છાંયે તેને બેસી જવા જણાવ્યું. એક નાનકડી અબોધ બાલિકાની જેમ તેના કહેવા મુજબ તે ચૂપચાપ બેસી ગઈ. ફાનિટફાંગની વાણી, ચહેરાના હાવભાવ અને આચરણમાં એક એવો સહજ સ્વાભાવિક કરુણ ભાવ પ્રકટ થતો હતો કે ખુટિંગ્લા કોઈ રીતે પણ વિશ્વાસ કરી શકતી ન હતી કે હવે તે એક ખૂંખાર માણસ છે.

'ગામમાં ક્યારે પાછી આવી ?'

'ચાર દિવસ પહેલાં. તું ક્યાંથી આવ્યો ?'

ફાનિટફાંગનો ચહેરો કાળો પડી ગયો. તેણે અત્યંત નિઃસહાય ભાવે ખુટિંગ્લાના કોમળ કળીથી ખીલી વિકસિત થયેલ ફૂલ જેવા પ્રસન્ન, કાંતિમય, સુંદર અને મનમોહક ચહેરા સામે જોયું અને એક નિસાસો નાખ્યો. તેણે મનમાં વિચાર્યું કે આ કોમળ

મધુર ચહેરાને તેણે હૃદયપૂર્વક પ્રેમ કર્યો હતો. કર્યો શું હતો ? આજે પણ પ્રેમ કરે છે. પરંતુ આ પણ એક કટુ સત્ય છે કે ખુટિંગ્લા તેને બિલકુલ ચાહતી નથી. કોઈ પણ તેને ચાહતું નથી. ખુટિંગ્લા પણ પ્રેમને બદલે તેના પર કરુણા જ રાખે છે અને શારેંગ્લા પણ તેના તરફ કરુણા જ રાખે છે, પ્રેમ નહીં. અને મનમાં આ ભાવો જાગતાં જ તે મનોમન પોતાની જાતને ધિક્કારવા લાગ્યો. તેણે વિચાર્યું કે — તેના પ્રાણોના સ્પંદનમાં, મનમાં, શરીરમાં, રગેરગમાં સર્વત્ર પૌરુષશક્તિ વિદ્યમાન છે, પરંતુ આમ હોવા છતાં તેણે અનુભવ કર્યો છે કે જ્યારે પણ તે કોઈ નારી પાસે થોડો પ્રેમ, થોડી પ્રેરણા, તેના પુરુષત્વને જગાડનાર થોડા કોમળ કે ઉત્તેજક સ્પર્શને મેળવવા ચાહે છે અને તે ઇચ્છાથી કોઈ નારીની નિકટ જાય છે, ત્યારે તેનું શિશુ-સુલભ આચરણ તે નારીના હૃદયમાં માતૃત્વની ભાવનાને ભરી દે છે. પરિણામે કોઈ પણ નારી તેને પોતાના સમવયસ્ક પ્રેમીના રૂપમાં સ્વીકારતી નથી અને આજે પણ તેણે આ જ વાત અનુભવી. તેણે જોયું કે — હમણાં થોડી વાર પહેલાં જ તેને જોઈને ખુટિંગ્લાના ચહેરા પર ભય અને દહેશતની જે રેખાઓ ઊપસી આવી હતી, હવે જ્યારે તેણે વિશ્વાસ અપાવી દીધો છે કે તેણે ડરવાની કોઈ જરૂર નથી, ત્યારે ભયના બદલે હવે ખુટિંગ્લાના ચહેરા પર તેના માટે સ્નેહ, મમત્વ અને દયાનો ભાવ ઊપસી આવ્યો છે. એમ લાગે છે જાણે આ પૃથ્વી પર તે એક નાનું બાળક જ રહેશે. બીજાઓની સામે તો શું, સ્વયં વિડેશ્યેલી સામે પણ તેની દૃષ્ટિમાં તે નાનું બાળક જ છે.

આ લડાઈ આખરે શા માટે તેઓ લડી રહ્યા છે ? શા માટે તે નગા નવયુવકોને મૃત્યુના મુખમાં ધકેલી દઈ રહ્યો છે ? સ્વાધીનતા પ્રાપ્ત થઈ જતાં જ છેવટે તેઓનું શું થશે ? આ બધાનો કોઈ ઉત્તર તે જાણતો નથી. તેનો મર્મ તે સમજી શકતો નથી. તે તો બસ એટલું જાણે છે કે તેણે વિડેશ્યેલીના આદેશોને માનીને, તેની આજ્ઞા પ્રમાણે જ આચરણ કરતા રહેવાની જરૂર છે. પરંતુ આ પ્રકારના આદેશોને માનતાં માનતાં, તેના ઇશારા પર નાચતાં - નાચતાં હવે તે થાકી ગયો છે. હવે વધુ નથી નાચી શકાતું એનાથી. આજે તેને લાગે છે કે તેની અંદર પણ એક મનુષ્ય છે, જે પોતે પોતાની મેળે વિચારવા ઇચ્છે છે, પોતાની મરજી પ્રમાણે કામ કરવા ચાહે છે, અને પોતાને યોગ્ય નારીનો સ્વાભાવિક પ્રેમ પ્રાપ્ત કરવા ઇચ્છે છે. પરંતુ તેનું પોતાનું વ્યક્તિત્વ જે ખરેખર બીજાઓના નિયંત્રણમાં છે, તે જેલખાનાની કેદમાંથી પોતાના વ્યક્તિત્વને મુક્ત કરાવી લેવાની શક્તિ તેનામાં નથી.

સેનાના ગુપ્ત સૈનિકનું જીવન જીવવાની બાધ્યતાએ કે અસામાજિક પ્રેમનું ચોરી-છૂપીથી પાલન કરતાં કરતાં લોકનિંદિત પ્રેમે તેને અંદરના એક એવા નરકમાં ધકેલી દીધો છે કે જે નરકમાં પડીને તે મનુષ્યને એક પશુ સિવાય બીજા કોઈ સારા રૂપમાં જોઈ જ શકતો નથી.

તે હંમેશાં કામના કરતો રહ્યો છે એક એવા આશ્રયસ્થાનની, જ્યાં આશરો મેળવી તે પ્રેમ, પરિતૃપ્તિ અને પુરુષત્વ બોધના તમામ ભાવોને એકસામટા જ મેળવી લે.

સાથે જ, તેનું મન વ્યાકુળ બની એક એવા ગંભીર આશ્વાસન માટે રડી ઊઠ્યું હતું, એક એવા આધાર માટે, જે આધારની છાયામાં તેનો શક્તિહીન આત્મા શાંતિનું મધુર અમૃત મેળવી શકે. હવે ફરી ખુટિંગ્લાને પોતાના પરમ આત્મીયજનના રૂપમાં, બિલકુલ પોતાની નિકટ વ્યક્તિના રૂપમાં મેળવી લેવા તેનું મન આતુર બની ગયું. તેના મુખમંડળ તરફ તેણે જે ઉમળકાથી જોયું કે તરત જ તેના મનમાં એવો ભાવ જાગ્યો કે તે જે શ્રેષ્ઠ આશ્રય માટે જીવનભર ભટકતો રહ્યો છે, તે અભિલષિત આશ્રય તો આજે બિલકુલ તેની સામે જ આવી ઊભો છે, બિલકુલ પાસે, બસ પોતાના બંને બાહુ ફેલાવી તેને પોતાના આલિંગનમાં લેવા માત્રની જ તો જરૂર છે.

'ખુટિંગ્લા, શું તું મારી વાત સાંભળીશ ?'

'સાંભળી ચૂકી છું, તું વિડેશ્યેલીની પાછળ પાછળ જઈ લાગ્યો છે, તેનો જ સમર્થક બની ગયો છે. કેમ ખરું ને ?' અત્યંત તિરસ્કારપૂર્ણ સ્વરે ખુટિંગ્લાએ કહ્યું.

આ વાતે ફાનિટફાંગ કાંઈ ન બોલ્યો. પરંતુ તેના હૃદયમાં એ ભાવના જાગી કે એક દિવસ આ જ નવયુવતીનો પ્રેમ મેળવવાનો તેણે યથાસંભવ પ્રયાસ કર્યો હતો. અને જ્યારે તે તેને મેળવી ન શક્યો, તો તે અસફળતાને કારણે જ એક દિવસ તેના હૃદયમાં જ્વાળા ભડકી ઊઠી હતી. ગંભીર નિરાશાની એક પ્રચંડ આગ. પોતાના હૃદયમાં ધધકતી આ જ્વાળાને તે જ્યારે કોઈ પણ રીતે ઓલવી ન શક્યો, ત્યારે તેને પોતાના હૃદયમાંથી બહાર કાઢી નગા-ક્ષેત્રના બધા જ નગાઓના ઘેર ઘેર આગ લગાવી દેવા ચાહે છે. હવે આ વાતને વધુ છુપાવીને રાખી શકાશે નહીં. હા, એ વાત બિલકુલ સત્ય છે કે વિડેશ્યેલીની માફક તે કોઈ સ્વાધીનતા સંગ્રામમાં કૂદી પડ્યો ન હતો. ખરેખર તો તે આ સંગ્રામમાં કૂદી પડ્યો હતો પોતાના સમસ્ત જીવનમાં એકત્રિત થતી રહેલી તમામ વેદનાઓ, પોતાની ઉપેક્ષા, તિરસ્કાર અને યાતનાઓના પડ પર પડ જામેલ પીડાની અનુભૂતિઓનો એક સહજ-સરળ પ્રતિકાર લઈ શકવાની આશામાં, સહેલાઈથી બદલો લઈ શકવાનો માર્ગ મેળવી લેવાની ઇચ્છાથી.

'હા, હા. પરન્તુ...' ફાનિટફાંગની જીભ થોથવાવા લાગી. તે પોતાની વાત પૂરી કરી શક્યો નહીં.

'પરંતુ શું ?'

ફાનિટફાંગે નોંધ્યું કે ખુટિંગ્લાની બંને આંખો ક્રોધથી લાલ થઈ ઊઠી છે. ત્યારે તેણે કહ્યું — 'માત્ર અન્તર્યામી પરમાત્મા જ જાણે છે કે તે દિવસે મારી કેવી અવસ્થા થઈ ગઈ હતી, જે દિવસે તેં મને...."

ખુટિંગ્લા બોલી ઊઠી — 'તું સારી રીતે જાણીજોઈને પણ મારી પાસે એવી જ વસ્તુ માગીશ, જે હું કદાપિ આપી શકતી નથી. તો હું શું એવી વસ્તુ તને આપી શકીશ ?'

'તે વિશે તો હું કંઈ કહી શકતો નથી. ભલે તું રિશાંગને અત્યંત ચાહતી હોય, પરંતુ શું આ જ કારણે મારી ઉપેક્ષા કરવી જોઈએ...'

ફાનિટફાંગ પોતાની વાત હજુ પૂરી કરી શક્યો ન હતો ત્યાં તો ખુટિંગ્લા વાઘણની જેમ ગર્જી ઊઠી - 'તું તો શું આ બધી વાતો જ કરવા જ આવ્યો છે ? બધી છોકરીઓને શારેંગ્લા માની બેઠો છે. શું ?'

ઉત્તરમાં ફાનિટફાંગે ખૂબ ધીમેથી દબાયેલા અવાજે કહ્યું —

'શારેંગ્લાની વાત છોડ. તેની તો વાત જ જુદી છે.'

'તારી સાથે તેનો શો સંબંધ છે ? આખું ગામ જાણે છે. પણ હું કાંઈ શારેંગ્લા નથી. ખુટિંગ્લા છું — તે યાદ રાખજે.'

તેની વાતોથી ફાનિટફાંગના હૃદયમાં ઊંડો આઘાત લાગ્યો. તેણે તે વિશાળ શિલાની નીચેની ગુફામાં બેસીને પોતાના ઘાયલ મનને દિલાસો આપવાના અભિપ્રાયથી એક સિગારેટ સળગાવી અને પીવા લાગ્યો. થોડી વાર બંને મૌન જ રહ્યાં. ફાનિટફાંગે ઊંડાણપૂર્વક અનુભવ્યું કે હવે સમાજના સામાન્ય મનુષ્યની જેમ પોતાના હૃદયના ભાવોને વ્યક્ત કરી શકવાનો પોતાનો અધિકાર ખોઈ ચૂક્યો છે. જે પ્રકારના કામ કરવાથી મનુષ્યના જીવનમાં સજ્જન કહેવાવાની શક્યતા જ નથી રહેતી, તે પ્રકારના દુષ્કર્મો તે કરી ચૂક્યો છે. અને પરિણામ એ આવ્યું છે કે આજે તે એક ભ્રષ્ટ મનુષ્ય બનીને રહી ગયો છે. હવે તેના હૃદયના પ્રેમ અને તેની માનવીય સત્તા (અસ્તિત્વ)નું કોઈ મૂલ્ય રહ્યું નથી.

ધીરજ ખોઈને, અકળામણ અનુભવતી ખુટિંગ્લાએ કહ્યું — 'તો હું જાઉં હવે ?'

'સારું, તું રિશાંગને બેહદ ચાહે છે ?'

'એથી તને શું ?'

અચાનક એક ઉત્તેજક આવેગથી ફાનિટફાંગ અટ્ટહાસ્ય કરી ઊઠ્યો. એટલું મોટું હાસ્ય કે જેથી તે સૂમસામ જંગલ ઝણઝણી ઊઠ્યું. એવું હાસ્ય જાણે તે ભૂલી ગયો કે તે એક ભાગેડુ વિદ્રોહી સૈનિક છે જે આ ભરબપોરે એક ગામ પાસેના જ એક જંગલમાં બેઠો વાતો કરી રહ્યો છે. એક એવા ગામ પાસે કે જ્યાં સરકારી ગુપ્તચર સિપાઈ ખૂણેખૂણો શોધતા તેનો પીછો કરી રહ્યા છે.

'તો તેં મારી મજાક કરવા જ મને અહીં નિર્જન એકાન્તમાં બોલાવી છે ?'

'તારો કહેવાનો મતલબ ?'

'મતલબ એ કે રિશાંગને તમે લોકો જ ઉઠાવી લઈ ગયા છો.'

ફાનિટફાંગ અચાનક અતિગંભીર થઈ ગયો, બોલ્યો —

'ઠીક છે. લઈ તો ગયા, પરંતુ તેથી શું ?'

'શું થયું ?' — ખુટિંગ્લાએ વ્યંગ અને તિરસ્કારના સ્વરે કહ્યું.

'માણસોને પકડી લઈ ઉઠાવી જવા અને પછી તેમની હત્યા કરી દેવી જ તમારા લોકોનું કામ છે. ખરું કે નહીં ?'

'લડાઈના સમયમાં આવું તો થાય છે જ.'

'કેવા પ્રકારની લડાઈ લડી રહ્યા છો ? કઈ વાતની લડાઈ છે આ ?'

'સ્વાધીન થવા માટેની, પોતાની સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટેની.'

'કેમ ?' સ્વાધીનતા તો આપણે મેળવી જ ચૂક્યા છીએ.

ફાનિટફાંગ કાંઈ ન બોલ્યો. તેણે મનમાં વિચાર્યું — એક નવયુવતી સાથે આ વિષય પર તર્ક કરવાથી શો લાભ ? અને તેથી પણ મોટી વાત એ છે કે સહજ સરળ ભાષામાં એક નવયુવતીને સાચા રૂપે સ્વાધીનતાનો મર્મ સમજાવવાની તેનામાં ક્ષમતા પણ નથી.

ખુટિંગ્લાએ ફરી પૂછ્યું — 'રિશાંગ અત્યારે ક્યાં છે ?'

'નગા-પર્વતમાળાની કોઈ વિદ્રોહી શિબિરમાં.'

ખુટિંગ્લા પછી કંઈ ન બોલી શકી. તેના હૃદયમાં એક આતંક પેદા થઈ ગયો. કોણ જાણે અત્યારે આ ક્ષણે તેઓ તેની સાથે કેવો કઠોર વર્તાવ કરી રહ્યા હોય. જો તેને રસ્તા પરથી જ પકડીને ઉઠાવી લઈ જઈ શકતા હોય, તો જાનથી મારીને ફેંકી દેતાં પછી કેટલી વાર ? યુદ્ધના સમયે મનુષ્ય મનુષ્યને શિકાર કરવા લાયક જાનવર કે પક્ષીઓની જેમ ઘાત લગાવીને મારી શકે છે. આવાં કામોમાં રોકનાર કે અટકાવનાર પણ કોઈ નથી. હવે શું થશે રિશાંગનું ? હવે તે પાછો ફરશે કે નહીં ? બની શકે છે કે...'

'બહુ ડર લાગે છે કે શું ?'— હળવા વ્યંગના સૂરે ફાનિટફાંગે પૂછ્યું.

'શું ખરેખર તમે લોકો તેને મારી જ નાખશો ?' — ડરથી કાંપતાં ખુટિંગ્લાએ પૂછ્યું.

'આ બાબતે હું કંઈ જાણતો નથી.'

'તો પછી બીજું કોણ જાણે છે ?'

'વિડેશ્યેલી.'

'તે ક્યાં છે ?'

'કેમ ? તારે તેથી શું ?'

'હું તેને પાછો લાવવા ઇચ્છું છું, ફાનિટફાંગ' — પોતાના હૃદયના ગોપનીય ભાવોને હવે તે વધુ છુપાવી ન શકી. તે ઘડીએ તે રિશાંગને છોડાવી લેવા માટે એટલી આકુળવ્યાકુળ બની હતી કે બીજી બધી વાતો ભૂલીને પોતાના હૃદયની તમામ ભાવનાઓના પ્રબળ આવેગને વશ થઈ તે ફાનિટફાંગને વિનવવા બાધ્ય થઈ ગઈ. જ્યારથી તે ઉખ્રુલ આવી છે, ત્યારથી તેના મનમાં બસ આ જ એક ચિંતા સમાયેલી છે.

તેના પ્રેમ વ્યાકુળ હૃદયની પ્રબળ ઇચ્છા અને તે પ્રમાણે જ કરવામાં આવેલ વિનંતી સાંભળીને ફાનિટફાંગ થોડી ક્ષણો સુધી એમ જ સ્તબ્ધ થઈ રહ્યો. હવે તેણે સારી રીતે જાણી લીધું કે ખુટિંગ્લાના હૃદયમાં તેના માટે તલમાત્ર પણ જગ્યા નથી. તેના પોતાના હૃદયમાં ખુટિંગ્લા માટે જે પ્રેમની પ્રબળ જ્વાળા જલી રહી છે, તે દૂર સ્થિત પર્વત પર લાગેલી જ્વાળાની જેમ સ્વયં પોતે જ જલી રહી છે, તેની સહેજ પણ આંચ ખુટિંગ્લાના હૃદય પર લાગી શકતી નથી. તેનું હૃદય દ્વેષથી ઉદ્વિગ્ન બન્યું. પરંતુ, આ તપન થોડી વાર રહી. તેની બીજી જ ક્ષણે તેના મનમાં પોતાના માટે જ

ધિક્કારભાવ ભરાઈ આવ્યો. તેણે વિચાર્યું કે કોણ જાણે તેનું નિર્માણ કરતી વખતે જ ઈશ્વરે જાણીજોઈને તેને મનુષ્ય સુલભ કેટલીક શક્તિઓથી વંચિત કરી દીધો હોય. આખરે શા માટે ? તે રિશાંગની જેમ ભાગ્યશાળી ન થયો ? રિશાંગને યૌવન મદમાતી નવયુવતીઓ પ્રેમ કરે છે. એટલે સુધી કે પતિતા સ્ત્રી પણ તેને ચાહે છે અને તેમનો આખો સમાજ તેનો આદર કરે છે. પોતાના પિતાની હત્યા કરનારને રિશાંગે કોણ જાણે કેમ માફ કરી દીધો, તેના વિરુદ્ધ બદલો લેવાની કોઈ કાર્યવાહી કરી નહીં. આવું તેણે શા માટે કર્યું ? આ વિશે તે કંઈ કહી શકતો નથી, પરંતુ એટલું તો સ્પષ્ટ જ છે કે તે પછી સમાજના બધા લોકો તેને એક ભિન્ન પ્રકારની, વિશેષ દૃષ્ટિથી જોવા લાગ્યા છે. ગાઠિંખુઈથી તેમણે કરેલ અપરાધનો બદલો ન લેવામાં ખરેખર તેની પોતાની દુર્બળતા કારણ હતી કે પછી ખુટિંગ્લા પ્રત્યે તેના હૃદયમાં જે ઊંડો ભાવ હતો તે ? તેની જ પ્રતિક્રિયા રૂપે તે કંઈ કરી શક્યો ન હતો. આ મુદ્દા પર લોકોએ ધ્યાન કદી આપ્યું નહીં. એ સ્પષ્ટ છે કે વિડેશ્યેલીની જેમ અત્યંત દુર્ગમ એકાન્તમાં અજ્ઞાતવાસ કરીકરીને એક પ્રબળ યુદ્ધ કરતા રહેવાનું સાહસ કદાચ રિશાંગમાં નથી. તોપણ સામાન્ય જનો રિશાંગ પ્રત્યે આદરભાવ રાખે છે, તેના આદેશોને સન્માન આપે છે.

માત્ર રિશાંગે બોલાવ્યા હતા, આહ્‌વાન આપ્યું હતું, બસ એટલા માત્રથી જ તે દિવસે હુઇનિંગ ગામમાં અનેકાનેક ગામોથી જનતા ઉમટી પડી હતી અને આવી આવીને ત્યાં એકત્રિત થઈ ગઈ હતી. લોકોને તેનાથી રોકી રાખવાના, સભામાં તેમને જવા ન દેવાના ફાનિટફાંગ અને તેના બધા સાથીઓના દરેક પ્રયત્નો નિષ્ફળ બન્યા. લોકોએ તેની કોઈ વાત કાને ધરી નહીં. તે દિવસે તે આ વિચારીને આશ્ચર્યચકિત રહી ગયો કે આખરે શું વાત છે કે લોકો રિશાંગના શાન્ત, શિષ્ટ અને એક પ્રકારે સ્ત્રીઓ જેવા ડરપોક માર્ગ પ્રત્યે આકૃષ્ટ છે ? તેની તુલનામાં તો વિડેશ્યેલી એક મહાન વીર યોદ્ધો છે. તે નાજેકનો સૌથી યોગ્ય ઉત્તરાધિકારી પ્રતિનિધિ છે. નગા-જનતાને નગાભૂમિના વાસ્તવિક માલિક બનાવવા માટે વિડેશ્યેલી જે પ્રયત્નો કરી-કરાવી રહ્યો છે, તેનો જોટો તો આખા ઇતિહાસમાં ક્યાંય જડે તેમ નથી. નગા લોકો જો નગા બનીને જ રહેવા માગતા હોય તો પછી યુદ્ધ સિવાય બીજો કોઈ ઉપાય નથી. પરંતુ વિચિત્રતા તો એ છે કે નગા લોકો રિશાંગની જ વાત સાંભળે છે, તેની જ સલાહ માની રહ્યા છે. લાગે છે કે લોકો આજકાલ યુદ્ધના નામે જ ભયભીત થઈ જાય છે. વિનાશ અને ત્યાગની મૂર્તિ જોતાં જ બેહાલ થઈ વિચલિત બની જાય છે. આ બધા ઇચ્છે છે — સહજ-સરળ શાન્તિ, કોઈ વિઘ્ન-બાધા વિના સતત થયા કરતી ઉન્નતિની દશા અને પ્રેમથી ભર્યોભાદર્યો એક ઘરસંસાર. હજુ હમણાં જે બીજા વિશ્વયુદ્ધનો મહાસંગ્રામ માથેથી પસાર થયો છે. તેણે ઘણા લોકોના ઘરસંસાર વેર-વિખેર કરી નાખ્યા. ઘણાના પ્રેમ-પ્રીતિભર્યા ઘરોમાં આગ લગાવી દીધી. કદાચ શારેંગ્લા તેનું સૌથી જ્વલંત ઉદાહરણ છે, એક જીવંત સાક્ષી છે તે ક્રૂરતાઓની. અને આજે જે આ સ્વાધીનતા સંગ્રામ ચાલી રહ્યો છે તેણે ફરીથી બધું નષ્ટ થવાનો

સંકેત આપ્યો છે. આટલા માત્રથી મનુષ્યોના સુખચેન હરામ થયાં છે. ખુટિંગ્લાની આંખોમાં, તેના ચહેરાની એક-એક રેખાઓમાં તે અધીરતા, અસ્થિરતા અને વિહ્વળતા સ્પષ્ટ ઝળકી ઊઠી છે.

પરંતુ તે જ એક એવો છે જે અપવાદ છે. બીજાઓની ભાવનાઓથી બિલકુલ અલગ. તે મહાયુદ્ધે અને તે પછી ફેલાયેલ મહામારીએ તેના પોતાના ઘર-બારને તો વેરણછેરણ કરી સ્મશાન બનાવી દીધું. ખેતી યોગ્ય જે જમીન હતી, તેને વિમાનોના તોપના ગોળાઓએ, તેના હૃદયમાં પ્રેમની જે મનમોહક કલ્પનાઓની તરંગો ઊઠતી હતી, તેને ખુટિંગ્લાએ નિર્દયતાપૂર્વક ઠુકરાવી દીધી. પરિણામ એ આવ્યું કે આ બધા દુઃખોથી વ્યાકુળ થઈ તેણે પોતાના જીવનને અકાળે જ સમાપ્ત કરી દેવાનો નિશ્ચય કર્યો. તે જ સમયથી તે પોતાના મૃત્યુની ઇચ્છા કરવા લાગ્યો, પરંતુ તેમ ન કરી શક્યો. તે દરમ્યાન વિડેશ્યેલી આવી પહોંચ્યો અને તેને પોતાની સાથે લઈ ગયો, તે ઘનઘોર જંગલની વચ્ચે આવેલા પોતાના ગુપ્ત અડ્ડાવાળા શિબિરમાં. એક એવા શિબરમાં કે જ્યાં નિયમોના પાલનની કટ્ટરતા, એક નિશ્ચિત પરિપાટીમાં બંધાઈ રહેવાની બાધ્યતા, કોઈ પણ દશામાં કોઈનાય પ્રત્યે દયા કે મમતાની ભાવના ન આવવા દેવાની નિષ્ઠુરતા જ છે. પ્રેમ કે પ્રીત, ઘરપરિવારની શાંતિ અને સુખચેન બિલકુલ નથી. તેના ગુપ્ત જીવનમાં તેના માટે એકમાત્ર શાન્તિ હતી શારેંગ્લા.

પરંતુ રિશાંગના આવ્યા પછી કોણ જાણે તેને શું થયું ? હવે તેનો આદર-સત્કાર, પ્રેમ કે મમત્વ બધું જ ઉપરછલ્લુ બની ગયું છે. તેને લાગ્યું કે ભગવાને રિશાંગને પ્રેમ અને શાન્તિના સાધનોથી બનાવ્યો છે. જ્યારે તેને બનાવ્યો છે નિષ્ઠુરતા, વ્યર્થતા અને હંમેશ-હંમેશ માટે નિરાશ જ રહેવાની એક અસમર્થતા વડે. પરિણામે તે લોકો વચ્ચે કોઈ કાળેય મેળ થઈ શકશે નહીં. થશે તો માત્ર દ્વન્દ્વ - સંઘર્ષ.

તે આજે એક ભાગેડુ વિદ્રોહી છે. તેનો પીછો કરતી એક ગુપ્તચર ટુકડી સતત તેની શોધમાં છે. નગા પર્વતમાળામાં જે સૌથી ઊંચું શિખર છે - શિરઈનું શિખર, તે શિરઈના શિખર પર ચડી જતાં કોઈક નગાના મનમાં એક પ્રબળ ઇચ્છા જાગી ઊઠે છે, જે ઇચ્છાને લોકો સિન્દુઈન-મોહ કહે છે. - શિરઈના સૌથી ઊંચા શિખર પર ચડીને ઘણે દૂર બ્રહ્મદેશની પહાડીઓની વચ્ચેથી સફેદ સર્પની જેમ વળાંક લેતી વહી જતી સિંદુઇન નદીને જોતાં જ મનુષ્યના મનમાં ગંભીર નિદ્રામાં સૂઈ રહેલ તીવ્ર આવેગ શાથી અચાનક જ જાગી ઊઠે છે — તે કહી નથી શકતો. સ્વાધીનતાની ભાવનાએ પણ તેને તેટલી જ તીવ્રતાથી પાગલ બનાવી મૂક્યો છે. પરંતુ પાગલને પણ ક્યારેક થાક લાગી જાય છે. ચારે બાજુથી થઈ રહેલી ઉપેક્ષા, લોકો દ્વારા નિરંતર કરવામાં આવતો નિરાદર અને પ્રત્યેક ક્ષેત્રમાં અસફળ રહી જતાં પથ્થરિયા કિલ્લાઓથી અથડાઈને હવે તેના આગળ વધતા ડગલાં અહીં જ અટકી જવા માગે છે.

એકાએક તેના હૃદયમાં આગ ભભૂકી ઊઠી. ચહેરો અને આખુંય શરીર પરસેવે રેબઝેબ થવા લાગ્યું. તે અનુભવવા લાગ્યો કે ખરેખર તે એક નિરર્થક જીવન જીવી

રહ્યો છે. તેનું પોતાનું કોઈ ઠામ-ઠેકાણું નથી. જીવિત રહ્યો છતાં તે મરી રહ્યો છે અને મનુષ્યોના સમાજ વચ્ચે રહીને પણ તે વનવાસી બની ગયો છે. તેને એવું લાગ્યું જાણે કોઈ ભયાનક શોકે તેનું ગળું રુંધી દીધું હોય.

'હું ખૂબ હોંશભેર જોવા ચાહું છું. રિશાંગ પોતાને ગામ કે ઘેર પાછો ફર્યો છે. ગમે તેમ કરીને પણ તે પાછો ફરે, ફાનિટફાંગ !'— તેના મનના કાનોમાં વારંવાર બસ આ જ વાત પડઘાવા લાગી.

'કેમ ? મેં આખરે ખુટિંગ્લા પ્રત્યે કયો ગુનો કર્યો, તેની સાથે કયો દુર્વ્યવહાર કર્યો છે ? પછી મને કેમ નથી ચાહતી તે ? મારી પાસે કંઈ પણ ન હોય, પરંતુ પ્રાણ તો છે. — તે ગંભીરતાપૂર્વક વિચારે છે. પરંતુ વિચારવાથી શો લાભ ? ખુટિંગ્લાની દૃષ્ટિમાં તેના પ્રેમનું કોઈ મૂલ્ય જ નથી. ખુટિંગ્લાના સમાજે જેવું તેનું મન ઘડ્યું છે, તેની સામે કોઈ મૂલ્ય નથી ફાનિટફાંગના પ્રેમનું. તે એક પતિત વ્યક્તિ છે, તે ઈર્ષ્યાળુ છે, અત્યાચારી છે, તે પાપી છે. તેથી જ તેનો પ્રેમ પણ પતિત છે. 'હે ભગવાન ! મારી રક્ષા કરો પ્રભુ!'

— તે ક્ષણે તે મનોમન ભગવાનને દીનભાવે પ્રાર્થના કરવા લાગ્યો.

ફાનિટફાંગના શોકાકુલ ઉદાસ ચહેરા સામે જોઈને ખુટિંગ્લાએ સંવેદનાના સૂરે ફરીથી કહ્યું — 'ફાનિટફાંગ ?'

'શું છે ?'

'શું તેને તમે લોકો મારી નાખશો ?'

'હું કંઈ કહી શકું નહીં. હા, તે અમારી ઝુંબેશમાં ઘણાં વિઘ્નો ઊભા કરી રહ્યો છે.'

'તો પછી કોણ કહી શકે છે ?'

'વિડેશ્યેલી જ.'

'શું તું એની રક્ષા કરીશ ?'

ફાનિટફાંગની પ્રાણવીણાનો કોઈ એક તાર અચાનક જ ઝંકૃત થઈ ઊઠ્યો.

— 'ખુટિંગ્લાના પ્રેમીની રક્ષા તું કરીશ ? કોનાથી રક્ષા કરીશ તેની ? રિશાંગના કયા અપરાધ પર વિડેશ્યેલી તેનો ન્યાય-વિચાર કરશે અથવા આવશ્યક જણાયે દંડનું વિધાન કરશે, આ બાબતે તે કંઈ પણ કહી શકે તેમ નથી અને જો તેનો અપરાધ દેશ-દ્રોહ નિશ્ચિત થાય, પછી તો...' આગળ તેનું મન વિચારવા અસમર્થ બની ગયું.

વિડેશ્યેલી એકદમ ગાંડા જેવો થઈ ગયો છે. તે જે યોજનાપૂર્વક પોતાનો સંગ્રામ ચલાવવા ઇચ્છે છે, તેને અનુરૂપ તેનું યુદ્ધ બરાબર રીતે ચાલતું નથી. સરકારી સેનાએ તેને અત્યંત કઠિન પરિસ્થિતિઓમાં મૂકી દીધો છે. ચારે બાજુએથી ઘેરીને જાણે પાંજરામાં પૂરી દીધો છે. હવે તો તે માત્ર ઘનઘોર જંગલો અને દુર્ગમ પર્વતો વચ્ચે સંતાઈને ગમે તેમ પોતાના પ્રાણોની રક્ષા કરી રહ્યો છે. આવી દારુણ પરિસ્થિતિમાં જે કોઈ તેને જરા પણ બાધા પહોંચાડે છે તો તેને માટે તે ખૂબ જ નિર્મમતાપૂર્વક અત્યંત કઠોર દંડનું વિધાન કરે છે. રિશાંગને પણ તે આવી રીતે જાનથી મારી શકે

છે. આવી સ્થિતિમાં જો રિશાંગને મૃત્યુદંડ આપવામાં આવે તો પછી તે તેનું રક્ષણ શું કહીને કરે ? ખુટિંગ્લાએ જે અનુરોધ કર્યો હતો, તે અનુરોધની રક્ષા કરવા માટે ?

ખુટિંગ્લાને તે દિલથી ચાહતો આવ્યો છે. હંમેશ-હંમેશથી. પરંતુ તેના માટે તે વિડેશ્યેલીથી ઝઘડો શું કામ નોતરે ? જો તે વિડેશ્યેલીને જઈને કહે કે રિશાંગને છોડી દો, તેને ક્ષમા આપી દો, બંધનમાંથી મુક્ત કરી દો, તો જવાબરૂપે તે શું કંઈ કરશે ? તે એ સારી રીતે જાણે છે. તે તેને પણ બંદી બનાવી લેશે. આજે જે દશા રિશાંગની છે, તે જ દશા તેની પણ થઈ જશે. તેથી આ બધું કહેવા-સાંભળવાથી શો લાભ થશે ?

તેથી જો રિશાંગ બચશે તો એમ જ બચી શકશે.

'હું તેને બચાવી નથી શકતો. બધો જ આધાર વિડેશ્યેલી પર છે, તેના મન પર આધાર છે. તે જ્યારે જે ઇચ્છશે, તે કરશે.' —

બહુ સરળભાવે ફાનિટફાંગે કહ્યું.

"તમારા લોકોનું કોઈ મૂલ્ય-મહત્ત્વ નથી ? કોઈ ઇચ્છા કે વિનંતી તમે કરી શકતા નથી ?

'ના. યુદ્ધની બાબત છે. આવી પરિસ્થિતિમાં તે જ સર્વકાંઈ છે અને વળી પરિસ્થિતિ એ છે કે તે દેશદ્રોહી છે.'

'કોણ ?'

'રિશાંગ.

'તું પણ શું આવું જ વિચારે છે ?'

ફાનિટફાંગ કાંઈ ન બોલ્યો. સાચું છે કે તે આવું વિચારતો નથી. પરંતુ હવે તે પોતાના અન્ય કોઈ શત્રુની વિરુદ્ધ આ શબ્દનો વ્યવહાર સહેજ પણ અચકાયા વિના કરી શકે છે. આ શબ્દનો ખરેખર અર્થ શો છે ? આ બાબતે તે કાંઈ પણ શોધખોળ કરતો નથી આજકાલ.

'તો પછી એનો અર્થ એ કે તમે લોકો તેને મારી જ નાખશો ?'

ભયથી વિહ્વળ થઈ ખુટિંગ્લાએ કહ્યું.

'હું કંઈ કહી શકું નહીં. ન પણ મારે.'

'ફાનિટફાંગ !' તું એને બચાવી લે ફાનિટફાંગ ! હું તેને —' — ખુટિંગ્લાની વાણીમાં એક સહજ વિનંતીનો સ્વર હતો.

'હું ? હું તેને બચાવી લઉં ? જેને તું સહેજ માત્ર પ્રેમ આપવામાં પણ ઘૃણા કરે છે, તે તારી સહાયતા કરશે ?' — વ્યંગના સૂરે ફાનિટફાંગે કહ્યું.

'ફાનિટફાંગ —' તેનો હાથ પકડી આજીજી અને વિનંતીના સ્વરે ખુટિંગ્લાએ કહ્યું. 'તું આ બધું શું કહે છે ? રિશાંગને હું જે રૂપે પ્રેમ કરું છું, તે રીતે હું બીજા કોઈને પ્રેમ કરી શકતી નથી.'

'નથી કરી શકતી, નથી કરી શકતી —' એકાએક ફાનિટફાંગ ઉચિત-અનુચિતનું ભાન ખોઈ બેઠો અને ગુસ્સામાં જોરથી બરાડી ઊઠ્યો. 'રિશાંગને, રિશાંગ... રિશાંગ

રિશાંગ બસ, આ જ એક રટણ કર્યા કરે છે. જા ભાગી જા મારી સામેથી. શું હું મનુષ્ય નથી ?' — પોતાની આ વાત કહેતાંની સાથે જ તેણે પોતાના શક્તિશાળી હાથો વડે ખુટિંગ્લાને જોરથી ધક્કો મારી હડસેલી દીધી. અચાનક લાગેલા જોરદાર ધક્કાને કારણે ખુટિંગ્લા ઘણે દૂર હડસેલાઈ ને ઊંધે મોંએ પડી. કપાળે ઘા થવાથી લોહી નીકળવા લાગ્યું. તે દૃશ્ય જોઈને ફાનિટફાંગ એક અદ્‌ભુત આનંદનો અનુભવ કરવા લાગ્યો. તેના આખા શરીરમાં ઉત્તેજના વ્યાપી ગઈ. પછી તે બોલી ઊઠ્યો — 'ચાખી ને મજા ?' વારંવાર આમ કહેતો પાગલની જેમ તે ત્યાંથી દૂર ચાલ્યો ગયો.

ખુટિંગ્લા ત્યાં જ પડી પડી થોડી વાર ધ્રૂસકે ધ્રૂસકે રડતી રહી. પછી કંઈક સ્વસ્થ થઈ તે ઊભી થઈ, ચાલતી ચાલતી નદી પાસે ગઈ અને નદીના પાણીથી પોતાના હાથમોં ધોયાં. પછી ધીમે ધીમે તે વૃક્ષ પાસે આવી, જેની આડશે તેણે પોતાનો પાણીનોઘડો છુપાવી રાખ્યો હતો. ત્યાંથી પોતાનો ઘડો લઈને તે જેમતેમ પોતાને ઘેર પહોંચી. તેનું આખું શરીર, તેનું આખું અન્તર્મન લજ્જા અને અપમાનને કારણે જર્જરિત થઈ ગયું હતું, પરંતુ તેણે આ દુર્ઘટનાની વાત કોઈને પણ કરી નહીં. તેના હૃદયના ઊંડાણમાં રિશાંગના શીઘ્ર સંભાવિત મૃત્યુની આકાંક્ષા ખૂબ તીવ્રતાથી પડઘાવા લાગી. 'હે ભગવાન, હે ભગવાન !'

જીવનમાં આજે પહેલીવાર ફાનિટફાંગે આત્મનિરીક્ષણ શરૂ કર્યું. ઉત્તેજનાથી વિચલિત મને તે ગાઢ જંગલમાંથી પસાર થતો, સંતાતો-છુપાતો નદીતટ સુધી પહોંચી ગયો. નદી પાર કરી ફરી ગાઢ જંગલમાં જઈ પેઠો અને જંગલને-જંગલમાં ચાલતાં ચાલતાં પોતાના વિશ્રામ કરવાની એક ખુલ્લી જગ્યા પર જઈ પહોંચ્યો, જ્યાં તે આરામ કરી શકે તેમ હતો અને અત્યંત ગાઢ જંગલો વચ્ચે હોવાથી જ્યાં પકડાઈ જવાનો કોઈ ભય ન હતો. પોતાના તે વિશ્રામસ્થળે પહોંચીને તે આરામથી બેસી ગયો. જ્યાં તે બેઠો હતો, તે જગ્યા ઊંચાઈ પર આવેલી હતી. નીચે અનાજના ખેતરોમાં કાપણી કરનાર મજૂરોની વાતચીતના સ્વરો તેના કાને પડવા લાગ્યા. હવે તે સહજ જીવન સાથેનો તેનો સંપર્ક સમાપ્ત થઈ ચૂક્યો છે. પાકેલા અનાજના ડૂંડાં અથવા ધાન્યના ઢગલા ઘરમાં આવેલા જોઈને પણ હવે તેના જીવનમાં કોઈ પ્રકારની જીવનની પ્રેરણા જાગતી નથી. તેની દૃષ્ટિએ ધાન્યના તે બધા ખેતરોમાંના છોડ જંગલ અન્ય બીજા છોડવાઓની જેમ જ એક પ્રકારના છોડ માત્ર છે. ઘરમાં નવાન્નની લક્ષ્મીને લઈ આવતાં ખેડૂતના પ્રાણોમાં, ઘરની માલકણના હૃદયમાં નવા અન્નની પ્રાપ્તિનો અને નવજીવનનો જે આનંદ અને શાંતિ પ્રગટ થઈ ઊઠે છે, તે આનંદ અને શાંતિનો અનુભવ તેણે ક્યારેય કર્યો નથી. તેનું જીવન તો બસ ધનુષ્યની દોરી પર ચડાવીને ફેંકવામાં આવતી ગોટીની જેમ માત્ર એક સ્થળેથી બીજે સ્થળે ઠેબાં ખાતું ભટકી રહ્યું છે.

ઘરના ઉંબરા અને ઓટલાની શાન્તિ, ખેતરોમાં હાડકાં-પાંસળા તોડીને કરવામાં આવતા પરિશ્રમથી ઉત્પન્ન પરસેવાથી દેહ લથબથ થવો, વર્ષની ખેતીની મોસમમાં

ખેતીમાં કરવામાં આવેલ પરિશ્રમ બાદ ફુરસદ મળતાં જ વિભિન્ન તહેવારોના અવસર પર પ્રાણોને ચંચળ બનાવી દેતા ઉત્સવ-આનંદના સહજ-સુલભ અવસર વગેરે તો તેણે કદી મેળવ્યા જ નથી. તેણે તો બસ મેળવ્યો છે લોકોનો તિરસ્કાર, ડગલે ને પગલે ઉપેક્ષા, ઘૃણા અને અનાવશ્યક - અનાકાંક્ષિત કરુણા અને દયા-દાક્ષિણ્ય દર્શાવતો ભાવ.

આજે પણ તે બધાં કારણોસર તેણે ખુટિંગ્લાને આઘાત પહોંચાડી અસ્વાભાવિક આનંદનો અનુભવ કર્યો. કદાચ તે મનુષ્ય છે જ નહીં. આકાશમાં આમતેમ ઘૂમતાં વાદળોના ટુકડાઓને પણ માણસ ક્યારેક ખૂબ પ્રેમથી બોલાવે છે. તેમના ઘરમાં આવી જતાં કોઈના ઘરના દરવાજા બંધ થતા નથી. પરંતુ તેના માટે તો બધા દરવાજા બંધ છે, જ્યારે તે એક એવા અજ્ઞાત લક્ષ્ય માટે કામ કરી રહ્યો છે, જે લક્ષ્ય પૂર્ણ થતાં કહી શકાય કે સહુનો મોટો ઉપકાર થશે. હા, એ જરૂર છે કે હવે તે દિવસે દિવસે એ સમજવા લાગ્યો છે કે તેમના આ કામમાં દુઃસાહસિકતા તો છે, જ પરંતુ કોઈ એક અત્યંત દુર્બોધ પ્રકારની મોટી ભૂલ પણ રહેલી છે. પરંતુ ખરેખર તે ભૂલ છે ક્યાં ? તે બતાવી શકતો નથી. હમણાં જે મહાયુદ્ધ તેમની ઉપરથી પસાર થયું, તે મહાયુદ્ધે ગામને તો વેરણ-છેરણ કરી નાખ્યું છે. તે સત્યાનાશનો શિકાર બનેલું ગામ આજે પણ એવું જ છે. કોઈ તેને પહેલાં જેવી સમૃદ્ધ સ્થિતિમાં ફરીથી પહોંચાડી શક્યું નથી. પરંતુ જીવિત રહેવા માટે લોકોને સાધારણ જનતાને સંગ્રામ કરવા માટે યુદ્ધ છેડી દેવા માટે સંમત કરી લેવા અત્યંત કઠિન છે. હમણાં આજે પણ તેણે લોકોને બળજબરીથી પકડી પકડીને દબાણ કરીને પોતાની લડાઈના સૈનિક બનાવવા પડે છે, પોતાની સેના-ટુકડી માટે ગામો કે ઘરોમાંથી બળજબરીથી ધાન્ય કાઢીને લઈ જવું પડે છે.

ખરેખર, તે જ ઉદ્દેશ્યથી આજે તે ગામ આવ્યો છે. નવી ખેતી પતી ગઈ છે, પાક કાપી-કૂપીને ખેડૂતો ડાંગરના ઢગલા ઉઠાવી-ઉઠાવીને ઘરોમાં લાવી રહ્યા છે. આવા સમયે લોકો પાસેથી ડાંગર કે અનાજ લઈ એકઠું કરી લઇ જવા માટે જ તે આવ્યો છે. પરંતુ પોતાના આ ઉદ્દેશ્યને તે પૂર્ણ કરી શક્યો નથી. આ વખતે ગામમાં પહોંચતાં જ જ્યારે એકાએક તેણે સાંભળ્યું કે ખુટિંગ્લા ગુવાહાટીથી પાછી ફરી ગામમાં આવી ગઈ છે ત્યારપછી તેનું મન ધન-ધાન્ય એકઠું કરવાના કામમાં લાગ્યું નહીં. કોઈને કોઈ રીતે સંતાઈ-છુપાઈને યુક્તિપ્રયુક્તિથી, ગમેતેમ પણ, મોકો જોઈને તેને મળવા અને વાતો કરવા તેનું મન અધીર બની ઊઠ્યું, પ્રેમની વાતો કરવા માટે. પરંતુ જ્યારે અવસર મળ્યો ત્યારે પણ તેણે પ્રેમ કે પ્રીતિની કોઈ વાત કરી નહીં. બલકે પહેલાંની જેમ જ તેને ઠુકરાવી દીધો.

રિશાંગને જો તે કોઈને કોઈ રીતે પાછો લઈ આવી શકે, તો તેને લઈ આવવા માત્રથી જ તેનું પ્રયોજન તેના માટે સમાપ્ત થઈ જશે. પછી ખુટિંગ્લાને તેની કોઈ જરૂર રહેશે નહીં. આ કામ પૂરું કરી આપવા બદલ બહુ તો છેવટે એક સીધી સરળ કૃતજ્ઞતાભરી દૃષ્ટિનો પ્રસાદ તેને મળી જશે. અને થોડી મીઠી વાત સાંભળવા મળી

જશે. પરંતુ પ્રેમ ? પ્રેમ તે નહીં મેળવી શકે. તે જ કારણે આજે તેણે ખુટિંગ્લાને ધક્કો મારી પાડી નાખી. જો સગવડ મળી હોત તો કદાચ મારી જ નાંખી હોત. આજકાલ કોઈની હત્યા કરી નાખવી તેના માટે કોઈ મોટી વાત નથી. જયારે ઇચ્છ્યું ત્યારે મારી શકે, ગમે તેને, કોઈ સંયમ કે સંકોચ વિના. પરંતુ મારી ન શક્યો તેને. પોતાના હૃદયની ચિરઅભિલષિત પ્રેમપાત્ર યુવતીને જેને સ્વયં પોતાના હાથે મારી નાખવી — એ ખૂબ મુશ્કેલ વાત છે.

ખુટિંગ્લાને ધક્કો મારી પાડી નાખવાના દુર્વ્યવહાર પર તેને જરા પણ અફસોસ થયો ન હતો, પરંતુ હવે આ અત્યંત ગુપ્ત સ્થાનમાં આછા-આછા તડકામાં ખૂલેલા આકાશ સામે જોઈને ધરતી પર સૂતાં સૂતાં પડ્યા રહીને તેણે અચાનક જ મનોમન વિચાર કર્યો. શું તેણે પોતાના અંતરતમના ગંભીર પ્રેમનો કોઈ પરિચય ખુટિંગ્લાના સમક્ષ ક્યારેય પ્રસ્તુત કર્યો છે ? તે તેને આટલું ચાહે છે, ક્યારેય પોતાની આ ચાહત પ્રગટ કરવા લાયક કોઈ કામ તેના માટે કર્યું છે ? શું માત્ર પ્રેમની વાતો કરી-કરીને જ કોઈ નવયુવતીના હૃદયમાં પોતાના પ્રત્યે પ્રેમની ગાઢ અનુભૂતિ કરાવી શકાય છે ? એકાએક તેને સમયે-સમયે આમતેમ સાંભળેલ પ્રેમકથાઓ યાદ આવી ગઈ. તો શું એ પ્રેમકથાઓની જેમ તેમનું જ અનુકરણ કરતાં ક્યારેય તેણે પોતાની પ્રેમિકાની ઇચ્છાને પૂર્ણ કરવા કદી કોઈ મહાન ત્યાગ કર્યો છે ? પણ ક્યાં ? એવું તો કદી બન્યું જ નથી. તે તો તે પ્રેમકથાઓના પ્રેમીઓ જેવો ક્યારેય બની શક્યો નથી. તો પછી માત્ર ચહેરાથી અને બેચાર કઠોર વાતોથી જ ભલા કોનું હૃદય પીગળે ? તેના પ્રત્યે પ્રેમનો પ્રવાહ ઉમડી પડે ? અને ત્યાં અચાનક જ તેણે અનુભવ્યું કે હજુ પણ સમય છે, હજુ પણ તેના પ્રેમના દીપકની વાટ ઓલવાઈ નથી. પોતાના પ્રેમની ગાઢ અનુભૂતિને પોતાના ક્રિયાકલાપો વડે, પ્રત્યક્ષ કાર્યો વડે વ્યક્ત કરી દેવાથી હજુ પણ તેના મનની ચિર અભિલષિત કામના પૂરી થઈ શકે.

કાલથી ગામમાં જે ઉત્સવ શરૂ થનાર છે, તેમાં જે નાચગાન વગેરે ધૂમધામથી કરવાનાં છે, તેની ભૂમિકા રૂપે ઘણા દૂરનાં ગામોથી ગીતોનો ગુંજારવ અને સંવાદોની વાતચીતના સ્વર હવાની લહેરો પર લહેરાતા ચાલી આવે છે. તેને યાદ આવ્યો દોરડા-ખેંચનો ઉત્સવ. દોરડા-ખેંચમાં તાકાત અજમાવવાનો હર્ષ-ઉલ્લાસ યાદ આવ્યો. યાદ આવી તે વાત કે દોરડા-ખેંચ સ્પર્ધામાં નવયુવકોના બળ-પરાક્રમ જોઈને નવયુવતીઓ કઈ રીતે તેમની વીરતા પર મુગ્ધ થઈ તેઓના પ્રેમમાં મગ્ન થઈ જાય છે. પ્રેમથી અભિભૂત થઈ તેઓને હૃદયપૂર્વક ચાહવા લાગે છે. પરંતુ તે તો આ બધા અવસરોથી હવે પૂર્ણતયા વંચિત થઈ ગયો છે. હા, એ વાત પણ સત્ય છે કે ખુટિંગ્લા જેવી અસાધારણ નવયુવતીનું મન તે બધાં પરાક્રમોના પ્રદર્શનથી પીગળાવી શકાય તેમ નથી. તેના માટે તો જોઈએ અતિશય ગંભીર પ્રેમ.

દિવસભર તે જ સ્થાન પર, તે જ રીતે પડી રહ્યા પછી સાંજ ઢળતાં તે ફરી ઊભો થયો. આજે આખો દિવસ તેણે કંઈ ખાધું જ નથી. તે જ સમયે ગામમાં ઢોલક-મૃદંગ વાગી ઊઠ્યા. પછી ધીમે ધીમે ચાલતાં દેવળની બાજુએથી થઈ તે

શારેંગ્લા પાસે પહોંચવા આતુરતારપૂર્વક આગળ વધવા લાગ્યો.

ગામના ખુલ્લા રસ્તા પર આવી પહોંચતા તેણે ભયભીત દૃષ્ટિએ એક વાર ચારે બાજુ બરાબર જોઈ લીધું. જ્યારે તેને ત્યાં કોઈ ન દેખાયું, બરાબર જાણી લીધું કે અત્યારે ત્યાં બીજું કોઈ નથી ત્યારે ઝડપથી, એકશ્વાસે જ તેણે ખુલ્લો રસ્તો પાર કરી લીધો અને ગિરજાની પાછળની જંગલ ઝાડીઓની આડશમાં થઈ શારેંગ્લાના ઘર તરફ જતી અંધારી કેડીના સહારે આગળ વધવા લાગ્યો. શારેંગ્લાના ઘરની પાછળનો દરવાજો ખોલી તેણે અંદર ડોકિયું કર્યું. ઘર બિલકુલ ખાલી હતું. એટલે સુધી કે રસોડામાં રસોઈની તૈયારીનું કોઈ ચિહ્ન સુધ્ધાં ન હતું. લાગે છે કે શારેંગ્લા આજે ઘરમાં આવી જ નથી. ખાટલા પર પડેલ પથારી. બાજુ જોયું તો ત્યાં કોઈ વસ્તુ ઉપસેલી જણાઈ. ખૂબં સાવધાનીપૂર્વક તેણે ધીમેથી પોતાના ખિસ્સામાંથી ટોર્ચ કાઢી અને પ્રકાશ ફેંકી જોયું એક નાનકડી લાકડી ત્યાં પડી છે. તે લાકડીને બાજુએ હટાવી તે ત્યાં જ પગ ફેલાવી સૂઈ રહ્યો. થોડી વાર પછી જોરથી વાવાઝોડું ફૂંકાવા લાગ્યું. ફાનિટફાંગ સૂતો ન રહી શક્યો, તે ઊઠી ગયો. તેનું મંન અંદરખાને બેચેન બન્યું હતું. અનેક પ્રકારના તર્કવિતર્કોમાં ગૂંચવાયો હોવાને કારણે તે શાંતિથી સૂઈ ન શક્યો.

પોતાના ગંભીર પ્રેમનો પરિચય એક વાર ખુટિંગ્લાને કરાવી આપવા તેણે અનેક પ્રકારના ઉપાયો વિચાર્યા, જાતજાતની યોજનાઓ બનાવી. પરંતુ તે યોજનાઓમાંથી કોઈ પણ યોજના છેવટે તેને પસંદ ન આવી. થોડી વાર એ રીતે જ બેસી રહ્યા બાદ તેના મનમાં વિચાર આવ્યો કે કોણ જાણે આજે શારેંગ્લા અહીં આવે જ નહીં. સંભવ છે, રિશાંગના ઘેર જ તે હોય, તેથી ત્યાં જવાથી જ કદાચ તે મળી શકે. પરંતુ તેનું ત્યાં જવું શું તેના માટે યોગ્ય હતું ? આમેય સરકારી સિપાઈઓ ચારેતરફ શોધતા તેનો પીછો કરી રહ્યાં છે, તેમાંય તે પોતે જ રિશાંગના ઘેર જઈ પહોંચે તો પૂરી શક્યતા છે કે તે પીછો કરી રહેલા પોલીસવાળાઓની પકડમાં આવી જાય. આવી પરિસ્થિતિમાં તો તેની પોલીસ દ્વારા ધરપકડ પણ થઈ શકે છે. આ કઠિન પરિસ્થિતિમાં ક્યારે, કોણ, ક્યાં પ્રગટ થઈ જાય કોણ જાણે ? પરંતુ થોડી વારમાં જ તેના મનમાંથી ભય, દુવિધા વગેરેના ભાવો વિખરાઈ ગયા. એક સરળ અને સાધારણ મનુષ્યની જેમ મુક્ત મને કોઈ ભય વિના, સ્વચ્છંદરૂપે હરવાફરવાની તેના મનમાં પ્રબળ ઇચ્છા થઈ આવી. તેના મનમાં અત્યાર સુધી ગુપ્તરૂપે દબાઈને હરહંમેશ સૈનિક રૂપે જીવન વિતાવવાનો જે મોહ મૂળ નાખી ચૂક્યો હતો, તે બધો જ આ દરમ્યાન પૂર્ણરૂપે ઊખડી ગયો હતો. એટલે સુધી કે જે નિશ્ચિત કામ પૂરું કરવાની જવાબદારી તેને સોંપવામાં આવી હતી, તે પૂરું કરવાની પણ હવે તેને ઇચ્છા ન થઈ. હવે તો તેની જાણે કે દૃઢ ધારણા જ બની ગઈ કે દુનિયાની સર્વ વસ્તુઓ ન્યોછાવર કરી દેતાંય, તેને બદલે જો ખુટિંગ્લાના હૃદયનો પ્રેમ પ્રાપ્ત કરી શકાય, તો તેનું જીવન સાર્થક થઈ જાય. આ સમસ્ત પૃથ્વી પર પ્રેમ સિવાય અન્ય બધી વસ્તુઓ મિથ્યા છે, વ્યર્થ છે.

પરંતુ બીજી જ ક્ષણે તેણે પોતાની સ્વછંદ ઊડતી ભાવનાઓને નિયંત્રિત કરી લીધી, ભાવુકતાને વશમાં લઈ, યથાર્થ પ્રત્યે સજાગ-સચેત બની તેણે ત્યાંથી બહાર ન જવાનો નિશ્ચય કર્યો. શારેંગ્લાને મળવા જઈ પોતાની જાતને આટલી સહેલાઈથી પોલીસના ફંદામાં નાખી દેવી, પકડાઈ જવાની સ્થિતિ ઊભી કરી દેવી - તે મૂર્ખાઈ જ કહેવાય. તેથી તેણે નિર્ણય કર્યો કે ત્યાંથી જવું યોગ્ય નથી.

ભૂખેતરસે તેનો દમ નીકળી રહ્યો હતો, છતાં છેવટે નાછૂટકે તે ફરીથી પથારીમાં જઈ પડ્યો.

થોડા સમય પછી અચાનક સામેનો દરવાજો ખૂલી ગયો. ફાનિટફાંગ સમજી ગયો કે શારેંગ્લા જ આવી છે. તેનું મન એક ઊંડી સાંત્વના અને સહારાનો ભાવ અનુભવી શાંત બન્યું. તે ગાઢ અંધકારમાં પણ તેની શ્વાસોચ્છ્વાસને ઓળખી જઈ શારેંગ્લાએ સહજ ભાવે પૂછ્યું —

'ક્યારે આવ્યો ?'

'હમણાં થોડી વાર પહેલાં.'

'કંઈ ખાધું નહીં ?'

'ના.'

'સારું થોડી વાર થોભો. હું હમણાં જ રસોઈ કરી આપું છું.'

'ના, ના, રહેવા દે. કોઈ જરૂર નથી.'

'દારૂ છે. પીશ ?'

'હા. લાવ, આપ.' — યૂ નું નામ સાંભળતાં જ ફાનિટફાંગ ઊઠી ગયો.

શારેંગ્લાએ દીવો સળગાવી પથારીની ઉપર છતથી લટકતી કીટલી ઉતારી તેને આપી. થોડી વાર સુધી પોતાની ઇચ્છા મુજબ યૂ દારૂ પી લીધા પછી ફાનિટફાંગે કીટલી તેને પાછી સોંપી.

હવે તેણે શારેંગ્લાને પૂછ્યું — 'તું રિશાંગના ઘેર ગઈ હતી ?'

'છોડ હવે. તેની મા તો બિચારી ગાંડા જેવી થઈ ગઈ છે.'

'એમ !'

'તેને તમે લોકોએ શા માટે પકડી રાખ્યો છે ?'

'તેણે અમારા વિરોધમાં સભાનું આયોજન શા માટે કર્યું હતું ?'

'તમે લોકો બહુ નામસમજ છો. સારું હવે એ તો કહો કે એ બિચારા માણસનું તમે કર્યું શું ?'

'હું કાંઈ ન કહી શકું.'

'મને પણ નહીં કહે ?'

'હું નથી જાણતો.'

'જુઓ, હવે તે ભલા માણસને પાછો લઈ આવો.'

આટલું સાંભળતાં જ ફાનિટફાંગને લાગ્યું કે જાણે આ ક્ષણે આ વાત શારેંગ્લા નહીં, પણ ખુટિંગ્લા જ કહી રહી હોય.'

'બસ, માત્ર રિશાંગ, રિશાંગ, રિશાંગનું જ રટણ થઈ રહ્યું છે.' — તે બબડવા માંડ્યો.

'રિશાંગની સરખામણીએ તમે લોકો ન પહોંચી શકો.'

'શારેંગ્લા !' — કહીને તેને પોતાની બિલકુલ નજીક ખેંચી ફાનિટફાંગે પૂછ્યું —

'કેમ, મારી વાતની કોઈ કિંમત નથી ?'

'કેમ નથી ?' ધીરગંભીર અને સચેત બની તેના ગાલ, ચહેરા અને માથા પર હાથ ફેરવતાં ફેરવતાં શારેંગ્લાએ કહ્યું.

'જો ખરેખર એમ જ છે તો પછી તમે લોકો તેને દેવતાઓની હરોળમાં કેમ મૂકો છો ?'

'અરે એવું હોય ? હું તો તને પણ ખૂબ ચાહું છું.'

શારેંગ્લાના આ શબ્દોના રસભીના ધ્વનિએ ફાનિટફાંગનું મન શીતળ બની ગયું. છતાં તેણે ફરિયાદના સૂરે કહ્યું — 'પરંતુ રિશાંગ ગામમાં પાછો ફરતાં, તારા આચારવ્યવહાર, વિચાર અને તારી દરેક ગતિવિધિમાં મોટું પરિવર્તન આવી ગયું છે. હવે તું પહેલાંની જેમ મને ચાહતી નથી.'

શારેંગ્લા સમજી ગઈ કે તેના પર તે જે આક્ષેપ લગાડી રહ્યો છે, ખરેખર તે સંપૂર્ણ સત્ય જ છે. પરંતુ આ ક્ષણે તેને દુઃખ ન થાય તે અભિપ્રાયે તે બોલી — 'જો, રિશાંગ સાથે તો મારે બાળપણથી મિત્રતા છે. તમારા બંને વચ્ચે કોઈ પણ જાતનો ઝઘડો કે ટંટો કે વિવાદ થાય તો મારા હૃદય પર ઊંડો આઘાત થાય.'

'આ વાત તું પૂરી સચ્ચાઈથી કહે છે ?'

'હા, પરંતુ...'

'પરંતુ શું ? શું વાત છે, કહેને ...'

'ખરેખર તે પોતે જ મરી રહ્યો છે. અરે, વિડેશ્યેલી સાથે ન હોત, તેના પક્ષમાં રહી તેને સહયોગ ન આપત, તોપણ કોઈ વાંધો ન હતો. ન થતો તેનો અનુયાયી, પણ તેની વિરુદ્ધમાં તો ન જાત. તેની વિરુદ્ધમાં ન જાત તો જ સારુ થાત.'

'સારું, જો કોઈનો મત તમારા લોકોના મત સાથે મળતો ન હોય, કોઈ તમારા આદર્શો કરતાં જુદા આદર્શો રાખતો હોય તો શું આટલા માત્રથી તમે પોતાના જ એક માણસને પકડી ઉઠાવી લઈ જશો અને જાનથી મારી નાખશો ?'

'આ બધું હું નથી જાણતો. વિડેશ્યેલી જ જાણે છે. ખુટિંગ્લા પૂછતી હતી તેને...'

'ખુટિંગ્લા ?'

'હા, આજે નદીના ઘાટ પર તેની મુલાકાત થઈ તો તેણે મને રિશાંગને અહીં લઈ આવવા ભારપૂર્વક કહ્યું. મને ખૂબ ગુસ્સો ચડી ગયો તેથી તેની ગરદન પર એક જોરદાર ધક્કો મારી હડસેલી દીધી.'

'તું તો છે જ ભારે ગુસ્સાવાળો. બધાં કરતાં જુદી જ જાતનો.'

'પરંતુ મારાથી સહન થતું નથી. તું તો જાણે જ છે કે હું તેને કેટલો પ્રેમ કરું છું. પરંતુ તેણે મારા આ પ્રેમનું આજ સુધી કોઈ મૂલ્ય આપ્યું નથી.'

શારેંગ્લાએ કહ્યું — 'તે તને ચાહતી નથી. તે તો બસ રિશાંગને જ ચાહે છે અને આમ કરવામાં કોઈ દોષ તો નથી જ.'

'જાણું છું, છતાં મારામાં તીવ્ર ઈર્ષ્યાભાવ ભરાઈ આવ્યો.

'ખેર, છોડ આ વાતો. હવે એ તો કહે કે રિશાંગને છોડાવવા શો ઉપાય કરશો ?'

ફાનિટફાંગને હવે લાગ્યું કે આ વાત હવે વધુ ટાળી શકાય તેમ નથી. હવે તો તેણે કોઈ ને કોઈ ઉત્તર આપવો જ પડશે. શારેંગ્લા એ કાંઈ ખુટિંગ્લા નથી કે હડસેલી દેવા માત્રથી જ બધું થઈ જાય. આખરે તે શો ઉત્તર આપશે ?

'તું ખુટિંગ્લાને ખરેખર ખૂબ ચાહે છે ? — શારેંગ્લાએ પૂછ્યું.

'ખૂબ જ.'

'મારાથી પણ વધુ ?'

ફાનિટફાંગ કંઈ ન બોલી શક્યો. શારેંગ્લાએ હવે નોંધ્યું કે ફાનિટફાંગ એકદમ શિયાવિયા થઈ ગયો છે. ત્યારે તેણે કહ્યું — 'પરંતુ આથી મને તો કંઈ ઈર્ષ્યા થતી નથી. સહેજ પણ ઈર્ષ્યાભાવ મારા મનમાં જાગતો નથી. સમજ્યો ! કારણ કે પ્રેમ અને પ્રીતિનો ભાવ મનુષ્યનો પોતાનો અંગત મામલો છે. તેમાં બીજા કોઈને હસ્તક્ષેપ યોગ્ય નથી. તમે જેને પ્રાણોથી પણ વધુ ચાહતા હો, તે તેમને પ્રેમ ન પણ કરી શકે. તે તમને ભલે ન ચાહે. પરંતુ તેને પ્રેમ કરવો છોડી દેવો યોગ્ય નથી. બલકે તેના માટે તમે જે કંઈ કરી શકો છો તે કરવા માટે તમારે સદા તૈયાર રહેવું જોઈએ.

જે વાત ને મનના ઊંડાણમાં વિચારતો હતો, તે જ વાતો શારેંગ્લાના મુખમાંથી સાંભળી તે આશ્ચર્યચકિત રહી ગયો. પોતાના પ્રેમ કે ચાહતને બહાર સ્પષ્ટરૂપે વ્યક્ત કરવા — તે કદાચ પ્રાણીમાત્રનો ધર્મ છે. તેણે તરત જ ઉત્તર આપ્યો — 'હું હમણાં આ જ વિચારતો હતો. પોતાના આંતરિક પ્રેમને બહાર અભિવ્યક્ત કરવા માટે મનુષ્ય અનેક કાર્ય કરે છે. પરંતુ હું જ એક એવો છું જે કંઈ કરી શક્યો નથી.'

ફાનિટફાંગની આ વાતો સાંભળતાં જ પળવારમાં શારેંગ્લાના મનોભાવ બદલાઈ ગયા. અત્યાર સુધી તો તે ફાનિટફાંગને માત્ર ઉપદેશ જ આપી રહી હતી, પરંતુ હવે આ વખતે તેના જ મુખે ઉચ્ચ પ્રેમની સહજ-સરળ વાણી સાંભળવાનું સદ્ભાગ્ય તેને મળ્યું. ઉચ્ચ પ્રેમ શું છે ? જે પ્રેમ પોતાના પ્રેમ-પાત્ર માટે જીવન કુરબાન કરી દેતાં શીખવે છે, તે જ સાચો પ્રેમ છે — શારેંગ્લાના મનમાં આજ એક પંક્તિ તેના જીવનની અનેક ક્ષણોમાં મનના ગોપનીય ખૂણામાં વારંવાર ઊપસી દબાઈ જાય છે. આજે આ વયસ્ક શિશુ ફાનિટફાંગના મુખે તે જ વાણી સહજ રૂપે બહાર આવી છે.

ભાવવિભોર બનેલી શારેંગ્લાના સુંદર પરંતુ ફિક્કા પડી ગયેલા મુખમંડળ તરફ જોઈને ફાનિટફાંગે કહ્યું — 'હું વિચારતો હતો કે મારા મોઢે ખુટિંગ્લાને પ્રેમ કરવાની વાત સાંભળી કદાચ તું ક્રોધથી ધૂંઆપૂંઆ થઈ ઊઠીશ.'

ફાનિટફાંગને આજે ખરેખર પોતાના અંતરતમથી પ્રેમ કરવા શારેંગ્લાનું મન આતુર બની ઊઠ્યું. ફાનિટફાંગ જોવામાં નિર્મમ કે નિષ્ઠુર દેખાતો હોવા છતાં રિશાંગ વગેરેની જેમ બસ એક જ માર્ગનો મુસાફર નથી. તે એક સહજ અને સાધારણ મનુષ્ય છે.

બહુ ગંભીર તથ્યોને તે સમજી શકતો નથી. સાચાખોટાની ચકાસણી માટે પણ તે બહુ ચિંતિત થતો નથી. તે એક સંપૂર્ણ, સરળ અને ક્ષણભંગુર જીવ છે. તેની બિલકુલ નજીક અડકીને બેસી જઈ, તેના વાળમાં ધીમે ધીમે આંગળીઓ ફેરવી અને ગાલોને પંપાળતાં તેણે કહ્યું — 'મેં તો કોઈ બીજાને પ્રેમ કરવાનો તમારો અધિકાર છીનવ્યો નથી.'

'તું પણ રિશાંગને બહુ ચાહે છે !'

ફાનિટફાંગના બાહુઓમાં પોતાનું મસ્તક મૂકી શારેંગ્લાએ ધીમે ધીમે કહ્યું — 'તેને ખૂબ ખૂબ ચાહું છું. પરંતુ તે પ્રેમ શું છે ? તે પ્રેમ સિદુઈન નદીને પર્વતના શિખર પરથી જોઈને ઉત્કટ લાલસાપૂર્વક તેને પ્રેમ કરવા જેવો જ છે.'

'જાણું છું.'

'રિશાંગને ક્યાં રાખવામાં આવ્યો છે ?'

'હું કહી નથી શકતો.'

'ખુટિંગ્લા ખરેખર તને કેટલો પ્રેમ કરશે, જો તું રિશાંગનું રક્ષણ કરી શકે તો.'

'તે મને પ્રેમ કરશે ?'

'કર્યા વગર રહી શકશે શું ?'

'પરંતુ' ફાનિટફાંગ ફરી એકાએક અટકી ગયો.

'શું થયું ? કહેને ?'

'તું સારી રીતે જાણે છે.'

'હા, જાણું છું. રિશાંગને છોડી દેવામાં બહુ મોટું નુકસાન છે.'

'તો પછી ?'

ફાનિટફાંગ થોડી વાર સુધી વિચારતો રહ્યો. પછી બોલ્યો —

'વિડેશ્યેલીને સમજાવી શકવું ખૂબ અઘરું છે. હું કોઈ વચન આપી શકું નહીં.' શારેંગ્લા ચૂપ થઈ ગઈ. થોડા સમય સુધી તે એમ જ રહી. પછી બોલી.

'તેને જઈને સમજાવો.'

'હું તેને સમજાવી શકું તેમ નથી.'

'પરંતુ જો તે તેને જાનથી મારી નાખે તો ?' — આ પ્રશ્નનો ઉત્તર જાણવા માટે શારેંગ્લાના મનમાં ભયમિશ્રિત ઉત્કંઠા ભરાઈ આવી. તેનું મન કંઈક મલિન થઈ ગયું.

શારેંગ્લાએ ફરીથી કહ્યું - 'ના, ના. તમે લોકો તેને મારશો નહીં.'

ફાનિટફાંગ ઊભો થયો. થોડી.વાર ચૂપચાપ ઓરડાની ફરસ પર આમતેમ ટહેલતો રહ્યો. થોડી વાર પછી અચાનક પૂછી બેઠો' — 'ખાટિંગ છે ?'

'કાલ સુધી આવી જશે. કેમ ?'

ફાનિટફાંગ ફરી ચૂપ થઈ ગયો, કંઈ ન બોલ્યો.

એકાએક શારેંગ્લા ઊભી થઈ. તેણે ફરી રિશાંગના ઘેર જવું પડશે. કનશેંગની સંભાળ રાખનાર બીજું કોઈ ત્યાં નથી.

'ક્યાં જઈ રહી છે ?'

શારેંગ્લાએ કનશેંગ વિશે વાતો કહી સંભળાવી.

ફાનિટફાંગને બહુ કુતૂહલ થયું. પૂછી બેઠો - 'એનો અર્થ એ કે તે વિડેશ્યેલીનો બનેવી છે.'

'હા.'

'કનશેંગના પિતાને પણ રિશાંગ સાથે પકડ્યા છે ?'

'હા.'

બહાર જવા માટે શારેંગ્લાએ દરવાજો ખોલ્યો. બારણું ખૂલતાં જ એક માણસ ધડાકથી અંદર આવી ગયો. શારેંગ્લા ખૂબ ડરી ગઈ.

તેથી તે અવાચક્ બની ગઈ. તેને ખૂબ ભયભીત થયેલી જોઈ તે માણસ બોલ્યો 'હું ખાટિંગ છું. ખાટિંગ.'

'તું ક્યારે આવી પહોંચ્યો ?' સ્વસ્થ થતાં શારેંગ્લાએ પૂછ્યું.

'બસ, હજુ હમણાં જ.' કહીને તેણે પછી ફાનિટફાંગ તરફ જોઈ સહજ ભાવે કહ્યું — 'હું તને મળવા જ આવ્યો છું, ફાનિટફાંગ ભાઈ !'

'તમારા વિશે જ હમણાં પૂછતો હતો. શું આજે જ આવ્યો ?'

'હા, કાલે જ તારથી ખબર મળતાં આજે દોડી આવ્યો.'

'એનો મતલબ એ કે તું અહીંના બધા સમાચાર સાંભળી ચૂક્યો છે.'

'હા.'

શારેંગ્લા ઘરના ઉંબરા પર ઊભી રહી. ખાટિંગે તેને ઉદ્દેશીને કહ્યું —

'તું જરા થોડી વાર બહાર થોભ. હું પાછા ફરતાં તને રિશાંગને ઘેર મૂકી આવીશ.'

અહીં શારેંગ્લા દરવાજા બહાર ઊભી રહી પહેરો દેતી રહી.

પથારી પર બેસી ખાટિંગે ફાનિટફાંગ તરફ જોઈને પૂછ્યું - 'તેઓ બધા ક્યાં છે ?'

'વિડેશ્યેલીના મુખ્યાલય પર'

'તેમનું રક્ષણ કરી શકાશે ?'

ફાનિટફાંગે કોઈ ઉત્તર ન આપ્યો.

ખાટિંગે ફરી પૂછ્યું — 'તું આ કાર્યમાં અમારી સહાયતા કરીશ ?'

ફાનિટફાંગ હજુ પણ કંઈ ન બોલ્યો. તેનું કપાળ અને આખુંય શરીર પરસેવે રેબઝેબ થઈ ગયાં. હમણાં એક મિનિટ પહેલાં જે કામ કરી શકવું તે સહેલું સમજતો હતો, તે જ અત્યારે તેને એક અક્ષમ્ય વિશ્વાસઘાત કરવા જેવું લાગ્યું.

'કંઈ બોલ ને !'

થોડી વાર શાંત રહ્યા બાદ ખાટિંગ ફરી ખૂબ પ્રેમથી, કોમળ અવાજે બોલ્યો — 'ફાનિટફાંગ ! મેં બધી વાતો સાંભળી લીધી છે હમણાં થોડી વાર પહેલાં શારેંગ્લા સાથે શી વાતો થતી હતી ?'

'બહાર ઊભા રહી તમે બધું સાંભળી લીધું ?' બહારથી સંતાઈને બધી વાતો

સાંભળે છે ?'

'હા, સાંભળું છું.'

'તું મને પકડી લેવા આવ્યો છે ?'

'જો, આજે તું બચીને નહીં નીકળી શકે. પોલીસનો એક એક સિપાઈ અને ગુપ્તચર જાણે છે કે તું આ ક્ષણે ગામમાં જ છે.'

'એમ !'

'હું તને અહીં પકડી લેવા નથી આવ્યો, પરંતુ હું રિશાંગ અને કનશેંગના પિતાજીને જરૂર શોધી રહ્યો છું. અને હું તેઓને મેળવી લેવા ચાહું છું - જો તું બતાવી શકે, તો બતાવ કે તે લોકો કઈ કઈ ખાસ જગ્યાએ સંતાય છે ?'

ફાનિટફાંગે કંઈ બતાવ્યું નહીં.

ખાટિંગે એકાએક પૂછ્યું - 'વિડેશ્યેલી ફેક પ્રદેશના ગાઢ જંગલમાં જ છે ને ? ફાનિટફાંગ પોતાના મુખ કે આંખોના હાવભાવથી કોઈ રીતેય એમ ન કહી શક્યો કે - ના, એમ નથી.

ખાટિંગ હસી પડ્યો — 'સારું, મારું કામ થઈ ગયું.'

ફાનિટફાંગને લાગ્યું કે ગુપ્ત મુખ્યાલયના અડ્ડાના સમાચાર હવે વધુ છુપાવી રાખવાથી કોઈ લાભ નથી. ખાટિંગે જે સૂચનાઓ મેળવી છે તે બધી સાચી છે અને તેને આજે પકડી લેવાની જે માહિતી તેણે આપી તે પણ સંપૂર્ણ સાચી છે.

અચાનક શારેંગ્લા અંદર આવી ગઈ અને તે બંનેની વચ્ચોવચ ઊભી રહી ગઈ. અત્યાર સુધી બહાર ઊભી ઊભી તે બંને વચ્ચે વિનંતીના સ્વરે કહ્યું - 'આને અહીંથી નાસી છૂટવાનો મોકો આપો, ખાટિંગભાઈ !'

'ના, આની તો ધરપકડ કરવી જ પડશે.'

શારેંગ્લા પછી મૌન થઈ ગઈ.

થોડી વાર સુધી ફાનિટફાંગના હાથ પોતાના હાથોમાં પકડી રાખી ખાટિંગ બોલ્યો — 'સારું, તો હવે હું જાઉં ?'

'જાઓ.'

દેશી યૂ દારૂની સુરાહી લઈ ફાનિટફાંગ ચૂપચાપ ત્યાં જ ઓરડામાં ફરસ પર બેસી ગયો અને ખૂબ નિશ્ચિંત બની, નિરાંતે દારૂ પીવા લાગ્યો. શારેંગ્લા અને ખાટિંગ તરફ તેણે વળીને જોયું પણ નહીં.

શારેંગ્લાએ આગળ વધીને પૂછ્યું — 'સારું, તો હવે હું જાઉં ?'

'જા, જા.'

બંને ત્યાંથી બહાર નીકળી ગયાં અને ગાઢ અંધકારમાં અદૃશ્ય થઈ ગયાં. ફાનિટફાંગ એકાગ્રચિત્તે શરાબ પીવા લાગ્યો. હવે થોડી જ વારમાં તેની સાથે શું બનશે ? તે અંગે તે બિલકુલ ગભરાયો નહીં. ઘર જ્યારે એકદમ શાંત અને નિઃસ્તબ્ધ બની ગયું, ત્યારે વાયુની તરંગો પર લહેરાતા સંગીત અને વાજિંત્રોના સ્વર અંદર આવવા લાગ્યા, કે જે ધાનની કાપણી અને નવાન્ન ઘરમાં લઈ આવવાના

ઉત્સવ-ઉલ્લાસની ભૂમિકારૂપે ગાવા-વગાડવામાં આવી રહ્યા હતા. ક્યાંય ઘણે દૂરથી એક વાંસળીનો મધુર મીઠો ધ્વનિ આવી પહોંચ્યો. તે ગીતો, શબ્દો અને સ્વરોના તાલ-તાલ પર તેનાં મન-પ્રાણ શૂન્ય થતાં હોય તેમ ખાલી-ખાલી લાગવાં માંડ્યા. આજે ઘણા દિવસો પછી તે પોતાના ગામમાં, પોતાના ઘરમાં એક વાર શાંતિથી વિશ્રામ કરી રહ્યો છે, તન-મનનો થાક ઉતારી રહ્યો છે. ઉત્સવ મનાવવાની ભૂમિકા રૂપે કરવામાં આવી રહેલા પૂર્વાભ્યાસના ગાવા-વગાડવાના સ્થાનથી તે ઘણે દૂર છે. પરંતુ ગીતના શબ્દો અને વાદ્યસંગીતનાં આકર્ષણોથી ભાવવિભોર બની તે પોતાની જાતને જ પૂછવા લાગ્યો, 'હવે વધારે કેટલી વાર છે ?'

# 22

સામે ઘાસના મેદાન પર જામેલો બરફ હવે થોડો તડકો લાગતાં પીગળવા લાગ્યો હતો. અત્યંત દુર્લભ થોડોક તડકો તંબૂ પર પડવા લાગ્યો હતો. જંગલી પોપટનું એક ઝુંડ આકાશમાર્ગે ઊડતું ચાલ્યું ગયું. મોસમ બિલકુલ શાન્ત હતી. જીવનજી ધ્યાનપૂર્વક આબેઈના ભાગેલાં ઢીંચણ પર આયોડિન લગાવેલ પાટો બાંધી રહ્યા હતા આવો સ્વામીભક્ત કૂતરો તેમણે ક્યારેય જોયો નહોતો. તે દિવસે જ્યારે તે લોકોને રસ્તા પરથી પકડી તેઓ અહીં ઉઠાવી લાવ્યા હતા, ત્યારે તેમને છોડાવવાના પ્રયાસમાં આબેઈનો પગ ભાંગી ગયો હતો. તે પગ ઘસડાતાં ઘસડાતાં તે ત્રણ-ચાર દિવસો સુધી સતત ચાલતો રહી ગાઢ જંગલમાં આવેલ આ શિબિર સુધી આવી પહોંચ્યો હતો. આ કૂતરાને જોઈ ન જાણે કેમ વિડેશ્યેલીનું મન પણ દ્રવી ઊઠ્યું. ખરેખર આ કૂતરાને તે ઓળખી ગયો હતો અને તેથી તેણે આ કૂતરાના દવાદારૂ અને સેવા સુશ્રૂષાનો ભાર સ્વયં પોતાના માથે લીધો હતો.

શિયાળાના દિવસોમાં જંગલ ઝાડીભર્યા દુર્ગમ પહાડી પ્રદેશનો કઠિન રસ્તો પણ હવે સુગમ બન્યો હતો. મોસમની અનુકૂળતાથી રસ્તો સુગમ થઈ જવાને કારણે સરકારી સૈનિક ટુકડી ધીરે ધીરે આ શિબર પર પોતાનું દબાણ લાવવા નજીક આવતી જઈ રહી હતી. હવે સ્થિતિ એ હતી કે તે આ શિબિર પર કોઈ પણ સમયે આક્રમણ કરી શકે તેમ હતી. હા, એ સાચું કે આ બધી વાતો ખરેખર જીવન માસ્તરના પોતાના અનુમાન પર જ આધારિત છે અને અનુમાન તો છેવટે અનુમાન જ છે. કારણ કે એ બંદી બનાવાયેલ વ્યક્તિ યુદ્ધની સાચી ખબરો જાણી શકતી નથી. આજે પૂરા એક મહિનાથી વિડેશ્યેલીના આ શિબિરમાં જીવન વગેરે નજરબંદ છે.

બંદીના રૂપમાં અહીં છેલ્લા એક મહિનાથી રહેલા તેઓ માત્ર ખાતા-પીતા, સૂતા રહ્યા છે અને વાતો કરતા રહ્યા છે. કોઈ કોઈ વાર તો તર્કવિતર્ક કરતાં કરતાં તેમને સવારથી માંડીને સાંજ થઈ જાય છે. ક્યારેક ક્યારેક આ બંદીઓ સાથે વાતો કરવા સ્વયં વિડેશ્યેલી પોતે આવી પહોંચે છે. વાતચીતમાં ક્યારેય તેમની વચ્ચે શત્રુતાનો ભાવ પ્રકટ થતો નથી.

શિબિરમાં બંદી બનેલ રિશાંગ તે દિવસે એકાંતમાં શિબિરના એક ખૂણે બેસી પહેલી વાર પોતાની અંગત વાતો વિચારી રહ્યો હતો. જીવન સાથે જે વાતચીત તે કરતો રહ્યો છે, તેથી તેના મનને પૂર્ણ રીતે આશ્વાસન મળી શક્યું નથી. નગા લોકોમાં

વધતી જતી પરસ્પરથી જુદાપણાની વૃત્તિ, એકતાથી વિરુદ્ધ અનેકતાની ભાવનાઓને જોર વધતું જતું જોઈ, ખુટિંગ્લાથી આમ ક-સમયે જુદા થઈ જવાની લાચારીને કારણે વિરહ દશામાં પડી રહેવું અને પોતાની માની સ્થિતિ આવી સ્થિતિમાં રડ્યા સિવાય બીજો કોઈ ઉપાય ન હતો. હવે જ્યારે બહુ જલદી જ મૃત્યુ નિશ્ચિત હતું, તો તે પાસે આવેલ મૃત્યુ વિશે વિચારી વિચારીને તે પોતાની જાતને જ પૂછે છે - 'બોલ, આ જીવનમાં તારું થયું જ શું ? શાંતિ અને પ્રેમની શક્તિને પરાજિત કરીને, તેનો સમૂળગો ઉચ્છેદ કરીને, આજે મનુષ્યની હિંસાત્મક પ્રવૃત્તિઓ જ તેના સમાજને ગળી ગઈ છે. તે જ સર્વોપરિ બની ગઈ છે. નગાઓના જીવનદીપ હવે ઓલવાઈ જવાની તૈયારીમાં છે.

આ ચિંતા કરતાં કરતાં રિશાંગ અત્યંત દીનભાવે દૂર દૂરની પર્વતમાળાઓ તરફ જોઈ રહ્યો હતો. તેના ઊંચા શિખરો કાચા સોનાના સોનેરી રંગોની જેમ ચમકી રહ્યા હતા. તેની પેલી પારના અદૃશ્ય રાજ્યક્ષેત્ર અને તેની પણ પેલે પાર ઝળકી રહેલ ભૂરા આકાશ તરફ જોઈજોઈને તે વિચારી રહ્યો હતો.

છેલ્લા દસ દિવસથી વિડેશ્યેલી શિબિરમાં નથી. અદ્‌ભુત પ્રકારનો માણસ છે તે, તેના ક્રિયા કલાપોને જોઈ આશ્ચર્ય થાય છે. તે જ્યારે તે લોકો સાથે વાતો કરતો હોય છે, ત્યારે તો તે જાણે તેઓના અત્યંત ઘનિષ્ઠ મિત્ર હોય છે, પરંતુ શિબિરમાં પહોંચતાં જ તેઓના નિયમ અને કાયદા પ્રમાણે તે લોકોનો વિચાર કરનાર મુખ્ય ન્યાયાધીશ બની જાય છે. તેના પર આજકાલમાં જ યુદ્ધનીતિના કાયદા અનુસાર ન્યાય વિચાર કરવામાં આવશે. યુદ્ધનીતિનો કાયદો શું કહેશે - તે કોણ જાણે ? શો નિર્ણય અપાશે ? તે કાયદાના નાટકના પૂર્વાભ્યાસનો દેખાડો ન કરી શું સીધી રીતે જ તેને મારીને ફેંકી દઈ શકાય નહીં ?

આમ જ, બસ એક ગોળી ચલાવીને ? પૂર્ણ રૂપે પહેલાંથી જ સુનિશ્ચિત મૃત્યુની આશંકા કાળજે બાંધીને જીવતા રહેવા કરતાં મૃત્યુ પામવું જ કદાચ હજારગણું સારું હતું.

જ્યારે પણ ઊંડી નિરાશા તેના મન-મસ્તિષ્કને ઘેરી વળે છે, ત્યારે તે જીવન માસ્તર સાથે વાતો કરવી શરૂ કરી દે છે.

જીવન સાથે તે વચ્ચે વચ્ચે, કનશેંગ વિશે વાતો કરે છે, તેમના ખબરઅંતર પૂછે છે. નાની બહેન અરુણાની વાતો કરીને તેના મનમાં દબાયેલ સ્મૃતિઓના ખોતરી ખોતરીને જગાડી દે છે. જીવન માસ્તર આવી સ્થિતિમાં પણ પહેલાંની જેમ જ અટ્ટહાસ્ય કરી ઊઠે છે અને પછી ક્યારેક ક્યારેક નાના બાળકની જેમ ધ્રૂસકે ધ્રૂસકે રડવા પણ લાગે છે.

વચ્ચે વચ્ચે સમય કાઢીને વિડેશ્યેલી આવીને નગા-રાજ્ય વિશે વિચારવિમર્શ રજૂ કરે છે. તેનો જીવન માસ્તર સાથે ખૂબ વાદ-વિવાદ થાય છે. તે પોતે પણ ઇચ્છાનુસાર વિડેશ્યેલીની ભરપૂર ટીકા કરે છે છતાં મૃત્યુનો ભય મનમાંથી સંપૂર્ણ રીતે ક્યારેય જતો નથી.

તે સમયે બરાબરે નવ વાગ્યા હતા. ત્યારે જ લગભગ એક માઈલ દૂરના પહાડ પરથી બંદૂકની ગોળીઓના અવાજો આવ્યા. બંદૂકની ગોળીઓના તે અવાજને ધ્યાનપૂર્વક સાંભળી રિશાંગે તે શસ્ત્રોની તાકાત અને પાસે આવી પડેલ યુદ્ધની નિર્મમતાનો અંદાજ બાંધ્યો.

આબેઈની સેવા-સુશ્રૂષા અને મલમપટ્ટીનું કામ પૂરું થઈ જતાં જીવન માસ્તર આવીને રિશાંગ પાસે બેસી ગયા અને ત્યાં જ બેસીને એક માઈલ દૂર થઈ રહેલ ગોળીઓની વર્ષા, લડાઈને કારણે થતા ગોળીઓના અવાજને ચૂપચાપ કાન દઈ સાંભળતા રહ્યા. થોડી વાર સુધી ગોળીઓ ચાલતી રહી. લગભગ અડધા કલાક પછી શિબિરનો એક પહેરાદાર ખભા પર બંદૂક લઈ ત્યાં આવી પહોંચ્યો અને આવીને તેણે એકાએક રિશાંગને બોલાવ્યો — 'બહાર નીકળી આવો.'

'શાથી ?'

'વિડેશ્યેલી આવ્યા છે.'

રિશાંગ તંબૂમાં જે અવસ્થામાં હતો, તે જ અવસ્થામાં બહાર નીકળી આવ્યો. તે સમયે તેના શરીર પર એક ખાખી ખમીશ અને નીચે એક પાટલૂન હતાં. માથાના વાળ વીખરાયેલાં હતાં. બહાર વિડેશ્યેલી એક સાધારણ નગાની વેશભૂષામાં ઊભો હતો. તેની તરફ જોઈ રિશાંગે પૂછ્યું 'ક્યારે આવ્યા ?'

'હમણાં જ. જીવન માસ્તર ક્યાં છે ?' વિડેશ્યેલીના અવાજમાં એક વિચિત્ર પ્રકારની ઉદ્વિગ્નતા હતી; જેવી પહેલાં ક્યારેય સાંભળવા મળી ન હતી.

'જીવન માસ્તર !' — રિશાંગે બહારથી જ બૂમ પાડી.

ધીમે ધીમે ચાલીને જીવન બહાર આવ્યા અને વિડેશ્યેલી પાસે જઈને ઊભા રહ્યા. જીવનની વેશભૂષામાં જરાય સ્વચ્છતા કે સાજશ્રૃંગારનો ભાવ ન હતો. એક ગંદી મેલી પેન્ટ અને તેથી પણ મેલું ખમીસ જેમતેમ પહેર્યાં હતાં. માથું વીખરાયેલા વાળના ગુચ્છાથી ભરાઈ ગયું હતું અને મોઢું લાંબા લાંબા દાઢીમૂછથી ઢંકાઈ ગયું હતું.

'તમને લોકોને બહુ કષ્ટ પડે છે ને અહીં ?' સહાનુભૂતિના સ્વરે વિડેશ્યેલીએ પૂછ્યું.

જીવન ખડખડાટ હસવા લાગ્યા. બોલ્યા— 'જેનું આખું જીવન જ દુઃખમાં વીતી ગયું, તેને પછી બીજું દુઃખ શું ?'

વિડેશ્યેલીએ કંઈક પરેશાની અનભુવી. પછી પૂછ્યું '— તમારો દીકરો કેમ છે ?'

'કોણ જાણે ?'

'તેનું નામ શું હતું ?' ખૂબ મમતાભર્યા સ્વરે વિડેશ્યેલીએ પૂછ્યું.

'કનશેંગ."

'હા, બરાબર. આબેઈને હવે કેમ છે ?'

'સારું છે. — 'કહીને જીવન દૂરથી આવતા બંદૂકની ગોળીઓના અવાજને ધ્યાનપૂર્વક નિર્વિકાર ભાવે સાંભળવા લાગ્યા.

રિશાંગ તરફ જોઈ વિડેશ્યેલીએ તેને બોલાવ્યો - 'રિશાંગ !'

'શું છે ?'

'તું મારી સાથે-સાથે ચાલ તો.' કહીને વિડેશ્યેલી પોતાના શિબિર તરફ આગળ વધ્યો. કોઈ લાચાર બંદીની જેમ રિશાંગ વિડેશ્યેલીની પાછળ પાછળ જવા લાગ્યો. થોડો સમય વીતી જતાં શિબિરની અંદર તેણે પ્રવેશ કરી લીધા પછી વિડેશ્યેલી તેના બેસી જવાની પ્રતીક્ષા કરતો રહ્યો.

રિશાંગે જોયું કે શિબિરમાં એક સામાન્ય પથારી સિવાય બીજી કોઈ વસ્તુ નથી.

'બેસી જાઓ.' વિડેશ્યેલીએ કહ્યુ. રિંશાગ જ્યારે બેસી ગયો, ત્યારે વિડેશ્યેલી પણ બેઠો.

રિશાંગે ધ્યાન દઈને જોયું તો જણાયું કે વિડેશ્યેલીની ડાબી આંખમાંથી સતત પાણી નીકળી રહ્યું છે. તે સિવાય તેનું બાકીનું મુખમંડળ સંપૂર્ણ નિર્વિકાર હતું. કોઈ ડર, કોઈ પરેશાની તેના ચહેરા પર દેખાતી નહોતી.

રિશાંગે પૂછ્યું - 'તમને બહું તકલીફ થઈ રહી છે નહીં ?'

વિડેશ્યેલી એક શબ્દ પણ ન બોલ્યો. પોતાના દુઃખની વાત બીજી કોઈ વ્યક્તિને કહી તેની સહાનુભૂતિ મેળવવી - એ તેનો સ્વભાવ નથી.

રિશાંગે ફરી પૂછ્યું - 'અમને આમ પકડી જ રાખશો કે પછી અમારા અપરાધો પર વિચાર કરી ન્યાયાનુસાર સજા કરશો ?'

'તમારાં કાર્યો પર વિચાર હવે હું નહીં કરું.' — રિશાંગના વિનયભાવથી સંતુષ્ટ થઈ વિડેશ્યેલીએ કહ્યું.

'તો પછી કોણ કરશે ?'

'ઇતિહાસ.' — વિડેશ્યેલીનો કઠોર અવાજ એક વિચિત્ર અપરિચિત ભાવાવેશથી કંપી ઊઠ્યો.

રિશાંગ કંઇ ન બોલ્યો. તેણે અનુભવ્યું કે વિડેશ્યેલી તેને માત્ર પોતાનો શત્રુ જ નથી માનતો, પણ એક જુદા માર્ગનો પથિક પણ માને છે. છતાં તેણે કહ્યું — 'તમને હું જે પ્રકારના માણસ માનું છું, ખરેખર તે કરતાં તમે બહુ ઊંચા દરજ્જાના માણસ છો.'

'તારા કહેવાનો મતલબ ?'

'મતલબ એ કે - હું માનતો હતો કે તું મારી સંમતિ-અસંમતિ, મારી માન્યતાઓ અને મારા નિષેધોનું કોઈ મૂલ્ય સમજતો નથી.'

વિડેશ્યેલી હસવા લાગ્યો.

'હસો છો શા માટે ?' — આશ્ચર્યચકિત થઈ રિશાંગે પૂછ્યું.

'ખરેખર તો એક જ મનુષ્ય મને સારી રીતે સમજી શક્યો હતો.'

'કોણ ?'

'નાજેક ડોસા. તેમના સિવાય બાકી બધા લોકો મને બિલકુલ સમજી શક્યા નથી.'

'ખરેખર જ નાજેક ડોસા તમને સમજી શક્યા હતા શું ?' — સંદેહપૂર્વક રિશાંગે પૂછ્યું.

'હા.' — વાતને આગળ ન વધારતાં વિડેશ્યેલીએ સંક્ષેપમાં ઉત્તર આપ્યો.

'ઠીક છે. પરંતુ મને એ તો કહો કે યુદ્ધ કરીને કે સઃશસ્ત્ર સંઘર્ષ ચલાવીને છેવટે જે સ્વતંત્રતા તમે લઈ જશો તેથી સાધારણ પ્રજાને શું આપી શકશો ?'

'લોકોને આપવા માટે મારી પાસે કાંઈ નથી. સ્વતંત્રતા સિવાય બીજી કોઈ વસ્તુ નથી.'

'સ્વતંત્રતાથી તમારો અભિપ્રાય શો છે ? જરા સ્પષ્ટ રીતે કહો તો.'

આટલું સાંભળતાં જ આ વખતે વિડેશ્યેલી ખડખડાટ હસવા લાગ્યો. એકાએક તેના કપાળની રેખાઓ તંગ બની અને તે જ ભાવાવેશમાં તે બોલી ઊઠ્યો - 'મને એક એવા સ્વતંત્ર નગા રાજ્યની આવશ્યકતા છે, જેમાં પ્રવેશ કરીને મનુષ્ય અનુભવી શકે કે નગા બનીને પેદા થવાનો અર્થ શો છે ?'

'જુઓ ભાઈ વિડેશ્યેલી, હું નગા બનવા માટે પ્રાર્થના કરતો નથી. હું તો મનુષ્ય બનવાની પ્રાર્થના કરું છું.'

'મેં તારી વાતો સાંભળી છે. તારા મત અને આદર્શોને ખૂબ જાણી ચૂક્યો છું. પરંતુ આ રીતે તમે મનુષ્યને ઘડી ન શકો. જેવી રીતે એક વૃક્ષને સારી જાતની ફળદ્રુપ માટીની જરૂર હોય છે ઉછેરવા માટે, તેવી જ રીતે મનુષ્યને પણ તેની જરૂર હોય છે.'

'તે ફળદ્રુપ ભૂમિ છે આ આખી પૃથ્વી. આ થોડા પહાડ માત્ર જ મનુષ્યનાં ઘર નથી !' — રિશાંગે ખૂબ વિશ્વાસપૂર્ણ સ્વરે કહ્યું.

'ઠીક છે, તું કહે છે તે પ્રમાણે વાત ભલે સાચી હોય, પરંતુ મનુષ્યનાં આદિમ ઘર આ જંગલ અને પહાડ જ છે. તે હું સારી રીતે જાણું છું રિશાંગ ! અને હું દૃઢતાપૂર્વક વિશ્વાસ પણ કરું છું કે નગા એક બિલકુલ અલગ પ્રકારની, પોતાનામાં એક બિલકુલ વિશિષ્ટ કોટિની, બીજાઓથી એકદમ જુદા પ્રકારની જાતિ છે.' — અત્યંત દૃઢ અવાજે વિડેશ્યેલીએ ઉત્તર આપ્યો.

'જાતિ... જાતિ રટણ કરતાં જ તમે લોકો મરશો.' — અસંતુષ્ટ થઈ ખાસિયાણા પડી જતા રિશાંગે કહ્યું.

વિડેશ્યેલીએ તેની વાતનો કોઈ જવાબ ન આપ્યો.

ગોળીઓનો અવાજ હવે બહુ નજીક સંભળાવા લાગ્યો હતો. અચાનક એક બંદૂકધારી નવજવાન ત્યાં આવી પહોંચ્યો અને આવતાં જ તેણે સૂચના આપી કે તેઓ બધા શિબિરની બિલકુલ પાસે આવી પહોંચ્યા છે.

'કેવી રીતે ?' — આશ્ચર્યથી વિડેશ્યેલી પૂછી બેઠો અને કહેવાની સાથે જ તે ઊભો થયો અને પથારીની પાસે પડેલી ગોળીઓથી ભરેલી એક બંદૂક ઉઠાવીને પોતાના ખભે મૂકી સાધારણ - સહજ ભાવે તેણે કહ્યું - 'આમ કેમ બની શક્યું ?'

'હું કંઈ કહી શકતો નથી કે કેવી રીતે તે લોકોએ અહીંના રસ્તાનો ભેદ મેળવી લીધો.' — તે નવજવાને કહ્યું.

તેની વાત સાંભળી વિડેશ્યેલી થોડી વાર સુધી ગંભીરતાપૂર્વક કંઈ વિચારતો રહ્યો.

પછી બોલી ઊઠ્યો - 'ઠીક છે, ઠીક છે, હું સમજી ગયો. તે લોકોએ ફાનિટફાંગ દ્વારા આ બધી વાતોનો ભેદ મેળવ્યો છે.'

'ફાનિટફાંગ ?' — ભયનો માર્યો રિશાંગ બરાડી ઊઠ્યો.

વિડેશ્યેલીએ કોઈ જવાબ ન આપ્યો. તે ઝટપટ બહાર નીકળી ગયો. આજુબાજુ ઊભેલા માણસોને બોલાવી તેણે શિબિરોને ત્યાંથી તરત જ ઉઠાવી લેવાનો આદેશ આપ્યો. જરૂરી કામના કાગળોપત્રો એકઠા કરી મોટી - મોટી બે પેટીઓમાં મૂકી બે માણસોના માથે મુકાવી ગુપ્ત માર્ગે દૂર મોકલાવી દીધા. ત્યાં રહેલ ત્રણે શિબિરો ઉખાડી નાખ્યા પછી રિશાંગે જોયું કે થોડી બંદૂકો અને કુલ ચાર પથારીઓ સિવાય ત્યાં કોઈ વસ્તુ બાકી રહી ન હતી. લાગે છે કે પોતાની સેનાને શિબિરના સ્થળેથી પાછી ખેંચી લેવાની પરિસ્થિતિની શક્યતા પહેલાંથી જ મનમાં વિચારી રાખવાને કારણે વિડેશ્યેલીએ અહીં પોતાની શિબિર બહુ થોડી જ વસ્તુઓના આધારે બનાવી રાખી હતી. અડધા કલાકથી પણ ઓછા સમયમાં બધો જ સરસામાન બાંધી બાંધીને, પીઠ પર ઊંચકીને અને પોતપોતાના ખભા પર બંદૂક મૂકીને જે થોડા ઘણા માણસો હતા, તે બધા તૈયાર થઈને ઘનઘોર જંગલના રસ્તે પૂર્વ તરફ પ્રયાણ કરી ગયા. અને છેલ્લે ત્યાં બચી રહ્યા માત્ર આબેઈ, જીવન માસ્તર, રિશાંગ અને વિડેશ્યેલી.

શિબિર છોડીને પોતે ત્યાંથી જતાં પહેલાં વિડેશ્યેલીએ બાકીના ત્રણેયને પોતાની પાસે બોલાવ્યા, થોડી વાર એમ જ શાંત ઊભો રહ્યો અને પછી તેઓને સમજાવવા લાગ્યો - 'મારી સાથે - સાથે ન આવવામાં જ તમારું કલ્યાણ છે. તેથી તમે લોકો અહીં જ રહો.'

'તમે હવે ક્યાં જશો ?' — પૂછ્યા વિના જ્યારે ન રહી શકાયું ત્યારે લાચાર બની રિશાંગે પૂછી લીધું.

'કંઈ કહી ન શકું.' પૂર્વ દિશાની પર્વતમાળાઓ ઉપર આવેલ અત્યંત ગાઢ ગંભીર જંગલના ખોળામાં મોં છુપાવતાં પોષ મહિનાના તડકા સામે અનિમેષ જોતાં વિડેશ્યેલીએ કહ્યું.

'વિડેશ્યેલી ?' — એક અસહ્ય દુઃખાનુભૂતિથી વ્યથિત બની તેને પોતાના બાહુઓમાં લઈ લેતાં રિશાંગ બોલી ઊઠ્યો — 'ભાઈ મારા ! તું અમારા લોકોની વચ્ચે આવી જા. આ બધું છોડી દે.'

વિડેશ્યેલીએ પણ રિશાંગને પોતાના બાહુઓમાં લઈ ગળે લગાડતાં કહ્યું - 'હવે આટલે સુધી પહોંચ્યા પછી તે શક્ય નથી. હવે જ્યાં પહોંચી ચૂક્યો છું, ત્યાંથી પાછો ફરી શકું તેમ નથી.'

'પણ શા માટે ? આપણા લોકોને છોડીને તું છેવટે રહીશ ક્યાં ?'

વિડેશ્યેલી કંઈ ન બોલ્યો. ઉદાસ અને દુઃખી મને તેણે ફરી એક વાર ચારે બાજુની પહાડીઓ પર નજર નાંખી. વિસ્તૃત, વિશાળ ભૂરા રંગની વચ્ચે, લીલાંછમ જંગલોની મનમોહક છટામાં તેનાં મનપ્રાણ ખોવાઈ ગયાં. આ પર્વતમાળાઓને તે ખૂબ ચાહે છે. સાથે જ, તેના ખોળામાં વસતા અહીંના મનુષ્યોને, તેની છાતીમાં

છુપાયેલ અમૂલ્ય ભૂ-સંપત્તિને, તેનાં વૃક્ષો, લતાઓ, ઝાડીઓ, જીવજંતુઓ, દરેકને, દરેક વસ્તુને. પરંતુ આ પર્વતમાળાને એક નવા રૂપે સજાવવાની આવશ્યકતા છે, તેને નવા રૂપે શણગારવી જ પડશે, નગા લોકોના પોતાના બાહુબળથી જ, તો જ તેને શાંતિ મળી શકશે.

'હું જ્યાં રહું છું, ત્યાં આપણા લોકો જ વસે છે.' — એક ઊંડો નિસાસો છોડી વિડેશ્યેલીએ કહ્યું - 'સારું ભાઈ, હવે હું જાઉં. જો, ભાઈ રિશાંગ, સમય મળ્યે મને યાદ કરજે.' તે પછી આગળ વધી જીવન માસ્તરનો હાથ પકડી તેણે કહ્યું - 'તમે તો મારા અત્યંત આત્મીય છો. મારી સગી નાની બહેનના પતિ, મારા પ્રિય પરોણા. તમારા લોકોના અમે સદા હિતેચ્છુ બની રહીશું.'

થોડી વાર ચૂપચાપ ઊભા રહ્યા પછી વિડેશ્યેલીએ ફરીથી જાણે વિનયપૂર્વક સમજાવતાં કહ્યું - 'કનશેંગને સારી રીતે પાળી-પોષી મોટો કરજો.'

'સારું, તમે હવે ફરી ક્યારે આવશો ?' — નિર્વિકાર ભાવે જીવન માસ્તરે પૂછ્યું.

'જ્યારે સમય મળશે ત્યારે.' — કહીને તેણે તેઓની તરફ જોયું. એક શાંત હાસ્ય કરી તે ટેકરી પરથી ધીમે ધીમે નીચે ઊતરી ગયો અને પાઇનનાં ગાઢ જંગલોમાં અદૃશ્ય થઈ ગયો.

થોડી વાર પછી જ્યાંથી વિડેશ્યેલી વિદાય થયો હતો. તે કેડી એકદમ શાંત અને નિઃસ્તબ્ધ બની ગઈ.

આ બાજુ ગોળીઓ છૂટવાનો અવાજ ક્રમશઃ નજીક ને નજીક આવતો ગયો. આબેઇ પાછળ જોઈ - જોઈને ભસવા લાગ્યો. આબેઇ જે બાજુએ જોઈ ભસતો હતો, તે બાજુ ફરીને રિશાંગે અત્યંત સજાગ-તીક્ષ્ણ દૃષ્ટિએ જોયું અને પછી તે બોલી ઊઠ્યો — 'જીવન' ઝડપથી જમીન પર ચત્તા સૂઈ જાઓ.'

ચોક્કસપણે આવી પડનારી મહાવિપત્તિનું અનુમાન કરી જીવન ઝડપથી જમીન પર ચત્તાપટ થઈ સૂઈ રહ્યા.

થોડો સમય એમ જ પડ્યાં - પડ્યાં વીતી ગયો. આજુબાજુમાં થોડી - થોડી વારે બે-એક ગોળીઓના અવાજ આવવા છતાં ધીમે ધીમે તે સ્થળ શાંત થઈ ગયું. આબેઇ થોડી દૂર સુધી આગળ વધતો રહ્યો અને પછી ગાઢ જંગલમાં અદૃશ્ય થઈ ગયો.

'આણે કોઈ જાણીતા ઓળખીતા માણસની ગંધ મેળવી છે.' — રિશાંગ બબડ્યો.

'બની શકે.' — જીવન બોલ્યા.

થોડો સમય વધુ વીત્યો. તે ટેકરીની પશ્ચિમ બાજુના જંગલમાંથી અચાનક આબેઇ ઉછળતો-દોડતો આવી પહોંચ્યો અને તેની પાછળ પાછળ બંદૂકથી નિશાન તાકી રહેલ ખાટિંગ અને તેની પાછળ સૈનિકોની એક ટુકડી પણ તરત આવી પહોંચી. રિશાંગની બિલકુલ નજીક પહોંચી, સૂતેલ, અવસ્થામાં પડેલા તેના શરીરને બરાબર જોઈ-તપાસી, ઓળખી લીધા બાદ ખાટિંગે ખૂબ સાવધાની પૂર્વક પૂછ્યું — 'રિશાંગ ! અરે, આ તો રિશાંગ જ છે ને !'

'ખાટિંગ !' — રિશાંગ ખાટિંગના ચહેરા સામે જોઈ હસી પડ્યો અને પછી ઝડપથી ઊભો થઈ ગયો.

'જીવતો છે ?'

'જોઈ તો રહ્યા છો.' શરીર પર ચોંટેલ ધૂળ-માટીને ખંખેરતાં - ખંખેરતા રિશાંગે કહ્યું.

'તને જીવિત દશામાં જોવાની આશા તો મેં મૂકી જ દીધી હતી.'

'જાનથી મારી નાખવાને બદલે વિડેશ્યેલી પોતે જ મને જીવતો મૂકી ગયો.'

'એમ ! તો પછી તે કઈ બાજુ નાઠો છે ?'

વિડેશ્યેલી જે કેડીએ ગયો હતો, તે બાજુ ઇશારો કરતાં રિશાંગે કહ્યું -

'પેલી બાજુ. પરંતુ તે બાજુએ તો શું બર્માની સીમા શરૂ થતી નથી ?'

'હા, સાચું કહે છો. હોઈ શકે' — કહીને ખાટિંગે પોતાનું દૂરબીન કાઢ્યું અને પછી જે રસ્તા તરફ રિશાંગે ઇશારો કર્યો હતો, તે બાજુએ અને તે બાજુના જંગલ ભણી તીક્ષ્ણ નજરે જોયું-પારખ્યું. જ્યારે ક્યાંય કંઈ ન જણાયું ત્યારે અંતે તેણે કહ્યું - 'તેનો હવે વધુ પીછો કર્યા કરવાથી કોઈ લાભ નથી.'

રિશાંગ મૌન જ રહ્યો. દરમ્યાન જીવન માસ્તર પણ ઊભા થઈ ગયા હતા. તેમને જોઈ ખાટિંગ એકાએક બોલી ઊઠ્યો — 'જીવન માસ્તર, તમે !'

'ખાટિંગ.'

'આમની નાની બહેન વગેરે ગામમાં આવી ગયાં છે ને ?' — રિશાંગે અચાનક પૂછી લીધું.

'ના, નગાપર્વતોમાં લડાઈ-ઝઘડા અને અવારનવાર થતા રહેતા ઉપદ્રવોના સમાચાર સાંભળી તે લોકોએ પોતાના આવવાનો કાર્યક્રમ રોકી દીધો. માત્ર ખુટિંગ્લા જ આવી.' એમ કહી ખાટિંગે એક અર્થપૂર્ણ સ્મિત કર્યું.

'મારી મા કેમ છે ?' — રિશાંગે પૂછ્યું.

'એકદમ પાગલ જેવી થઈ ગઈ છે.'

'અને કનશેંગની સંભાળ કોણ લઈ રહ્યું છે ?' — જીવને પૂછ્યું.

'શારેંગ્લા.'

'એમ !' — કહી જીવન ફરી ચૂપ થઈ ગયા.

અચાનક આબેઈ આવી પહોંચ્યો અને તે ત્રણેય મનુષ્યોના પગ ચાટી-ચાટીને કું-કું કરવા લાગ્યો.

'આ કોઈ કૂતરો નથી, માણસ છે માણસ.' — જીવને કહ્યું અને પછી એકાએક તેમણે આબેઈના પગ પકડી લઈ તેના લગભગ રુઝાવા આવેલા ઘા ધ્યાનપૂર્વક જોવા લાગ્યા.

રિશાંગ બોલ્યો — 'આ માણસ કરતાંય વધુ કર્તવ્યપરાયણ છે.' — અને પછી થોડી વાર સુધી તેણે ખાટિંગને કૂતરાનો સમગ્ર વૃત્તાંત કહી સંભળાવ્યો. ખાટિંગની સાથે જે બીજા સૈનિકો આવ્યા હતા, તે બધા પણ તેની ચારે બાજુ બેસીને તેની

વાર્તા સાંભળવા લાગ્યા.

થોડી વાર પછી રિશાંગ તરફ જોઈ ખાટિંગે કહ્યું - 'તારી શોધ કરતાં, પત્તો મેળવતાં એક મહિનાનો સમય થઈ ગયો.'

'એક મહિનો.'

'હા, એ અર્થમાં હું વિડેશ્યેલીની પ્રશંસા કરું છું. તેના સૈનિક બહુ કામના છે. કામગરા અને ચતુર. અમને લોકોને આ એક મહિનામાં તેમણે હેરાનપરેશાન કરી મૂક્યા.'

'તેને મેં ઘણું સમજાવ્યો કે - આ અસ્ત્ર-શસ્ત્રનો સહારો લેવાનું છોડ. આ બધું છોડી અહિંસાના માર્ગે આવી જા.' — રિશાંગે કહ્યું.

'પછી શું કહ્યું એણે ?'

તેણે કહ્યું કે — 'કોઈ પણ હાલતમાં તે હથિયાર નહીં છોડે. તે બીજું શું કહે છે, જાણો છો ?'

'શું ?'

'તેનું કહેવું છે કે - એક નાજેક ડોસા સિવાય બીજું કોઈ તેને સમજી શક્યું નથી.'

'પિતાજી ?' — આશ્ચર્યચકિત થઈ ખાટિંગે કહ્યું.

પોતાના પિતા નાજેકના શ્રાદ્ધકર્મમાં જોડાવા ખાટિંગ આવ્યો ન હતો અને જ્યારે તેમનું મૃત્યુ થયું, ત્યારે તો તે કોઈ સમાચાર પણ મેળવી શક્યો ન હતો. નાજેક અને વિડેશ્યેલી વચ્ચે જે નિકટ સંપર્ક સ્થાપિત થઈ ગયો હતો, તે બધા વિશે તે કંઈ પણ જાણતો નથી. આજ વાતનું અનુમાન કરી રિશાંગે તેનું વિશેષરૂપે વર્ણન કર્યું. અને પછી પસ્તાવાના સ્વરે કહ્યું — 'આશ્ચર્ય તો એ વાતનું છે કે તમારા પિતાજીને અમારામાંથી કોઈ સમજી શક્યું નહીં. તો પછી વિડેશ્યેલી જ તેમને કેવી રીતે સમજી શક્યો ?'

એક લાંબો નિસાસો નાખી ખાટિંગે કહ્યું — 'પિતાજીની તો વાત જ જુદી. જે વિચારતા, તેવું જ કરતા. તેમાં જ જરાય મીનમેખ નહીં. બિલકુલ વિડેશ્યેલી જેવો જ સ્વભાવ.' ખાટિંગ પછી કંઈ ન બોલ્યો. પોતાના સ્વર્ગીય પિતાની સ્મૃતિઓ અચાનક ફરી ઉભરાઈ આવતાં તેનું મન ઉદાસ થઈ ગયું.

પશ્ચિમ આકાશમાં સૂર્ય ધીરે ધીરે ઢળવા લાગ્યો. વાદળાં છવાઈ જવાથી વાતાવરણ ધૂંધળું બની ગયું. દૂરની પહાડીઓ હવે આંખે દેખી શકાતી ન હતી. આજુબાજુના વૃક્ષ-વેલીઓ પવનના સપાટામાં હાલવા લાગ્યા હતા. ખાટિંગ સાથે આવેલા સૈનિકો પોતાની શિબિર ઊભી કરવામાં વ્યસ્ત હતા. તેઓને સંબોધીને ખાટિંગે બધા માટે ભોજન તૈયાર કરવાનો આદેશ આપ્યો. તે પછી તે ધ્યાનમગ્ન બની તે કેડી તરફ જોવા લાગ્યો, જ્યાંથી વિડેશ્યેલી ગયો હતો. તેનાથી થોડે દૂર રિશાંગ અને જીવન પાસે-પાસે બેસી કોઈ દાર્શનિક વિષય પર વિચારવિમર્શ કરવામાં વ્યસ્ત હતા. આબેઈ શાંતચિત્તે બેસી આકાશમાં છવાયેલાં વાદળો સામે એકીટશે જોતો જાણે કંઈક વિચારી રહ્યો હતો.

પાસેના એક જૂના વિશાળકાય વૃક્ષ પરથી પાંદડા ખરી-ખરીને પડવા લાગ્યાં હતાં. નીચેની જમીન કેટલાંક અજાણ્યાં ફૂલો અને પાનખરમાં ખરી પડેલા પાંદડાંઓથી ભારે શોકાકુલ બની ગઈ હતી. ખાટિંગ બેઠો-બેઠો વિચારતો હતો. — 'આ વખતની નાતાલ ભારે કષ્ટ ભરેલી હશે.' તેની આંખો સામે તે સમયે આગામી સાત દિવસો પછી જ આવનાર દિવસનું ચિત્ર તરવા લાગ્યું. આટલા બધા કષ્ટોમાં ભગવાન ઈશુ પણ સુખી રહી શકે શું ?

થોડો સમય એમ જ વીત્યો તે પછી ઊઠીને આરામ કરવા માટે તે પોતાની શિબિરમાં જઈ સૂઈ ગયો અને પછી તેની આંખો સામે તેના સ્વર્ગીય પિતા અને વિડેશ્યેલીના સંબંધોનું ચિત્ર ઉપસવા લાગ્યું. પોતાના સિદ્ધાંતો માટે જે માણસ પોતાના જ લોહી-માંસથી બનેલ પોતાના સંતાન સુધ્ધાંની ઉપેક્ષા કરી શકે છે, તે કોઈ સાધારણ મનુષ્ય હોઈ શકે નહીં. બની શકે કે તેના પિતામાં કોઈ પણ સ્થિતિમાં કોઈનીય સમક્ષ ઝૂકી ન જવાનો જે અદમ્ય ગુણ હતો, તે જ ગુણ તેમણે વિડેશ્યેલીમાં જોયો હોય. નગા લોકોના ગૌરવવંતા અતીતનો ઉદ્ધાર કરવા માટે બંને જણા તત્પર હતા. તેઓની સાહસિકતા, તેઓની વીરતા અને દૃઢતા — બધું જ એક ખોટા આંદોલનને કારણે વ્યર્થ બન્યું. આ રીતે યુદ્ધો અને મનુષ્યોની હત્યાઓ કરવાથી નગા લોકોની ઉન્નતિ થઈ શકે નહીં. તેઓની ઉન્નતિ માટે તેમને જોઈએ - ઘરબાર, હોસ્પિતાલ, સ્કૂલ વગેરે.

તે આ બધા વિચારોમાં ખોવાયેલો હતો, ત્યાં જ રિશાંગ આવી પહોંચ્યો.

'ખાટિંગ' — તેણે બૂમ પાડી અને પૂછ્યું — 'આજે જવું નથી શું ?'

'આજે નથી જવું. આવ, બેસ.' — સૂતાં રહીને જ તેણે કહ્યું.

રિશાંગ તેના ઓશિકાના ભાગે બેસી ગયો. પછી અચાનક પૂછી બેઠો —

'હુઈનિંગની સભામાં ભાગ લેવા આવેલા માણસોમાંથી કોઈ તમને મળ્યું હતું કે ?'

'ના, સભાની વાત જ માત્ર સાંભળી હતી.'

'સારું !' — કહી રિશાંગ પછી ચૂપ થઈ ગયો.

'હવે ફરીથી સભા બોલાવશો ?'

'હા, સભા બોલાવીશ.'

'સભા કરીને શું કરશો ?'

'આ વિશે હું કંઈ ન કહી શકું. પરંતુ ઘણા બધા વિચારો મનમાં આવે છે.'

"ઠીક છે. મરજી પડે તેમ કરો. બસ, કોઈ આંદોલન ન કરશો.

જનતા આંદોલન ઇચ્છતી નથી.

'બિલકુલ ખોટી વાત.'

'શો મતલબ ?'

'જ્યાં સુધી તે લોકો વંચિત છે. ત્યાં સુધી તેઓ આંદોલન કરશે.'

'તો એનો અર્થ એ કે તું પણ વિડેશ્યેલીની જેમ જ....'

'શું બકી રહ્યો છો ?' — રિશાંગનું મન અસંતોષથી ભરાઈ ઊઠ્યું.'

'તો પછી આંદોલનનો અર્થ શો ?'

'અમારે આત્માની શાંતિના બળે આંદોલન કરવું પડશે.'

ખાટિંગ ખડખડાટ હસવા લાગ્યો. બોલ્યો — 'બંદૂકની એક ગોળીથી સો આત્માઓ મરી જશે.'

'નહીં મરે —' કહી રિશાંગ મૌન થઈ ગયો.

'આ બધું છોડ રિશાંગ. વિવાહ કર અને ...'

'બસ કર, બહુ થયું હવે. હવે ચૂપ રહે.' — કહીને ક્રોધનો માર્યો રિશાંગ ઉત્તેજિત થઈ ગયો.

'નોકરી નહીં કરે ?'

'નહીં કરું.'

ખાટિંગ બેસી ગયો અને તેની તરફ જોઈને બોલ્યો —

'આ બધું આંદોલન-ફાંદોલન છોડી દે. વિડેશ્યેલીની જેમ નકામું-અમથું આખું જીવન નષ્ટ કરવાની જરૂર નથી.'

'તમારા કરતાં તો વિડેશ્યેલી જ સારો.'

'રિશાંગ —' ખાટિંગ ક્રોધથી ધૂંઆપૂંઆ થઈ ઊઠ્યો.

'એ વાત સાચી કે તે ખોટા માર્ગે ચાલી ગયો છે. પરંતુ આપણા લોકોની ઉન્નતિનું કામ કરવા માટે એક નવા ઉપાયની આવશ્યકતા છે.'

ખાટિંગ કંઈ ન બોલ્યો, આ બધી રાજનીતિની વાતો તેને બિલકુલ પસંદ નથી. થોડો સમય આમ જ વીત્યો. રિશાંગે જોયું કે સૂર્યનો પ્રકાશ ધીરે ધીરે આછો થતો જઈ રહ્યો છે, સમગ્ર પ્રકૃતિ એકાએક શાંત બની ગઈ છે. શિબિરમાં કોઈ સૈનિક મેન્ડોલિન વગાડી રહ્યો છે. અચાનક તેને ફરીથી યાદ આવ્યું કે નાતાલને બસ સાત દિવસ બાકી છે. પ્રભુ ઈશુના જન્મદિન પર તેમના આગમનની સૂચનાથી તેના મનની કળી અચાનક ખીલી ઊઠી. દૂરથી મંદ પવન વહી આવ્યો. તે મુગ્ધ નેત્રે શિબિરની ફાટમાંથી દેખાતા પાઇન વૃક્ષ નીચેના સુંદર, શાંત અને એકાંત સ્થાન તરફ જોવા લાગ્યો. મન પરથી બધો ભાર એકાએક જાણે કે હટી ગયો. મન બિલકુલ હળવું અને નિશ્ચિંત લાગવા માંડ્યું.

# 23

એ દિવસે વહેલી પરોઢથી જ ઋતુ ચોધાર રડતી હતી. પાઇન વૃક્ષોનાં પાન પર એના આંસુ ટપ ટપ ટપકતાં હતાં. રિશાંગના ઘર સામે આંગણામાં ઊભેલો જંગલી ફૂલનો છોડ ઝાકળમાં ભીંજાઈને કોઈ ધવલ સ્વચ્છ ઝરણામાં નાહીને આવેલી કોઈ નગાકન્યા જેવો લાગતો હતો.

કનશેંગને સુવડાવીને શારેંગ્લા રિશાંગની માના ઓશિકે બેસીને તેના કપાળ પર ભીનાં પોતાં મૂકતી હતી. ઘરના પાળેલાં સુવ્વર દૂર જંગલમાં ચરવા જતાં રહ્યાં હતાં. મરઘીઓ મૌન ધારણ કરીને બહાર ઓસરીમાં લપાઈને બેઠી હતી. આ ભયંકર નિઃસ્તબ્ધતામાં એ રહી-રહીને ભગવાનને પોકારી ઊઠતી — 'હે વરવિરા ભગવાન ! હવે તો તમે આંખ ઉઘાડીને અમારા પર કૃપાદૃષ્ટિ કરો.'

છતાં પણ વરવિરાએ આંખ ઉઘાડીને જોયું નહીં. એટલી હદે કે ક્રિસમસના દિવસે પણ દેવળ સુધી જવાની એને ઘડીક પણ નવરાશ ન મળી.

એ દિવસે ગિરજાઘર પાસેના ખુલ્લા મેદાનમાં મેળો ભરાયો હતો. એ દિવસે બહુ મોટો જમણવાર થયો હતો. ગામના જ નહીં પરંતુ, દૂર-દૂરનાં ગામોથી આવીને પણ લોકો એમાં જોડાયા હતા. આ બધું વર્ણન એણે બીજાના મોંએ સાંભળ્યું હતું, પોતે જોયું ન હતું. આજે લગભગ એક મહિનાથી એ એકલે હાથે રિશાંગની માની સેવાચાકરી અને કનશેંગની સારસંભાળ કરતી રહી. એને ઘડીની નવરાશ નથી, થાક ઉતારવા અને વિસામો લેવાનો સમય નથી અને નથી કોઈ એવું જે કામમાં સહેજ પણ મદદ કરે. રિશાંગના જવાથી તેનું ઘર જાણે શ્મશાન બની ગયું છે — કોઈ નથી અહીં.

હમણાં થોડી વાર પહેલાં ડા. પામ આવીને તપાસી ગયા છે. એમના કહેવા પ્રમાણે દર્દીને ન્યૂમોનિયા થઈ ગયો છે. હાલત બહુ જ ચિંતાજનક થઈ ગઈ છે. હવે લગભગ બીજા પાંચ કે બહુ બહુ તો સાત કલાકનો સમય જ બચ્યો છે જીવવા માટે. શારેંગ્લાને ડર લાગતો હતો છતાંપણ એણે સેવા કરવામાં પાછી પાની ન કરી. જે રીતે કનશેંગની એ બધી સારસંભાળ લેતી એ જ રીતે આટિબ (રિશાંગની મા)ની સેવાચાકરી પણ હાર્યા-થાક્યા વિના સતત કરતી રહી.

વચ્ચે વચ્ચે જ્યારે આટિબ ભાનમાં આવતી ત્યારે એ રિશાંગ વિશે પૂછી બેસતી ત્યારે એને સાંત્વન આપવા મિષે એ કહી દેતી — 'આવશે, મા, એ જલદી આવી જશે.'

પરંતુ જો સાચી વાત કરીએ તો સ્થિતિ એવી હતી કે ગામના બધા લોકોએ

રિશાંગના ઘેર પાછા આવવાની આશા છોડી દીધી હતી. બધાએ માની લીધું હતું કે રિશાંગ મરી ગયો છે. વળી એને પોતાને પણ લોકોની આ ધારણામાં શંકા કરવાનું કોઈ કારણ ન લાગ્યું. હા, એ વાત ચોક્કસ કે એનું પોતાનું મન વારંવાર કહેતું રહ્યું — 'એ આવશે, એ આવશે.'

અચાનક કનશેંગ જાગી ગયો અને જાગતાં જ 'દાદી, દાદી'ની બૂમો પાડતો જોરજોરથી એ રડવા લાગ્યો. એના બૂમ-બરાડાથી આટિબ પણ જાગી ગઈ અને પીડાને કારણે પોતાના હાથ-પગ પછાડવા લાગી. શારેંગ્લાએ પૂછ્યું - 'મા ! પાણી પીશો ?'

આટિબે ડોકું ધુણાવ્યું. મોં ખોલી બસ આટલું જ બોલી — 'રિ... રિશાંગ...'

'આવશે મા, એ જરૂર આવશે.'

ત્યારે આટિબે હોઠ ફફડાવી કંઈક કહ્યું પરંતુ શારેંગ્લા કંઈ પણ સાંભળી કે સમજી ન શકી. મૃત્યુમાર્ગના પ્રવાસી માનવ મરણની પળે એક ન સમજાય એવી ભાષા બોલે છે. કદાચ જીવિત રહેનારાઓ માટે આ ભાષાનો કોઈ અર્થ કે હેતુ હોતો નથી. એણે મૃત્યુમાર્ગની દિશામાં આગળ વધતા આવા અનેક લોકોના મોંએ આ પ્રકારની ભાષાનો અજ્ઞેય અવાજ સાંભળ્યો છે પણ એ બધાનો અર્થ એ આજ સુધી સમજી નથી શકી અને વળી સમજીને શું વળે ?

એ આટિબની સેવામાં નવરી ન પડી કે એને સહેજેય તક ન મળી પણ કનશેંગ આપોઆપ ફરી શાંત થઈ ગયો. શારેંગ્લાએ આટિબના કપાળે હાથ મૂકીને જોયું — ભઠ્ઠીની જેમ ધગધગતું હતું. એને લાગ્યું કે ભીનાં પોતાં મૂકવા કરતાં એના માથા પર પાણીની ધાર કરવી વધારે સારી છે નહિતર દર્દીના પ્રાણ બચવા મુશ્કેલ છે. પણ એ આ બધું કેવી રીતે કરશે ? એક કામ કરે તો બીજું ન થાય. સ્થિતિ એવી છે કે એકેય કામ છોડાય એવું નથી. દ્વિધામાં એ કિંકર્ત્તવ્ય મૂઢ થઈ ગઈ.

બરાબર આવા અણીના સમયે અણધારી ખુટિંગ્લા ત્યાં આવી પહોંચી. જ્યારથી એ ગામ પાછી આવી છે ત્યારથી આજ સુધી શારેંગ્લા એને જોઈ શકી ન હતી. આ પહેલાં જ્યારે એણે રિશાંગ વિશે ગુવાહાટી પત્ર લખ્યો હતો તોપણ ખુટિંગ્લાએ એનો કોઈ જવાબ આપ્યો ન હતો. આ બધું થવા છતાં શારેંગ્લાએ કોઈ પણ પ્રકારની ફરિયાદ કર્યા વિના સહજ રીતે જ કહ્યું — 'અરે ખુટિંગ્લા તારાં તો દર્શન દુર્લભ થઈ ગયાં છે !'

'માફ કરજે, પણ હું આવી જ ન શકી.' — ખુટિંગ્લાએ ટૂંકમાં જવાબ આપ્યો. એ સમયે કોઈ પણ પ્રકારનો કચવાટ પ્રગટ કરવાની એને હિંમત ન થઈ. એણે પૂછ્યું — 'મોટી બાને કેમ છે ?'

શારેંગ્લાએ માથું ધુણાવી ઇશારો કર્યો કે સ્થિતિ બહુ નાજુક છે. ત્યાં જ કનશેંગ મોટે મોટેથી ચીસો પાડવા લાગ્યો. એના બૂમબરાડા સાંભળીને ખુટિંગ્લા પૂછી બેઠી — 'આ છોકરો કોનો છે ?'

'જીવન માસ્તરનો !'

'ઠીક. સારું, તું ઊભી રહે. હું એને સંભાળું છું.'

'જીવનની નાના બહેન વગેરેને અહીં તેડી લાવવાની વાત હતી. તું એમને તારી સાથે ન લાવી ?' શારેંગ્લાએ પૂછ્યું.

'ના. ખરેખર તો એ લોકો અહીંનાં તોફાન-રમખાણ અને અશાંત વાતાવરણની વાતો સાંભળીને બહુ ડરી ગયાં છે એટલે એ લોકો હાલ ત્યાં જ રોકાઈ ગયાં અને કહ્યું કે પછી આવશે.'

ખુટિંગ્લાએ ઓરડામાં જઈ કનશેંગને ખોળામાં તેડી લીધો, પછી થોડી વાર સુધી ગીત ગાઈ-ગાઈને તેને શાંત કરવાનો પ્રયત્ન કરવા લાગી. સમય મળતાં શારેંગ્લાએ એક રબરનું કપડું આદિબના માથા નીચે પાથર્યું અને એના માથા પર પાણીની ધાર કરવા માંડી. ઝર ઝર કરતી પાણીની ધાર નીચે માટીથી લીપેલી ફરસ પર પડવા લાગી. આ સાથે જ માટીમાં બધું પાણી શોષાઈ જવા લાગ્યું. ઠંડક થતાં રિશાંગની માના શરીરનો તાવ થોડી વાર પછી કંઈક ઓછો થયો.

બીજી તરફ કનશેંગ ખુટિંગ્લા સાથે વાતે વળગ્યો. ગુવાહાટીમાં રહેતી એની ફઈ વગેરેનાં શું નામ છે, ફઈ લોકો કેવાં છે, એ લોકો અહીં ફરી ક્યારે આવશે, અને આવશે ત્યારે એના માટે શું શું લાવશે અને પછી કઈ કઈ સ્વાદિષ્ટ વસ્તુઓ એને ખવડાવશે ? વગેરે. વાતચીત પૂરી થઈ ગઈ તો ખુટિંગ્લાના ખોળામાંથી કૂદીને કનશેંગ શારેંગ્લા પાસેથી પસાર થઈ બહાર રમવા દોડી ગયો.

હવે બંને સ્ત્રીઓને થોડીક નવરાશ મળી. શારેંગ્લાની પાસે આવીને ખુટિંગ્લાએ પૂછ્યું - 'કનશેંગના પિતાના કોઈ સમાચાર જ ન મળ્યા. નહીં ?'

'હા.'

'જીવન માસ્તરના ઘર-કુટુંબના લોકો બહુ સારા છે. ખાસ તો અરુણા.'

'અસમિયા લોકો કેવા છે ?'

'ઘણાં સારા ! એકદમ આત્મીયતાથી મળે છે.'

આ રીતે થોડો સમય વાતો કરવાને કારણે બંને વચ્ચે જે દીવાલ હતી એ આપોઆપ જ પડી ગઈ.

શારેંગ્લાએ સમજાવતા કહ્યું, 'અહીં બધા લોકો જીવનને ખૂબ જ ચાહે છે. મારા પ્રત્યે પણ એમને લાગણી છે. પરંતુ ખબર નહીં એ સતત શું વિચાર્યા કરે છે. બહુ મોટી મોટી અને કંઈક ગૂઢ વાતો કર્યા કરે છે. એમને માત્ર રિશાંગ જ સમજી શકે છે.'

રિશાંગનો સંદર્ભ આવતાં જ ખુટિંગ્લાના ગાલ, ચહેરા અને કાનની બૂટ પર લાલી ધસી આવી. એ મોંએથી કંઈ ન બોલી.

'ભલે, પણ જરા એ વાત તો કર કે તેં મારા પત્રનો જવાબ કેમ ન આપ્યો ?' ખુટિંગ્લાએ કહ્યું, 'અમસ્તો જ.'

'અમસ્તાં તો ન હોય. મારા વિશેની તારી ગેરસમજ ક્યારે દૂર થશે.' કહેતાં શારેંગ્લાએ ઊંડો નિસાસો મૂક્યો.

'એ વાત જુદી છે કે ભગવાન વરવિરાએ મને પતિતા રૂપે ઘડી છે. પરંતુ માત્ર

આ કારણે હું બીજી સ્ત્રીઓના મનની લાગણીઓ સમજી ન શકું ?'

એની વાતોમાં જે સહજ આત્મીયતા કે નિકટતા વ્યક્ત થતી હતી એણે ખુટિંગ્લાના હૃદયને ખળભળાવી મૂક્યું. જવાબમાં એણે કહ્યું —

'ક્યારેક મનમાં નકામી વાતો ઘોળાયા કરે છે. એના કારણે ભૂલ સમજવામાં મને વાર લાગે છે.'

શારેંગ્લાએ કહ્યું — 'તને એમ હતું કે મેં તારા પ્રેમના માર્ગમાં વિઘ્ન ઊભું કર્યું છે, પરંતુ સાચું કહું છું મેં એવું કંઈ કર્યું નથી.'

ખુટિંગ્લાએ બહુ સહજતાથી સ્વીકાર્યું કે શારેંગ્લા વિશેની તેની આ ગેરસમજ ઘણાં સમયથી છે. એ દિવસે પણ આવી ગેરસમજનો અણસાર અજાણતાં જ એના મોંએથી સરી પડ્યો —'તું પોતે પણ એને અત્યંત ચાહે છે.'

'હા, ચાહું છું.'

'તો પછી ?' — ઊંડી આશંકા સાથે ખુટિંગ્લાએ પૂછ્યું.

'જો હું એવું કરી શકતી હોત તો એના માટે જેટલો પ્રેમ મારા હૃદયમાં છે એ આખે-આખો અહીં વહેતી નદી ઇરિલના પ્રવાહમાં વહાવી દેત, પણ ના, આવું મારાથી નથી થઈ શકતું. પરંતુ માત્ર આ સ્થિતિને કારણે હું તારું કોઈ અહિત નહીં કરું ખુટિંગ્લા, મને તારા સમ. તમે બંને જ...' કહેતાં કહેતાં એકાએક શારેંગ્લાની આંખો વરસવા લાગી.

ખુટિંગ્લાને ખ્યાલી આવી ગયો કે રિશાંગના જીવનની અનિશ્ચિતતાને કારણે જ શારેંગ્લાનું હૈયું ભરાઈ આવ્યું છે અને માટે જ એ રડી પડી. તેના આ રુદનની સરળતા અને નિષ્કપટતા સમજાતાં ખુટિંગ્લા સ્થિર ન રહી શકી. આજે એ રિશાંગ માટે સહાનુભૂતિ દેખાડનાર પ્રત્યેક હૃદય પ્રત્યે કૃતજ્ઞ થયા વિના રહી શકતી નથી. અચાનક એના મનમાં વિચાર ઝબક્યો — એક પુરુષને બે સ્ત્રીઓ એકસાથે ચાહતી હોય એમાં આશ્ચર્યની વાત તો નથી. બલકે આવું નથી થઈ શકતું એ આશ્ચર્યની વાત છે. કેટલાંય સમયથી એના મનને ઈર્ષ્યા અને દ્વેષનાં જે વાદળોએ ઘેરી લીધું હતું એ આજે આ હૃદયસ્પર્શી ક્ષણે અચાનક વિખરાઈ ગયા. શારેંગ્લા તરફ જોતાં એ બોલી — 'છિ છિ, એમાં રડે છે શું ?'

'ક્યારેય ન ઓગળતા કે પિગળતા બરફની મજબૂત શિલા જેવું મન કઠણ થઈ ગયું હતું. તને પાસે મેળવીને એ આંસુમાં વહી નીકળ્યું.' આંસુ લુછતાં લુછતાં શારેંગ્લાએ પ્રયત્નપૂર્વક હસવા કર્યું.

ખાસ્સે દૂર ગામના યુવક-યુવતીઓ દ્વારા ગવાતા સામૂહિક સંગીતના સૂરો વાયુના તરંગો પર તરતા આવી રહ્યા હતા.

'હે પ્રભુ ઈશુ ! તારી કરુણાના એક કણનું અમને દાન કર.' આ ખાસ પ્રાર્થના ગીત એ લોકો બહાર ખુલ્લા મેદાનમાં બેસીને સવાર-સાંજ ગાતાં. પરંતુ આજે ખુટિંગ્લાના હૃદયમાંથી એ આનંદઉલ્લાસ જતો રહ્યો છે. રિશાંગની કુશળતાના કોઈ સમાચાર ન મળે ત્યાં સુધી એ આ પ્રાર્થના ગાઈ નથી શકતી.

શારેંગ્લાએ જોયું કે સમૂહ સ્વરમાં ગવાતા પ્રાર્થનાગીતને સાંભળીને ખુટિંગ્લાનું નારંગી જેવું લાલ અને કોમળ મુખ ફીક્કું અને કંઈક ઉદાસ થઈ ગયું છે. એની આ ઉદાસી અને દુઃખભરી સ્થિતિનું કારણ સમજીને શારેંગ્લાએ અચાનક પોતાની જાતને કહ્યું — 'ઓ મારા ભોળા મન ! આટલું અધીરું શા માટે થાય છે ? જેનું કામ જ પોતાની જાતને બધા વચ્ચે વહેંચવાનું છે એ ભલા શા માટે બીજાની વસ્તુ પર નજર બગાડે ? શારેંગ્લા કોઈની પણ પાસે કશું જ બદલામાં માગતી નથી. એ તો પોતાની જાતને રિશાંગ માટે નિઃશેષ ભાવે ઓગાળી નાંખશે.'

'શારેંગ્લા !' ખુટિંગ્લાએ બૂમ પાડી.

'શું છે ?'

'મોટી બાની સ્થિતિ શું સાચ્ચે જ બહુ ખરાબ થઈ ગઈ છે ?'

'રિશાંગની વાતો કરતાં - કરતાં એ બિચારી ગાંડી જ થઈ ગઈ છે.'

'પણ તું એમની માટે જે રાતદિવસ થાક્યા વગર પરિશ્રમ કરે છે એની ગામના લોકો ખૂબ જ પ્રશંસા કરે છે.'

'પરિશ્રમ કરવા માટે જ તો મને ભગવાન વરવિરાએ બનાવી છે. એક દુષ્ચરિત્ર અને પતિતા સ્ત્રીને જીવનમાં બીજું કામેય શું છે ?'

ખુટિંગ્લા કંઈ બોલી નહીં. વાત ખોટી પણ નથી. અચાનક એ પૂછી બેઠી — 'એક વાત પૂછું, તને ખરાબ તો નહીં લાગે ?'

'કઈ ?'

'ફાનિટફાંગ સાથે શું વાત હતી ?'

શારેંગ્લાએ મર્માહત ભાવે એક મલિન સ્મિત કરતા કહ્યું, — લોકોના ઘરેથી કાઢી મૂકેલી અનાથ આશ્રયહીન સ્ત્રીનું જે થાય તે.'

'તેં તારી ઇચ્છાથી એને પ્રેમ નથી કર્યો ?'

'ના, મને એની દયા આવે છે. પણ એ તને ખૂબ જ ચાહે છે. ખૂબ જ....'

'જો એ ખરેખર મને પ્રેમ કરતો હોત તો મને આટલી નિર્દયતાથી ગળચી પકડીને ધક્કો ન મારત. જો આ જગ્યાએ — 'કહી ખુટિંગ્લાએ પોતાના કપાળ પર પડેલા કાળા ચાઠાં પર હાથ મૂકી દેખાડ્યા. સાંજના આછા અજવાળામાં એ ચાઠાં બરાબર ન દેખાવા છતાં શારેંગ્લાને બધી ખબર પડી ગઈ. કારણ આનો આખો ઇતિહાસ એણે ફાનિટફાંગ પાસેથી પહેલેથી જ સાંભળ્યો હતો.'

શારેંગ્લાએ એના ચાઠાં તરફ જોતાં કહ્યું - 'એણે મને પહેલેથી જ બધું કહી દીધું હતું.'

'કહી દીધું છે ?'

'હા. તારા ના પાડવાથી એ સારા-નરસાનું ભાન જ ખોઈ બેઠો હતો.'

'પણ તું જ કહે હું એને કેવી રીતે સ્વીકારું ?' ખુટિંગ્લાએ પૂછ્યું.

'બરાબર છે. ખુટિંગ્લા તું જાણે છે, કે પ્રેમ એક અનોખી વસ્તુ છે. તારા કારણે ફાનિટફાંગ કેટલી હદે જઈ શકે છે એ જો તું જાણીશ તો સંભવ છે એના માટેનો

તારો ભાવ બદલાઈ જાય.'

'શું ?'

'એણે માત્ર તારા જ કારણે વિડેશ્યેલી સાથે વિશ્વાસઘાત સુધ્ધાં કર્યો.'

'એ કઈ રીતે ?'

'ખાટિંગને વિડેશ્યેલીની મુખ્ય છાવણીનો ભેદ કહી દીધો.'

'ભલે. પણ આ ઘટના મારા કારણે કેવી રીતે થઈ ?'

'રિશાંગ વગેરેને બંદી બનાવીને વિડેશ્યેલીની મુખ્ય છાવણીમાં જ રાખવામાં આવ્યા છે. તારા મુખને જોઈને જ એણે આ ભેદ ખાટિંગને કહી દીધો. તારા કારણે જ એણે ખાટિંગની મદદ કરી. અને એ જ કારણે એ ગિરફતાર પણ થયો.'

'સાચ્ચે જ ? કે પછી તું' — આશ્ચર્યચકિત થઈ ખુટિંગ્લાએ પૂછ્યું.

અચાનક લગભગ એક મહિના પહેલાની એ કરુણ અને અદ્ભુત સાંજ શારેંગ્લાને યાદ આવી ગઈ. ફાનિટફાંગના હૃદયહીન, કઠોર અને દયાહીન આચરણ નીચે છુપાયેલા પ્રેમના એ ગંભીર સ્રોતને જોઈને એ સમજી ગઈ હતી કે આ પૃથ્વી પર હજી સાચો પ્રેમ મર્યો નથી. દરેક હૃદયમાં એ વિખરાયેલો અને ઢંકાયેલો પડ્યો છે, બસ માત્ર પ્રકાશ પ્રાપ્ત કરવાનો એને માર્ગ નથી મળતો.

ફાનિટફાંગના ગહન પ્રેમનો પરિચય એના નિઃસંકોચ બલિદાનના સાહસમાં સ્પષ્ટ મળ્યો. સેંકડો વખત ખુટિંગ્લા દ્વારા અસ્વીકાર કરવા છતાં પણ પ્રેમની એ ગંભીરતાને હૃદયમાંથી વાળીઝૂડીને કાઢી શકાતી નથી. એનો પણ રિશાંગ માટેનો જે ગંભીર પ્રેમ છે એને કાળની થપાટો, અવૈધ અને લાંછિત શારીરિક સંબંધો અને સંસારભરની ઉપેક્ષા પણ દૂર કરી શકી નથી. એ દિવસે 'યૂ'ના દેશી દારૂની હાંડલી લઈને ઘરની જમીન પર બેઠેલા ફાનિટફાંગના કરુણ દૃશ્યમાં પ્રેમનો વિજય પ્રગટ થઈ રહ્યો હતો. જે પ્રેમનો સ્પર્શ ખુટિંગ્લા આજે રિશાંગ માટે વ્યથિત અને આકુળ-વ્યાકુળ થઈ ઊઠી છે એ પ્રેમ કરતાં આ પ્રેમ વધુ કષ્ટસાધ્ય અને વધુ સુંદર છે.

શારેંગ્લા હવે બહુ સારી રીતે સમજી ગઈ છે કે પોતાના પ્રિયજનને પ્રાપ્ત કરવાનો અર્થ સંભવતઃ એને ખોઈ દેવો જ છે. પામી લેવું સહજ છે, પશુના જીવન જેવું છે પરંતુ પ્રાપ્તિની દરકાર કર્યા વગર સેવા અને આત્મબલિદાન વડે પોતાનો પ્રેમ પ્રગટ કરવાનો તો પ્રભુ ઈશુનો ધર્મ છે. એ જ પ્રેમ શ્રેષ્ઠ છે.

એ દિવસ પછી એ ફાનિટફાંગને જોઈ પણ નથી શકી. એને કોઈ જોઈ પણ નથી શકતું, નજરકેદમાં રાખવામાં આવ્યો છે. ખાઈખોએ જાહેર કર્યું છે કે એ વિદ્રોહી છે, વિધ્વંસકારી છે, એના માથે અનેક હત્યાઓના આરોપ છે, માટે એને ન જોવામાં જ સાર છે. પરંતુ શારેંગ્લાને જ ખબર છે કે ખરેખર એ કોણ છે ? એ એક મોટું બાળક છે. એનું વર્તન-વ્યવહાર એકદમ સરળ છે. એ છળકપટથી રહિત રુક્ષ, નિષ્ફળ અને કઠોર છે. એનો વિદ્રોહ પોકળ છે - એ વિડેશ્યેલીના પરાક્રમની એક અનુપમ પ્રતિધ્વનિ છે, એનું ગુપ્ત જીવન એની નિર્મમ દરિદ્રતાની એક ભયંકર પ્રતિક્રિયા છે - પરંતુ એનો પ્રેમ, એ સાચ્ચે જ એક સ્વર્ગીય વસ્તુ છે.

એ દૃશ્યનું ટૂંકમાં વર્ણન કરવામાં શારેંગ્લા એવી તો ભાવવિભોર થઈ ગઈ કે થોડી વાર માટે એ માંદા મોટી બા, થોડેક આઘે રમતમાં મગ્ન નાના બાળકને અને આસપાસના જગતને એ એકદમ જ ભૂલી ગઈ.

વાત પૂરી કરી એ અટકી તો એણે જોયું કે ખુટિંગ્લા કોઈ ઊંડા વિચારમાં ડૂબી ગઈ છે.

એકાએક દેવળની છેલ્લી સર્વિસનો ઘંટ વાગવાનો અવાજ સરતો આવ્યો. ત્યારે શારેંગ્લાએ ખુટિંગ્લાને કહ્યું — 'આપણે દેવળ તો નહીં જઈ શકીએ. અહીં રહીને બાઇબલનો એક અધ્યાય વાંચી લઈએ ?'

'વાંચ !'

પાસે પેડલી પર રહેલું બાઇબલ ઉપાડીને શારેંગ્લાએ તેનો સેંટ જોનનો અધ્યાય ખોલ્યો —

'શ્રેષ્ઠ પ્રેમ શું છે ? જે પ્રેમ પોતાના પ્રેમાસ્પદ માટે પોતાના જીવનનું સુધ્ધાં બલિદાન આપવાની પ્રેરણા જગાડે છે એ જ પ્રેમ શ્રેષ્ઠ પ્રેમ છે.'

તમે લોકો પરસ્પર એકબીજાને એવી રીતે પ્રેમ કરો જે રીતે હું તમને લોકોને પ્રેમ કરું છું.'

શારેંગ્લા તન્મય થઈ ભાવાવેગથી બાઇબલનો પાઠ કરતી હતી. એ સ્વરથી અથડાઈને ખુટિંગ્લાના હૃદયનો કોઈ એક ખૂણો અચાનક રણઝણી ઊઠ્યો. એ વિચારવા લાગી — 'શું એક પતિતા સ્ત્રીના હૃદયમાં વરવિરા ભગવાન પ્રત્યે પ્રેમ અને શ્રદ્ધાનો આવો ભાવાવેગ શક્ય છે ?' અથવા શું એ બધા પુરુષોને પ્રેમ કરતાં કરતાં ભગવાન વરવિરાને પ્રેમ કરતાં શીખી ગઈ. છિ, છિ આવું પણ બની શકે' — એ કંઈ સમજી ન શકી.

બાઈબલનો પાઠ પૂરો થતા એમણે ઘણે દૂરથી આવતા ક્રિસમસના સમૂહ સંગીતનો મધુર સ્વર સાંભળ્યો. આકાશમાં એ સમયે અંધકારના શાંત ભવાં ચમકી ઊઠ્યાં છે અને એ શાંત ભવાં નીચે એક જોડી લાલલાલ પ્રશાંત આંખો એમને જોઈજોઈને હસી રહી છે.

થોડી જ વાર પછી જંગલમાં ચરવા ગયેલા પાળેલાં સુવ્વર ખાવા માટે બૂમાબૂમ કરવા લાગ્યા. મરઘીઓ પણ પોતાની પાંખો ફફડાવીને કક્ કક્.. કરવા લાગી. બહારથી દોડીને કનશેંગ અંદર આવ્યો અને શારેંગ્લાનો પાલવ પકડીને કહેવા લાગ્યો — 'માસી, ખાવા આપ.'

વાતોના રસમાં શારેંગ્લા આજે રાંધવાનું જ ભૂલી ગઈ હતી. બોલી — 'થોડી વાર થોભ મારા વહાલા દીકરા ! હું હમણાં રસોઈ બનાવી દઉં છું.'

ખુટિંગ્લાએ ચિંતિત થઈ કહ્યું — 'હે ભગવાન ! હવે તો છોકરાને ઉપવાસ કરવો પડશે. લાવ, હું રસોઈ બનાવી દઉં. તું આમનું ધ્યાન રાખ. વસ્તુઓ તો છે ને બધી ?'

'હા, પણ તું આજ અહીં રોકાઈશ ?'

'અહીં બીજું તો કોઈ રોકાવાનું નથી ને ?'

'ના.'

'ભલે. તો હું આજે અહીં રોકાઈશ.'

'મા, તને કંઈ કહેશે તો ?'

'આજકાલ મા કંઈ નથી કહેતી.' બોલી ખુટિંગ્લા ત્યાંથી ઊઠીને રસોડામાં જતી રહી અને ત્યાં જઈને ચૂલો સળગાવ્યો. ત્યાર પછી એણે એક લમ્પ અને એક દીવો સળગાવ્યો. એણે શારેંગ્લા પાસે લમ્પ મૂક્યો.

એ સમયે પોતાના ગળે હાથ વળગાડી પીઠ પર લટકેલા કનશેંગને એક હાથથી સંભાળતી શારેંગ્લા બીજા હાથથી આટિબને પંખો નાખતી હતી. ખુટિંગ્લા પોતાનો ડાબો હાથ દર્દીના માથે મૂકતાં બોલી — 'બહુ ધખે છે. આમણે આંખ તો ઉઘાડી નથી. એ શું ખાશે ?'

'ચોખાનું ઓસામણ કે બાર્લીનું પાણી' શારેંગ્લાએ કહ્યું. હમણાં થોડી વાર પહેલા બાઈબલનો પાઠ કરીને જે શારેંગ્લા મહત્તર પ્રેમથી ભાવાભિભૂત થઈ ગઈ હતી, એ હવે એકદમ શાંત થઈ ગઈ.

'એક વાત કહું ! તું દેખાવમાં એકદમ મા જેવી લાગે છે.' ખુટિંગ્લાએ કહ્યું — 'આ બાળકને ખોળે લઈ લે.'

'સાચું કહે છે ને ?' — શારેંગ્લાએ પૂછ્યું. એના મનમાં હંમેશાં જાગતી માતૃત્વની અતૃપ્ત અભિલાષા કનશેંગ દ્વારા પરિતૃપ્તિ મેળવે છે. એને સંતાડવાનો શો લાભ ? આ દિવસોમાં કષ્ટ અને નિરાશાના અડાબીડ જંગલમાં એ જ તો એનું એકમાત્ર નિરાપદ આશ્રય રહ્યો છે.

'સાચે કહું છું. એ તારી સાથે હળીમળી જશે અને તું પણ એને પાળીપોષીને મોટો કરી શકીશ. સ્ત્રી જો જીવનમાં મા નથી બની શકતી તો એના જીવનમાં કંઈ નથી.' કહેતા ખુટિંગ્લાએ ઊંડો નિસાસો મૂક્યો.

શારેંગ્લા સમજી ગઈ કે ખુટિંગ્લા પણ મનોમન એજ અભાવનો અનુભવ કરે છે. એણે કહ્યું — 'વરવિરા ભગવાનને પ્રાર્થના કર કે ખાટિંગ એને શોધી લાવે. એનું મૃત્યુ થઈ ગયું છે એ વાત તો હું વિચારી પણ નથી શકતી.'

'હું પણ. એ તો કોઈનું બૂરું ઇચ્છતો નહીં. મારા પિતાજી સુધ્ધાં —' કહી ખુટિંગ્લાએ અચાનક આંખોમાં ધસી આવતા આંસુઓને ખાળવા માટે હથેળીઓથી પોતાની આંખો ઢાંકી લીધી.

'શું થયું, કહે તો ! આવી રીતે જીવ બાળવાથી શું થશે ?'

'પિતાને હું ક્યારેય માફ નહીં કરું. પિતાએ તારા ઉપર પણ કાંઈ ઓછા અત્યાચાર નથી કર્યા.' ખુટિંગ્લાએ કહ્યું.

શારેંગ્લાને એ આખી ઘટના યાદ આવી ગઈ કે કેવી રીતે ગાઠિંખુઈના અભદ્ર વ્યવહારથી અપમાનિત થઈને એ સાંજે એ બહાર નીકળી ગઈ હતી. સાચી વાત તો એ છે કે અપમાન શારેંગ્લા આજસુધી ભૂલી શકી નથી. સંભવ છે કે એ ઝેરમાં જાતને બાળીને એ નષ્ટ થઈ ગઈ હોત પણ આજે ખુટિંગ્લા પોતે જ્યારે પોતાના પિતાના અત્યાચારોને નિઃસંકોચ સ્વીકારે છે ત્યારે અચાનક જ શારેંગ્લાનું હૃદય

પીગળી ગયું અને એ ક્ષમાશીલ બની ગઈ.

'એમને આપણે બધાંએ માફ કરવા પડશે જેમ રિશાંગે કર્યા હતા.' શારેંગ્લાએ સમજાવ્યું.

'એ તો મને ખબર છે. રિશાંગમાં અપાર સહનશક્તિ છે.' ખુટિંગ્લા બોલી.

'ના, એનું હૃદય બહુ ઉદાર છે.'

ખુટિંગ્લાએ કહ્યું — 'અમારા ઘરડા વડીલો બહુ જિદ્દી લોકો હતા. અમે અમારી નજરે નાજેક ડોસા, રિશાંગના પિતા અને મારા પોતાના પિતાને જોયા છે. એ લોકોને જે જોઈએ એ લઈને જ જંપતા હતા.'

'ગુણ અને દોષ બંને વડે જ તો મનુષ્ય બનેલા છે.' શારેંગ્લાએ ટૂંકમાં જવાબ આપ્યો અને વળી જોરથી આટિબને પંખો નાખવા લાગી. આજ એના હૃદયમાં ખુટિંગ્લા માટે પ્રેમનો દરિયો ઊમટી રહ્યો હતો. એને લાગ્યું કે માણસ માણસ વચ્ચે ઊભેલી દીવાલો જે એમને પરસ્પર દૂર રાખે છે એ જો તોડવામાં ન આવે તો મનુષ્યનું સાચું સ્વરૂપ આ જ રીતે ઢંકાયેલું રહી જતું હશે. ક્યારેક તો વિપત્તિઓનું વાવાઝોડું આવીને એને તોડી નાંખે છે. ત્યારે જેવી રીતે વાવાઝોડામાં તૂટેલા માળાના પક્ષી ડાળી પર જેમ એકબીજાની સોડમાં લપાઈને બેસે છે અને પછી એક નવી દૃષ્ટિથી એકબીજાને જોવા લાગે છે એવી જ રીતે માણસ પણ. મુક્ત પરિવેશમાં તેઓ એકબીજાના સાચા રૂપને ઓળખવામાં સમર્થ બની જાય છે. લાગે છે, જીવનના નિશ્ચલ અને શાંત વાયુમંડળને ગતિ પ્રદાન કરવા માટે જ વાવાઝોડાની રચના થઈ હશે.

રસોડામાં રાંધતાં-રાંધતાં ખુટિંગ્લા ભગવાન વરવિરાને પ્રાર્થના કરતી એક નાનકડા સોના જેવા સુંદર ઘર-પરિવાર માટે ભીખ માગતી હતી, જ્યાં એ આવી રીતે રસોઈ બનાવે, શારેંગ્લાની જેમ સેવાચાકરી કરે, કનશેંગ જેવા એક નાના બાળકને પીઠ પર ઘોડો કરી રમાડે અને સંભવ હોય તો આખા વર્ષની ઋતુઓ પ્રમાણે ઘરમાં નવા અન્ન આવવાના ઉત્સવ અને ક્રિસમસનું પવિત્ર પર્વ ધામધૂમથી ઊજવે.

શાક સુધારતાં એને ફાનિટફાંગ પણ યાદ આવતો હતો. જ્યારે શારેંગ્લા એના આત્મોત્સર્ગની વાત કરતી હતી ત્યારે ખુટિંગ્લાના મનમાં એના માટે સાચ્ચે જ કરુણાની લાગણી જાગતી હતી — માણસને પ્રેમ કરવામાં એવો કોણ છે જે સામે પ્રેમ ન કરે. હા, પ્રાણીઓની વાત જુદી છે. એ મનોમન ફાનિટફાંગના કલ્યાણ માટે પ્રાર્થના કરવા લાગી. ત્યાર પછી બધાની થાળી પીરસતી વખતે, કનશેંગને એક એક કોળિયો ભાત ખવડાવતી વખતે, એ કનશેંગના સુંદર ભવિષ્ય માટે, એના ખોવાયેલા પિતાના સકુશળ પાછા ફરવા માટે, શારેંગ્લાના કુશળ-મંગળ માટે એ પ્રાર્થના કરતી રહી.

બહારના ઓરડામાં રિશાંગની મરણાસન્ન માનો કણસાટ સાંભળતાં - સાંભળતાં આ કષ્ટમાંથી એને છુટકારો મળે એ માટે શારેંગ્લા મનોમન પ્રાર્થના કરતી હતી.

કનશેંગને ખવડાવીને ખુટિંગ્લા આટિબ માટે બાર્લીનું પાણી લઈ આવી અને એના મ્હોંમાં ચમચીથી રેડવા લાગી, પણ આટિબે મોં ખોલ્યું જ નહીં. બસ ઓં ઓં, આં આં કરતી એ ખબર નહીં શું પણ કંઈક સમજાવવાનો પ્રયત્ન કરતી રહી.

શારેંગ્લાએ એની આંખોને ધ્યાનથી જોતાં કહ્યું - 'લાગે છે કે સન્નેપાતમાં બબડે છે.'

તાવની તંદ્રામાં બીમાર આટિબ થોડી વાર કંઈ કેટલું બબડતી રહી. એક વાર જોરથી બૂમ પાડી ઊઠી - 'રિશાંગ.... રિશાંગ !'

બંને ભયને કારણે એકબીજાને જોતી રહી.

બહાર બહુ વેગથી પવન ફુંકાતો હતો. પાઇન વનની છાતી ચીરીને કોઈ પીડા પોકાર કરતી વહી આવતી હતી. આ યાતના માનવીની હતી કે પૃથ્વીની કંઈ સમજાયું નહિ. પણ એ એટલું સમજી ગઈ કે મૃત્યુ માનવ અને પ્રકૃતિનો મેળાપ કરાવી દે છે. એમનું આ મિલન અસ્પષ્ટ કે અજ્ઞેય છે પણ કંઈક ચીસો - પોકારો અને કણસાટ વડે એક વિચિત્ર ભાવ પ્રગટ થાય છે. એ પાઇન વનમાંથી આવતી હવાના સુસવાટમાં એ સાંભળી શકી — ઈશુને સૂળી પર લટકાવવાની વેદના, આટિબના મૃત્યુની યાતના, ખુટિંગ્લાનો વિરહજન્ય શોક-સંતાપ, એની ભગવાન વર્ાવિરા ને સમર્પિત વ્યાકુળતા, ફાનિટફાંગના આત્મબલિદાનની કાતર ચીસ, કનશેંગનો સરલ, અબોધ ક્રોધ અને રિશાંગના ગહન માનવપ્રેમની અપ્રતિહિત તીવ્ર ગતિનો ઝણકાર. ક્રિસમસની આ રાતમાં કોઈ દેવદાર વનમાં અજ્ઞાત હૃદયનો ઊંડો નિસાસો ગુંજી ઊઠ્યો હતો. એ ક્ષણે મનુષ્ય અને પ્રકૃતિ, જન્મ અને મૃત્યુ વચ્ચેની સીમારેખા લુપ્ત થઈ ગઈ હતી.

આટિબના અનર્ગળ પ્રલાપ કરતાં સૂક્કા હોઠને એકીટશે જોતાં જોતાં શારેંગ્લા એક અપ્રિય આશંકાથી ધ્રુજી ઊઠી. જોરદાર તોફાની પવનના સપાટાથી કંપી ઊઠતી લાકડાની દીવાલો અને છાપરાને જોઈને એક અસહ્ય પીડાને કારણે ખુટિંગ્લા સહેજ પણ સ્થિર થઈ શકતી ન હતી.

અચાનક બારણાને ધક્કો મારી કોઈ જાનવર અંદર આવી ગયું. શારેંગ્લાએ હાથમાં લેમ્પ લઈ જોયું તો આશ્ચર્ય અને આનન્દાતિરેકમાં એ બૂમ પાડી ઊઠી — 'અરે તું છે, આબેઈ !'

આબેઈ લંગડાતો ચાલતો હતો. એના ખોડંગાતા પાછલા પગને જોઈ શારેંગ્લા બોલી — 'કોઈએ તને માર્યો હતો શું ?' આબેઈ કું... કું.. કરતો એના પગમાં આળોટવા લાગ્યો. ખુટિંગ્લા પણ એ કૂતરાને ઓળખી ગઈ. એક વાર નવયુવતી મંડપના આંગણામાં એ બધી સૂતી હતી ત્યારે આ જ કૂતરાએ વિડેશ્યેલીનો પત્ર લાવીને શારેંગ્લાને આપ્યો હતો. એ પત્રમાં શારેંગ્લાના જાપાની પ્રેમીના મૃત્યુના અશુભ સમાચાર હતા અને આજે એ કયો સંદેશો લાવ્યો છે ? અજ્ઞાત આશંકાના ભયથી એનું શરીર થર થર ધ્રુજવા લાગ્યું.

શારેંગ્લા આબેઈની ગરદન, હાથ, પગ અને પટ્ટો બધું ધ્યાનથી જોવા-તપાસવા લાગી પણ કંઈ ન મળ્યું.

'આ ક્યાંથી આવ્યો છે ?' — ખુટિંગ્લાએ પૂછ્યું.

'આને રિશાંગની સાથે મોકલી દીધો હતો.'

પછી ખુટિંગ્લાએ કોઈ પ્રશ્ન ન પૂછ્યો. આ અપશુકનિયાળ કૂતરો હવે કોણ જાણે કોના મૃત્યુના સમાચાર લાવ્યો છે.

થોડી વાર સુધી આબેઈ એ જ રીતે શારેંગ્લાના પગમાં પડ્યો રહ્યો. પછી વારંવાર બારણા પાસે જઈ ભસવા લાગ્યો.

એની આ ચેષ્ટા જોઈ શારેંગ્લાએ ખુટિંગ્લાને કહ્યું —

'સમજાય છે, કોઈક આવી રહ્યું છે.'

'કોણ હોઈ શકે ?'

'કદાચ ....'

એકાએક બારણું ખૂલવાનો અવાજ આવ્યો. ખભે એક મોટો થેલો લટકાવી, રુક્ષ-ચીમળાયેલા ચહેરે, માથે જટા જેવા વાળ, અસ્તવ્યસ્ત દાઢી-મૂછ લઈ જીવન માસ્તર ઓરડામાં દાખલ થયા.

'શારેંગ્લા !'

'અરે, તમે આવી ગયા ?'

'હા.'

'બધા આવી ગયા છે.'

'અને ખાટિંગ !'

'હા, આ કોણ છે ?' એમણે અત્યંત આશ્ચર્યથી પૂછ્યું.

'ખુટિંગ્લા.'

જીવનનું મોં કરમાઈ ગયું. ખુટિંગ્લા તરફ જોઈ એમણે એટલું જ કહ્યું — 'રિશાંગ હમણાં જ આવતો હશે.'

ખુટિંગ્લાએ જોયું જીવન માસ્તર સૂકાઈને જંગલી કાંટાળા ઝાડ જેવા થઈ ગયા છે. કેટલાય દિવસોના અનિયમિત જીવનને કારણે એમનું અસલી રૂપ બહારનાં ધૂળ-રજ, મેલા કપડાં અને જટામાં સંતાઈ ગયું છે. માત્ર એમની બે આંખો શાંત, તેજપૂર્ણ અને આકાશી આભાથી ચમકી રહી છે. એમની આંખો એકદમ અરુણાની આંખો જેવી જ છે. ખુટિંગ્લા મનોમન વિચારતી હતી કે જીવન એનો પરિચય મળતાં એને અરુણા વગેરેના કુશળ સમાચાર પૂછશે અને એ પછી કદાચ કનશેંગના ખબર પરંતુ એમણે એ બધા વિશે કંઈ પૂછ્યું જ નહીં. પાસે પડેલી ખુરશી પર બેસી ખભેથી થેલો ઊતાર્યો અને પછી પૂછ્યું — 'મા ને કેમ છે ?'

શારેંગ્લાએ માથું ધુણાવી કહ્યું — 'એકદમ ખરાબ હાલત છે. હવે તો છેલ્લા શ્વાસ લઈ રહી છે. રિશાંગ ક્યાં છે ?'

'બસ આવતો જ હશે. ગિરજા પાસે જ એને અને ખાટિંગને ગામના લોકો રોકીને કંઈક પૂછપરછ કરે છે.'

'તમે લોકો છૂટ્યા કેવી રીતે ?'

'વિડેશ્યેલીએ છોડી મૂક્યા.'

'વિડેશ્યેલીએ ?' આશ્ચર્યથી શારેંગ્લાએ પૂછ્યું.

પછી જીવનમાસ્તરે કેદમાંથી છૂટવાની કથા ટૂંકમાં કહી સંભળાવી. સાંભળીને નિરાંતનો શ્વાસ લેતાં શારેંગ્લા બોલી — 'ભગવાન વરવિરાએ તમારા બધાની રક્ષા કરી.'

જીવન મોટે મોટેથી હસવા લાગ્યા. ખુટિંગ્લા આશ્ચર્યચકિત થઈ એમની સામે જોતી વિચારવા લાગી. — કેવા માણસ છે આ ? અરુણાએ એક દિવસ કહ્યું હતું, 'મોટાભાઈ એકદમ ભાવુક પ્રકૃતિના માણસ છે. કાયમ વિચારતા જ રહે છે.'

રિશાંગના આગમનના સમાચાર સાંભળી ખુટિંગ્લા કંઈક અધીરાઈ અનુભવતી હતી. ત્યાં અચાનક શારેંગ્લાએ કહ્યું, 'ખુટિંગ્લા, તું આ ત્રણે જણ માટે જલદી કંઈક જમવાનું બનાવ. મોટી બા, હવે વધુ કેટલું રહેશે એનું કંઈ ઠેકાણું નથી. આ લોકોને ખાઈ-પીને આરામ કરવાની જરૂર છે.'

ખુટિંગ્લા રસોઈ કરવા માટે જ્યારે રસોડામાં જતી રહી ત્યારે શારેંગ્લાએ જીવનને પૂછ્યું — 'ખાટિંગને સાચું રહસ્ય કોણે કહ્યું એની ખબર છે ?'

'કોણે ?'

'ફાનિટફાંગે.'

સાંભળતાં જ જીવનને વિડેશ્યેલીએ છાવણી છોડવાના છેલ્લા દિવસે જતાં પહેલાં કહેલી વાત યાદ આવી. જીવનને લાગ્યું કે વિડેશ્યેલીએ ખરેખર સાચું અનુમાન કર્યું હતું. એ પૂછી બેઠા — 'અત્યારે એ ક્યાં છે ?'

'જેલમાં.'

જીવન ફરી ચૂપ થઈ ગયા. કોઈ માણસના કામના વખાણ કરવાનું કે નિંદા કરવાનું એમના સ્વભાવમાં નથી. એમના મતે માણસે માત્ર પોતાનું કર્તવ્ય કરતા રહેવું જોઈએ. જેવી રીતે આકાશ-ગ્રહ, નક્ષત્ર-તારા વગેરેને પોતપોતાનું કામ પોતપોતાની કક્ષામાં રહીને કરતા રહે છે. આ માટે કોઈએ પણ બીજા દ્વારા થતી પ્રશંસા કે નિંદાની આશા કરવી ન જોઈએ. એ ઊભા થયા અને ધીરે ધીરે ખાટલા પર પડેલા આટિબના લગભગ નિર્જીવ શરીર પાસે આવીને થંભી ગયા. થોડી વાર જોઈને પછી કોઈ અનુભવી ચિકિત્સકની જેમ આટિબનું કાંડુ પકડી એની નાડી તપાસી અને બોલ્યા — 'બસ હવે બે કલાક રહેશે. પછી બધું પૂરું.'

આટલું કહી તરત એ નિર્વિકાર ભાવે બીજા ઓરડામાં જતા રહ્યા. એટલે સુધી કે શારેંગ્લાને કનશેંગ વિશે કંઈ પૂછ્યું પણ નહીં.

'આ જીવન માસ્તર પણ ખરા છે.' — શારેંગ્લાએ વિચાર્યું.

થોડી વાર પછી પોતાના ઓરડામાંથી જીવન માસ્તર ફરી બહારના ઓરડામાં આવી ગયા. થોડાંક બિસ્કિટ અને ચાનો એક કપ ખુટિંગ્લાએ એમની સામે ટેબલ પર મૂક્યાં.

બિસ્કિટ અને ચા જોઈ જીવન એવો તો તૂટી પડ્યો કે જાણે કેટલાય દિવસથી કંઈ ખાધું જ ન હોય. ખુટિંગ્લાએ એક બિસ્કિટ આબેઈને આપ્યું અને પછી રસોડામાં જતી રહી.

હવાનો કરુણ ચિત્કાર સાંભળી જીવન માસ્તરે એક અદ્ભુત શાંતિનો અનુભવ કર્યો. સામે અધખુલા બારણાંની ફાટમાંથી આકાશના બે તારા દેખાતા હતા, જીવનને લાગ્યું જાણે એ બંને કોઈ મૃતાત્માની બે આંખો છે જે એમને અને એમની આસપાસના

લોકોને જોઈ રહી છે. ચારે બાજુ સઘન જાળની જેમ ધુંધળા આકાશમાં ક્રિસમસનું વેદનાથી વ્યાકુળ રૂપ પ્રગટી ઊઠ્યું હતું. જીવનને લાગ્યું કે અનાદિકાળથી, પૃથ્વીના જન્મની બહુ પહેલા મોટી મોટી પાંખોવાળું એક પક્ષી બની તેઓ આ વિશ્વબ્રહ્માંડમાં સતત ચક્કર મારતા રહે છે. આ વિશ્વબ્રહ્માંડની ઉત્પત્તિ અને વિકાસ ક્રમના પ્રત્યેક સ્તરે જીવીને, પછી મરીને અને મરીને ફરી જીવીને.

ખરેખર તો પ્રાણ ક્યારેય મરતા નથી અને નથી એમનો વિકાસ થતો. આ જ કારણે આટિબના અવશ્યંભાવી મૃત્યુની વાતે એ વિહ્વળ ન થયા. વિડેશ્યેલીના નાટકીય રીતે ભાગવાની ઘટનાથી પણ એ વિચલિચ ન થયા. ફાનિટફાંગે જે મહાન આત્મ-ત્યાગ કર્યો એમાં ઉત્તેજિત થવાનું કોઈ કારણ ન હતું. એટલે સુધી કે પોતાના અને રિશાંગના મોતના મોંમાંથી સુરક્ષિત પાછા આવવાની ઘટનામાં પણ એણે કોઈ આશ્ચર્યનો અનુભવ ન કર્યો. જીવનમાં જે કંઈ થશે એ કોઈ ભાવાવેગ કોઈ ઉત્તેજનો અથવા લાગણીથી એને સહેજ પણ વિચલિત નહીં કરી શકે. કોઈના મરણ પર બે બુંદ આંસુ વહાવવાં, કોઈની વીરતા જોઈ આશ્ચર્ય પામવું, કોઈના પ્રેમમાં ક્ષણેક માટે મુગ્ધ થઈ કોઈ મોટું કાર્ય કરી નાખવું અને કોઈને મળવા માટે આનંદ વિહ્વળ થવું — આ બધું તો સામયિક લીલા છે. આમાં વિશ્વ અને માનવ પ્રકૃતિનું અનંત સત્ય નથી. એ સત્ય છે એક નિષ્કામ ગતિ, ઝરણાના પ્રવાહની જેમ આગળ વધતા જવાની એક નિર્લિપ્ત, વિચિત્ર અને અસ્થિર ગતિ.

થોડી વાર પછી બારણું ઉઘાડી રિશાંગ ધીર-ગંભીર ભાવે અંદર આવ્યો. શારેંગ્લાએ જોયું કે રિશાંગના ચહેરામાં કોઈ ખાસ પરિવર્તન નથી થયું. બસ થોડો દૂબળો પડી ગયો છે.

એનો ભરાવદાર ગોળ ચહેરો (જેના પર દાઢી મૂછ નથી ઉગ્યાં.), ઠીંગણા, ખાખી વરદીમાં સુસજ્જ શરીરના શીર્ષસ્થાને સ્થિત ચહેરા પર હતું એ જ ચિરપરિચિત સ્મિત, જે દેવળના કળશની જેમ ચમકતું હતું. હંસના ઈંડા જેવી એની આંખો શક્તિશાળી સર્ચલાઈટની જેમ ચમકતી હતી.

'આવી ગયો ?'

'હા, આવી ગયો. માને હવે કેમ છે ?' ખભેથી થેલો ઉતારી ભીંતના ટેકે મૂકી અત્યંત શાંત-ગંભીર ચિત્તે એણે પૂછ્યું.

શારેંગ્લાએ કોઈ જવાબ ન આપ્યો.

ધીરે ધીરે ચાલતો રિશાંગ માની પથારી પાસે આવીને ઊભો રહ્યો. છેલ્લા મહિનામાં એની મા પાનખરના એક પર્ણહીન ઠૂંઠા વૃક્ષની જેમ સૂકા લાંબા હાડપિંજરમાં ફેરવાઈ ગઈ છે. એમની આંખો બંધ છે, ચહેરો પીળો પડી ગયો છે, બધું નૂર જતું રહ્યું છે, કાનની બુટ લટકીને ચીમળાઈ ગઈ છે અને આખું શરીર એક ફાટેલા સૂકા વાંસ જેવું શક્તિહીન થઈ ગયું છે.

એણે બૂમ પાડી.. 'મા.... મા .!'

હવાના તીવ્ર સુસવાટાના અવાજમાં એનો અવાજ ઊડીને ક્યાંય ખોવાઈ ગયો.

માએ કોઈ જવાબ ન આપતાં એણે ફરી બૂમ પાડી 'મા, ઓ મા, તું કેમ કંઈ બોલતી નથી ?' કહેતાં કહેતાં એના શબ્દો લથડી ગયા. પણ માનો એક પણ સ્વર એ સાંભળવા ન પામ્યો.

બહુ દૂરથી ક્રિસમસના સમૂહ ગાનનો સ્વર વાયુના તરંગો પર તરતો તરતો આવતો હતો. પાસેના એક વૃક્ષ પરથી પાંખો ફફડાવતા અચાનક એક પક્ષીના ઊડી જવાનો અવાજ ગુંજી ઊઠ્યો. પડોશમાં છાપરા પર રહેતી ખિસકોલીઓ ભયાનક અવાજ કરતી નાસ-ભાગ કરવા લાગી. રિશાંગે જોયું કે રસોડામાં બળતા દીવાની જ્યોત વેગથી ચાલતી આંધીના ઝાપટાનો સામનો કરતી જીવન-મરણની લડાઈ લડતી વારેવારે થથરી ઊઠે છે., બહાર વાવાઝોડામાં વૃક્ષો માથાં પટકીને રડી રહ્યાં છે. વાડામાં રહેતા સુવ્વરનાં નાનાં બચ્ચાં વિચિત્ર અવાજમાં ચીસો પાડવા લાગ્યાં અને મરઘીઓ પણ ગભરાઈને પાંખો ફફડાવા લાગી. એક અસહ્ય શોકના કારણે રિશાંગની આંખોમાંથી આંસુ સરી પડ્યાં. એનું માથું ભમવા લાગ્યું. એવું લાગ્યું કે જાણે કોઈ એના આખેઆખા શરીરને ભાંગીને ભુક્કો કરી રહ્યું છે. માના શરીરે વળગેલાં કોઈ ધાવણાં બાળકની જેમ પોતાના બંને હાથે મોં ઢાંકીને રડતા રડતા એણે કપડાં ભીંજવી દીધાં.

'રિશાંગ !'

અવાજ સાંભળી એણે ચહેરો ઊંચો કરી જોયું તો એ જ મોહક મુખ, કંપતા બંને હોઠ, મસ્ત યૌવનની એ જ ભરતી અને એ જ પાતળી કાળા વાળની વાંકડિયા લટો.

'ખુટિંગ્લા !'

'તું આવી ગયો !' ભાવાવેશમાં એની વાણી કંપી ઊઠી. કેટલેય દૂરથી, જાણે કેટલાંય સમય પછી એ પાછો આવ્યો છે. એની ચિરપરિચિત વાણી, હંસના ઈંડાં જેવી આંખો, આગ જેવું રતુંબડું એનું નાનું નીચું શરીર, એના સુંદર-સ્વચ્છ અને પવિત્ર પ્રેમ ને મત્ત કરી દેતું એનું આતુર આહ્‌વાન.

મૃત્યુના મુખથી બચીને એ પાછો આવ્યો છે. એક વાર ખોવાઈ ગયેલો નિર્મલ જલ-પ્રપાત જાણે કેટલાંય ગિરિકંદરા, સુમસામ ગાઢ જંગલો, સર્પો જેવી વાંકીચૂકી ઘાટીમાંથી પસાર થતો એ પાછો આવ્યો છે.

'હા, આવી ગયો છું. !'

ખુલ્લા બારણાના અવકાશમાં દૂર આવેલા દેવળનું શિખર ઝળહળી ઊઠ્યું. એની નિશ્રામાં એમની મિલન-વેદી આજેય સુરક્ષિત છે અને સુરક્ષિત છે કાચા સોના જેવું પ્રકાશમય જીવન જેમાં મનુષ્યની અંતિમ આશા ઝળહળી રહી છે.

હોલવાતા જીવન દીપની જ્યોતને ખુટિંગ્લાએ ફરી પ્રજ્જ્વલિત કરી દીધી. જીવનનું ગુપ્ત રહસ્ય જાણે એ ફરી પામી ગયો છે — એના જીવિત રહેવાની, માને જીવિત રાખવાની એક અદ્દ્ભુત પરિકલ્પના એ ફરી પામી ગયો. સ્વપ્નમાં એનું એક સંતાન ઝબકી ગયું જેના નામમાં કોઈ પરંપરાગત સંજ્ઞા કે ગુણ નહીં હોય પણ હશે એક સોનેરી ભવિષ્યનું સુંદર પ્રતીક. એનું નામ હશે અનાગત.

# 24

શિયાળો આવતાની સાથોસાથ આ પ્રદેશમાં સૈનિકોની અવર-જવર વધતાં વિડેશ્યેલીના સૈનિકોનો ઉપદ્રવ પણ કંઈક ઓછો થયો. એમની બંદૂકોના અવાજ શાંત પડતાં સૈનિક પક્ષની બંદૂકોએ પણ નિરાંતનો દમ લીધો. પરંતુ ઉખ્રુલથી ચાલીસ પચાસ માઈલ દૂર આવેલા આંગામી નગા, રેંગ્મા અને અન્ય નગા ક્ષેત્રોમાં જોકે યુદ્ધ ચાલતું ન હતું. પરંતુ એની આશંકા હજી ઓછી થઈ ન હતી. વચ્ચે વચ્ચે જંગલોમાં, જંગલમાંથી પસાર થતા રસ્તા પર ગોળીબાર થતા રહેતા.

ઉખ્રુલના રહેવાસીઓના મનમાં શાંતિ તો ન હતી પણ પહેલી વાર યુદ્ધની ભીષણતામાંથી છુટકારો મળ્યો હતો.

વિશ્વયુદ્ધ પૂરું થયા પછી પણ બોમ્બના વિસ્ફોટથી તૂટેલાફૂટેલા અને બળીને રાખ થઈ ગયેલાં ઘરોને તેઓ સહાય ન મળવાને કારણે આજ સુધી ફરી બનાવી શક્યા ન હતા. નુકસાનીની વળતર રૂપ અપાતી આર્થિક સહાયની આશા કરતા કરતા એ લોકો નિરાશ થઈ ગયા હતા અને એની પ્રતિક્રિયામાં ધાંધલધમાલ કરવા લાગ્યા હતા. આવી કાંઈ માત્ર-ઉખ્રુલ ગામની જ હાલત ન હતી, આજુબાજુનાં બધાં ગામોના અશાંતિના સમાચારો ઉખ્રુલ ગામમાં પહોંચતા હતા. દૂર અંતરિયાળ ગામોમાં અનાજના અભાવે વૃક્ષ-વનસ્પતિના મૂળિયાં ખાઈને જીવ ટકાવતાં માણસોના સમાચાર રિશાંગને મળતા હતા. દૂર દૂરના ગામના લોકો જ્યારે કોઈ કામે ઉખ્રુલ આવતા તો રિશાંગને ચોક્કસ મળતા અને એને પોતાની મુશ્કેલીઓ વિગતે કહેતા — 'કોઈ ન કોઈ ઉપાય કરો ભાઈ ! નહિતર અમારા પ્રદેશના લોકોને વિડેશ્યેલી પોતાના પક્ષમાં ભેળવી દેશે.'

રિશાંગ પોતાના લગ્નના સ્વપ્ન જોવામાં તલ્લીન થઈ ગયો હતો. પહેલાં તો એની નાતના લોકો ગાઠિંખૂઈની છોકરી સાથે લગ્ન કરવાની સમ્મતિ આપવા તૈયાર ન હતા પરંતુ છેવટે રિશાંગની લાગણી સમજીને એ લોકોએ પણ પોતાની સમ્મતિ આપી દીધી. આવતા ફાગણ મહિનામાં લગ્નનો દિવસ નક્કી કરવામાં આવ્યો.

એની પાસે લોકો આવતા તો એ તેમને ખાઈખો પાસે લઈ જવા અને એમનું એક આછું આશ્વાસન મેળવવા સિવાય એ બીજું કંઈ ન કરી શકતો. એ કંઈ વિચારી શકતો ન હતો. એને લાગતું હતું કે જો તેઓ તરત જ કોઈ ઉપાય નહીં કરે તો પછી જનતા હવે વધુ રાહ નહીં જુએ. યુગોના યુગોથી પર્વતો સાથે મિત્રતા બાંધી

શાંત ભાવે રહેતા નગા લોકોના મન-પ્રાણ હવે જાગી ઊઠ્યા છે.

એમના આ શાંત ક્ષેત્રમાં જ્યારથી અંગ્રેજોએ આવીને એની પરંપરા અને શક્તિના ચૂરેચૂરા કરી નાખ્યા અને પોતાની સરકારનો કર દરેક ઘર પર બળજબરીથી લાદી દીધો ત્યારથી આ નગા લોકોએ એક નવા અજાણ્યા જીવનનો સંકેત મેળવ્યો હતો. છતાંય એમણે માથું નમાવી અંગ્રેજી શાસકોનું દાસત્વ સ્વીકારી લીધું. જોકે એક વાત ચોક્કસ હતી કે ક્યારેક ક્યારેક બ્રિટિશ શાસકોના સૈન્ય સાથે યુદ્ધ કરીને એમને આ ક્ષેત્રમાં આગળ વધતા અટકાવવાના પ્રયત્નો થયા પરંતુ એમાં સફળતા ન મળી. પછી તો એમણે બહુ સહજતાથી પરાધીન જીવન સ્વીકારી લીધું અને દોઢસો વર્ષ આ જ રીતે કાઢી નાખ્યાં. આ આખા સમય ખંડમાં એ લોકો માત્ર ઈશુની વાણી અને થોડાઘણા મૂળાક્ષર શીખ્યા.

આ પર્વતીય જીવનક્રમને બીજા વિશ્વયુદ્ધે છિન્ન-ભિન્ન કરી નાંખ્યો. આ પછી જ વિડેશ્યેલીના હૃદયમાં સંકુચિત નગા-સ્વાધીનતાનું સ્વપ્ન જાગી ઊઠ્યું અને રિશાંગના હૃદયમાં ભગવાન ઈશુનો ગંભીર માનવપ્રેમ. યુદ્ધની વિનાશલીલા જોઈ એનો વિશ્વાસ ઊઠી ગયો. એને બહુ સારી રીતે સમજાઈ ગયું કે યુદ્ધ કરવાથી કોઈ પણ સમસ્યાનું નિરાકરણ થતું નથી. એટલે સુધી કે નુકસાનીનું વળતર મેળવવાની સમસ્યા કે દુષ્કાળ જેવી સમસ્યાનું પણ.

'તો પછી સમસ્યાનો ઉકેલ આવશે કઈ રીતે ?'

ખેતરમાંથી બટેટાનો પાક લેતાં, લાકડા વીણવા માટે જંગલના અંતરિયાળ વિસ્તારમાં પેસતાં કે ઝરણાંને કાંઠે ખુટિંગ્લા પાસે પોતાના હૃદયનો અપાર પ્રેમ અભિવ્યક્ત કરતાં, દેવળની તૂટેલી દીવાલો જોઈને અંતરની પીડાથી વ્યથિત થતાં, અને ભલાભોળા સામાન્ય લોકો સાથે વાતચીત કરતાં એના પ્રાણ વ્યાકુળ થઈ ઊઠે છે. એ વિચારે છે કે આ સમસ્યાનો ઉકેલ શો છે ?

માનું અવસાન થતાં બિચારા કનશેંગના લાડ-દુલાર ઓછાં થઈ ગયાં હતાં. ક્યારેક વહાલ કરવા માટે રિશાંગ એને પોતાના ખોળામાં લેતો ત્યારે અચાનક એનું મન પૂછી બેસતું - 'આના જેવાં કેટલાંય બાળકો છે, એમના માટે તેં શું કર્યું ?

ત્યારે એનું મન તરફડવા લાગતું.

ક્યારેક તો ખુટિંગ્લા એને સમજી નથી શકતી ત્યારે રિસાઈને પૂછે છે — 'તું મને પ્રેમ નથી કરતો ?'

'કરું છું પણ...'

'પણ શું ?'

'એ લોકોની વાતો વિચારતાં વિચારતાં મને કોઈ આરો-ઓવારો દેખાતો નથી.'

'કોની ?'

'સાધારણ જનતાની.' એ વખતે ખુટિંગ્લા આર્દ્ર આંખે એને જોતી અને કહેતી - એ લોકો વિશે આ રીતે વિચારતા રહેવાથી કેમ ચાલશે ? એનો પ્રશ્ન સાંભળીને રિશાંગ હસી પડતો. પછી એના સુંદર તાજા ગાલ પર એક ચુંબન કરી સહજ ભાવે

કહેતો — 'આ એક અદ્દ્ભુત પૃથ્વી છે. બહુ ખરાબ સમય આવી ગયો છે. લોકોને પેટમાં નાખવા બે કોળિયા ધન નથી મળતું અને એમને વળતરના પૈસા જોઈએ છીએ. બીજો કોઈ ઉપાય ન દેખાતાં એ વિડેશ્યેલીનો સાથ આપવા તૈયાર થઈ ગઈ છે. એમને બીજો કોઈ માર્ગ દેખાડવો પડશે.'

ખુટિંગ્લાને લાગે છે કે રિશાંગ હવે પહેલાંનો રિશાંગ નથી રહ્યો. એના મનમાં કોઈ ભૂત પેસી ગયું છે. એણે કહ્યું - 'તારા મગજમાં જનતાનું ભૂત ભરાઈ ગયું છે. જો, આ બધું છોડી દે. લગ્ન કરીને આપણે ખેતી કરી ગુજરાન ચલાવીશું.'

રિશાંગ હસી પડે છે. જ્યારે એ લોકો નવરાં પડતાં, બંને સાથે સાથે શારેંગ્લા પાસે જતાં, નહીં તો પછી ઊંચી ટેકરીઓ પર ચડીને જંગલી ફૂલ તોડતાં, ફળ ખાતાં. જ્યારે નવરાશ ન હોય ત્યારે એ બંને બીજા છોકરા-છોકરીઓના ટોળાં સાથે ડુંગરા પર, જંગલમાં બળતણ વીણવા જતાં અને ખેતીવાડીનું કામ કરતાં.

પરંતુ કોઈ પણ કામમાં એનું મન પરોવાતું નહીં. એનો જીવ તો સતત દૂરનાં ગામોના પેલા માંડ માંડ પેટ ભરતા ભૂખ્યા-દૂખ્યા ખેતમજૂરો અને વિડેશ્યેલીએ ફોસલાવેવા-પટાવેલા સીધા-સરળ લોકોમાં લાગ્યો રહેતો.

આ રીતે જોતજોતામાં થોડો સમય વીતી ગયો. લોકો આવીઆવીને દોષનો ટોપલો ઓઢાડી જતા — 'સંકટની આ ક્ષણે સામાન્ય જનતાની પડખે કોઈ નથી.' આ પ્રકારનો આરોપ સાંભળતાં જ રિશાંગને પગથી માથા સુધી ઝાળ લાગી જતી.

પરંતુ ભલી-ભોળી જનતા પર ગુસ્સો કરીને શું કરવાનું ? એના કરતાં તો એમની પાસે જઈને, ગામડે-ગામડે ફરીને જનતાને સમજાવવામાં આવે કે આ વર્તમાન પરિસ્થિતિમાં શું કરવું છે ?

પરંતુ ખુટિંગ્લાની આંખોમાં આવેલા આંસુએ ગામડે જવાનો એનો માર્ગ રોકી રાખ્યો. જ્યાં સુધી લગ્ન ન થયાં ત્યાં સુધી એણે એને ક્યાંય પણ જવા ન દીધો. જ્યારે પણ એ ક્યાંક જવા તૈયાર થઈને નીકળતો કે એ ત્યાં આવી પહોંચી અને એને જવાની ના પાડી દેતી. જ્યાં સુધી એ પોતાનો જવાનો નિર્ણય બદલતો નહીં ત્યાં સુધી એ સતત રિસાયા કરતી. એની આ રડમસ પ્રાર્થનાની એ ઉપેક્ષા ન કરી શકતો. છેવટે એ જવાનું રદ કરી દેતો, ત્યાંથી જ બીજે ક્યાંય પણ જવાનો વિચાર છોડી દેતો. દૂર દૂરના ગામેથી આશાભર્યા આવેલા લોકો રિશાંગ સાથે વાતો કરીને છેવટે નિરાશ થઈ ત્યાંથી જતા રહેતા.

ધીરે ધીરે સમય વીતતો રહ્યો અને એક દિવસ ફાગણનો મહિનો આવી પહોંચ્યો. એક દિવસ દેવળમાં એમના લગ્નોત્સવનું આયોજન થયું. પાદરી સાહેબે એ બંનને હંમેશને માટે પ્રેમના એક અદશ્ય સૂત્રમાં બાંધી દીધા, વેદીના મંચ પર ઊભા થઈને જ્યારે એ બંનેએ એકત્રિત થયેલા લોકોના આશીર્વાદ અને પુષ્પગુચ્છો સ્વીકાર્યા ત્યારે એમનાં મન ઉન્મુક્ત થઈ ગયાં. થોડા સમય માટે જનતા-જનાર્દનની વાતો વિસારીને રિશાંગે ખુટિંગ્લા સમક્ષ આત્મસમર્પણ કરી દીધું. ફુલમાળા અને આશીર્વાદ આપી આપીને લોકો ધીરે ધીરે વેદી પાસેથી પસાર થતા બહાર જવા લાગ્યા.

સૌથી છેલ્લે આવ્યા જીવન માસ્તર. એમના હાથમાં જંગલી કપૌ (આર્કિડ) ફૂલોનો એક મોટો ગુચ્છો હતો. એમના બંનેના હાથમાં આ પુષ્પગુચ્છ આપી એ ચૂપચાપ જતા રહ્યા. માત્ર એક વાર બંનેની તરફ જોઈ એક સ્મિત કર્યું. રિશાંગે જોયું જીવન માસ્તર પહેલાંની જેમ નિર્વિકાર છે. ઉપહાર આપવામાં એમના સ્મિતમાં જાણે આજની કોઈ છાપ નથી. છે માત્ર ભૂત-વર્તમાન અને ભવિષ્યની એક સોનેરી ચેતના.

જીવન પછી કનશેંગ અને શારેંગ્લા આવ્યા. રિશાંગનો હાથ પકડીને કનશેંગે પૂછ્યું —'કાકા, હવે તમે કાકીને સાથે લઈ જશો કે નહિ ?'

'લઈ જઈશ.' રિશાંગે હસતાં હસતાં જવાબ આપ્યો. કનશેંગના ગાલ પર ટપલી મારી એને ચૂમી ખુટિંગ્લાએ પૂછ્યું — 'મને વહાલ કરીશ કનશેંગ ?'

'આટલું બધું.'

ખુટિંગ્લા અને કનશેંગ પરસ્પર વાતોમાં મગ્ન હતાં ત્યારે શારેંગ્લાએ એક લાલ ગુલાબ રિશાંગના કોટમાં ભેરવી દીધું. બંનેની આંખો મળી ત્યારે રિશાંગે જોયું કે શારેંગ્લાની આંખો ભરાઈ આવી છે. એ ગભરાઈને બોલી ઊઠ્યો — 'અરે, શારેંગ્લા શા માટે રડે છે ? આ અવસરે તો હસવું જોઈએ.'

'હટ્ ! ક્યાં રડું છું ?' કહી એને જોઈ રહેલી ખુટિંગ્લાને એણે સૂર્યમુખીનું ફૂલ આપ્યું અને બોલી — 'તું બહુ ભાગ્યશાળી છે, ખુટિંગ્લા !'

શારેંગ્લાનો ચહેરો જોઈને ખુટિંગ્લા સ્તબ્ધ થઈ ગઈ. એના હૃદયની ઈર્ષ્યાભરી કરુણ વ્યથાને સમજતા ખુટિંગ્લાને સહેજ પણ વાર ન લાગી. છતાં પણ એણે કંઈ ન કહ્યું.

શારેંગ્લા ત્યાં બહુ ન રોકાઈ. પોતાની મનની નબળાઈ છુપાવવા માટે એણે કનશેંગને તેડી લીધો અને કહ્યું — 'ચાલ, મારા વહાલકુડા દીકરા, આપણે જઈએ.'

કનશેંગને છાતીએ વળગાડી એ જે અદ્ભુત શાંતિનો અનુભવ કરતી, એનું વર્ણન આપણે ભાષા દ્વારા ન કરી શકીએ. બધું જ ખોઈ બેઠા પછી હવે એની પાસે બચ્યો છે આ જ એકમાત્ર સહારો. — કનશેંગ ! અને એના પરેય શારેંગ્લાનો પોતાનો કોઈ અંગત અધિકાર નથી. જીવનના દીકરાની સારસંભાળ લેનાર કોઈ નથી, આ જ કારણે એ કનશેંગને રાત-દિવસ પોતાની પાસે રાખી શકે છે પરંતુ જો કાલે કદાચ.... એ વાતની કલ્પના કરતાં પણ એને ડર લાગે છે.

લગ્ન પછીનું અઠવાડિયું તો રિશાંગ અને ખુટિંગ્લા બંને એકબીજાના પ્રેમસાગરમાં ડુબકી લગાવતાં નિમગ્ન રહ્યાં. ક્યારેક એ બંને કોઈ સૂમસામ એકાંત કેડી શોધી એકબીજાનો હાથ પકડી પર્વત ટોચે ચઢી જતાં. ફાગણ મહિનાની નિર્જન તીવ્ર હવા બંનેને એવી લાગતી જાણે એકબીજાને આલિંગવા વિવશ કરતી. આ દશામાં બંને એકબીજામાં લપાતાં અસહાયની જેમ હસવા લાગતાં. ત્યારબાદ અચાનક જ નીચે ખીણ તરફ ઊતરતી કોઈ કેડીને પાર કરીને ખુટિંગ્લા હસતી રમતી બહુ દૂર જઈને કોઈ અંધ વળાંક પાછળ છુપાઈ જતી અને પ્રયત્ન કરવા છતાં દેખાતી નહીં. કોઈ અપૂર્વ આકર્ષણના મોહમાં ફસાઈને રિશાંગ એની પાછળ પાછળ ખેંચાયે જતો. ક્યારેક

જ્યાં એ સંતાઈ હોય ત્યાં એકદમ ત્વરાથી પહોંચીને એને પકડી લેતો અને પછી અત્યંત કોમળતાથી એને આલિંગનમાં લઈ લેતો. ક્યારેક એ એના આલિંગનમાંથી નીકળી ઝડપથી ભાગતી. નિરાશ થઈ ફરી એકવાર રિશાંગ એનો પીછો કરતો દોડવા લાગતો. આ રીતે દોડતા-ભાગતા એ લોકો ક્યારેક પોતાના પ્રથમ મિલનની એ એકાંત-શાંત જગ્યાએ જઈ પહોંચતા. ત્યાં થોડી વાર બેસી જાતજાતની મોં-માથા વગરની અને નકામી વાતો કરતા અને પછી બે અત્યંત કામાતુર પ્રાણીઓની જેમ એ બંને ઘેર પાછાં આવતાં. ભોજન પતાવીને જઈ પડતાં પલંગ પર. પલંગ પર એ બંને એકબીજામાં પોતાના સ્વને પામી લેતા. ક્યારેક ચંદ્રમાનાં કિરણો આવીને એમના ચહેરા પર, આંખોમાં અને સમસ્ત દેહ પર એક અપૂર્વ લેપ કરી જતાં.

રિશાંગ અને ખુટિંગ્લાના લગ્નના દિવસથી જીવન અને કનશેંગ એ ઘરના બહારના ઓરડામાં રહેવા લાગ્યા. જોકે કનશેંગ એ ઓરડામાં રહેતો એ કહેવું બરાબર નથી. મોટા ભાગનો સમય એ શારેંગ્લા પાસે જ રહેતો. જીવન પણ શારેંગ્લાના ઘેર જમતા ત્યાં રોકાઈ મોડે સુધી વાતો કરતા રહેતા. ક્યારેક નવરાશના સમયે ગાભરુચાંગમાં જઈ યુવતીઓ સાથે મજાક-મસ્તી કરતા અને ક્યારેક નવયુવકો સાથે બહુ દૂર શિકાર કરવા જતા.

સાત દિવસ પછી એક દિવસ વહેલી સવારે કૂકડાની બાંગના સમયે કોઈ માણસનો અવાજ સાંભળીને રિશાંગ જાગી ગયો. જાગવા છતાં એણે જવાબ ન આપ્યો. પાસે જ અસ્તવ્યસ્ત સૂતેલી ક્લાંત ખુટિંગ્લાને જોઈ એણે એક ઊંડો શ્વાસ લીધો. પછી એના ગાલ પર પ્રેમાળ ચુંબન ચોડી દીધું.

બહાર બૂમબરાડા વધી ગયા હતા. એ પથારીમાંથી ઊઠ્યો અને બારણું ખોલી બહાર આવી પૂછી બેઠો — 'કોણ છે ?'

'હું, નુબી ગામનો રહેવાસી જોનાથન.'

'કેમ શું થયું ?' ગુસ્સામાં રિશાંગે પૂછ્યું.

'બૈરી મળતાં જ બીજા બધાને ભૂલી ગયો.' — એ માણસના ચહેરા પર ક્ષોભ સ્પષ્ટ તરી આવ્યો — 'ગામના લોકો વહુઘેલો કહીને મશ્કરી કરે છે.'

એની આ વાત સાંભળતાં જ રિશાંગ રાતોપીળો થઈ ગયો. એના સ્વાભિમાનમાં શૂળ જેવું ખૂંચ્યું. છતાંય એણે સહજ થઈ પૂછ્યું. — 'છે શું એ તો ચોખ્ખે ચોખ્ખું કહે.'

હજી તો બરાબર પ્હો પણ ફાટ્યો ન હતો. આકાશમાં દૂર દૂર છૂટાછવાયા કેટલાંય તારા હજી ચમકતા હતા. સામેના જંગલમાંથી આવતી સન સન હવાની થપાટો આવી એને ધ્રુજાવી દેતી હતી. એટલામાં જોનાથને કહ્યું — 'લોકો કહેવા લાગ્યા છે કે વિડેશ્યેલી જ સારો છે. હવે લોકો વિડેશ્યેલીનો જ સાથ લેવા માંગે છે. અમારા ગામમાં તો લોકો હવે મકાનોનો કર આપવાનું બંધ કરવા માગે છે. ગામની હદમાં સૈનિકોને આવવા નથી દેતા.'

રિશાંગનું માથું ભમવા લાગ્યું. એને લાગ્યું કે એની પોતાની બેદરકારીને કારણે

જ એનું પ્રિય સેવાકાર્ય શરૂ થઈ શક્યું નથી. જ્યાં પ્રેમ-પ્રીતિ નહીં હોય ત્યાં નિષ્ઠુરતા ન પેસી જાય તો જ નવાઈ ? આ બધું વિચારી એણે નિશ્ચય કરી લીધો — ઘર છોડીને બહાર જવાનો. એને પાક્કી ખાતરી થઈ ગઈ કે કોઈ સંકોચ છે કે ખચકાટ વિના એ પ્રસન્ન ચિત્તે ઘર-દ્વારના મોહનો ત્યાગ કરવામાં સમર્થ છે. 'સારું ઊભો રહે. હું હમણાં તૈયાર થઈને આવું છું. અત્યારે જ નીકળીશું ?' એણે પૂછ્યું.

'હા, થોડી વાર જીવનમાસ્તરના ઓરડામાં જઈ થાક ઉતારી લઉં.'

'ભલે ! કહી રિશાંગ પોતાના ઓરડામાં ગયો અને કપડા બદલવા લાગ્યો.

ખુટિંગ્લા પથારીમાં સૂતી સૂતી બહાર એ બંને વચ્ચે થતી વાતો સાંભળતી હતી.'

એણે રિશાંગ સામે જોતા કહ્યું — 'તું ન જઈશ, રિશાંગ.'

'કેમ ?'

'જઈને શું કરીશ ? આ બધા માટે તો સરકાર છે. સરકાર જ આનો નિર્ણય કરશે.'

'ના, એ લોકોને મળી તો આવું જ.' કપડાં બદલી, ખભે થેલો લટકાવીને રિશાંગ એની એકદમ નજીક આવી ગયો પછી એની હડપચી ઊંચી કરી એણે એને પ્રેમાળ ચુંબન આપ્યું. પ્રભાતના આછા અજવાળામાં એણે જોયું કે ખુટિંગ્લાની આંખો ભીંજાઈ ગઈ છે.

એણે પ્રેમથી પૂછ્યું — 'તને નથી ગમતું ?'

ખુટિંગ્લા કંઈ ન બોલી.

રિશાંગ ધીરે ધીરે ડગ ભરતો બારણા બહાર નીકળી ગયો અને પછી સીધો જીવનના બેઠકખંડમાં પહોંચી ગયો. ઓરડામાં પ્રવેશતાં જ જીવને કહ્યું — 'એક બહુ માઠા સમાચાર છે રિશાંગ.'

'શું ?' — આશ્ચર્ય સાથે રિશાંગે પૂછ્યું.

'કાલે કોઈએ મહાત્મા ગાંધીની હત્યા કરી નાખી.' એક ક્ષણ રિશાંગ જડ થઈ ગયો. પછી સચેત થતાં પૂછ્યું. — 'થયું'તું શું ?'

નવી દિલ્લીની એ ભયાનક ઘટના વિશે જે કંઈ જાણી શકાયું હતું એ બધું જીવન માસ્તરે કહી સંભળાવ્યું.

'કેવી રીતે ખબર પડી ?'

'ખાઈખો પાસે વાયરલેસથી સમાચાર આવ્યા છે.'

રિશાંગનું હૃદય જાણે જડ થઈ ગયું. પોતાની આત્મીય વ્યક્તિના મૃત્યુ વખતે જે અનુભવ થાય છે એમ મોંએથી એક પણ હરફ કાઢ્યા વિના એ માથું ઝુકાવી ઊભો રહ્યો.

ત્યાં સુધીમાં કપડાં બદલીને જીવન માસ્તર પણ બહાર આવી ગયા. એમને જોઈ રિશાંગે પૂછ્યું — 'તમે પણ ક્યાંક જાઓ છો ?'

'હા, તમારી સાથે.'

'કેમ ? તમારી શાળા ચાલુ નથી ?'

'ના, શિયાળાની રજાઓ પડી ગઈ છે.'

જોનાથન બેઠો બેઠો પાઇપ પીતો હતો. એ ધીરેથી બેઠક પરથી ઊભો થયો અને બોલ્યો — 'ચાલો.'

ત્રણે વ્યક્તિ ચાલતી ચાલતી ગામ પાસે થઈને વહેતી નદીના કાંઠે પહોંચી. નદી પાર કરીને ચુપચાપ નુંબી ગામના રસ્તે તેઓ મૂંગા મૂંગા આગળ ધપવા લાગ્યા. આ રીતે ચૂપચાપ એ લોકો લગભગ અર્ધા માઈલ ચાલ્યા ત્યારે જોનાથન બોલ્યો — 'વિડેશ્યેલીના સમર્થકો કહેતા ફરે છે કે જે રીતે મહાત્મા ગાંધીએ ભારતને સ્વતંત્રતા આપી એ રીતે એ પોતે નગાભૂમિને સ્વતંત્રતા આપશે.'

જીવન અકારણ હસવા લાગ્યા.

રિશાંગે જીવન તરફ જોઈ પૂછ્યું — 'કેમ ? શું થઈ ગયું ? કેમ હસો છો ?'

'વિડેશ્યેલીના હાથાઓ આટલો ખોટો પ્રચાર કરી શકે છે એ જાણીને શું નગાભૂમિ સ્વતંત્ર નથી થઈ ગઈ ?'

જોનાથને કહ્યું — 'તમે જ આવું સમજો છો. અમારા લોકો તો પૂછે છે કે જો આપણાં લાભનાં કાર્યો ન થાય તો પછી આવી સ્વતંત્રતા મેળવીને પણ શું થશે ?'

રિશાંગે કહ્યું — 'એ માટે કોઈ બીજો ઉપાય કરવો પડશે.'

'કયો ?' - જોનાથને પૂછ્યું.

રિશાંગના મનમાં અચાનક વીજળીની જેમ એક વિચાર ઝબૂક્યો.

એણે કહ્યું — 'આ સમયે સંઘર્ષ કરવો પડશે.'

'વિડેશ્યેલીની જેમ ?' — જોનાથને નવાઈથી પૂછ્યું.

'ના, મહાત્મા ગાંધીની જેમ' — રિશાંગે જવાબ આપ્યો.

'મહાત્મા ગાંધી !' — કહી જોનાથને દૂરના પર્વત પર અચાનક સળગી ઊઠેલી એક અગ્નિશિખા તરફ જોયું. જીવન માસ્તરના શરીર પર એક રેશમી શાલ લપેટાયેલી હતી, એ સમયે આકાશ પણ એ શાલ જેવું જ લાગતું હતું.

# 25

નુંબી ગામ પહોંચ્યા પછી રિશાંગ અને જીવન જોનાથનના ઘેર રોકાયા. એ સમયે સાંજનો સૂર્ય પાકેલી લાલ નારંગી જેવો લાગતો હતો. જીવન બહાર બેઠકમાં પડેલા માંચા પર એક પગ રાખી થોડી વાર સુધી ડૂબતા સૂર્યને જોઈને મનોમન આનંદિત થતા રહ્યા. એમને થયું કે આજનો સૂર્ય કંઈક ધૂસર છે. પોતાના ઘેર પાછા આવવાનો જે આનંદ ઉચ્છ્વાસ ચહેરા પર તરી આવે છે એ જ એમના ચહેરા પર છલકાઈ રહ્યો હતો. છતાં એમાં એક કરુણ ઉદાસી પણ ભળેલી છે. એ ઉદાસી જાણે એમની પણ છે. એ પણ પોતાના ઘેર પાછા જવા માગે છે, પોતાના શાશ્વત ઘરે. કારણ આખીય પૃથ્વી પર એમનું કોઈ ઘર નથી... જ્યાં આ ચરાચર પ્રકૃતિની ગતિવિધિ સમાપ્ત થઈ જાય છે, શું ત્યાં પણ એમના માટે કોઈ જગ્યા નથી ?

સાંજ ઢળ્યે જોનાથનના ઘેર ગામના બે ચાર માણસો આવી પહોંચ્યા અને પછી એમણે રિશાંગ અને જીવન પાસે પોતાના લોકોના દુઃખ દર્દની એક પૂરી રામાયણ સંભળાવી. વિશ્વયુદ્ધ દરમ્યાન સૈનિક ટુકડીઓએ એમના બધાંના ઘરબારનો નાશ કરી નાખ્યો. ઘરનાં પાળેલા જાનવરોનો સર્વનાશ કરી નાખ્યો. એ વિનાશ સહીને એનું વળતર મળવાની આશામાં, અહીંના લોકો હજી સુધી રાહ જોતા રહ્યા. પણ હવે ? હવે તો વળતર મળવાની આશા પણ દેખાતી નથી. ગામના યુવકોના મનમાં કોઈ ચેપી બીમારી ઘૂસી ગઈ છે. હુઇનિંગ ગામના રહેવાસી એનભિની વાતો સાંભળી સાંભળીને એ બધા હવે વિડેશ્યેલીના સમર્થક બનીને એના સૈન્ય સંગઠનમાં જોડાવા માટે ઘાંઘા થયા છે. એ લોકો સમજી નથી શકતા કે આ સ્થિતિમાં શું કરવું યોગ્ય ગણાશે. પણ એટલું તો નક્કી છે કે નુકસાની પેટે વળતરની રકમ જલદી નહીં મળે તો ગામના લોકો અવળે રસ્તે જરૂર જતા રહેશે.

એ લોકોની વાત રિશાંગે શાંતિથી અને બહુ ધ્યાનથી સાંભળી, પછી કહ્યું — 'તમે લોકો ફરી એક વાર ખાઈખોને મળો અને તમારી માંગણી એમની પાસે રજૂ કરો.'

'એમાં કંઈ માલ નથી.' — એકઠા થયેલા લોકોમાંથી એક માણસ ઉગ્રતાથી બોલ્યો.

'બરાબર છે. છતાં તમે એક વાર તો એમને ત્યાં જઈ આવો. પછી જોઈશું શું કરવું ઉચિત છે.'

'કશું પણ થયું નથી અને થશે પણ નહીં. હવે અમે લોકો કર આપવો બંધ કરી

દઈશું'— ટોળામાંથી કોઈ બોલી ઊઠ્યું.

બોલનાર સામે ફરીને રિશાંગે જોયું — એ જોનાથન જ હતો.

છતાં કોઈ પણ મંતવ્ય જાહેર કર્યા વિના એણે એ દિવસની સભા પૂરી કરી નાખી.

વૈશાખ મહિનાના પહેલા પખવાડિયામાં વરસાદ, શરૂ થયા પહેલાં જ એ લોકો ઉખ્રુલ જઈને પરગણાધિકારીઓને પોતાની મુશ્કેલીઓ વિસ્તારથી જણાવશે. આમ છતાં કંઈ નહીં થાય તો પછી જોયું જશે. એ લોકોની વાતચીતમાં જીવન બિલકુલ ભાગ લેતા ન હતા. એ વચ્ચે વચ્ચે ઝોકા ખાતાં અને ક્યારેક કંઈક વાતો સાંભળતાં તાપણાં પાસે લાંબી સોડ તાણીને સૂઈ ગયા. સભા જ્યારે પૂરી થઈ, ગામના લોકો પોતપોતાને ઘેર વિદાય થયા ત્યારે જોનાથને કપડાની એક પોટલી લાવી જીવન માસ્તરના માથા નીચે અટકાડી દીધી અને તાપણાની આગમાં થોડા વધુ લાકડા નાખી બળતું વધાર્યું. જીવનની જેમ રિશાંગે પણ પોતાના પોટલાને તકિયાની જેમ માથા નીચે મૂક્યું અને એ પણ લાંબી સોડ તાણીને સૂઈ ગયો. કૂકડાએ જોરથી બાંગ પોકારી સમયનો સંકેત આપ્યો. આસપાસના બધા લોકો સૂઈ ગયા, માત્ર જોનાથન તાપણા પાસે બેઠો બેઠો બગાસાં ખાતો કિંકર્તવ્યવિમૂઢ અને ચિંતિત બેસી રહ્યો.

ઘરની બહાર, છાપરા પરથી ઝાકળના મોટાં મોટાં ટીપાં પડતાં હતા. વળગણી પર લટકાવેલું સુવરનું માંસ તાપણાનો ધુમાડો લાગવાને કારણે સૂકાઈને કાળુ પડતું જતું હતું. એકદમ શાંત અને સૂમસામ રાત્રે ઉંદર, છછૂંદર અને ખિસકોલીઓ વિના કોઈ ભયે ઘરની અંદર ધમાલ કરતાં નાસભાગ કરતાં હતાં. કાચી ઊંઘમાં રિશાંગ કોઈ સપનું જોતો હતો અને અસ્ફુટ અવાજમાં કંઈક વાતો કરતો હતો.

એકાએક બહારથી એક કૂતરાના જોરજોરથી ભસવાનો અવાજ સંભળાયો.

અધખુલી આંખો ચોળતો જોનાથન કૂતરાના આ ભસવાથી તરત જ સજાગ થઈ ગયો. થોડી વાર પછી ક્યાંક દૂર બે માણસોની ભયભીત ચીસો સંભળાઈ.

જોનાથન પોતાની જગ્યાએથી હલ્યો નહીં પણ એના ચહેરાનો રંગ ઊડી ગયો. એની ભાવમુદ્રા કઠોર થઈ ગઈ.

લાગે છે એ લોકો આજે રાતે પણ આવી પહોંચ્યા છે, એ એટલે વિડેશ્યેલીના માણસો. ગાઢ દુર્ગમ જંગલોમાં આવેલી એમની છાવણીઓમાંથી નીકળીને અહીં આવીને સાધારણ જનતા પાસેથી, પોતાની સૈન્ય ટુકડીઓ માટે રાશન અને બીજી કેટલીય વસ્તુઓ લેવા આવે છે. ક્યારેક તો માણસોને લેવા પણ આવે છે. શક્ય છે આ બધી માગણીઓને કારણે આ શોરબકોર થતો હોય. આ પ્રદેશના એક પણ ગામના લોકો નિરાંતની ઊંઘ નથી લઈ શકતા. લગભગ રોજ વિદ્રોહી સૈનિકો બંદૂક, બોમ્બ, દારૂગોળા, અસ્ત્ર-શસ્ત્ર વડે સજ્જ થઈને ગામમાં ઊતરી પડે છે અને લોકોને ઊંઘમાંથી ઉઠાડી ચોખા, લોટ, સુવર, મરઘાં વગેરે જાનવર અને માણસો માગીને લઈ જવા કરે છે. ન આપે તો જીવનું જોખમ.

એમના ગામમાંથી ભગવાન જતા રહ્યા છે. એમની જગ્યા રાક્ષસે લઈ લીધી છે.

જોનાથનને વિચાર્યું - રિશાંગ વગેરેને જગાડીને બધી વાત કરી દે ? પણ કહીને શું લાભ ? મનુષ્યના હૃદયમાં જ્યારે અપરિચિત, અજ્ઞાત અને રહસ્યમય એવા કોઈ ભાવની લહેર ઊઠે છે ત્યારે કોઈ પણ પ્રકારના સુપરિચિત ઉપદેશ કે હથિયાર કશું કામ નથી આવતાં. વિશ્વયુદ્ધે નગા લોકોના હૃદયમાં આ જ પ્રકારની અપરિચિત, અજ્ઞાત, રહસ્યમય ભાવોની લહર જગાડી છે. આ લહેરમાં વહેતા એ લોકો ક્યાં જવા માગે છે, એની એને ખબર નથી પરંતુ આ રીતે પોતાના જ લોકોમાં ખેંચાખેંચી, રમખાણ કરીને મરવાનો કોઈ અર્થ એ સમજી શકતો નથી.

થોડી વારમાં જ એ કોલાહલ શાંત થઈ ગયો. લાગે છે વિદ્રોહી સૈનિકો જતા રહ્યા છે. એ લોકો આ રીતે જ આવે છે, ડરાવીને સામાન કે માણસોને લઈ જાય છે. પછી થોડા દિવસ સુધી બધું શાંત રહે છે. એનભિ એમને રસ્તો દેખાડી, એમનું નેતૃત્વ કરતો લઈ આવે છે. હુઇનિંગ ગામનો એનભિ અને ફાનિટફાંગ — આ બંનેએ સૌથી પહેલાં વિડેશ્યેલી પાસેથી બીજમંત્ર ગ્રહણ કર્યો, એમના દળમાં દીક્ષા લીધી અને પછી એના સિદ્ધાન્તોનો હવે એનભિ વગેરે આખાયે ટાંખુલ નગાઓ વચ્ચે પ્રચાર કરતા ફરે છે.

સમસ્ત કુટિલતાઓ, સમસ્ત ઉપદ્રવનું મૂળ એ લોકો જ છે. રિશાંગ વગેરે બીજા જ દિવસે પોતાના ઘરે પાછા જવા ઇચ્છતા હતા. કારણ નુકસાની કે વળતર મેળવવા અંગે આગામી વૈશાખ મહિનાના પહેલા પખવાડિયામાં ઉખ્રુલ ગામમાં સભા એકઠી થશે ત્યારે એ બધી વાતોની નિરાંતે છણાવટ થશે. એટલે અહીં રોકાઈ જવાનું હવે કોઈ પ્રયોજન પણ ન હતું. પરંતુ ભાગ્ય રુઠ્યું.

પાબિ પ્રદેશમાંથી આવેલા ત્યાંના મુખીએ વહેલી સવારે આવીને રિશાંગને કહ્યું —'અમારા બધાં ગામોમાં એક વાર આવીને તપાસ કર્યા પછી જ તમે અહીંથી જઈ શકશો.'

'એવું કેમ ?' જોનાથનના બારણા સામે, ચબુતરા પર બેઠાં બેઠાં સવારનો તડકો ખાતા ખાતા રિશાંગે પૂછ્યું.

'એમનો ઉપદ્રવ અને ઉત્પાત હદથી વધી ગયાં છે.'

'કોનાં ?'

'એનભિ વગેરેના.'

'પરંતુ ત્યાં જઈને હું શું કરીશ ?'

એના આ પ્રશ્નનો કોઈ સચોટ જવાબ ગામના વડીલ આપી ન શક્યા. આગળ બોલ્યા — 'જો તમે નહીં જાઓ, તો અમારા ગામના બધા યુવાનો વિડેશ્યેલીનો સાથ લઈ એના પક્ષમાં જતા રહેશે.'

રિશાંગ ચિંતિત થઈ ગયો. એના મનના એક ખૂણામાં રહીરહીને ખુટિંગ્લાનો ચહેરો ડોકાઈ જતો. લાગતું જાણે એ એને વહેલામાં વહેલી તકે બોલાવી રહી છે પરંતુ...

એટલામાં જીવન માસ્તર આવીને એની પાસે આવીને ઊભા. રિશાંગને ચિંતાતુર

જોઈ એમણે પૂછ્યું. - 'શું થયું રિશાંગ ?'

રિશાંગે ગામના વડીલે પોતાના ગામોમાં એમને બોલાવવા સંદર્ભે કહેલી વાત સંક્ષેપ કહી.

'ચાલો, જઈએ ત્યારે' — એની વાત સાંભળ્યા પછી જીવને તરત જવાબ આપ્યો.

રિશાંગ ખચકાયો — 'કેમ ? શું કરીશું જઈને ?'

— 'અરે ભલા માણસ, એ વાત પણ તને સમજાવવી પડશે શું ? અરે આ સમસ્ત પર્વતીય પ્રદેશ શાંતિ ઇચ્છે છે. પૃથ્વી શાંતિ ઇચ્છે છે. એ બધાય શાંતિ ઇચ્છે છે. આપણે લોકો ત્યાં જઈને એમના હૃદયમાં શાંતિના બીજ વાવીએ. બસ, પછી તો એ આપોઆપ મૂળ નાંખશે. માણસને જો એક વાર બરાબર સમજાઈ જાય કે ટંટા-ફિસાદ ખરાબ વસ્તુ છે. યુદ્ધ કે વિશ્વયુદ્ધ ખરાબ વસ્તુ છે. હિંસા ખરાબ વસ્તુ છે તો પછી એ લોકો ક્યારેય હિંસા ઇચ્છશે નહીં.'

રિશાંગે અનુભવ્યું કે જીવન માસ્તરની વાતોમાં અવિનાશની દૃઢતા પ્રગટી રહી છે. એની બંને આંખોમાં એક ચિરંતન સત્યનો ઉજ્જ્વળ પ્રકાશ ઝગમગી રહ્યો છે. એકાએક એના મનમાં એક અપૂર્વ સંકલ્પ પ્રગટ્યો. એક એવો સંકલ્પ જેના પ્રકાશમાં, જેની દૃઢતામાં એ સ્પષ્ટ જોઈ શક્યો કે ખરેખર એનું કર્તવ્ય શું છે અને ક્યાં છે ?

લોકોના ઘેર ઘેર ફરીને શાંતિનો ઉપદેશ આપવો, શાંતિની વાણીનો પ્રચાર-પ્રસાર કરવો. આનાથી મહાન એવું કયું કામ છે આ પૃથ્વી પર ?

અચાનક એને પેલા વૃદ્ધ મિશનરી ડૉક્ટર મહાશય યાદ આવી ગયા જે અમેરિકા પાછા જતા રહ્યા હતા. અને એમની શાંતિની વાણી પણ યાદ આવી. આ આખેઆખી વસુંધરા જ શાંતિ માટે આતુર નયને પ્રતીક્ષા કરી રહી છે. એણે તો એનું એક સાધનમાત્ર બનવાની જરૂર છે.

'પરંતુ વિડેશ્યેલી ?'

રિશાંગે જવાબ આપ્યો — 'મૂળ માણસ જ વિડેશ્યેલી છે. એનું હૃદયપરિવર્તન કર્યા વિના કંઈ થશે નહીં.'

જીવન માસ્તર ફરી નિર્વિકાર ભાવે ખડખડાટ હસી પડ્યા. પછી બોલ્યા,

'વિડેશ્યેલી એક મામૂલી માણસ છે.'

"મામૂલી માણસ !" આશ્ચર્યચકિત થતો રિશાંગ પૂછી બેઠો.

'હા, પરંતુ એ પોતાની અચૂક ગોળી મારીને શાંતિ પ્રચાર કરતી આપણી બોલતી બંધ કરી શકે છે. એ શું તમે નથી જાણતા ?'

જીવન ફરી એજ રીતે અસ્વાભાવિક રીતે હસવા લાગ્યા. હસી લીધા પછી કહે — 'તરે તો દેશ, મરે તો સ્વર્ગ. વિડેશ્યેલીથી ડરીને, હાથ-પગ બાંધીને સંતાઈને બેસી રહીશ - એવો માણસ છે તું ? જીવન માસ્તરથી સહજ રીતે જ કડવું બોલાઈ ગયું.

રિશાંગ ઝાળઝાળ થઈ ગયો. 'જીવન માસ્તર !" મોં સંભાળીને વાત કરો.

જીવન માસ્તરે જવાબ આપ્યો — 'મને ડરાવવામાં કોઈ લાભ નથી રિશાંગ! મારે તો શાંતિ જોઈએ છીએ - મનમાં, જીવનમાં, પર્વતો પર, સમથળ મેદાનોમાં

બધે. અને જો તારે શાંતિ ન જોઈતી હોય તો તું ચૂપચાપ પાછો જતો રહે. હું તો હવે આ લોકો સાથે જઈશ.' કહેતા જીવન ત્યાંથી ચાલવા માંડ્યાં.

ગામનો મુખી આ બંનેની વાતચીત સાંભળીને કિંકર્તવ્યવિમૂઢ થઈ રહ્યો હતો. જીવન ત્યાંથી ખસી ગયા તો એમણે ધીરેથી કહ્યું - 'આ માસ્તર સાહેબને સાથે લઈ લઈએ. બહુ સારા માણસ લાગે છે.

'હા, લઈ જાઓ એમને.'

'તારે પણ આવવું પડશે.'

'મારે ?'

'હા.'

'જરા થોભો તો' — રિશાંગનો અવાજ ગળગળો થઈ ગયો.

'શું થયું રિશાંગ ?' ગામના મુખીએ બહુ સહાનુભૂતિથી પૂછ્યું - 'જવાનું મન નથી થતું ?'

રિશાંગે કોઈ જવાબ ન આપ્યો.

મુખીએ કહ્યું — 'પત્ની યાદ આવે છે ?' કહી એ સ્મિત કરવા લાગ્યા.

એમની વાતોથી શરમાઈને રિશાંગ બોલ્યો, — 'આ શું બોલો છો તમે ?'

'દીકરા, તને શું એમ છે કે મને આ વાતની નથી ખબર ? ઘેર નવી-નવી પરણેતરને છોડીને કામ કરવા માટે બહાર નીકળવું બહુ અઘરું કામ છે. પણ દીકરા ! સંકટની આ ક્ષણે જો તમે લોકો અમારા પોતીકા થઈ કામ નહીં કરો તો તું જ કહે બીજું કોણ કરશે ? પત્ની તો આજે છે, કાલે નહીં રહે. પણ જો કામમાં અવગણના થઈ, યોગ્ય સમયે યોગ્ય કામ કરતાં ચૂકી ગયા તો પછી બધું જ પૂરું. તારા જેવા પુરુષની કર્તવ્યમાર્ગથી પીછેહઠ સહેજપણ શોભાસ્પદ નથી.'

રિશાંગે ગામના મુખી સામે જોઈ કહ્યું - 'આ રીતે શા માટે મને ધમકાવો છો ?'

ગામના મુખીએ પોતાની ચલમ સળગાવતાં જવાબ આપ્યો — 'કારણ એ છે કે દીકરા તારા વિના અમારાથી કામ પાર નહીં પડે.'

'સાચ્ચે !'

'હા, ખરેખર.'

આજે રિશાંગે પહેલીવાર અનુભવ્યું કે જનસાધારણની નજરમાં એ એક ઉપયોગી અને મહત્ત્વપૂર્ણ વ્યક્તિ છે. બીજા સામાન્ય માણસોની જેમ એક ઘર કુટુંબ વસાવીને પોતાના ઘરમાં સુખ-સગવડમાં મગ્ન રહેવા માત્રથી એનું કર્તવ્ય પૂરું નહિ થાય, સાધારણ જનતાના દુઃખદર્દથી દુઃખી થઈને એમની પીડામાં સહભાગી થઈ ચારેબાજુથી અશાંતિમાં ઘેરાયેલા પર્વતોના હૃદયમાં શાંતિનો મૌન દીપક પ્રગટાવવો પડશે. આ સિવાય એનું બીજું કોઈ કર્તવ્ય નથી. જો એ પોતાના આ કર્તવ્યનું પાલન નહીં કરે તો હંમેશાં હંમેશાં માટે અપજશ જ મૂકી જશે અને એના અંતરતમના અસલી માણસનું આમ જ મૃત્યુ થઈ જશે.

આ કર્તવ્ય અત્યંત સુંદર છે, આમ કામ મહિમામય છે - આ લોકોના અભણ,

અશિક્ષિત અને અજ્ઞાની ભાઈબહેનોના હૃદયમાં શાંતિની સદ્ ઇચ્છા, શાંતિની ઝંખના, જગાડવી એ જ મહત્ત્વપૂર્ણ કામ થશે. શાંતિ નહીં હોય તો કંઈ નહીં થાય.

ગામના મુખીને ત્યાં જ છોડી એ ધીરે ધીરે ઓરડામાં જતો રહ્યો. ત્યા જઈ એણે જોયું કે જીવન માસ્તર ધ્યાનમગ્ન થઈ કોઈ પુસ્તક વાચતા હતા. પહેલાની જેમ જ નિર્વિકાર. એમને બોલાવવાની ઇચ્છા છતાં એ બૂમ પાડવાની હિંમત ન કરી શક્યો. પોતાના મનનો સંકલ્પ કહેવાની ઇચ્છા છતાં એ કહી ન શક્યો કે શાંતિ સ્થાપવા માટે એ ગામેગામ ફરવા તૈયાર છે.

ખુટિંગ્લા નારાજ થઈ એની ભર્ત્સના કરશે, ચિંતા અને ઉદ્વેગને કારણે કદાચ એ આખી આખી રાત જાગતી જ વિતાવશે અને એના દિવસો એની આંખમાંથી વરસતા આંસુઓમાં ભીંજાઈ જશે. છતાંય એ જશે — જનકલ્યાણના આ કામમાં જોડાવા માટે. કારણ એના નહીં જવાથી સામાન્ય જનતા એને શાપ દેશે, એની નિંદા કરશે. ચિંતા અને મુશ્કેલીઓના કારણે એમની રાતોની ઊંઘ ઊડી ગઈ છે. એમના દિવસો એમના નિરર્થક અને નિષ્ફળ આંસુમાં લથબથ ભીંજાઈ ગયા છે. આવી દારુણ વિપત્તિમાં એ બધાને થોડુંક સાંત્વન આપવું, થોડો દિલાસો આપવો, અશાંતિથી વ્યાકુળ પરિવેશમાં સહેજ શાંતિ આપવાનો પ્રયત્ન કરવો એ શું એનું પવિત્ર કર્તવ્ય નથી ?

નુંબીથી ચાલતા પાબી, પાબી ગામનું નિરીક્ષણ કર્યા પછી સિંજિરઈ સિંજિરઈ પહોંચતા જ ટાંખુલ નગા લોકોના વસવાટની હદ પૂરી થઈ જાય છે. પેલી તરફ માઓ નગાઓની વસ્તી શરૂ થઈ જાય છે. પછી એનાથી થોડે આગળ અંગામી નગા લોકોનો પ્રદેશ શરૂ થઈ જાય છે. રિશાંગ, જીવન, જોનાથન અને ગામનો મુખી સતત ગામેગામ ફરતા ચાર દિવસે સિંજિરઈ પહોંચ્યા. દિવસ ઢળી ગયો હતો એટલે રાત વિતાવવા એ લોકો ત્યાં જ રોકાઈ ગયા.

એ રવિવારનો દિવસ હતો. રાતની પૂજા-પ્રાર્થના પૂરી કરી લોકો પોતપોતાના ઘેર પાછા ફરતા હતા. તીવ્ર ઠંડી હવાની લહેરો ખાઈ-ખાઈને લોકો ધ્રૂજતા હતા. પુરુષોનો એક મોટો સમૂહ આગળ - આગળ જતો હતો. એમની પાછળ માત્ર ત્રણ માણસોનું એક ટોળું પરસ્પર ગુસપુસ કરતું જતું હતું.

એમાંના એકે કહ્યું — 'એ લોકોના હેતુ અનિષ્ટકર્તા છે.'

બીજાએ પૂછ્યું — 'એ તેં કેવી રીતે માની લીધું ?' ત્રીજો માણસ કંઈ જ બોલતો ન હતો.

પહેલી વ્યક્તિએ ફરી કહ્યું — 'એ બધા આપણને વિડેશ્યેલી પાસે જવાની ના પાડે છે.'

'શા માટે ?' બીજી વ્યક્તિએ પૂછ્યું.

'તું તો પહેલા નંબરનો મૂરખ છે, એ ખાઈખોના માણસો છે.'

'એકદમ ખોટી વાત !' બીજી વ્યક્તિએ દૃઢતાપૂર્વક કહ્યું — 'બધા રિશાંગને બહુ સારી રીતે ઓળખે છે. એ ખાઈખોના એજન્ટ હોઈ જ ન શકે.'

એક નાનકડી કેડી પર થઈને નીચેની દિશામાં ઊતરતાં ઊતરતાં એ બધા ધીરે

ધીરે ચાલતા અંતે એક ઘરમાં ઘૂસ્યા. ઘરના બારણા બંધ કરી અંદરથી લાકડાનો મોટો આગળિયો મારી ત્રણે સગડી પાસે જઈ બેઠા.

આ વખતે પહેલી વ્યક્તિએ પૂછ્યું, 'એર્નાભિ ! તારું શું માનવું છે ? આ બધાને આ રીતે જો આગળ વધવાની તક આપીશું તો પછી સાધારણ જનતાનું વલણ બદલાઈ જશે.'

એનભિએ કહ્યું - 'એ લોકોને બહુ આગળ વધવા ન દેવાય.'

બીજી વ્યક્તિએ પૂછ્યું — 'આનો અર્થ ?'

એનભિએ ગુસ્સે થઈને તીક્ષ્ણ નજરે એને એકીટશે જોયો અને પછી પોતાની નજર બીજે વાળી હોઠ ભીડી લીધા. ભયને કારણે એ માણસનો ચહેરો પીળો પડી ગયો. એ ડરેલા કૂતરાની જેમ શરીર સંકોચી કોકડું વળી સગડી તાપવા લાગ્યો. પહેલો માણસ પણ ડરી ગયો, પરંતુ પોતાનું કુતૂહલ શમાવવા માટે એણે ડરતાં ડરતાં પૂછ્યું — 'શું કરવા માગે છે ? જરા વિગતે તો કહે.'

એનભિએ કહ્યું — 'શું કહું ? જે થશે એ જોઈ જ લેજો.' પોતાની વાત પૂરી કરતા એ ખાંસવા લાગ્યો.

એનભિ આ દિવસોમાં એવો ખતરનાક માણસ થઈ ગયો છે કે એના મનમાં શું છે અને એ ક્યારે શું કરી બેસશે એનું કાંઈ ઠેકાણું નહીં. દેખાવથી તો લોકો એને ગાંડો જ માને.

થોડી વાર ચૂપ રહ્યા બાદ એનભિએ બૂમ પાડી — 'જામફાંગ !'

'શું છે ?' — પહેલી વ્યક્તિએ પૂછ્યું.

'જઈને તપાસ કરો કે એ લોકો અહીંથી જ પાછા જશે કે પછી આગળ પણ જવાના છે.' એનભિનો અવાજ તીખો અને ગંભીર હતો.

જામફાંગ ચૂપચાપ ઊભો થઈ ગયો અને બોલ્યો - 'તું અહીં કેટલી વાર સુધી રોકાઈશ ?'

'જ્યાં સુધી તું પાછો ન આવે.' એનભિએ જવાબ આપ્યો.

જામફાંગના ગયા પછી એકાએક એનભિ બોલી ઊઠ્યો - 'વિડેશ્યેલીએ મને બહુ ખરાબ કામ કરવાની જવાબદારી સોંપી છે.'

'કઈ ?'

'તું જો સોગંદ ખાય તો જ કહી શકું. સાચ્ચે જ મારું મન બહુ ભારે ભારે લાગે છે.'

'હું પ્રભુ ઈશુના સોગંદ ખાઉં છું બોલ હવે કહે ?'

એનભિએ એ માણસને ધ્યાનથી જોયો અને પછી કહ્યું — 'જેમ્સ, આ લોકો જો હજુ વધુ દિવસ આ રીતે આગળ વધતા જાય તો એમને ગોળીઓથી વીંધી નાખવાનો આદેશ છે.'

જવાબમાં 'હં' કહી જેમ્સે નિસાસો નાખ્યો. એ પછી કોઈના મોંએથી કોઈ વાત ન નીકળી. જ્યારથી રિશાંગનો પીછો કરવાનો વિડેશ્યેલીનો એમને હુકમ મળ્યો

ત્યારથી એ લોકોએ સરખી રીતે વાતો કરવાનું પણ છોડી દીધું છે. કારણ કે એનભિ રિશાંગને નજીકથી ઓળખે છે અને સાથે સાથે વિડેશ્યેલીને પણ.

બંનેમાં પોતપોતાના સિદ્ધાન્ત અનુસાર કામ કરવાની અદ્ભુત ક્ષમતા છે.

જો આજે એને વિડેશ્યેલીના આદેશાનુસાર કામ કરવું પડશે તો રિશાંગ પ્રત્યેની બધી માયા-મમતા ત્યાગવી પડશે. વિડેશ્યેલીના જે આદેશનું પાલન કરવાની જવાબદારી આ સમયે એના શિરે છે — એ આદેશ અત્યંત ભયંકર....

એકાએક જેમ્સ બોલી ઊઠ્યો — 'જમાનો બહુ ખરાબ આવ્યો છે એનભિ ! કૂતરાની જેમ પોતાની જ જાતિમાં આપણે લોકો મારકૂટ અને હત્યા કરતા મરી પરવારીશું.'

એનભિએ એની વાતોનો કોઈ જવાબ ન આપ્યો માત્ર એક સિગારેટ ખિસ્સામાંથી કાઢી સળગાવી અને પીવા લાગ્યો.

થોડો વધુ સમય વીત્યા પછી ગંભીર મુખમુદ્રામાં જામફાંગ પાછો આવ્યો અને સગડી પાસે બેસી ગયો. એનો તેજહીન ચહેરો જોઈને જેમ્સે કંઈ પૂછવાની હિંમત ન કરી. પરંતુ એની તરફ જોયા વિના જ એનભિએ પૂછ્યું — 'શું થયું ? કંઈ સમાચાર લાવ્યો ?'

'એ લોકો જ્યાં હાલ સંઘર્ષ ચાલે છે એ ગામોમાં પણ જશે.' જામફાંગે ડરતાં ડરતાં કહ્યું.

'બસ હવે તો પતી ગયું' — કહેતાં કહેતાં જાણે એનભિની જીભ ઠરડાઈ ગઈ.

પળવારમાં જ એ ઊભો થયો અને દીવાલને ટેકવેલી બંદૂક ઉપાડી એને સંભાળતો બોલ્યો — 'અત્યારે હું જાઉં છું. તમે લોકો આજની રાત અહીં રોકાજો. કાલ સુધી એમની એક એક હીલચાલના ખબર મને આપજો.'

'ભલે. તને એકલા-એકલા ડર તો નહીં લાગે ને ?'

'નહીં લાગે.' ઘરનું બારણું ખોલી બહાર ડોકિયું કરી એણે ફરી કહ્યું — 'બહાર તો સહેજ પણ અજવાળું નથી.'

જામફાંગે કહ્યું — 'મારી ટોર્ચ લઈ જા.'

'લાવ, આપ.'

જામફાંગ પાસેથી ટોર્ચ લઈ એનભિ ઘોરઅંધકારમાં ચાલવા માંડ્યો. જામફાંગે બારણા બરાબર બંધ કર્યા અને પછી જેમ્સ પાસે આવીને બેઠો. — 'પરિસ્થિતિ બહુ વણસતી જાય છે.'

જેમ્સ કંઈ ન બોલ્યો.

જનતા સાચ્ચે જ રિશાંગની રાહ જોતી હતી. વિડેશ્યેલીની લડાઈની યોજનાએ જનતાના મનમાં દહેશત પેદા કરી હતી. વળી એની સ્વતંત્રતાના અનિશ્ચિત વિષયને કારણે એ લોકો વ્યગ્ર થઈ ગયા હતા. વિશ્વયુદ્ધમાં ગામ-પાદર, જર-જમીન અને આંખુય જીવન નષ્ટભ્રષ્ટ થઈ ગયું. ત્યાર પછી વળતર મેળવવાની આશામાં લોકો સરકારી ઑફિસોના કેટલાંય આંટાફેરા કરી આવ્યા પણ કંઈ પરિણામ ન આવ્યું. ક્ષોભ અને ક્રોધથી ભડકેલા કેટલાય લોકો વિડેશ્યેલીના પક્ષમાં ભળી ગયા, જ્યાં

નગા પ્રદેશનાં ગાઢ જંગલોમા બંદૂક-દારૂગોળો અને કેટલાંય પ્રકારના વિધ્વંશક હથિયારો એકઠાં કરી યુદ્ધની યોજના બની રહી છે.

બીજી બાજુ સરકારી સૈન્યની ટુકડીઓ અહીં આવીને છુપાઈને ટાંપીને બેઠી છે. ભયના માર્યા ગામ લોકોના મોં લેવાઈ ગયા છે. એ સાચું છે કે એમને બહુ બધું જોઈએ છે પણ આ રીતે યુદ્ધ કરવાનું હવે એમનું મન નથી. યુદ્ધ કરવાનો સીધો અર્થ છે અકાળ અવસાન. એ કોને જોઈએ ભલા ?

આ જ કારણે ભયની આ અમાસમાં શાંતિના ચંદ્રમાના થોડાં શીતળ કિરણોનો પ્રકાશ મેળવવા માટે એમના મન-પ્રાણ ક્રંદન કરવા લાગ્યાં છે. સાચું હોય કે ખોટું - જે હોય તે, હવે રિશાંગને શાંતિના દૂત રૂપે સ્વીકારવા માટે આજે એ લોકો સંપૂર્ણ તૈયાર છે.

વિડેશ્યેલીને આ વાત બરાબર સમજાઈ ગઈ છે. માટે જ રિશાંગની આ યાત્રાને પૂરેપૂરી રોકવા માટે એ કમર કસીને તૈયાર થઈ ગયો છે.

જોનાથન ડરી ગયો હતો. સિંજિરઈથી ચાલીને જેશામી પ્રદેશમાં જતી વખતે વિડેશ્યેલીના માણસોએ એમને કેટલીય વાર ડરાવ્યા-ધમકાવ્યા હતા. આ જ કારણે કોઈ વિપત્તિદાયક ઘટનાની આશંકા જોનાથન મનોમન કરવા લાગ્યો હતો. જેશામી પ્રદેશના કેટલાંય ગામોમાં ફર્યા પછી એ લોકો જે અસલી અશાંત ક્ષેત્ર હતું એમાં પ્રવેશી ગયા. લોકોનું અનુમાન છે કે જેશામી પ્રદેશ પાસે ઊંચી ઊંચી ટેકરીઓમાં વસેલાં ગામોમાંથી કોઈ એકમાં વિડેશ્યેલી રહે છે. જેશામી ક્ષેત્રના લોકોએ એમને આ વિષયમાં પહેલેથી જ ચેતવી દીધા હતા.

જે માર્ગ પર ડગલે ને પગલે જીવનના સર્વનાશનું જોખમ છે, છતાં પણ જે માર્ગ પર આગળ વધવાથી મનુષ્યના આત્માનો વિજય થઈ શકતો હોય તો એ માર્ગે સાહસપૂર્વક ડગ માંડવા એ મહત્ત્વપૂર્ણ કામ છે.

ભયના માર્યા આ પ્રદેશના લોકો દીન-દુર્બળ થઈ ગયા છે. વિડેશ્યેલીના માણસો રાશનની વસ્તુઓ શોધવા અર્ધી રાત્રે આવે છે અને ખાઈખોના સરકારી માણસો આવે છે દિવસે. વિડેશ્યેલીનું ક્યાંય કોઈ ઠેકાણું નથી. છતાં પણ ગામલોકોના હૃદયમાં એ એક ભયંકર આતંક સ્વરૂપે દેખા દે છે. લોકોના મનમાં શાંતિની ઇચ્છા જ દબાઈ ગઈ છે. એક તેજસ્વી સૂર્યના કિરણોનો તાપ પામીને જ આ જડીભૂત ઇચ્છા ઓગળશે — આ જ આશામાં એ લોકો નિરૂપાય બેઠા છે. એ લોકો વિડેશ્યેલીને એક પરમવીર માનીને એની પૂજા કરે છે, પરંતુ એ જે ઘડીએ ઘર-કુટુંબના વિનાશ અને માણસોના અકાલ મૃત્યુના અપશુકનિયાળ સપનાં આવીને એમના હૃદયમાં અચાનક જ દહેશત મચાવી દે છે એ જ ઘડીએ એ લોકો રિશાંગ જેવા એક સાહસી નવયુવકને શોધે છે, એને મેળવવા ઇચ્છે છે. એનું મૂળભૂત કારણ એ છે કે આ લોકોના મનમાં, વચનમાં અને કર્મમાં શાંતિના ઉજ્જ્વળ ભવિષ્યનો પ્રકાશ પડી ગયો છે.

સપ્તાહનો એ કયો દિવસ હતો, રિશાંગને યાદ નથી. એ સ્વતંત્રતા વિષે જીવન માસ્તર સાથે વિચારવિમર્શ કરતો હતો. યુગયુગાન્તરથી મનુષ્ય સ્વતંત્રતાના સ્વપ્ન પાછળ પાગલ થઈને, એના માટે હાથમાં તલવાર લઈને યુદ્ધ કરતો આવ્યો છે પરંતુ એનું પરિણામ

એકદમ ઊંધું જ આવ્યું છે. એક વખત ફ્રાન્સની ક્રાંતિ થઈ હતી પછી એક દિવસ રશિયામાં વિદ્રોહ. છતાંય માનવ સંપૂર્ણપણે સ્વતંત્ર નથી થઈ શક્યો. ફ્રેન્ચ ક્રાંતિએ નેપોલિયનને જન્મ આપ્યો અને રશિયાના વિદ્રોહે સ્ટાલિનને. યુગોયુગોથી મનુષ્ય દ્વારા કરવામાં આવેલી ક્રાંતિ તલવારની તીક્ષ્ણ ધારથી છેતરાતી આવી છે અને યુગોયુગોથી માનવ તલવારના બળે સ્વતંત્રતાને રાષ્ટ્રની ચાર હદોમાં સીમાબદ્ધ રાખતો આવ્યો છે. સર્વસાધારણે આ પ્રકારની સ્વતંત્રતા ક્યારેય ઇચ્છી ન હતી અને આજે પણ નથી ચાહતો. એ તો ઇચ્છે છે જીવિત રહેવાની સ્વાધીનતા, અખંડ શાંતિ...!

વિચારવિમર્શમાં એ લોકો એવા તો તન્મય થઈ ગયા હતા કે ક્યારે જોનાથન આવીને એમની પાસે ઊભો રહી ગયો, એની પણ એમને કંઈ ખબર ન પડી.

એ ચર્ચાવિચારણામાં વિરામ આવતાં જ સુયોગ સમજીને જોનાથને કહ્યું — 'એ લોકોના માણસો આપણને શોધતા ફરે છે.'

'ફરતા રહે.' જીવને તરત નિર્વિકાર ભાવે જવાબ આપ્યો.

'આજે આપણે ફેંક ગામ જવાનું છે ત્યાર પછી જો સંભવ હોય તો વિડેશ્યેલીના ગામ ખનમા પણ —'

વળી જીવન માસ્તરે ઉમેર્યું — 'તરે તો દેશ, મરે તો સ્વર્ગ.' આટલી વાત કરી ચબૂતરા પરથી એ ધીરે ધીરે પાસેના ઓરડામાં જતા રહ્યા. થોડી વાર પછી જ્યારે એ પોતાનો થેલો લઈ બહાર આવ્યા તો જોયું કે રિશાંગ અને જોનાથન વિચારવિમર્શમાં તલ્લીન છે.

જીવનને તૈયાર થઈને આવેલા જોયા છતાં જોનાથને સાથે જવાનો કોઈ ઉત્સાહ ન દેખાડ્યો. રિશાંગ એકાએક બોલી ઊઠ્યો — 'સારું, ચાલો, ફેંક ગામ સુધી જઈ આવીએ. ત્યાંની જનતાને જો આપણે કંઈક સમજાવી શકીએ તો આપણે કહી શકીશું કે આ પ્રદેશમાં આપણું કંઈક કામ થયું.'

'લોકો કહે છે કે વિડેશ્યેલી ત્યાં જ છે.' જોનાથને કહ્યું — 'એ શું એમ જ જવા દેશે ?'

'એ ત્યાં છે, તો તો આપણું કામ વધુ સરળ થઈ જશે કેમ, તારો શું વિચાર છે રિશાંગ ?' જીવને જવાબ માંગ્યો.

'બરાબર છે.' કહી રિશાંગ પોતાનો થેલો લેવા ઘરમાં ગયો.

જોનાથનનું મોં લેવાઈ ગયું.

ગાઢ વનોથી ધરતી આચ્છાદિત હતી. માર્ગની માટી, 'ડેમડેઉકા' (એક પ્રકારની અત્યંત ચિકણી સેવાળ)ને કારણે ચીકણી અને લપસણી થઈ ગઈ હતી. જોનાથન, જીવન અને રિશાંગ પણ ઠેરવી ઠેરવીને ઉપરની તરફ ચડતા જતા હતા. થોડે દૂર જતાં ઝાડના થડનો ટુકડો મળ્યો જે બેસવાના મૂઢા જેવો હતો, તો જોનાથન એના પર બેસી ગયો. શ્વાસ ભરાઈ જવાને કારણે એના શ્વાસોચ્છ્‌વાસ બહુ ઝડપથી ચાલતા હતા. જીવન ગમે તેમ કરીને ઊંચા રસ્તાના એક સમથળ સ્થાને પહોંચી ગયા.

રિશાંગ ધીરે ધીરે રસ્તામાં પગ ઠેરવી ઠેરવીને ઉપર ચડતો જતો હતો, એ જરાપણ રોકાયો નહીં.

નમતી બપોરનો સૂરજ ડોકિયા કાઢીને એમને જોતો હતો. સમતલ જમીન પર ચડીને જીવને થોડેક જ દૂર ફેંક ગામને જોયું. હવે બે ચાર વળાંક પાર કરતાં જ એ લોકો એ ગામમાં જઈ પહોંચશે. સાંભળ્યું છે કે ત્યાં વિડેશ્યેલી છે...

અચાનક દૂર જંગલમાં સીટીનો અવાજ આવ્યો. સાંભળતાં જ ચોંકીને જોનાથને જીવનને કહ્યું — 'જીવન માસ્તર ! એ લોકો આટલામાં જ છે.'

'કોણ ?' રિશાંગે પૂછ્યું.

'વિડેશ્યેલીના માણસો.'

આટલા ગાઢ જંગલમાં કોઈ કેવી રીતે રહી શકે ? આ વિચારી રિશાંગ અને જીવનને આશ્ચર્ય થયું. નજર પડે ત્યાં ગાઢ જંગલ, કાંટાળાં વૃક્ષો, ઘોર અંધારું અને ગાઢ વનરાજિમાં માણસ કેવી રીતે રહી શકે. આમ વિચારી એ સ્તબ્ધ થઈ ગયા.

થોડી વાર ચૂપચાપ એ ત્રણે જણાએ પોતાની આજુબાજુના એ ગાઢ જંગલનું નિરીક્ષણ કર્યું. ત્યાર બાદ જોનાથને કહ્યું — 'અહીં રોકાવાનો કોઈ અર્થ નથી. પગ ઉપાડો એટલે જલદી ત્યાં પહોંચી જવાય. એ લોકોએ આપણો પીછો કરવાનું છોડ્યું નથી.'

'પડશે એવા દેવાશે, ચાલો.' જીવન માસ્તરે કહ્યું.

ત્રણે એ સમથળ જમીન પર આગળ વધવા લાગ્યા. સમથળ જમીનનો ટુકડો પૂરો થતા એ લોકો એક ટેકરી ઊતરવા લાગ્યા.

જોનાથન સૌથી આગળ ચાલતો હતો, એની પાછળ રિશાંગ અને સૌથી છેલ્લે જીવન - ત્રણે મૂંગા મૂંગા ચાલતા હતા.

હજી થોડાંક આગળ વધ્યા હતા કે ફરી અચાનક સીટીનો અવાજ આવ્યો. જોનાથનનો અવાજ રૂંધાઈ ગયો. માંડ માંડ બોલ્યો — 'હવે ગઈ બાજી હાથથી.'

ફરી ચારે બાજુ જંગલ પર તીક્ષ્ણ નજર નાખી રિશાંગે પૂછ્યું — 'આ રીતે સીટી વગાડવાનો શો હેતુ ?'

પાછળ જીવન એક હરફ બોલ્યા વિના નિર્વિકાર ભાવે સામી ટેકરી પર ચડવા લાગ્યા. બસ ટેકરીની પેલી બાજુ છે ફેંક ગામ. રિશાંગે અને જોનાથને પણ એમની સાથે થવા માટે ઉતાવળે પગ ઉપાડ્યો પણ એ બંનેના મનમાં સીટીનો અવાજ એક રહસ્યમય વિભીષિકા રૂપે ગૂંજતો રહ્યો.

'કોણ છે જે સીટી વગાડે છે ?' અચાનક ત્રીજી વખત જંગલમાંથી સીટી વાગી અને સાથોસાથ ગોળીનો અવાજ પણ ગૂંજ્યો.

રિશાંગે જોયું કે એક અતિશય કરુણ ચીસ સાથે જીવન નીચે અડવડિયું ખાઈ પડ્યા. જોનાથન જમીન સરસો સૂઈ ગયો. એ કિંકર્તવ્યવિમૂઢ એવો ઊભો હતો. ત્યાં એક ગોળી આવી અને એના પગની પીંડીમાં લાગી. એ ત્યાં જ ઊંધા માથે પડી ગયો.

એક અસહ્ય પીડાથી એની પીંડી, માથું અને પછી આખેઆખું શરીર ધ્રૂજવા લાગ્યું. ધીરે ધીરે એણે અનુભવ્યું જાણે એના શરીર-મન અને આત્મા બધાંય સૂર્યાસ્તની રંગીન જ્યોતિની જેમ હળવે હળવે એક અંધકારના ખોળામાં ડૂબતા જાય છે.

# 26

જીવન એક ક્ષણનું વિસ્મય છે, તણખાની જેમ એકાદ ક્ષણ ઝબકીને કોઈ અંધકારના રાજ્યમાં વિલીન થઈ જાય છે. આવું જ હતું જીવન માસ્તરનું જીવન પણ.

ગુવાહાટી છોડીને એક દિવસ નગા લોકો માટે એક તીવ્ર અને આંધળા મોહની ભાવનાથી એ અહીં આવી પહોંચ્યા હતા. નગા પર્વતોની એક નગા યુવતી સાથે લગ્ન કરીને સંકલ્પ કર્યો હતો — સંપૂર્ણપણે આદિમ પ્રકૃતિના થઈને, સંસ્કારોથી મુક્ત થઈને એક સ્વચ્છંદ જીવન જીવવાનો. વિચાર્યું હતું યુગો પૂર્વે ખોવાયેલી માનવ-જીવનની પ્રથમ યાત્રાનો પ્રણય. આદિમ જીવનની માદક મદિરા આ જીવનમાં જ છુપાયેલી છે. પરંતુ બહુ ઝડપથી એમનું આ સપનું ભાંગીને ભુક્કો થઈ ગયું. એમણે જોયું, નગાઓ પણ અન્ય મનુષ્યોની માફક હિંસક પ્રકૃતિના છે અને બદલો લેવા સતત આતુર અને સક્રિય રહેવાવાળા છે. એમના જીવમાં અધૂરા અને અપરિચિત મનોભાવોએ ઊથલપાથલ કરી દીધી. પોતાના એ ભાવોને નિયંત્રિત કરવાને બદલે પોતે એ ભાવોથી નિયંત્રિત થતા રહ્યા. સ્વતંત્રતાનો ભાવ ઘણો સારો છે પણ જીવનનો એ જ કંઈ પર્યાય નથી. પ્રેમ, શાંતિ વગેરે ભાવ જે જીવનનાં સ્થાયી મૂલ્ય છે, એના ઉજાસથી જ જીવનનાં સાર્થક રૂપ આપણી આંખોમાં પ્રગટે છે. પોતાના જીવનના અંતિમ દિવસોમાં જીવન સાચેસાચ એની જ કામના કરતા રહ્યા છે. નિર્વિકાર ભાવથી જંગલની આગની માફક એજ માયામૃગની પાછળ દોડતાં દોડતાં ઘણે દૂર નીકળી ગયા. આ રીતે દોડતાં-ભાગતાં એક દિવસ ફેંક ગામમાં ગાઢા જંગલમાં વિડેશ્યેલીના કોઈ અનુયાયીને હાથે સાહજિકરૂપમાં જ મૃત્યુને પસંદ કરી લીધું. નગા પહાડમાં એમનું કોઈ સ્મરણ રહ્યું નહીં. અહીંના લોકોએ વિચાર્યું કે એક દિવસ મેદાની વિસ્તારનો એક અભાગી નવયુવાન પોતે જ અહીં ચાલ્યો આવ્યો અને અહીંની એક નવયુવતીના પ્રેમમાં પડીને અહીંના માણસોની સમસ્યાઓમાં પોતાની જાતને સંડોવીને પોતાના જીવનને તિલાંજલિ આપીને પોતે જ મુશ્કેલીઓને નોતરીને વગર મોતે મરી ગયો. છેલ્લે બચ્યો કનશેંગ. સમથળ મેદાની વિસ્તારમાં પડી રહ્યાં એમના સાથી-સંગાથી, વંશ-પરિવારના લોકો અને પહાડો પર રહી ગયા એમના આદર્શો.

જીવન સાચે જ એક તણખો માત્ર છે. હમણાં પ્રકટ્યો ને હમણાં હોલવાયો. આ સ્વાભાવિક સત્યને સમજવાવાળો એકાદ માણસ પણ બચ્યો હોત તો કદાચ આ પૃથ્વી ઉપર યુદ્ધ નહીં શાંતિ હોત. અનંત શાંતિ...!

તકિયાનો ટેકો લઈને આ બધું વિચારતો રિશાંગ મનોમન જીવનસાર વિશે વિચારતો રહ્યો. આ બાબતે જીવન અવિનાશ અને મહાત્મા ગાંધી જેવા માણસ હતા. એ લોકોની દૃષ્ટિએ આ જીવન આદર્શોનું કર્મમય અને ગતિશીલ ઝરણ છે. ઝરણ જો પોતાની ઝડપી ધારા સાથે કોઈ મોટી નદીમાં, સમુદ્રમાં અથવા પહાડની અતલ ગુફામાં અદૃશ્ય થઈ જાય તોપણ એનું ગૂંજન થોડા દિવસ સુધી તો મનમાં જરૂર રહે છે.

જીવન માસ્તર આ બલિદાનનું પણ સાર્થક્ય ગણાશે જો આ પર્વતમાં શાંતિની સ્થાપના થઈ જાય. વિડેશ્યેલી જો પોતાનાં બધાં હથિયાર હેઠાં મૂકી દે, અને....!

રિશાંગનો નબળો દેહ એકાએક ધ્રૂજી ઊઠ્યો.

શું એ ક્યારેય પોતાના જીવનપર્યંત એના પર ગોળી ચલાવવા માટે, જીવનની હત્યા કરવા માટે અને એમના શાંતિ અભિયાનને બંધ કરી દેવા માટે શું એ ક્યારેય વિડેશ્યેલીને ક્ષમા કરી શકશે ?

એણે વિચાર્યું. વિડેશ્યેલી ક્ષમાને લાયક નથી. એનો નાશ કર્યા પછી જ આ પર્વતીય વિસ્તારમાં શાંતિ સ્થપાશે. પરંતુ એના નાશ કરશે કોણ ? ખાઈખો અને ખાટિંગ વગેરે.. ના આ ન થઈ શકે. ક્યારેય ન થઈ શકે. ખાઈખો અને ખાટિંગ દ્વારા વિડેશ્યેલીનો એ નાશ ન કરી શકે, કારણ કે એ માર્ગે શાંતિ નહીં આવે. એ રસ્તો તો જુદાઈનો છે, ઘરકંકાસનો છે. એના કરતાં તો બહેતર છે કે એ નગા-પર્વતો ઉપરથી હથિયારોને સદાય માટે વિદાય આપવાની વિનંતી કરે. કેટલાય યુગોથી અસ્ત્ર-શસ્ત્રના ગુલામ બની રહેવાને કારણે નગા લોકો મનુષ્ય બનવાનું નથી શીખી શક્યા. હવે એમને મનુષ્ય બનવા માટે પ્રોત્સાહન આપવું જોઈશે. ઉન્નતિ માટે શાંતિ જોઈએ. પ્રેમ માટે પણ શાંતિ જરૂરી છે, શાંતિની સ્થાપના કરવી જ પડશે, કારણ કે શાંતિ અનિવાર્ય છે. રિશાંગનું મન શાંત થયું. જેવો એ સાજો થશે કે ફરીથી શાંતિનું અભિયાન શરૂ થઈ જશે. ગામમાં ઘેર ઘેર માનવપ્રેમની નિષ્કંપ દીપશિખા, પ્રજ્વળશે. આજે ઇમ્ફાલ જશે. બસ ઉખ્રુલના દવાખાના સામે આવીને ઊભી રહેશે. લોકો એને સ્ટ્રેચર પર ઉપાડીને લઈ જશે અને સાચવીને એક્સપ્રેસ બસમાં ચડાવી દેશે. અને પછી ઉખ્રુલથી ઇમ્ફાલ સુધીના અત્યંત જોખમી પહાડીમાર્ગે એક નાનકડી મોટરગાડીમાં શાંતિની કામનામાં નિરંતર વળગતી રહેતી આ દુર્બલકાય વ્યક્તિ પ્રસ્થાન કરશે.

શક્ય છે કે જતી વખતે ખુટિંગ્લા એક નાની બાળકીની જેમ વિરહવ્યથાના આંસુ વહાવશે. શારેંગ્લા પોતાની સહૃદય અને આર્દ્ર દૃષ્ટિથી પોતાનું મન એને સમર્પિત કરતાં કહેશે : 'તું સ્વસ્થ થઈ જા રિશાંગ, જલદી સાજો થઈ જા.'

નુકસાનીના વળતર માટે થયેલી સભામાં દૂર દૂરનાં ગામેથી આવેલા ગ્રામીણ લોકો એની ગેરહાજરી અનુભવી કદાચ ગળગળા અવાજે બોલી પણ ઊઠે - 'તું જલદી સ્વસ્થ થઈ જા. વહેલાસર સાજો થઈ જા.' જાણે એ એમની સાથે નહીં હોય તો એ લોકો પોતાને લાચાર અનુભવશે.

આવા ભલા-ભોળા રાંક અસહ્ય લોકો માટે તો એણે જીવવું જ રહ્યું. આ જ લોકો

માટે એણે ફરી સ્વસ્થ થઈને આવવું પડશે.

અને આ લોકો માટે જ કામ કરવું પડશે. એ કામ જે અવિનાશ અને જીવન માસ્તર અધૂરાં મૂકી ગયા છે.

સવારનો તડકો ખાસ્સો ચડી ગયો હતો. છતાંય ધુમ્મસને ફાડીને બહાર નીકળવામાં સૂર્યદેવતા સફળ થયા ન હતા. દવાખાનાના આંગણામાં હજારીગલ, ગુલાબ, રજનીગંધા અને લેમનગ્રાસ — લીંબુ જેવા ગંધહીન છોડનાં ફૂલ — નિર્દોષ ભોળાં બાળકોની જેમ શાંત ઊંઘતાં હતાં. પ્રકૃતિમાં ચારે બાજુ અકારણ નિઃસ્તબ્ધતા છવાયેલી હતી. લાગ્યું, જાણે એ પણ આ ભલાં-ભોળાં શિશુફૂલો જેવું જ એ ફૂલ છે. આ ગહન નિઃસ્તબ્ધતામાં નિસર્ગનો એક કરુણ સ્વર પણ ભળેલો છે. દવાખાનાની બારીના ખૂણામાં કોઈ વસ્તુની આશામાં બેઠેલી કેટલીક ચકલીઓ દૂરનાં ઊંચા વૃક્ષ પર ટાંપીને બેઠેલાં ઘરડાં ગીધો, શુભ્ર, શીતળ ઝાકળનાં બિંદુઓથી આચ્છાદિત ઘાસ પણ પરસાળમાં બેઠેલા માળીની સાથોસાથ સૂર્યનાં કિરણોનો ચપટીક તડકો મેળવવા માટે કદાચ ભગવાનને પ્રાર્થના કરી રહ્યું છે.

ઠંડીમાં એના હાથ-પગ ઠુંગરાઈને ખોટા પડી ગયા છે.

કનશેંગને સાથે લઈને શારેંગ્લા ધીરે ધીરે ચાલતી ઓરડાની અંદર એકદમ એની પાસે આવીને ઊભી રહી ગઈ.

'રિશાંગ કાકા.'

'હા, કનશેંગ !'

'મારા પિતાજીને ક્યાં મૂકી આવ્યા ?'

'પેલા પર્વત પર...'

'એ ક્યારે આવશે ?'

— રિશાંગ કંઈ બોલી ન શક્યો. એણે પોતાની આંખો ઊંચી કરી શારેંગ્લાના તરફ જોયું તો એને લાગ્યું કે એની આંખોમાં ઊમટી આવતાં આંસુ શારેંગ્લાની આંખોમાંથી ધરતી પર ટપ ટપ પડી રહ્યાં છે.

'શારેંગ્લા...'

'શું છે ?' આંસુ લૂછતાં એણે પૂછ્યું.

'હવે આનો ભાર તું તારા ઉપર લઈ લે...' જીવનના ઘેરથી તો કોઈ આવશે નહીં.

આ સાંભળી શારેંગ્લા કંઈ બોલી નહીં. અત્યંત કોમળતાથી એણે કનશેંગને તેડી લીધો અને છાતીસરસો ચાંપીને વહાલથી પૂછ્યું, 'તું મારો થઈશ, કનશેંગ ?'

જવાબ આપવાને બદલે કનશેંગ પૂછી બેઠો, 'તું મને બિસ્કિટ અપાવીશ ? હાફિજની દુકાનનાં લાલ લાલ બિસ્કિટ...'

'અપાવીશ.' હસતાં હસતાં શારેંગ્લા બોલી. પછી એને ખોળામાંથી ઉતારી ઊભો કર્યો અને વહાલ કરતાં બોલી, 'જા, બહાર જઈને રમ...' બિસ્કિટ મળવાની આશાએ ખુશ થઈને કનશેંગ બહાર જતો રહ્યો.

'આ હવે પૂરેપૂરો તારો થઈ ગયો...'

'આના સિવાય બીજું કોણ છે મારું રિશાંગ ?' શારેંગ્લાએ જવાબ આપ્યો.

'કેમ ? હું મરી ગયો છું ?' રિશાંગે પૂછ્યું.

શારેંગ્લાને કહેવું હતું કે એના હૃદયનું સર્વસ્વ તો ખુટિંગ્લા આંચકી ગઈ. હવે રિશાંગ ઉપર શારેંગ્લાનો કોઈ અધિકાર નથી.

શારેંગ્લાના મૌન કરમાયેલા ચહેરાને જોઈને રિશાંગ પરમજ્ઞાનીની જેમ સ્મિત કરી ઊઠ્યો ને બોલ્યો, 'આ પૃથ્વી ઉપર કોઈ કોઈનું નથી શારેંગ્લા !' આમ કહેતાં કહેતાં રિશાંગનો ચહેરો લાલ થઈ ગયો.

'કેમ ?'

'જે બધાંને ચાહે છે, એ કોઈ એકને બીજાથી વિશેષ ચાહી શકતો નથી.'

'ખોટું. ખુટિંગ્લાને તું અત્યંત પ્રેમ કરે છે.'

'હા, કરું છું. પરંતુ તેં મને જે પ્રેમ શીખવ્યો હતો, ખરેખર એ જ સાચો પ્રેમ છે.'

'એટલે ?'

'મહત્તર પ્રેમ... આ ધરતી પર જે કોઈ પ્રેમ સ્થાયી છે તો બસ એ જ.'

શારેંગ્લાનું હૃદય ભાવવિભોર થઈ ઊઠ્યું. એણે આંખો મીંચી લીધી અને મનોમન વિતેલા એ દિવસોનાં દૃશ્યો યાદ કરવા લાગી, જ્યારે એ રિશાંગની સાથોસાથ બાઈબલનો પાઠ કરતી રહેતી. એ વીત્યા દિવસોની વાતો જેટલી યાદ કરવા લાગી એટલું જ એનું હૃદય આનંદમાં ડોલવા લાગ્યું. એના અંતરતમની બધી વ્યથા-વેદના, એના જીવન પર લાગેલા કલંકના બધા ડાઘા, પ્રેમભાવનાના બધા અપરાધ અને ઈશેવરાની બધી અપવિત્ર સ્મૃતિઓ એક ક્ષણમાં ધોવાઈને પવિત્ર થઈ ગઈ — પરમ પવિત્ર. સ્વચ્છ-સુંદર અને અતિ મનોહર. દીપકની જ્યોતિએ એના પ્રાણ ઝળહળતા કરી દીધા.

રિશાંગે એની તરફ ધ્યાનથી જોયું અને સંતોષનો શ્વાસ લીધો.

થોડી વાર પછી લાલ અને સફેદ ગુલાબનો એક ગુચ્છો લઈને ખુટિંગ્લા ત્યાં આવી પહોંચી. શારેંગ્લાની બંધ પાંપણો નિહાળીને એ હસી પડી. અને ધીરેથી બોલી, 'શારેંગ્લા, તને ફાનિટફાંગ બોલાવે છે.'

શારેંગ્લાના મનની ભાવુકતા ઘડીભરમાં માટીમાં મળી ગઈ. ફાનિટફાંગ પ્રતિ એના મનમાં કેવો ભાવ જાગ્યો હતો એ તો એ કહી શકે એમ ન હતી, પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે વિશ્વયુદ્ધની સમાપ્તિ પછી શારેંગ્લાનું જીવન જે રીતે વિત્યું છે, એમાં એણે કેટલીય એવી વસ્તુઓ પ્રાપ્ત કરી છે, જે કોઈ પુરુષને એની વિવાહિત સ્ત્રી અથવા એની મા દ્વારા જ આપવી શક્ય છે. એ પર પુરુષનું નામ બોલાતાં જ શારેંગ્લાનું મન અશાંત થઈ ગયું. એનું હૃદય અત્યંત વ્યાકુળ થઈ ગયું. કોઈ બીજો ઉપાય ન દેખાતાં એણે પૂછ્યું, 'કેમ ?'

'મને શું ખબર ? તું તો જાણતી હોઈશ.' કહી ખુટિંગ્લાએ એક અભદ્ર ઈશારો કર્યો ને પછી હસવા લાગી.

અપમાનને કારણે શારેંગ્લાના આખા શરીરમાં ઝાળ ફરી વળી. એના માટે રિશાંગનો પ્રેમ વરતી જઈને જ કદાચ ખુટિંગ્લા એ ઈર્ષ્યાના માર્યા એના ઉપર આવું ક્રૂર વ્યંગબાણ છોડ્યું છે. આ આઘાતએ સહી ન શકી. એકવાર એણે આર્દ્ર દષ્ટિથી રિશાંગ સામે જોયું, રિશાંગની વાતથી એ જેટલી પ્રફુલ્લિત થઈ હતી એટલી જ વ્યથિત અને વ્યાકુળ થઈ એ દવાખાનાની બહાર જતી રહી.

રિશાંગે એને બોલાવવા કર્યું, પરંતુ ખુટિંગ્લાએ એને રોકતાં કહ્યું, 'ફાનિટફાંગે એને તરત જ બોલાવી છે. જો અત્યારે નહીં મળી શકે તો પછી એને જોઈ પણ નહીં શકે. કદાચ તેઓ ફાનિટફાંગને આજે જ લઈ જશે.'

રિશાંગનું ધ્યાન ફાનિટફાંગ ઉપર ગયું ત્યારે ખુટિંગ્લા બોલી, 'જો તો, આ ફૂલ બહુ સુંદર છે ને ?'

'હા સુંદર છે.' કોઈ પણ પ્રકારના ભાવ વિના જ રિશાંગે કહ્યું. પછી પૂછ્યું, અચ્છા, ફાનિટફાંગના કેઈસની સુનવણી ક્યારે થવાની !'

'હું કંઈ નથી જાણતી.' ખુટિંગ્લા ખિજાઈને બોલી. 'હું શું આવું બધું કરતી ફરું છું ?'

રિશાંગે ખુટિંગ્લા તરફ ધ્યાનથી જોયું તો એને થયું કે આ સામાન્ય જણાતી નવયુવતીની શારેંગ્લા જેવી સ્ત્રી સાથે કોઈ તુલના ન થઈ શકે.

શારેંગ્લાનું હૃદય સમજો કે આકાશ જેવું છે, જ્યારે ખુટિંગ્લાનું હૃદય એક વેંત જેટલા વાદળનો ટુકડો માત્ર છે. બીજો કોઈ દિવસ હોત તો એને ગુસ્સો આવી ગયો હોત, પણ એ તો વિદાયનો દિવસ હતો, બસ એજ કારણે એને ગુસ્સો ન આવ્યો. સામે મોતનો ડંકો વાગી રહ્યો છે. એવામાં એની પાસેથી કદાચ થોડો પ્રેમ, થોડી આશા, જીવતા રહેવા માટે સહારો લેવા માટે જ કદાચ એ આવી છે જે આપવા માટે એ અસમર્થ નથી.

'ખુટિંગ્લા ! ગુલાબનાં આ સુંદર ફૂલોથી પણ અધિક સુંદર એક નવયુવતીની નજીક રહેનાર હું આ ગુલાબનાં ફૂલોની સુગંધ લઈને શું કરું ?'

ખુટિંગ્લાએ આનંદ અને સંતોષનો અનુભવ કર્યો. 'હું વિચાર કરી રહી હતી' એમ કહેતાં સંકોચને કારણે એનો જીવ ઊંડો ઊતરી ગયો. પછી સ્વસ્થ થતાં બોલી, 'અચ્છા ! શારેંગ્લા તને ખૂબ પ્રેમ કરે છે. હેં ને ? ખુટિંગ્લાની આવી ઠેકાણાં વિનાની ઈર્ષ્યાથી મજા લેતાં રિશાંગે કહ્યું — 'શારેંગ્લા પ્રેમ કરે છે, પણ તારી સાથે પ્રતિ સ્પર્ધા કરવાના ઇરાદે નહીં.'

'ઓહ્હો ! ક્યારેક તો એ મને સહેજ પણ સારી નથી લાગતી.'

'આવી તુચ્છ વાતોમાં મને ન ખેંચ ખુટિંગ્લા !' ક્ષુબ્ધ થઈને રિશાંગ બોલી ગયો. એ પછી ખુટિંગ્લાને આશ્વાસન દેવાના ઇરાદે એણે કહ્યું, 'અચ્છા, એના માટે તારા મનમાં થોડી પણ સહાનુભૂતિ નથી ?'

— 'છે.'

— તો પછી એને દુઃખ દઈશ નહીં, એ બીજા કોઈના ભાગનું છીનવીને નથી ખાતી.'

રિશાંગનો આવો દૃઢ ઉત્તર સાંભળી ખુટિંગ્લાનું ઈર્ષ્યાભરેલું મન હવે શાંત થયું. પરંતુ એના મનમાંની બળતરા પૂરેપૂરી તો મટી નહીં. એ વાત બદલીને અન્ય પ્રસંગો વિશે ચર્ચા કરવાનો પ્રયત્ન કરવા લાગી.

એના પગમાં ઊંડો ઘાવ પડ્યો હતો એ રુઝાયો કે નહીં ? અહીંથી નીકળતી વખતે એ કશું ખાવાનો કે નહીં ? ઇમ્ફાલની મોટી હાસ્પિટલમાં કેટલા દિવસ રહેવું પડશે ? વગેરે વિવિધ પ્રકારના પ્રશ્નો પૂછીપૂછીને ખુટિંગ્લાએ પોતાની જાતને કામે લગાડી દીધી. એના બધા જ પ્રશ્નોના 'હા.. હું'માં જવાબ આપીને રિશાંગ ચૂપચાપ ગુલાબનાં ફૂલો પર ધીરે ધીરે હાથ ફેરવતો રહ્યો અને પાંખડીઓને ખોલતાં ખોલતાં પ્રેમ કરતો રહ્યો.

એને અનુભવ થયો કે ખુટિંગ્લાનું મન એકદમ સામાન્ય છે. એનો પ્રેમ તો ઈર્ષ્યાભાવની બીજી બાજુ જ માત્ર છે.

અચાનક દીવાલ ઘડિયાળે આઠના ટકોરા પાડ્યા. બરાબર એ જ સમયે જોનાથને ઓરડામાં પ્રવેશ કર્યો અને કહ્યું, 'રિશાંગ પૂરી જનતા આવી પહોંચી છે...'

'સારું જ થયું. તમે લોકો સભા કરી લો. પછી બધા નિર્ણયો સાથે ખાઈખોને મળો. કદાચ કંઈ પરિણામ ન સાંપડે તો મને ઠીક થાય પછી ઈમ્ફાલ ચાલ્યા આવજો. હવે તો ચીફ કમિશનર સાથે મુલાકાત કરવી જ પડશે.' રિશાંગ યંત્રવત્ અને એક જ સૂરમાં બધું બોલી ગયો. એના મનમાં ઉત્સાહ હતો પણ શરીર થાકી ગયું હતું.

'લોકોને હવે વધારે નિયંત્રણમાં રાખવાનું મુશ્કેલ થતું જાય છે.'

'કેમ ?'

'ગુસ્સાને કારણે એમના ઉપર ગાંડપણ સવાર થઈ ગયું છે.'

'તો પછી, તું અહીં શું કરે છે ? જા જલદીથી એ લોકો પાસે ચાલ્યો જા.' ક્રોધાવેશમાં રિશાંગે રાડ પાડી.

એની રાડ સાંભળીને બાજુના ઓરડામાં બેઠેલી ડાક્ટર મેડમે ત્યાંથી જ જોનાથનને કહ્યું — 'હવે તું જા જોનાથન. લોકો કાં તો મરે, કાં તો પ્રયત્નોમાં સફળ થાય, પણ આને ન માર.'

જોનાથન આડુંઅવળું બકતો લાચાર જેવો થઈને બહાર નીકળી ગયો.

ભેગી થયેલી માનવમેદનીએ ખાઈખોને ઘેરી લીધો છે. ક્રોધના આવેગમાં આવીને પાગલ ભીડને કાબૂમાં લેવાની ક્ષમતા જોનાથનમાં નથી. રિશાંગ પણ ખાટ ઉપર પડ્યો છે. કોઈ ઉપાય જણાતો નથી. આ ધરતી પર સારા માણસો છે જ ક્યાં ?

રિશાંગનું મન ચિંતાથી તરફડવા માંડ્યું. જો લોકો કંઈ ન કરવાનું આણધાર્યું કરી બેસશે તો શું થશે ? પરંતુ શું માણસ નાસમજ બાળક થોડો જ છે ?

'એ જરૂર શાંત થઈ જશે.' રિશાંગે વિચાર્યું.

ખુટિંગ્લા હવે રિશાંગની તદ્દન નજીક આવી ગઈ. એના વાળમાં આંગળીઓ ફેરવવા લાગી. એ પછી એના કપાળ ઉપર પોતાનો ગાલ રાખીને એણે શરમાતાં શરમાતાં ધીરેથી કહ્યું, 'બહુ જ ઓછા સમયમાં આપણું બાળક થશે, રિશાંગ.'

સાંભળતાં જ રિશાંગના અશાંત મગજમાં શાંતિ ફરી વળી.

એણે વિચાર્યું — 'હવે એ મૃત્યુ પામે તોપણ, એના જ રક્ત-માંસમાંથી પેદા થયેલો એક માણસ આ ધરતી પર રહેશે, એના પ્રતિનિધિ સ્વરૂપે. પછી તો એનાં પણ દીકરા-દીકરીઓ, સગાં-સંબંધીઓ હશે. એક પછી બીજી પેઢી. એક પછી એક જન્મતાં જશે ને પછી બધાંના સહયોગથી જ પ્રગટ થશે લાંબા સમયથી ઇચ્છેલી છે તે શાંતિ.' અને એ સાથે જ... સામાન્યજનોનું રાજ્ય આવશે. સામાન્ય પ્રજાનો વિજય થશે.

એણે આનંદથી વિહ્વળ થઈને કહ્યું, 'દીકરો અવતરશે તો એનું નામ શું રાખીશ ખબર છે ?'

'શું રાખશો ?' ખુટિંગ્લાએ લજ્જાથી પૂછ્યું.

'ઇયારુઈંગમ !'

'એટલે ?' આશ્ચર્યચકિત થતાં ખુટિંગ્લા બોલી.

'પ્રજાનું રાજ.'

'કેમ, પૃથ્વી પર બીજું કોઈ નામ નથી શું ?'

'આ જ નામ બધાં નામોમાં સુંદર છે.'

ખુટિંગ્લા કંઈક જવાબ આપવા જતી હતી, ત્યાં ડાક્ટર સાહેબાએ આવીને કહ્યું, 'જવાનો વખત થઈ ગયો. મેલ બસ આવી ગઈ. રિશાંગને કંઈ ખાવાની ઇચ્છા હોય તો ખાવાનું આપ, ખુટિંગ્લા.'

ઉખ્રુલ મેલ. મેલ નહિ, જાણે સ્વર્ગથી પૃથ્વી પર ઊતરેલી બસ. મિશનરીઓ હંમેશાં તેમને કહેતા હોય છે કે ઈશુનું કલ્પિત સ્વર્ગરાજ્ય કદાચ એક દિવસ આ પર્વતમાળાના હૃદયપ્રદેશમાં ઉદિત થશે. કદાચ થાય, કદાચ ન પણ થાય, પણ ખખડપાંચમ ઉખ્રુલ મેલના ઘર્ ઘર્ અવાજ, આંચકાથી વારંવાર હલી ઊઠતા પોતાના બીમાર શરીરને સ્થિર કરવામાં રિશાંગને બહુ વાર લાગી હતી. એ પછી એની આંખોમાં બિંબિત થયું આકાશનું વાદળ અને બાજુની ભીની ઊંચી સડક. સડક પર આડાઅવળા પડેલા પથ્થરો રખડુ પાડાની જેમ મેલ બસને ધક્કો મારવાનો પ્રયત્ન કરતા હતા, પણ રોકી શકતા નહોતા. સૃષ્ટિની અપાર લીલાનો પરિચય એટલે આ સડક, યુદ્ધ અસહકાર અને સહકારનો એક અપૂર્વ સમન્વય છે આ યાત્રા. હા, આ પર્વતમાળાને તે ચાહે છે; અહીંના ઝાડઝાંખર, વરસાદની રાહ જોતાં અહીંનાં ખેતરો, ઊંચી ઊંચી ટેકરીઓ પરનાં નાનાં નાનાં ઘર, અને ઘરમાં રહેતાં માણસો — એ બધાંને એ ચાહે છે, — એટલાં ચાહે છે કે તે ચાહવાના સ્વપ્નને તે અત્યંત શીઘ્રતાથી સાકાર કરવાની ઇચ્છા રાખે છે. તે પ્રબળ ઇચ્છાનાં ચિહ્ન પ્રકટ થયાં છે. ઈયારુ ઈંગમ નામે કલ્પિત પુત્રની છબીમાં. ઈયારુઈંગમ એક દિવસ સાચેસાચ આવશે.

બહુ દૂર એક કોયલે કુહૂ કુહૂ..ના સ્વરે વસંતના આગમનની ખબર આપી. રિશાંગનું હૃદય એકાએક આનંદમાં નાચવા લાગ્યું.

# 27

બહુ દૂર ખાઈખોની આફિસ આગળના વિશાળ મેદાનમાં લોકોનો કોલાહલ છે અને ત્યાં ભારે ઉત્તેજના ફેલાઈ છે. માણસોને જોનાથન શાંત કરી શકે એમ નથી. લોકોને શાન્ત કરવા એની પાસે છે પણ શું ? વળતર ભરપાઈ કરી આપવાની તેની ક્ષમતા છે ? ખાઈખોના ઘરને ઘેરી વળેલા લોકોના બૂમબરાડા લોકઅપ આગળ ઊભેલી શારેંગ્લાના કાને આવે છે. તેમના એ બૂમબરાડામાં શું છે તે તો એ જાણતી નથી, પણ દુઃખની એક ભયંકર જ્વાળા તેમાં છે એ તે અનુભવી શકે છે. તેમનાં દુઃખો સાથે પોતાના દુઃખનો કોઈ મેળ નથી, તેમ છતાં તેમને પોતાનાં સમદુખિયાં માનીને તેને એક અદ્‌ભુત સાન્ત્વના મળતી હતી.

થોડી વાર પછી બે અસમ રાઈફલ્સના સૈનિકોએ ફાનિટફાંગને લઈ આવી તેની આગળ હાજર કરી દીધો. તેણે જોયું કે ફાનિટફાંગનો ચહેરો પહેલાંના જેવો જ છે, માત્ર વાળ ન કાપવાને લીધે ઝાંખરા ઊગ્યાં હોય એવું લાગે છે. તેનો ખાખી પોશાક પણ પહેલાંના જેવો મેલો છે.

ફાનિટફાંગના ભારે શરીરના પ્રમાણમાં તેની નાની આંખો તેને જોતાં જ ભીની થઈ ગઈ. 'તમે લોકોએ પણ મારી ખબર ન લીધી' — રીસથી તેણે કહ્યું. શારેંગ્લાનું હૃદય ઇન્દ્રધનુની જેમ સપ્તરંગી છે. કઈ ક્ષણે કયો રંગ ધારણ કરશે તે કહી શકાય નહિ. હમણાં થોડી વાર પહેલાં જ જ્યારે ખુટિંગ્લાએ ફાનિટફાંગ અને તેને વિશે અશ્લીલ ઈંગિતો કર્યાં હતાં ત્યારે ખુટિંગ્લાને અદેખી કહી મનોમન સંભળાવતી રહી અને રિશાંગને હંમેશ માટે પોતાની પાસેથી પડાવી લેવા માટે જવાબદાર ઠેરવતી રહી. પણ ફાનિટફાંગને જોતાં તેના હૃદયમાં પુરાણી સહાનુભૂતિની લહેરો છલકાવા લાગી. તેને એકદમ થયું કે લોકઅપની દીવાલો તોડી તેને કોઈ ગાઢ જંગલમાં લઈ જઈ મનભરીને પ્રેમ કરું, તેને સાન્ત્વના આપી મા જેમ નાના બાળકને ઊંઘાડી દે, તેમ ઊંઘાડી દઉં. ફાનિટફાંગ જાણે એ ગાઢ નિદ્રામાં પડી પોતાનાં દુઃખ ભૂલી જાય.

છિ... છિ.. પોતે કેવો વિચાર કરે છે ? આ શું તેનો ઊંચી કક્ષાનો પ્રેમ છે ? પરંતુ રિશાંગે કહ્યું હતું, સૌને ચાહવું એ જ ઊંચી કક્ષાનો મહત્તર પ્રેમ. વાત સાચી છે કે નહિ ? કદાચ સાચી છે.

તેને નિરુત્તર જોઈ ફાનિટફાંગે તેણે ફરી પૂછ્યું, 'તેં પણ મારી ખબર કેમ ના લીધી !'

'અમસ્તુ. લોકો વહેમાય નહિ એટલે.'

'બહારના શા ખબર છે ?' બાજુમાં ઊભેલા સૈનિકની તરફ જોઈ ફાનિટફાંગે પ્રશ્ન કર્યો.

'ખરાબ સમાચાર છે. વિડેશ્યેલીના લોકોએ જીવન માસ્તરની ગોળી મારી હત્યા કરી છે અને રિશાંગને પણ ઘાયલ કર્યો છે.'

'શા માટે ?' ફાનિટફાંગે ઉત્કંઠાથી પૂછ્યું.

શારેંગ્લાએ ફેંક ગામને રસ્તે બનેલી ઘટનાથી શરૂ કરી રિશાંગની ઇમ્ફાલ યાત્રા સુધીની બધી ઘટનાઓની વિગતવાર વાત કરી. સાંભળવા સાથે ફાનિટફાંગના હૃદયમાં એક અસહ્ય ક્રોધ ઊઠ્યો અને સહાનુભૂતિ પણ જાગી. તેને એ વાતની નિશ્ચિત પ્રતીતિ થઈ છે કે રિશાંગના મત પ્રમાણે ચાલવામાં જ એ લોકોનું ભવિષ્ય ઊજળું છે. વિડેશ્યેલી બહુ બહુ તો નગાઓની વસ્તીઓ ઉજાડ કરી શકે, બીજું કંઈ નહિ કરી શકે. એને લીધે વિડેશ્યેલીનાં કારનામાં સાંભળી તે વ્યગ્ર બની ગયો હતો, પણ એ ક્રોધ નકામો છે, એ તે સમજી શક્યો અને એ રીતે તેનું મન આપોઆપ શાન્ત થયું. તેણે મૃદુ સ્વરે કહ્યું — 'જે જીવન માસ્તર જેવાની હત્યા કરી શકે છે, તે નગા છે જ નહિ.'

'શું ?'

'હા, તેના જેવા માણસને મારવો એ પાપ છે.'

'વિડેશ્યેલી માણસ નથી, ફાનિટફાંગ ! તે એક યંત્ર છે.'

ફાનિટફાંગે જવાબ આપ્યો, 'તેના જેવા માણસ કાં તો દેવતા થાય કે કાં તો પિશાચ થાય, પણ માણસ ન થઈ શકે. જીવન કંઈ ઘડી રાખેલા ધારાધોરણ પ્રમાણે ચાલતું નથી. વારુ, જીવન કેવું હોય, તે તું કહી શકે છે ?'

'જીવન સ્વેટર ગૂંથવા જેવું મુશ્કેલ કામ છે. એક વાર જો ગૂંચ પડી તો પછી થઈ રહ્યું.' શારેંગ્લાએ કહ્યું.

'ખોટી વાત, જીવન એક સ્વચ્છંદ ઝરણા જેવું છે. પાછળ જોયા વિના આગળ વહ્યે જાય છે, તે જ ખરું જીવન —' ફાનિટફાંગે જવાબ આપ્યો.

'તું આ બધી વાતો ક્યાં શીખ્યો ?'

'લોકઅપમાં. આ બધા દિવસોમાં વિચારતાં વિચારતાં લાગ્યું કે — જે ભૂલી શકે છે, તે સુખી થાય છે.' બોલતાં બોલતાં ફાનિટફાંગના શબ્દોમાં એક કરુણ સ્વર બજી ઊઠ્યો.

શારેંગ્લા સમજી ગઈ કે 'ભૂલવું' એટલે તેનો ખરો અર્થ ખુટિંગ્લાને ભૂલવું. તેને ફાનિટફાંગ પર ગુસ્સો ચડ્યો; જે છોકરીએ સદાય તેની અવગણના કરી છે, તેના મનમાં રાખીને દુઃખનો બોજો પોતા પર લેવા જેવી બીજી મૂર્ખતા આ દુનિયામાં કઈ છે ? ખુટિંગ્લા આ પ્રકારના પ્રેમનો બદલો આપી શકે જ નહિ. તે આ ધરતી પર પેદા થઈ છે પત્ની બનવા માટે, મા બનવા માટે... પણ એમાં ફાનિટફાંગનો શો વાંક ? શારેંગ્લા પોતે ક્યાં ભૂલી શકી રિશાંગને ? નથી ભૂલી શકી અને મૃત્યુ

સુધીય નહિ ભૂલી શકે. ફાનિટફાંગના પ્રેમ અને તેનો પ્રેમ એક પ્રકારનો છે — બંને ઉચ્ચતર પ્રેમનાં પથિક છે !

'શું વિચાર છે શારેંગ્લા ? તું વચ્ચે વચ્ચે મૌન ધારણ કરે છે તો મને બીક લાગી જાય છે.'

હસીને શારેંગ્લાએ કહ્યું, 'એટલે તો તારે માટે મને પ્રેમ થઈ આવે છે. હજી પણ તું નાનો છોકરો છે.'

ફાનિટફાંગને તેના પ્રેમભર્યા સ્વરથી એક અદ્દભુત સંતોષ થયો. તેના સમગ્રજીવનમાં એક પરનિર્ભરશીલતા વ્યાપેલી છે. બીજાની કરુણા અને દીલાસા વિના જ જીવવું અઘરું છે તેને માટે. શારેંગ્લાની વાતથી ઉત્સાહ પામી તેણે પૂછ્યું, 'ખુટિંગ્લાના શા સમાચાર છે.'

અસીમ સહિષ્ણુતાથી શારેંગ્લાએ જવાબ આપ્યો, 'સારા સમાચાર છે, તે થોડા વખતમાં જ મા બનવાની છે.'

'એ મારે વિશે પૂછે છે ખરી ?' ફાનિટફાંગે ભોળાભાવે પૂછ્યું.

શારેંગ્લાએ આ મુંઝવણભર્યા પ્રશ્નનો ઉત્તર આપ્યા વિના કહ્યું,

'ફાનિટફાંગ આ જગતમાં કોઈ કોઈનું નથી. જેનો જે સ્વભાવ છે, તે પ્રમાણે તે ચાલશે.'

ફાનિટફાંગ સમજી ગયો કે શારેંગ્લાએ તેના છેલ્લા પ્રશ્નનો જવાબ આપી દીધો છે. આ વાતને તે આગળ વધારવા રાજી નથી. નિસાસો નાખી તેણે કહ્યું, 'આજે મને ઇમ્ફાલ લઈ જશે, મિલેટરીની ટ્રકમાં. કદાચ હવે ઘણા સમય સુધી મળવાનું નહિ થાય. બહુ ખરાબ લાગે છે, જીવન બરબાદ થઈ ગયું - કદીક યાદ આવું તો પત્ર લખજે.'

'લખીશ, ભગવાન તને શાંતિ પ્રદાન કરે.'

એકાએક જોનાથન અને કેટલાક માણસોને પકડી લાવી કેટલાક સૈનિકોએ તેમની પાસે ઊભા કરી દીધા. જોનાથનને જોઈ શારેંગ્લા તેને કંઈક કહેવા જતી હતી કે આ બાજુ ફાનિટફાંગને અંદર લઈ ગયા. શારેંગ્લાએ નજર પાછી વાળીને જોયું તો એ સ્થળ શૂન્ય થઈ ગયું હતું. આખી પૃથ્વી પર અશાન્તિ છે; માણસના મનની અંદર અને બહાર માત્ર એક વિરાટ શૂન્ય હાહાકાર કરે છે. હે ભગવાન, થોડી શાન્તિ આપો, શાન્તિ આપો, — તેણે મનોમન પ્રાર્થના કરી.

થોડી વાર પછી જાતને સંભાળી લઈ શારેંગ્લાએ જોનાથનને પૂછ્યું, 'તમારા લોકોનું શું થયું ?'

જોનાથનનું મોં ભયથી સુકાઈ ગયું હતું. તેણે કહ્યું, 'જો તો ખરી શારેંગ્લા ! હું તો એ લોકોને સમજાવવા ગયો હતો, તેમની સાથે મને પણ પકડી લાવ્યા.'

સૈનિકોએ તેને પણ દરવાજો ખોલી અંદર કરી દીધો. નજર બહાર થતાં પહેલાં શારેંગ્લાએ જોયું કે જોનાથન હાથ ઊંચા કરી ભગવાન તરફ સંકેત કરી રહ્યો છે.

શારેંગ્લાને ચક્કર આવવા લાગ્યા.

એકલા જોનાથનને જ નહિ, ઢગલાબંધ માણસોને તેઓ પકડી રહ્યા છે. આ દૃશ્ય તેના માટે અસહ્ય બની ગયું. આખી દુનિયા પાગલ થઈ ગઈ છે. માણસે એક અભિનવ અત્યાચારનું રાજ્ય સ્થાપિત કર્યું છે, માણસને મારવા માટે. હિંસા અને દ્વેષથી આખી પૃથ્વી ભરાઈ ગઈ છે.

'ભગવાન ! હે ભગવાન ! રક્ષા કરો, માણસોની રક્ષા કરો.'

બીધેલી હરણીની જેમ તે તેની સામેની ઘર તરફ જતી પગદંડી પર દોડવા લાગી. તેનું સમગ્ર શરીર અને મન એકસાથે માત્ર શાંતિ... શાંતિ બોલી ઊઠ્યાં. ધરતી, આકાશ, જંગલ બધે જાણે હજારો દુઃખની સમ્મિલિત વેદનાનો સ્વર ગુંજી રહ્યો. ક્યાંય સુખ નથી, ક્યાંય શાંતિ નથી. ક્યાંય જરા જેટલો આશરો નથી.

બીજી તરફ યુદ્ધના નુકસાની વળતરના પૈસા લેવા માટે નગા લોકોનું ટોળું ખાઈખોના ઘર આગળ ઊભું હતું. યુદ્ધમાં ધ્વંસ થયેલાં ઘર-બાર, ઢોરઢાંખરનું વળતર... ખરેખર તો મહાયુદ્ધે તેમના મન આત્મા અને દેહને નુકસાન પહોંચાડ્યું છે; એટલે વળતર તો મળવું જ જોઈએ. પણ કોણ આપે વળતર ?

જમાનો ખરાબ થઈ ગયો છે; કઠોર નિયમોની બેડીમાં માણસનું હૃદય ભાંગીને ભુક્કો થઈ ગયું છે ! નિયમોને કારણે માણસ મરે છે અને માણસ મારે છે. કયો સ્વાર્થ છુપાયેલો છે આ રીતે લોકોના મરવા અને મારવામાં ? ક્યાંક જીવનસૂત્ર ગુંચવાઈ ગયું છે. ક્યાંક કોઈ વિચ્છિન્નતા વ્યાપી ગઈ છે. આ પૃથ્વી પર માણસ તો છે પણ જાણે તેને વાણી નથી, પ્રેમ નથી, હૃદય નથી, શાન્તિ નથી. ધોળે દહાડે જાણે અમાસ છે, હે ભગવાન, થોડી શાન્તિ આપો !

ઘરના આંગણામાં પહોંચતા તો તે ધડામ દઈને ભોંય પડી. માથામાં ચક્કર ચક્કર થતાં છેવટે તે શૂન્યમાં ભળી ગયું.

.... બહુ વાર પછી, બહુ વારે જ્યારે તેને ભાન આવ્યું ત્યારે અંધારું, ચારે બાજુ અંધારું હતું. ઘરની અંદર અંધારું હતું, બહાર અંધારું હતું, મનની અંદર અંધારું હતું. ધીરે ધીરે તેણે આંખો ઉઘાડીને જોયું તો એક ઇસ્પિતાલની પથારી પર તે પડી છે ! કોણ લાવ્યું તેને અહીં ? કોઈક. આટલા તો માણસો છે આ ધરતી પર, તેમાંથી કોઈક અહીં લાવ્યું છે. તો શું તે એકદમ ભારે માંદગીમાં સપડાઈ ગઈ હતી ? એ કશું કહી શકે એમ નથી. જાણવાની કંઈ જરૂર પણ નથી. ધરતી પર આટલી બધી અણજાણી વાતોમાંથી એકાદ જાણવાથી શો ફાયદો છે ?

એકાએક એક કું... કું... અવાજ સાંભળી તેણે જોયું તો આબેઈ તેને ભાનમાં આવેલી જોઈ હર્ષથી કું... કું... કરે છે. અદ્ભુત પ્રાણી ! અતિ અદ્ભુત છે. આ કૂતરાનો સ્વભાવ. ઇશેવરાની સ્મૃતિ તેના રોમેરોમમાં જડાયેલી છે. ઈશેવરા. તેણે એનો સર્વનાશ કર્યો. પણ તેમાં એનોય શો દોષ ? ઈશેવરા આ યુદ્ધનું સર્જન છે; પોતે પણ યુદ્ધનું સર્જન છે. તેની જે કામવાસના હતી, એવી પોતાની પણ હતી, બસ, પછી શું જોઈએ ? ના, ના આ ધરતી પર બીજા ઘણાની જરૂર છે. આકાશ,

પવન, જંગલ, નદી વગેરેની જેમ પ્રેમ અને શાંતિની પણ જરૂર છે. આજ કોણ આપી શકે છે. થોડો ઘણોય પ્રેમ, અસ્ત ન પામતી ચંદ્રની ચાંદની જેવી એક શાશ્વત શાન્તિ ?

તે ઊઠીને ઊભી થઈ. ચૂપચાપ બારણું ખોલીને બહાર આવી જોયું. ગાઢ અંધારું છે. ફરી બારણું બંધ કર્યું. અંદર આવી. તેણે બાજુના ઓરડામાં જોયું.

અરે આ તો કનશેંગ છે. તેણે કોણ અહીં લઈ આવ્યું ? કદાચ ડાક્ટરબહેન તેઓ જાણે છે કે તે કનશેંગને કેટલી ચાહે છે.

તેનો હૃદયતંત્રીનો એક પણ તાર એવો નથી કે જે કનશેંગ બોલતાં ઝણઝણી ન ઊઠતો હોય. તેના જીવનની અમાસમાં તે એક જ માત્ર ચંદ્ર છે ચંદ્ર.

ધીરે ધીરે હળવે પગલે તેના ઓરડામાં પ્રવેશ કરી તે સૂતેલા કનશેંગના મોઢા તરફ તાકતી રહી. આ મોઢા પર પૃથ્વીની બધી આશા એકત્રિત થઈ છે. આ મોઢું જાણે કહે છે — આ મોઢાને જોઈને સ્થિર થા, ધીરજ ધારણ કર, ધરતી પર બધું હતું, બધું છે ય તો. માત્ર આપણને જ એની ખબર નથી.

એક ચૂમી ભરી લઈને તેણે કનશેંગના દેહને કપડાં સમેત ઊંચકી લીધો. એ પછી તેને પોતાના બિછાનામાં લાવી ધીરે ધીરે તેને પોતાની છાતીમાં સમાવી લીધો. આહ્, કેવી શાંતિ છે !

આબેઈ ફરી કું... કું. કરવા લાગ્યો.

એકાએક એક ગોળીના અવાજથી તે ચોંકી ઊઠી. તે સાથે કોઈની બૂમ આવી, ‘લોકઅપમાંથી બહાર લાવતી વખતે રસ્તામાં કોઈએ ફાનિટફાંગને ગોળી મારી દીધી છે !’ માળીનો અવાજ હતો. કદાચ વિડેશ્યેલીના માણસે ગોળી છોડી હોય. અસહ્ય ભય અને વેદનાથી શારેંગ્લાએ કનશેંગને છાતીએ જડી દીધો. કનશેગે પૂછ્યું, ‘શું થયું, માસી ?’

તે કશું બોલી ન શકી. બધું જાણે પૂરું થઈ ગયું. ગોળી જાણે તેની છાતીમાં વાગી છે. આબેઈ તેના બે પગ વચ્ચે માથું રાખી દઈ કું... કું... કરતો વિલાપ કરવા લાગ્યો. તે જાણે કહે છે, આ ગોળી તેની પણ છાતીમાં વાગી છે, માણસની તો વાત જ શી ! રે, ભગવાન !

---